ત્યારથી માંડીને સમાજ જીવનનાં જે જુદાં જુદાં તત્ત્વો બાળકનું જીવન કેળવવામાં અને ઉન્નત બનાવવામાં સહાય કરી રહ્યાં હોય છે તે તત્ત્વોનું શું કર્તવ્ય છે, તે પ્રત્યેક પોતાનું કર્તવ્ય કેવી રીતે બજાવી રહ્યા છે—(તેમનું કર્તવ્ય કેવા પ્રકારનું હોવું જોઈએ)—એ બાબતની સ્પષ્ટ સમજણ જરૂરની છે, કારણ કે એ બાબતો પર પણ કેળવણીના કોયડાના ઉકેલનો આધાર રહેલો હોય છે.

અત્યારની બાળ કેળવણી સમાજ જીવનથી વિખૂટી પડી ગઈ છે. તેને સમાજ જીવનના ઘડતરમાં યોગ્ય સ્થાન મળે, અને બાળક અને સમાજનો સુમેળ સધાય તથા બાળક સમાજજીવનને ઉપયોગી થાય એવી રીતે સમાજજીવનના સ્વરૂપમાં ક્રાંતિ કરવા, અર્થાત્, સહકારમૂલક સમાજજીવન ઉત્પન્ન કરવા શક્તિશાળી થાય એવા પ્રકારનું કેળવણીનું સ્વરૂપ થવું જોઈએ. તે પ્રત્યે સર્વેનું ધ્યાન ખેંચવાનો આ પુસ્તકનો હેતુ છે.

આ પુસ્તક અંગે મારા મુરબ્બી કેળવણીકારો તરફથી મને પ્રેરણા મળી છે, અને સહાધ્યાયપકો તરફથી સહકાર મળ્યો છે, તે બદલ તેમનો ઋણી છું. આ પુસ્તક શિક્ષક મિત્રો સમક્ષ રજૂ કરતા મને આનંદ થાય છે. તેમાં ત્રુટિઓ હશે, તે તરફ લેખક અને પ્રકાશકનું લક્ષ ખેંચશો તો તે અમો સાભાર સ્વીકારીશું અને નવી આવૃત્તિ વખતે તેનો યોગ્ય ઉપયોગ કરીશું.

અમદાવાદ
તા. ૧-૧-'૫૭

ત્રિ. કૃ. પાનવાલા

# પ્રકરણ નિર્દેશ

**પ્રથમ ખંડમાં** ભારતની પ્રાચીનકાળથી અર્વાચીનકાળ સુધીની કેળવણીનો ઇતિહાસ આપ્યો છે. એમાં વર્ધા યોજના અર્થાત્ પાયાની કેળવણી વિષે સ્પષ્ટ ખ્યાલ આપવામાં આવ્યો છે.

**દ્વિતીય ખંડમાં** વિશ્વના અન્ય દેશોમાં કેળવણીનું સ્વરૂપ કેવું હતું, તેમાં શા શા ફેરફારો થયા, અને પછી તેનું અર્વાચીન સ્વરૂપ કેવું થયું છે વગેરે બાબતો સ્પષ્ટ સમજાવવા પ્રયાસ કર્યો છે. એ યોજનાઓમાં થયેલી ક્રાંતિઓની સમાજજીવન પર કેવી અસર પડી હતી, અને સમાજજીવનની કેળવણી પર કેવી અસર પડી હતી તેનું દિગ્દર્શન કરાવવા પ્રયાસ કરવામાં આવ્યો છે, તે એવા ઉદ્દેશથી કે વર્તમાન કેળવણી સંસ્થાઓને સમગ્ર યોજનાના અભ્યાસ વડે દેશકાળને યોગ્ય કેળવણીનું નવું સ્વરૂપ કેવા પ્રકારનું આપવું તેનો સાચો ખ્યાલ આવે, અને સમાજજીવનની સાચી ઉન્નતિ સાધી શકાય.

**તૃતીય ખંડમાં** સમાજના જુદાં જુદાં તત્ત્વો કેળવણીની યોજનાના ઘડતરમાં કેવા પ્રકારનો ફાળો આપે છે, અને કેવા પ્રકારનો ફાળો આપવાનું તેમનું કર્તવ્ય છે તે બતાવ્યુ છે.

**ચતુર્થ ખંડમાં** કેળવણીનાં મહત્ત્વોનો સ્પષ્ટ ખ્યાલ આપી કેળવણીમાં તેમની શુદ્ધતાની કેટલી અગત્ય છે તે બતાવ્યુ છે.

**પંચમ ખંડમાં** કેળવણીની તન્માત્રાઓ, અર્થાત્, કેળવણીના પ્રણેતાઓ, યાને જેના વડે કેળવણીનું સ્વરૂપ નક્કી થઈ શકે છે તેનું વિવેચન કરવામાં આવ્યું છે, અને કેળવણીમાં પ્રત્યેકની કેટલી અનન્ય છે તે સમજાવ્યુ છે.

**ષષ્ઠમ ખંડમાં** બાળવિકાસ કેવી રીતે થાય છે, અને તેને સુસંગત કેવા પ્રકારના અભ્યાસક્રમની યોજના હોવી જોઈએ તે બતાવ્યુ છે. બાળક કયા માર્ગો ગ્રહણ કરી અભ્યાસ કરે કે જેથી તે પોતાનો ઉત્કર્ષ સાધી શકે, અર્થાત્, સર્વાંગી વિકાસ કરી શકે તે બતાવ્યુ છે.

**સપ્તમ ખંડમાં** કેળવણીની યોજનાને અમલમા મૂકવા કયાં કયાં તત્ત્વો અગત્યનાં છે, અને તે તત્ત્વોનો કેવી રીતે ઉપયોગ કરવો તે સમજાવવામાં આવ્યુ છે.

**અષ્ટમ ખંડમાં** નિરાકરણ પદ્ધતિનું વિવેચન કરવામાં આવ્યું છે તેમાં પદ્ધતિની સામાન્ય ચર્ચા ઉપરાંત દરેક વિષયની પદ્ધતિનું વિવરણ કરવામાં આવ્યું છે વળી પાયાની કેળવણીની અનુબંધ પદ્ધતિની સંપૂર્ણ ચર્ચા કરવામાં આવી છે

**નવમ ખંડમાં** શિક્ષાપદ્ધતિ અને સાદા સંયુક્ત અનુબંધ, તેને સંલગ્ન પાઠોના નમૂનાઓ આપવામાં આવ્યા છે એ પાઠોને આધારે કે પદ્ધતિનો પ્રત્યક્ષ ખ્યાલ આવે છે આ ઉપરાંત પાઠ સંબંધી સામાન્ય ચર્ચા કરી તેની વિશિષ્ટતાઓ બતાવવામાં આવી છે

**દશમ ખંડમાં** કેળવણીની કસોટી માટે કેવા પ્રકારની પરીક્ષા પદ્ધતિ હોવી જોઈએ એ બતાવવામાં આવ્યું છે કેળવણીથી આપણે કેવું વ્યક્તિત્વ અને કેવી સમાજ રચના થવાની અપેક્ષા રાખીએ છીએ તે પણ એ ખંડમાં ચર્ચવામાં આવ્યું છે

## અનુક્રમણિકા

卐

# પ્રથમ ખંડ
# ભારતનું કેળવણી દર્શન

## પ્રકરણ પહેલું
## ઋષિઓના સમયની કેળવણી

(ઈ સ પૂ. ૨૦૦૦ થી ઈ સ. પૂ ૩૦૦ આશરે)

વર્તમાન ભારતના પૂર્વ અને પશ્ચિમ પંજાબના પ્રદેશમા (જેને તે સમયે સપ્તસિંધુ કહેતા હતા તે પ્રદેશમા) આર્યો ઈ. સ પૂ. ૨૦૦૦ ના અરસામા આવ્યા એમ કહેવાય છે. ત્યારથી અશોક રાજાએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો ત્યાં સુધીના સમયને અતિ પ્રાચીન સમય ગણવામા આવે છે, કારણ કે તે સમયની હિંદની સંસ્કૃતિ પર માત્ર આર્ય પ્રજાની છાયા હતી, અને તે સમયની કેળવણીના સંચાલકો આર્ય ઋષિમુનિઓ હતા. તેમણે કેવા પ્રકારની કેળવણીની યોજના કરી હતી, અને તે શા માટે એ બાબત સમજવી આવશ્યક છે એમ વિચારી અહીં તેની પ્રથમ ચર્ચા કરવામા આવી છે.

[૧] આર્ય પ્રજાજીવનનાં લક્ષણો : આર્ય લોકો હિંદમાં આવ્યા ત્યારે તેમનામા શક્તિશાળી પ્રજાને છાજે એવા બધા સદ્‌ગુણો

હતા. તેઓ બહાદુર, ઉદાર, સાહસિક, ચતુર, ખંતીલા, ધૈર્યવાન, પ્રામાણિક, અને ત્રપીલા હતા. તેમનામાં એટલું બુદ્ધિબળ હતું કે તેઓ કઠણમાં કઠણ કામનો પણ પોતાની બુદ્ધિથી સારી રીતે ઉકેલ લાવી શકતા હતા. તેમણે સંગઠિત સમાજ-વ્યવસ્થાની રચના કરી હતી. પ્રજાનો સૌથી મોટો સમૂહ 'જન' કહેવાતો હતો. એ 'જન'ના વિભાગ પાડ્યા હતા. દરેક વિભાગને 'ગોત્ર' કહેતા હતા. ગોત્રના દરેક એકમને 'કુટુંબ' કહેતા હતા, અર્થાત્ કુટુંબના ઘણા એકમો મળીને એક ગોત્ર થતું હતું, અને ગોત્રના ઘણા એકમો મળીને જે સમૂહ થતો હતો તે જન કહેવાતો હતો. દરેક કુટુંબના સૌથી મોટા પુરુષને વડીલ કહેતા હતા. તેમની આજ્ઞા મુજબ કુટુંબની પ્રત્યેક સ્ત્રી યા પુરુષને ચાલવું પડતું હતું. એવી રીતે ગોત્રના વડીલની આજ્ઞાનુસાર ગોત્રના દરેક કુટુંબને ચાલવું પડતું હતું. એનાથી આગળ વધીને જનના વડીલ (જનરાજ)ની આજ્ઞાનુસાર દરેક ગોત્રને ચાલવું પડતું હતું. જનરાજને સહાય આપવા ગોત્રોના વડીલોની એક સભા હતી. અગત્યની બાબતોમાં જનરાજને આ સભાની સલાહ અને સંમતિ લેવી પડતી હતી, અને તેના નિર્ણયાનુસાર ચાલવું પડતું હતું. એ જ મુજબ ગોત્રના વડીલને સલાહ આપવા કુટુંબના વડીલોની સભા હતી, અને અગત્યની બાબતોમાં તેને કુટુંબના વડીલોની સલાહ મુજબ વર્તવું પડતું હતું. આ હતી આર્યોની સમાજ અથવા રાજ્ય વ્યવસ્થા. એમની ધર્મ વ્યવસ્થા નીચે મુજબ હતી.

આર્યો કુદરતી શક્તિશાળી વિભૂતિઓને દેવ તરીકે માનતા હતા, અને સવારસાંજ યજ્ઞકુંડમા અગ્નિ સળગાવી તેમની પૂજા કરતા હતા. દેવોને પ્રસન્ન કરવા યજ્ઞવિધિ કરતા હતા, અને ઋચાઓ ગાતા હતા. એ ઋચાઓનો સમૂહ તે ઋગ્વેદ. આ પ્રમાણે તેઓ અમુક સમાજ-વ્યવસ્થા અને ધર્મવ્યવસ્થા દૃઢ કરીને હિંદમાં આવ્યા

પણ એના પર હિંદમાં આવ્યા પછી હિંદની ભૌગોલિક પરિસ્થિતિની અસર થઈ હતી, અને તેને લીધે સમાજરચનામાં અને

ધર્મમાન્યતાઓમાં ક્રાંતિ થઈ હતી. એની અસર એમની કેળવણી-યોજના પર પડી હતી.

[૨] હિંદની પરિસ્થિતિની આર્યોના જીવન પર અસર : હિંદની આબોહવા સમધાત અને ખુશનુમા હોવાથી, અને અગાઉના પ્રદેશો કરતાં અહીંની હવા વધારે ગરમ હોવાથી તેમની શારીરિક શક્તિ ધીમે ધીમે ક્ષીણ થતી ગઈ હતી. તેઓ અહીના આદિવાસીઓ કરતાં વધારે બળવાન, સંગઠિત, અને યુદ્ધનિપુણ હતા, એટલે ધીમે ધીમે અહી આર્યોનું વર્ચસ્વ સ્થપાયુ હતું. એને લીધે તેમનામાં ગર્વના અંકુરો ફૂટચા હતા. એની અસર એમની સમાજ અને ધર્મ-વ્યવસ્થા પર પડી હતી, અને પરોક્ષ રીતે કેળવણી પર પણ તેની અસર થઈ હતી.

હિંદની ભૂમિની ફળદ્રુપતાને લીધે આર્ય લોકો પ્રાથમિક જરૂરિયાતોની વસ્તુઓ સહેલાઈથી મેળવી શકતા હતા, અને તેથી આળસુ બનતા જતા હતા. વળી મૂળ પ્રજાઓ પર મેળવેલી સત્તાને લીધે તેઓ આદિવાસીઓની મહેનતનો લાભ લેવા લાગ્યા હતા, એટલે તેમની જાતમહેનતની વૃત્તિ ઘસાતી જતી હતી, અને શરીર અને બુદ્ધિ વિકાસમાં તેઓ પાછળ પડતા જતા હતા. આદિવાસીઓ સાથે જેમ સહવાસ વધતો જશે તેમ તેમ તેમના હલકા સંસ્કારોની અસર તેમના પર પડશે એવી ભીતિ જાગૃત થઈ હતી, ને તેથી તેમના હલકા સંસ્કારોની અસર અટકાવવા તેમણે અલગતા-નું શસ્ત્ર ધારણ કર્યું હતું. તેઓ તેમને શૂદ્ર ગણતા હતા. સમાજ-વ્યવસ્થામા તેમને સૌથી નીચી કોટીનુ સ્થાન આપ્યુ હતું, અને ધર્મ-ક્રિયાઓમાં ભાગ લેવાનો તેમના પર પ્રતિબંધ મૂકવામાં આવ્યો હતો. આ કારણથી આર્યો જયા સુધી શક્તિશાળી રહ્યા ત્યા સુધી તેમનો વિકાસ—દરેક બાબતમા, અને ખાસ કરીને કેળવણીની બાબતમાં—ચાલુ રહ્યો, પણ અલગતાવાદને સ્વીકારવાથી તેમની પ્રવૃત્તિઓમાં શિથિલતા આવતી ગઈ. આ પ્રમાણે તેમનો વિકાસ એક-

લક્ષી થવાથી, અને સમાજનું એક અંગ બિનકેળવાયલું અને અણઘડ રહેવાથી આર્ય સમાજની ધીમે ધીમે પડતી થઈ

ઉત્તરમા ઊંચા પર્વતોને લીધે, તેમજ દક્ષિણમા વિશાળ સમુદ્રને લીધે, હિંદ ના આર્યો પ્રાચીન કાળમા બીજી પ્રજાઓના સંસર્ગમાં બહુ ઓછા આવ્યા વળી તેમના અલગતાવાદને લીધે તેમના જીવનની રીતોમાં બીજાના સહવાસથી જે ક્રાંતિ થવી જોઈએ, અને તેમની સાથેના ઘર્ષણથી બુદ્ધિમા જે વિકાસ થવો જોઈએ તે થઈ શક્યા નહિ આ કારણથી અહીંના આર્યોનું માનસ વધારે પડતુ સંકુચિત થયું; તેમ છતા લાંબા કાળે વખતો વખત બહારની પ્રજાઓ આ દેશમાં આવી વસી તેમાની કેટલીક પ્રજાએ આર્યધર્મ સ્વીકાર્યો અને તે બધી પ્રજા જુદા સમૂહ તરીકે આર્ય પ્રજાની અંગભૂત બની ગઈ પણ જે પ્રજાઓએ આર્યધર્મનું વર્ચસ્વ કબૂલ કર્યું નહિ તેમની સાથે આર્યોએ અલગતાનું શસ્ત્ર કડક રીતે વાપર્યુ, અને તેમનાથી જુદા રહેવા માડયુ, એટલે આર્ય અને અન્ય લોકોની સંસ્કૃતિનું જોઈએ તેટલું એકીકરણ થયું નહિ, અને તેથી કેળવણીની વ્યવસ્થાનું એકીકરણ થયુ નહિ

આર્યોને જીવનનિર્વાહની બધી વસ્તુઓ સહેલાઈથી મળતી હતી, એટલે તેમનામાથી ઉદ્યમ અને પ્રવૃત્તિના ગુણો ઘસાવા લાગ્યા હતા, અને તેઓ નિરુદ્યમી, નિવૃત્તિમા સમય ગાળવાની વૃત્તિવાળા, કલ્પનામય, વિચારશીલ અને તત્ત્વજ્ઞાની થવા લાગ્યા હતા તેમના ધર્મનું સ્વરૂપ આવા જ વિચારો પ્રમાણે બદલાતુ જતુ હતુ એમનામા એક એવો વર્ગ ઊભો થયો હતો કે જે વંશપરંપરા દેવની પૂજા અને આરાધના કરવાનું કામ કરવા લાગ્યો હતો. તેમણે પોતાના બુદ્ધિચાતુર્યથી ધર્મપૂજાની વિધિઓમા અનેક ફેરફારો કર્યા હતા આ કારણને લીધે ધર્મકાર્યમા નિપુણ વ્યક્તિઓની જરૂર પડવા લાગી, અને તેથી ધર્મક્રિયા કરવાનો તેવી વ્યક્તિઓનો ઇજારો થઈ પડયો તેઓ ધર્મવિદ્યા એટલે બ્રહ્મવિદ્યામા નિષ્ણાત

ગણાવા લાગ્યા હતા, અને તેથી તેઓ બ્રાહ્મણના નામથી ઓળખાવા લાગ્યા. આ વર્ગ ઊભો થવાથી ધંધા પ્રમાણે બીજા વર્ગો પડયા, અને આ રીતે જ્ઞાતિની ઉત્પત્તિ થઈ. બ્રાહ્મણોએ સંસારની ખટપટમાંથી નિવૃત્ત થવાનો માર્ગ સ્વીકાર્યો, અને જંગલમાં જઈ એકાંતમાં ઈશ્વર સંબંધી વિચાર કરવા એ જ જીવનનું સાચું ધ્યેય છે એમ તેઓ માનવા લાગ્યા. ક્ષત્રિય અને વૈશ્યમાંથી પણ કેટલીક વ્યક્તિઓએ એ માર્ગ સ્વીકાર્યો, એટલે નિવૃત્ત જીવનની અર્થાત્ સાધુજીવનની મહત્તા વધી, અને સાધુઓ અને ઋષિમુનિઓ સમક્ષ સંસારમાં રહી ઉપયોગી કાર્યો કરનારા મનુષ્યો હલકા પડવા લાગ્યા, અને તેથી દરેક પ્રકારના ધંધાને સમાજમાં હલકું સ્થાન પ્રાપ્ત થયું.

આ બધી બાબતોની સમગ્ર અસર એવી થઈ કે સંસ્કારી થવા માટે દરેક આર્ય સ્ત્રીપુરુષે કેળવણી લેવી જ જોઈએ એમ સમાજમાં પ્રણાલિકા ઊભી થઈ. એટલે કેળવણીને જીવનમાં અગ્રસ્થાન મળ્યું. દરેક બાળકના જીવનની શરૂઆતનાં પચીસ વર્ષ તેણે કેળવણીમાં ગાળવાં જોઈએ કે જેથી તે ગૃહસ્થ થઈ સારી રીતે સંસારવ્યવહાર ચલાવી શકે ત્યાર બાદ યુવાની પછીનો સમય ઈશ્વરસ્તવનમાં ગાળી પોતાના જીવનને સાર્થક કરી શકે, અને મૃત્યુ પછીના જીવનની તૈયારી કરી શકે, તેમજ મોક્ષ પ્રાપ્ત કરી શકે. કેળવણીથી જ જીવનના આદર્શો પાર પાડી શકાય એમ તેઓ દૃઢપણે માનવા લાગ્યા.

[૩] કેળવણીના આદર્શો : આર્યો કેળવણીને જીવનજ્યોત અને ઉન્નતિના પાયારૂપ ગણતા હોવાથી નીચે દર્શાવેલા મુખ્ય હેતુઓ મુજબ તેમણે બાળકને કેળવણી આપવાની વ્યવસ્થા કરી હતી :

(૧) બાળકમાં પવિત્ર અને ધાર્મિક જીવન ગાળવાનો ઉત્સાહ આણવો.

(૨) ચારિત્ર્યનું ઘડતર કરવું.

(૩) વ્યક્તિત્વનો વિકાસ કરવો.

(૪) નાગરિક અને સામાજિક ફરજો બજાવવી એ ધર્મ છે એવો ખ્યાલ દાખલ કરવો.

(૫) બાળકને સામાજિક દૃષ્ટિએ સંપૂર્ણ સુખના સાધનરૂપ બનાવવું.

(૬) પ્રજાની સંસ્કૃતિ જાળવી તેનો પ્રચાર કરી શકે એવું વાતાવરણ ઉત્પન્ન કરવું. ટૂંકમાં બાળકને સમાજનું પવિત્ર અને ઉપયોગી અંગ બનાવવું.

[૪] **કેળવણીની યોજના :** અતિ પ્રાચીન કાળમાં ઈ. સ. પૂ ૧૦૦૦ પહેલા દરેક કુટુંબના છોકરા–છોકરીઓને શિક્ષણ આપવાની જવાબદારી કુટુંબના વડીલની હતી, અને તે મુજબ દરેક કુટુંબના વડીલ કુટુંબનાં છોકરા–છોકરીઓને ભેદભાવ વિના શિક્ષણ આપતા હતા. શરૂઆતમા બાળકોને વૈદિક મંત્રોના મુખપાઠ કરાવવામા આવતા હતા. તેમને તે મંત્રોના સ્પષ્ટ ઉચ્ચારો કરતાં શિખવાડાતા હતા. તેમને લઘુ અને દીર્ઘ સ્વરોનો ભેદ, બોલવાની ઢબના પ્રકાર, અને સ્વર અને વ્યંજનના ભેદના નિયમો શિખવાડાતા હતા. થોડેઘણે અંશે શબ્દોમાં પડતા અર્થના ફેરની સમજણ પણ આપવામા આવતી હતી. કેટલીક વખત કુટુંબના વડીલને શિક્ષણ આપવાની ફુરસદ મળતી નહિ, અથવા વડીલનો વિચાર બાળકને વધુ ઉચ્ચ કેળવણી આપવાનો થતો, ત્યારે તે બાળકને તે કોઈ વિદ્વાનને ત્યા શિક્ષણ લેવા મોકલતા હતા જ્યારે બાળકને તેઓ બહાર શિક્ષણ લેવા મોકલતા, ત્યારે તેમણે એક વિધિ કરવાની પ્રથા પાડી હતી. એ વિધિને ઉપનયન સંસ્કાર કહેતા હતા. આ વિધિ આઠથી બાર વર્ષના બાળકને બહાર મોકલતી વખતે કરવામાં આવતી હતી, અને પછી તેને ગુરુને ત્યાં ભણવા મોકલાતો હતો.

જે દિવસે એ વિધિ કરવામાં આવતી હતી તે દિવસે બાળક પોતાની માતા સાથે એક જ થાળીમા જમતો હતો. પછી તેનું મુડન કરવામાં આવતું હતુ. ત્યાર બાદ તેને નવડાવી કૌપીન પહેરાવતા

હતા. કૌપીનને તંગ રાખવા કેડે કટિબંધ (મેખલા) પહેરાવતા હતા. એ મેખલા સૂતરના ત્રણ તારની બનાવતા હતા તે એ મુદ્દાથી કે, બાળકને હરહંમેશ ખ્યાલ રહે કે તેને ત્રણ વેદમાં પારંગત થવાનું છે. બીજો મુદ્દો એનામાં એવી શ્રદ્ધા ઉત્પન્ન કરવાનો હતો કે એનાથી એની પવિત્રતા જળવાઈ રહે.

ઉપનયનનો મૂળ અર્થ છાતી પર પહેરવાનું કપડું. એ શરૂઆતમાં મૃગચર્મ હતું. પછી તેને બદલે સુતરાઉ કપડાનો ઉપયોગ થવા લાગ્યો. ઉપનયન-વિધિ સમયે એ કપડાને યજ્ઞોપવીત કહેતા હતા. ધીમે ધીમે કપડાને બદલે સૂતરની જનોઈ પહેરવાનો રિવાજ ચાલુ થયો. એ ફેરફાર સાથે ઉપનયનનો મૂળ ઉદ્દેશ ભુલાતો ગયો, અને યજ્ઞોપવીત અથવા જનોઈ પહેરવાની વિધિ રહી ગઈ, અને એકલા બ્રાહ્મણોએ એ વિધિ જારી રાખી.

ઉપર બતાવ્યા મુજબ બાળકને સજ્જ કરી તેને પવિત્ર અગ્નિ પાસે લઈ જતા હતા, અને વૈદિક મંત્રોના ઉચ્ચાર સાથે તેની પાસે અગ્નિમાં સમિધ નંખાવતા હતા. પછી તેને ભગ, યમ, આર્યમા, અને સાવિત્રી વગેરે દેવોની સ્થાપના પાસે લઈ જતા હતા, અને પૂજા કરાવતા હતા. આ દેવો તેને બુદ્ધિ અને શક્તિ આપશે, અને વિનાશ, રોગ, અને મૃત્યુથી એનું રક્ષણ કરશે એવી માન્યતા હતી. શિક્ષણ દરમિયાન દરરોજ સવારમાં એને યજ્ઞવિધિમાં ભાગ લેવો પડતો હતો, અને નીચે મુજબ સાવિત્રી-પ્રાર્થના ( ગાયત્રીનો પાઠ ) કરવી પડતી હતીઃ

**तत्सवितुर् वरेण्यम् भर्गोदेवस्य धीमहि, धियो यो नः प्रचोदयात् ।**

બાળકને શ્રાવણ મહિનામાં ઉપનયન સંસ્કાર કરી ભણવા મોકલવાનો રિવાજ હતો. એટલે એ મહિનો ઉપનયન માટે યોગ્ય ગણાવા લાગ્યો, અને એ ઉપરથી દરેક શ્રાવણી પૂનમે જનોઈ બદલવાનો રિવાજ રહી ગયો છે, અને ઉપનયનનો મૂળ ઉદ્દેશ ભુલાઈ ગયો છે.

ઈ. સ. પૂ. ૧૦૦૦ ના અરસામા લેખનકળાની શરૂઆત થઈ હતી, એટલે લિપિના મૂળાક્ષરો લખવા માટે પાચ વર્ષની વયે બાળકને વિદ્યારંભ સસ્કાર કે અક્ષર સ્વીકરણ સંસ્કાર કરાવતા હતા, અને પછી બાળકને રેતી પર સોનાની, ચાદીની કે લાકડાની સળી વડે અક્ષરોનો મહાવરો કરાવતા હતા બે કે ત્રણ વર્ષ અક્ષરોનું શિક્ષણ આપ્યા બાદ ઉપનયન–સસ્કાર કરાની વેદનું શિક્ષણ આપવામા આવતુ હતુ. જેમ જેમ સમય જતો ગયો તેમ તેમ વેદની મૂળ ભાષા બોલાતી ભાષાથી કેટલેક અશે જુદી પડતી ગઈ. એટલે વેદના અભ્યાસ અગે વ્યાકરણ, વ્યુત્પત્તિ અને છંદશાસ્ત્રનો વિકાસ થયો, અને વેદનો અભ્યાસ કરનારને એ વિષયોનો અભ્યાસ પણ આવશ્યક થઈ પડ્યો, કેમ કે આર્યોને ઉત્તમ પ્રકારનું તેજસ્વી જ્ઞાન મેળવવાની ધગશ હતી

જેમ જેમ જ્ઞાન મેળવવાના ક્ષેત્રોનો વિકાસ થયો અને ધર્મજ્ઞાન ઉપરાંત અસ્ત્રશસ્ત્રવિદ્યા, વાણિજ્યવિદ્યા અને હુન્નરકળાઓનો વિકાસ થયો, તેમ તેમ દરેક વ્યક્તિને હરેક પ્રકારનું ઊંડું જ્ઞાન મેળવવુ મુશ્કેલ બન્યુ. આ મુશ્કેલી દૂર કરવા આર્યોએ સમાજના ચાર મુખ્ય વિભાગ પાડ્યા: બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર. બ્રાહ્મણ વર્ગ ધર્મજ્ઞાન પર વધુ ધ્યાન આપવા લાગ્યો. ક્ષત્રિય અને વૈશ્ય ધર્મવિધિ કરવા પૂરતુ ધર્મજ્ઞાન મેળવતા હતા, અને બાકીનો સમય ક્ષત્રિયો તેમને યોગ્ય અસ્ત્રશસ્ત્રનું જ્ઞાન લેવામા ગાળતા હતા, અને વૈશ્યો વાણિજ્ય, ખેતીવાડી, અને હુન્નરકળાનું યોગ્ય શિક્ષણ લેતા હતા, તેમ છતાં ક્ષત્રિય કે વૈશ્ય બ્રાહ્મણનું કાર્ય શીખી તે કાર્યમા નિપુણતા મેળવી શકતા હતા એ રીતે બ્રાહ્મણો પણ ક્ષત્રિય અને વૈશ્યના કાર્યમા નિપુણતા પ્રાપ્ત કરી શકતા હતા. વર્ગ પ્રમાણે વંશપરંપરા એક જ પ્રકારનું કામ કરવાની રૂઢિ હજી દૃઢ થઈ હોતી. શૂદ્રને આમાનું એકે પ્રકારનું શિક્ષણ લેવાનો અધિકાર હતો. શૂદ્રોને અસ્ત્રશસ્ત્ર, ખેતીવાડી અને હુન્નરકળાનુ શિક્ષણ

આર્યોની જરૂરિયાત પૂરતું આપવામાં આવતું હતું, પણ ધર્મજ્ઞાન તો તેમને મુદ્દલ મળતું નહોતું, એટલે લગભગ બધા શૂદ્રો નિરક્ષર જીવન ગાળતા હતા.

આર્ય લોકોમાં એવી માન્યતા હતી કે કેળવણી જીવનભર લેવામાં આવે તો પણ કોઈ વ્યક્તિ સંપૂર્ણ જ્ઞાન પ્રાપ્ત કરી શકે નહિ. પ્રત્યેકને જીવનની જરૂરિયાતો મેળવવાની જરૂર હોવાથી જીવનભર કેળવણી લેવાનું અશક્ય હતુ. એટલા માટે આર્યોએ જીવનને ચાર આશ્રમમાં વહેંચ્યુ હતું. બાળકના જન્મ પછીનાં પ્રથમ પચીસ વર્ષ એને એકલું જ્ઞાન પ્રાપ્ત કરવામા ગાળવાનાં હતાં, અને એ સમયે એને સંસારની ખટપટમાં બિલકુલ પડવાનું નહોતું, પણ બ્રહ્મચર્ય પાળવાનું હતું. આ કારણથી શરૂઆતના પચીસ વર્ષના સમયને 'બ્રહ્મચર્યાશ્રમ' નામ આપવામાં આવ્યુ હતું. દરેક આર્ય બાળક, પછી તે ગરીબ હોય કે તવંગર હોય, તેને કેળવણી મેળવવી મુશ્કેલ પડે નહિ એટલા માટે દરેક જ્ઞાની સ્ત્રીપુરુષે બાળકને મફત કેળવણી આપવી એ એનો ધર્મ છે એવો મુદ્રાલેખ આર્યોમાં પ્રચલિત હતો. નિરાધાર કે ગરીબ બાળક જીવનનિર્વાહના વ્યવસાયમાં પડી કેળવણી પ્રાપ્ત કરવાની તક ગુમાવે નહિ એટલા માટે લોકોમાં એવો પ્રચાર કરવામાં આવ્યો હતો કે શિક્ષણ લેનાર વિદ્યાર્થી કોઈના દ્વાર પાસે અન્નની ભિક્ષા માગવા આવે તો તેને ગૃહસ્થીએ બિલકુલ આનાકાની વિના અન્ન આપવુ. આ રીતે ગરીબ અને નિરાધાર બાળકોને મફત કેળવણી મળી શકતી હતી, એટલું જ નહિ, પણ તેમના જીવનનિર્વાહનું સાધન તેમને મળી રહેતુ હતુ.

બ્રહ્મચર્યાશ્રમ પછી, એટલે વિદ્યા પ્રાપ્ત કર્યા પછી, એને પરણીને ગૃહસ્થ તરીકે પોતાની ફરજો અદા કરવાની હતી. આ સમય પણ પચીસ વર્ષનો રાખવામાં આવ્યો હતો. એ સમયને 'ગૃહસ્થાશ્રમ' કહેતા હતા. પોતાના જીવનનિર્વાહ માટે જે કામધંધો કરવાનો હોય

તે કામધંધો પ્રામાણિકપણે ખંતથી કરીને જીવનમાં તેને ત્રણ ઋણો અદા કરવાનાં હતાં.

(૧) પહેલું ઋણ દેવો પ્રત્યેનુ હતુ. યજ્ઞવિધિ યોગ્ય રીતે શીખીને તથા તે મુજબ દરરોજ ધર્મવિધિ કરીને આ ઋણ અદા કરવાનું હતુ. આનો હેતુ આર્યોની ધર્મમાન્યતા સ્થિર રાખવાનો હતો.

(૨) બીજું ઋણ ઋષિ પ્રત્યેનુ હતુ તેમના લેખો, મંત્રો, અને કથનોનો અભ્યાસ કરીને આ ઋણ અદા કરવાનુ હતુ. આનો હેતુ સ્થિર થયેલી ધર્મમાન્યતાઓને કાયમ રાખવાનો અને એનો વિકાસ કરવાનો હતો.

(૩) ત્રીજું ઋણ પિતૃઓ પ્રત્યેનું હતું. સંતતિ ઉત્પન્ન કરી તેને યોગ્ય કેળવણી આપી આ ઋણ અદા કરવાનુ હતું. આનો હેતુ જ્ઞાનજ્યોત અને સંસ્કૃતિ વંશપરંપરા કાયમ રાખવાનો હતો.

આ ઉપરાંત દરરોજ સવારમા એને સ્વાધ્યાય અને ઋષિ તર્પણ કરવાનાં હતાં. આ રીતે દરેક આર્ય બ્રહ્મચર્યાવસ્થામાં મેળવેલું જ્ઞાન ગૃહસ્થાશ્રમમાં તાજું રાખી શકતો હતો, અને પ્રગતિ સાધી શકતો હતો. ઉપર્યુક્ત નિયમોનું પાલન કરીને દરેક આર્ય શરીર, મન, બુદ્ધિ અને આત્માનો સમન્વય સાધી સમાજની સંસ્કૃતિનો વિકાસ કરવાના તેમ જ તેને વંશપરંપરા જાળવી રાખવાના કેળવણીના મહત્ત્વના હેતુઓને સાર્થક કરતો હતો. ગૃહસ્થ તરીકેના એના પચીસ વર્ષના જીવન પછી પોતાની સંતતિને ગૃહસ્થનુ કામ સોંપી તેને જાતે જીવનનિર્વાહની ખટપટમાથી દૂર રહેવાનું કાર્ય શરૂ કરવાનું હતું, એટલે ત્યાર પછીનાં પચીસ વર્ષ તેને શહેર બહાર પર્ણકુટીમાં ગાળવાના હતાં. એ સમયે ખપ પૂરતો એને કુટુંબ સાથે સંબંધ રાખવાનો હતો. આ સમયને 'વાનપ્રસ્થાશ્રમ' કહેતા હતા. પચીસ વર્ષ સુધી આ રીતે જીવન ગાળ્યા પછી એને સંસારની ખટપટોથી તદ્દન મુક્ત થવાનું હતું, એટલે શહેરથી દૂર જંગલમાં એકાંતમાં જીવનનાં વર્ષો ગાળવાનાં હતા. એને 'સંન્યસ્તાશ્રમ' કહેતા હતા. જે

વ્યક્તિ ચારે આશ્રમના નિયમ પ્રમાણે પોતાનું જીવન વ્યતીત કરી દરેક આશ્રમ માટે જોઈતી કેળવણી પ્રાપ્ત કરતી હતી તે વ્યક્તિ અંતિમ ધ્યેય, એટલે મોક્ષ, મેળવવા સફળ થતી હતી એવી આર્યોની દઢ માન્યતા હતી. નીચલા આશ્રમમા લીધેલી કેળવણી અને પાળેલા નિયમો ઉપલા આશ્રમમાં દાખલ થવાની તૈયારીરૂપ ગણવામાં આવતાં હતાં.

આ પ્રમાણે આર્યોને પોતાનો જીવનકાળ એવી રીતે ગાળવાનો હતો કે મનુષ્યનુ મોક્ષ મેળવવાનુ અંતિમ ધ્યેય પ્રાપ્ત થઈ શકે, અને સંસારવ્યવહાર પણ ચાલી શકે.

ઉપર્યુક્ત આશ્રમની વ્યવસ્થાથી કેળવણીના બધા આદર્શો સચવાતા હતા. તેમનાથી યોગ્ય જ્ઞાન મેળવી શકાતુ હતુ. પ્રજાની સાંસારિક પ્રગતિ ચાલુ રહેતી હતી, અને જીવન ભર જુદા જુદા પ્રકારની કેળવણી લઈ મેળવેલા જ્ઞાનથી તેમને અંતિમ ધ્યેય પ્રાપ્ત કરવાનો માર્ગ સરળ થતો હતો.

બ્રહ્મચર્યાશ્રમમાં કેળવણી આપવાની વ્યવસ્થા નીચે મુજબ હતી.

બાળકને કેળવણી આપવા બે વિભાગ પાડવામાં આવ્યા હતા: પ્રાથમિક અને ઉચ્ચ. બાળકને ૫ થી ૬ વર્ષની ઉમરે પ્રાથમિક કેળવણી આપવાનુ શરૂ કરવામા આવતુ હતુ. શૂદ્ર સિવાય બીજી ત્રણ જ્ઞાતિ–બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય–માટે એ કેળવણી લેવાની છૂટ હતી. શિક્ષણના વર્ગો ચોમાસામાં ઝૂંપડામા અને ઉનાળા કે શિયાળામાં ખુલ્લી જગાએ રાખવામાં આવતા હતા. બાળકોને વાચન, લેખન અને સામાન્ય ગણિત શીખવવામા આવતુ હતું. એ ઉપરાંત ધર્મ-સૂત્રો, દંતકથાઓ, વાર્તાઓ અને ધર્મક્રિયા કરવાની રીતો વગેરે બાબતો શિખવાડાતી હતી.

ઉચ્ચ કેળવણી ખાસ કરીને બ્રાહ્મણને જ આપવાની પ્રથા હતી, તો પણ ક્ષત્રિય અને વૈશ્ય બાળકો પણ એ કેળવણી લઈ શકતાં હતાં. એનો અભ્યાસક્રમ બાર વર્ષનો હતો. તેમાં ધર્મપુસ્તકો,

પ્રકરણ બીજું

# બૌદ્ધ વિહારોની કેળવણી

(ઈ સ પૂ ૩૦૦ થી ઈ સ ૬૪૭)

મહાભારતના યુદ્ધમા આર્યાવર્તના આર્યોનો મોટો ભાગ ખપી ગયો હતો તેમા અનેક વિદ્વાનો ને પડિતોનો પણ નાશ થયો હતો, અને તેથી કેળવણીની વ્યવસ્થા મૃતપ્રાય થઈ ગઈ હતી, અને સાધના લિસોટા રૂપે તેના અવશેષો રહ્યા હતા આને લીધે આર્ય સસ્કૃતિની અમરો મદ પડવા લાગી હતી એવા આર્યોની અવનતિના સમયમાં, એટલે ઈ સ પૂ ૬૦૦ના અરસામા, ગૌતમ બુદ્ધે જૂના વેદ ધર્મને બદલે નવો ધર્મ જેને આપણે બૌદ્ધ ધર્મ કહીએ છીએ તે સ્થાપ્યો હતો એ ધર્મ સુખ પ્રાપ્ત કરવાના જુદા માર્ગો બતાવ્યા હતા એ માર્ગો આ મુજબ હતા (૧) દ્વેષને બદલે પરસ્પર પ્રેમથી કામ કરવુ હિતકર છે (૨) મારામારી કરવા કરતા સલાહસપમા રહેવાથી સારુ જીવન જીવી શકાય છે (૩) સારુ જીવન જીવવા દેવને ભોગ (બલિદાન) આપવાની જરૂર નથી (૪) પૂજાવિધિ એટલે કર્મકાડ કરતા અધ્યયન અને પ્રાર્થના વધુ ફળદાયક છે આ બધી બાબતો પર ભગવાન બુદ્ધે ખાસ ભાર મૂક્યો હતો ઈ સ પૂ ૩૦૦ના અરસામા અશોક રાજાએ બૌદ્ધ ધર્મ સ્વીકાર્યો ત્યાર પછી એ ધર્મનો પ્રચાર ભારતમા તેમ જ બીજા પડોશી દેશોમા થયો હતો એ પ્રચારના પરિણામે આ દેશમા કેળવણીના હેતુમા ખાસ ફેરફાર થયો હતો

દૈવી બળ પર પોતાના જીવનનો આધાર છે એમ અત્યાર સુધી લોકો સમજતા હતા, અને તેને મનાવવા વિધિસર શુ કરવુ જોઈએ તે બાબતનુ શિક્ષણ તેઓ પોતાના બાળકોને આપતા હતા હવે બૌદ્ધ ધર્મની અસરથી લોકોનુ ધ્યાન કુદરતી બનાવનાં કારણ અને હેતુ શોધી કાઢવા તરફ વળ્યુ હતુ, એટલે કેળવણીના હેતુમા તે મુજબ ફેરફાર થયો હતો શિક્ષણમા ચર્ચા, અધ્યયન, ને મનનને

મુખ્ય સ્થાન મળ્યું હતું. બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય સિવાય ઇતર જ્ઞાતિને પણ શિક્ષણ લેવાનો અધિકાર છે, એટલે કેળવણી લેવાનો બધાને હક્ક છે એ સિદ્ધાંત પ્રજા સમક્ષ રજૂ કરવામાં આવ્યો હતો. કર્મકાંડ એટલે યજ્ઞવિધિના માર્ગ કરતાં ઇશ્વર-અધ્યયન મોક્ષ (નિર્વાણ) મેળવવાનો સાચો માર્ગ છે, અને એ ધ્યેય એકાંત સિવાય અને બ્રહ્મચારી જીવન ગાળ્યા સિવાય પ્રાપ્ત થઈ શકતું નથી, આ વિચાર બૌદ્ધધર્મમાં સ્થાપિત થયેલો હોવાથી, એ સિદ્ધાંતને અનુસરી, બૌદ્ધધર્મના અનુયાયીઓને અધ્યયન કરવાની સગવડ આપવા માટે વિહારો સ્થાપવામાં આવ્યા હતા. જેમ પુરુષોને નિર્વાણ મેળવવા વિહારમાં રહી સાધુજીવન ગાળવાની જરૂર હતી તેમ સ્ત્રીઓને પણ નિર્વાણ મેળવવા વિહારમાં રહેવાની જરૂર હતી. આ કારણથી સ્ત્રી અને પુરુષ બન્ને માટે જુદા જુદા વિહારો દેશમાં જુદે જુદે સ્થળે સ્થપાયા હતા.

ઉપર જણાવ્યા મુજબ બધાંને કેળવણી લેવાની છૂટ મળેલી હોવાથી વૈદિક સંસ્કૃત દ્વારા શિક્ષણ આપવુ અશક્ય થઈ પડ્યું હતું. તેથી પ્રજામાં બોલાતી માગધી ભાષા દ્વારા શિક્ષણ અપાવા લાગ્યુ હતું. શિક્ષણપદ્ધતિમાં ઉપર જણાવ્યા મુજબ ફેરફાર થયો હતો, પણ અભ્યાસક્રમમાં કંઈ ખાસ ફેરફાર થયો નહોતો.

ઈ. સ. પૂ. ૨૦૦ ના અરસામા જેમ જેમ મૌર્ય વંશના રાજાઓ નબળા પડતા ગયા, તેમ તેમ મૌર્ય સામ્રાજ્યમાંથી કેટલાક ભાગ સ્વતંત્ર થયા. ત્યાંના રાજાઓ વેદધર્મી હતા, તેથી તેમણે પોતાના રાજ્યમાં વેદના શિક્ષણનો પુનરુદ્ધાર કર્યો. વૈદિક સંસ્કૃત પર માગધી ભાષાની અસર થઈ હતી. તેથી ઘણા શબ્દોના મૂળ અર્થમા ઘણો ફેરફાર થયો હતો, એટલે મૂળ ભાષાનુ રૂપાતર થયુ હતું. એ રૂપાંતર થયેલી ભાષા તે શિષ્ટ સંસ્કૃત. એ ભાષા દ્વારા કેટલાક રાજ્યોમાં શિક્ષણ અપાવા લાગ્યું હતું. આની અસર બૌદ્ધ વિહારો પર પણ થઈ હતી. ત્યાં પણ ધીમે ધીમે શિષ્ટ સંસ્કૃત દ્વારા શિક્ષણ આપવા-

ની પ્રથા ચાલુ થઈ હતી પણ શિક્ષણકાર્યમાં માગધી ભાષા સમૂળગી બંધ થઈ નહોતી બૌદ્ધ વિહારોમા સામાન્ય વર્ગના લોકો તો માગધી ભાષા દ્વારા જ શિક્ષણ લેતા હતા. માત્ર બ્રાહ્મણોમાંથી જે બૌદ્ધ ભિક્ષુકો થયા હતા તેમણે શિક્ષણમા શિષ્ટ સંસ્કૃત વાપરવા માડયુ હતુ

[૨] કેળવણીનો હેતુ : આ યુગમા કેળવણીનો હેતુ એ હતો કે, મન અને બુદ્ધિને એવી રીતે કેળવવા કે ઇચ્છાઓ અને વાસનાઓને દાબી અનંત સુખ મેળવી શકાય, અને એ રીતે આત્મા અને પરમાત્મા વચ્ચે સુમેળ સાધી શકાય તે સમયના લોકો એમ સમજતા હતા કે પ્રવૃત્ત અને એકરૂપ જીવન દ્વારા સુખ મેળવી શકાય છે, એટલે બીજા મનુષ્યોના વ્યવહારમા સરખા રહેવાથી અને વિશ્વનુ સૌંદર્ય અને સત્ય સમજવાથી કેળવણીનુ ખરુ ધ્યેય પાર પડે છે આવા પ્રકારનુ ધ્યેય પ્રાપ્ત કરવા દરેક માણસે શારીરિક સંપત્તિ મેળવવી જોઈએ, બુદ્ધિવિકાસ કરવો જોઈએ, અને ઇચ્છાશક્તિ કેળવવી જોઈએ સમાજની વ્યક્તિ તરીકે પોતાની ફરજ અદા કરવા માટે દરેકે સંયમી અને પ્રવૃત્તિમય જીવન ગાળવા કેળવણી લેવી જોઈએ આ હેતુ પાર પાડવા આ યુગમા નીચે મુજબ વ્યવસ્થા કરી હતી

[૩] કેળવણીની વ્યવસ્થા : ઉપનયન સંસ્કાર પછી બાળકોને ગુરુને ત્યાં કે વિહારમા ભણવા મોકલવામાં આવતાં હતા વર્ષા ઋતુથી શિક્ષણનું કામ શરૂ થતુ હતું ગુરુના આશ્રમમાં કે વિહારમા જ તેમને માટે રહેવાની, અને જમવાની વ્યવસ્થા હતી. ત્યા તેમને બૌદ્ધિક, નૈતિક, અને આધ્યાત્મિક કેળવણી આપવામા આવતી હતી શિક્ષણની મુદત ૧૨ વર્ષથી માડીને ૪૮ વર્ષ સુધીની હતી. નિયત કરેલી મુદત સુધી આશ્રમ કે વિહારમા રહી તેઓ કેળવણીનું કાર્ય પૂરું કરતાં હતાં ધીમે ધીમે બૌદ્ધ વિહારોમા ભિક્ષુક સિવાય સામાન્ય લોકોને પણ શિક્ષણ અપાવા માંડયુ હતુ કેળવણી આપવા ત્રણ પ્રકારની સંસ્થાઓ હતી (૧) પ્રાથમિક કેળવણીની

શાળાઓ ઝાડ નીચે ખુલ્લામા અથવા વર્ષાઋતુમાં ઝૂંપડીમા રાખવામા આવતી હતી. બાળકોને નૈતિક વાર્તાઓ સાથે વાચન, લેખન અને ગણિતનું સામાન્ય જ્ઞાન આપવામા આવતુ હતુ. (૨) માધ્યમિક કેળવણીની સંસ્થાઓમા જે વિષયમા જે ગુરુ પારંગત હોય તે ગુરુ તે વિષયનુ શિક્ષણ આપતા હતા. જે બાળકને જુદા જુદા વિષયોનું જ્ઞાન લેવુ હોય તેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે નિર્માણ કરેલા સમયે અભ્યાસ કરવા હાજર રહેવુ પડતું હતું. (૩) ઉચ્ચ કેળવણી બુદ્ધિમાન કે વિદ્વાન રાજાના દરબારમા કે મોટા શહેરમા કે શહેર બહાર વિહારોમા આપવામા આવતી હતી. આ કેળવણીનાં પાચ મુખ્ય કેન્દ્રો હતા તક્ષશિલા, નાલંદા, ધન્યકટક, બનારસ, અને વલ્લભી.

## તક્ષશિલા

ઈ. સ. પૂ સાતમા સૈકામા તક્ષશિલા વેદ ધર્મના શિક્ષણ માટે કેળવણીનુ પ્રખ્યાત કેન્દ્ર હતું. રાજગૃહ, બનારસ અને મિથિલા જેવા દૂરના શહેરોમાથી વિદ્યાર્થીઓ અહીં ભણવા આવતા હતા. ઈ સ. પૂ. છઠ્ઠા સૈકામા ઇરાની લોકોએ તક્ષશિલા જીતી લીધું, ત્યાર પછી ગ્રીક, ઇન્ડો બેક્ટ્રિયન, શિથિયન અને કુશાન લોકોએ ક્રમવાર એ શહેર જીતી લીધું. આ લોકોના અસર થોડેઘણે અંશે તક્ષશિલાની કેળવણી સસ્થા પર પડી હતી બ્રાહ્મી લિપિને બદલે ખરોષ્ટી લિપિ દાખલ થઈ હતી. ગ્રીક ભાષાનો અભ્યાસ શરૂ થયો હતો, અને ગ્રીક લેખકો અને કવિઓના પુસ્તકોનો અભ્યાસ થવા લાગ્યો હતો. જોકે એ અત્યારના વિદ્યાપીઠ જેવુ વિદ્યાકેન્દ્ર નહોતુ, તો પણ જુદા જુદા નિષ્ણાત ગુરુઓ પાસેથી વિદ્યા પ્રાપ્ત કરવા સેંકડો વિદ્યાર્થીઓ ત્યા આવતા હતા, અને ગુરુઓને ઘેર રહી શિક્ષણ લેતા હતા ધનિકના પુત્રો અલાયદુ ઘર રાખીને રહેતા હતા, અથવા ગુરુને ધન આપી તેને ત્યા રહેતા હતા. ગરીબ વિદ્યાર્થી ગુરુનું કામ કરી અને શહેરમાથી ભિક્ષા માગી લાવી ગુરુ પાસેથી વિદ્યા મેળવતા હતા

ત્રણે વેદના અભ્યાસ ઉપરાંત વ્યાકરણ અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ ગુરુઓ કરાવતા હતા. આ ઉપરાંત બીજા ૧૬ વિષયોનો અભ્યાસ કરવા જુદા જુદા આશ્રમો હતા. એ વિષયો નીચે મુજબ હતા. (૧) ઔષધશાસ્ત્ર, (૨) શસ્ત્રક્રિયાવિદ્યા, (૩) ધનુર્વિદ્યા, (૪) ખગોળશાસ્ત્ર, (૫) જ્યોતિઃશાસ્ત્ર, (૬) ભવિષ્યશાસ્ત્ર, (૭) નામું, (૮) વ્યવહાર, (૯) ખેતીવાડી, (૧૦) વાહનકળા, (૧૧) જાદુ, (૧૨) નાગદમનવિદ્યા, (૧૩) ગુપ્તધન–સંશોધન–કળા, (૧૪) સંગીત, (૧૫) નૃત્ય, અને (૧૬) રંગાટ–કામ.

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર દરેકને ભણવાની છૂટ હતી. લગભગ ઈ. સ.ના સાતમા સૈકામાં હૂણ લોકોએ એ કેન્દ્રનો નાશ કર્યો, પણ તે પહેલાં ઈ. સ. પૂ. ૩૦૦ના અરસાથી એ કેન્દ્રની ખ્યાતિ ઘટવા લાગી હતી; કારણ કે ઈ. સ. પૂ. ૩૦૦ ના અરસામાં મૌર્યવંશના રાજાઓએ આખું હિંદુસ્તાન જીતી લીધું હતું અને તે વંશના અશોક રાજાએ બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો, ત્યારથી આ કેન્દ્રની ખ્યાતિ ઘટવા માંડી હતી, અને બિહાર પ્રાંતમાં બૌદ્ધધર્મનું નાલંદા નામનું શિક્ષણ કેન્દ્ર ખ્યાતિમાં આવ્યું હતું.

## નાલંદા

પૂર્વ અને પશ્ચિમમા આવેલા એશિયાના બધા દેશોમાંથી વિદ્યાર્થીઓ નાલંદામા ભણવા આવતા હતા. એમાં દશ હજાર વિદ્યાર્થીઓ ભણતા હતા. એ કેન્દ્રે તર્કશાસ્ત્રમાં ઘણો વિકાસ કર્યો હતો, કારણ કે આગળ જણાવ્યા મુજબ આ યુગમાં બૌદ્ધધર્મના સિદ્ધાંત મુજબ દરેક બનાવના કારણ અને હેતુ શોધી કાઢવાં એ કેળવણીનું મુખ્ય ધ્યેય હતુ. જે વિદ્યાર્થીઓ સાદું જીવન ગાળવા માગતા હોય તેમને જ એમાં દાખલ કરવામાં આવતા હતા. એ કેન્દ્રમાં એકએ વિષયનો ખાસ અભ્યાસ કરવાનું ફરજિયાત હતુ. એ ઉપરાંત નીચે જણાવેલા વિષયોનું સામાન્યજ્ઞાન દરેક વિદ્યાર્થી માટે આવશ્યક હતું શિક્ષણના વિષયો નીચે મુજબ હતા:—

ધાર્મિક પુસ્તકો; સાહિત્યનાં જુદાં જુદાં અંગો—વીરરસ કાવ્યો, ઊર્મિગીતો, અને બોધપ્રદ કાવ્યો; નાટક, કલ્પિત (જોડી કાઢેલી) વાર્તાઓ અને અદ્દભુત કથાઓઃ ગણિતશાસ્ત્ર; શિલ્પકળા અને ચિત્રકળા; સંગીત; અને સ્થાપત્ય-વિદ્યા. નાલંદાનું કેન્દ્ર 'ધર્મગંજ' નામે પણ ઓળખાતું હતું, સમય જતાં આ કેન્દ્રમાં સામાન્ય વર્ગના વિદ્યાર્થીઓને પણ દાખલ કરવા માંડયા હતા. તેઓ બહાર રહી વિહારમાં ભણવા જતા હતા.

નાલંદા પટણા શહેરથી ચાલીસ માઈલ દક્ષિણે આવેલું હતું. એ સ્થળ ગૌતમબુદ્ધના 'સારીપૂત' નામના પટ્ટશિષ્યની જન્મભૂમિ હતું. એ શિષ્યનું મૃત્યુ પણ એ જ સ્થળે થયું હતું, એટલે એમનું 'સ્તૂપ' ત્યાં બાંધેલું હતું. આને લીધે ત્યાં બૌદ્ધવિહાર સ્થાપવામાં આવ્યો હતો. એ વિહાર ઈ. સ. પૂ. માં સ્થાપ્યો હતો, છતાં કેળવણીના કેન્દ્ર તરીકે એ ઈ. સ. ૪૫૦ ના અરસામાં સારી ખ્યાતિમાં આવ્યો હતો. તે સમયના ગુપ્ત રાજાઓ કુમારગુપ્ત ૧લો, તથાગતગુપ્ત, નરસિંહગુપ્ત, બાલાદિત્ય, બુદ્ધગુપ્ત, અને વજ્ર જો કે ચુસ્ત હિંદુ હતા, છતાં તેમણે કેળવણી ખાતર નાલંદાના મુખ્ય વિહારની આજુબાજુ બીજા વિહારો બાંધ્યા હતા, અને કેળવણીનું ક્ષેત્ર વિસ્તૃત બનાવ્યું હતું. એનો વિસ્તાર ૧ માઈલ લાંબો અને અડધો માઈલ પહોળો હતો. એ વિહારમાં શિક્ષણ માટે સાત મોટા ઓરડાઓ અને ૩૦૦ નાના ઓરડાઓ હતા. વિહારને ઘણા માળ હતા. ત્યાં ભિક્ષુકો, સાધુઓ, અને વિદ્યાર્થીઓને રહેવા માટે ઓરડીઓ હતી. દરેક ઓરડીમાં એક પથ્થરનો ખાટલો, અને પુસ્તક તથા દીવો મૂકવા માટે એક ગોખલો હતો.

પાણી માટે મોટાં તળાવો ખોદાવેલાં હતાં, અને તેમાં સુંદર કમળો હતાં, એટલે વિહારનો દેખાવ બહુ રમણીય લાગતો હતો. એ ઉપરાંત થોડે થોડે અંતરે કૂવા ખોદાવેલા હતા, એટલે પીવાના તેમ જ નાહવા-ધોવાના પાણીની બિલકુલ તંગી પડતી નહોતી.

વિહારમા રસોઈ કરવાના રસોડા પણ હતા. નિભાવ માટે જુદા જુદા રાજાઓ તરફથી લગભગ ૨૦૦ ગામડા આપવામા આવ્યા હતા, એટલે એની આવકમાથી વિહારમા રહેતા સઘળા વિદ્યાર્થીઓને મફત કેળવણી અને મફત ભોજન મળતુ હતુ લગભગ ૧૦,૦૦૦ વિદ્યાર્થીઓ એ વિહારમા ભણતા હતા આખો દિવસ ભણવા-ભણાવવાનું, ચર્ચાઓ કરવાનુ, અને મનન તથા અધ્યયન કરવાનુ કામ થતુ હતું. જે કોઈ પુરુષ નાલંદામાં ભણ્યો છે એમ કહેતો તે ગમે તે દેશમા જતો ત્યા તેનુ માન પડતુ આ વિહારના મુખ્ય ભિક્ષુકોમા ધર્મપાળ, ચ દ્રપાળ, ગુણમતિ, સ્થિર મતિ, જિનમિત્ર, અને શિવભદ્ર પવિત્ર જીવન અને વિદ્વત્તા માટે ઘણા પ્રસિદ્ધ હતા તેમણે જુદા જુદા વિષયો પર ઘણા પુસ્તકો લખ્યા હતા, અને તે ઘણા મૂલ્યવાન ગણાતા હતા હિંદુસ્તાનના દરેક ભાગમાથી તેમજ ચીન, કોરિયા, તિબેટ, તોમારા, જાવા અને સુમાત્રાથી વિદ્યાર્થીઓ અહીં ભણવા આવતા હતા તેઓ અભ્યાસ કરતા હતા, અને પોતાના દેશની ભાષામા ધર્મપુસ્તકોના અનુવાદ કરી, તે પુસ્તકો પોતાના દેશમા લઈ જતા હતા, અને ત્યા ધર્મપ્રચાર અને જ્ઞાનપ્રચાર કરતા હતા

નાલંદા બૌદ્ધધર્મના મહાયાન પથની સ સ્થા હતી, છતા એમાં બૌદ્ધધર્મના હિનયાન પથના તેમજ વેદધર્મના ધર્મપુસ્તકોનો પણ અભ્યાસ કરાવવામા આવતો હતો આ ઉપરાંત ઇતર વિષયો નુ પણ જ્ઞાન આપવામા આવતુ હતુ

વિહારનો આતરિક વહીવટ ચલાવવા અને વિહારના મુખ્ય ભિક્ષુકને મદદ કરવા બે સભાઓ રાખવામા આવી હતી એકનુ કાર્ય શિક્ષણ-કાર્યમા મદદ કરવાનું હતુ, અને બીજાનું કાર્ય વહી વટ ચલાવવાનું હતુ આ વિહારની જાહોજલાલી બારમા સૈકા સુધી હતી એ સૈકાના અંતમાં બખતિયાર ખીલજી નામના મુસલમાન પાદશાહે એનો નાશ કર્યો હતો વિહારનાં મકાનો તોડી પાડ્યા

હતાં, ભિક્ષુકોની કતલ કરી હતી, અને અમૂલ્ય પુસ્તકાલયને આગ લગાડી બાળી મૂક્યું હતું.

### ધન્યકટક

દક્ષિણ હિંદુસ્તાનમાં કૃષ્ણા નદીને કિનારે આવેલા વિદર્ભ (અમરાવતી) શહેરમાં આ કેન્દ્ર હતું. એમાં બૌદ્ધ અને વેદધર્મ બન્નેનું શિક્ષણ અપાતું હતું. એમાં બન્ને ધર્મનો સુમેળ સાધવાનો પ્રયાસ થયો હતો, અને તેથી દેશના જુદા જુદા ધર્મો વચ્ચે સહિષ્ણુતા જળવાઈ રહી હતી.

### બનારસ

બનારસ ઉપનિષદના કાળથી ધર્મશાસ્ત્રના શિક્ષણકેન્દ્ર તરીકે પ્રસિદ્ધ હતું. બનારસમાં જાહેર શિક્ષણસંસ્થા નહોતી, પણ જુદા જુદા વિખ્યાત વિદ્વાનોએ પોતાનાં ઘરોમાં શાળાઓ કાઢી હતી. આ શાળાઓમાં ત્રણ વેદ, ઉપનિષદ, ધર્મસૂત્રો, વગેરે ધર્મશાસ્ત્રોનું શિક્ષણ અપાતું હતું. આ ઉપરાંત ઇતર વિષયો માટે પણ શાળાઓ હતી. વિદ્યાર્થીને જે પ્રકારનું શિક્ષણ લેવું હોય તે પ્રકારની શાળામાં દાખલ થવાની તેને સગવડ મળતી હતી. આ પ્રમાણે બનારસના વિદ્યાકેન્દ્રની ખ્યાતિને લીધે બૌદ્ધલોકોએ બનારસ પાસે સારનાથમાં વિહાર સ્થાપ્યો હતો. ત્યાં હરેક પ્રકારના શિક્ષણની વ્યવસ્થા કરવામાં આવી હતી. આ કેન્દ્રની જાહોજલાલી બારમા સૈકા સુધી રહી પછી મુસલમાનોના હુમલાને લીધે અને તેમની ધર્માંધતાને લીધે એ કેન્દ્રની શાળાઓ ખુલ્લી રીતે શિક્ષણ આપતી બંધ થઈ, પણ તે શાળાઓની ધર્મશિક્ષણ આપવાની પ્રવૃત્તિ ભૂગર્ભમાં ચાલુ રહી.

### વલ્લભી

કાઠિયાવાડમાં અર્વાચીન વળા પાસે પ્રાચીન સમયમાં વલ્લભી નામે ગુજરાતની રાજધાનીનુ શહેર હતું. વળી કીંમતી ચીજવસ્તુઓ માટે એ આંતરરાષ્ટ્રીય બંદર હતું. એ શહેર ઈ. સ. ના સાતમા

સૈકામાં કેળવણીના કેન્દ્ર તરીકે પ્રખ્યાત થયું હતું. ઉત્તર હિંદના નાલંદા કેન્દ્રની વિદ્વત્તા અને વિશાળતામાં બરાબરી કરે એવું એ મોટું હતું. એમાં લગભગ સો જેટલા બૌદ્ધવિહારો હતા. સ્થિરમતિ અને ગુણમતિ એ કેન્દ્રના પ્રખ્યાત વિદ્વાનો થઈ ગયા છે. જોકે એ બૌદ્ધધર્મનું કેન્દ્ર હતું, છતાં ઉત્તરમાંથી ઘણા બ્રાહ્મણો ઉચ્ચ કેળવણી લેવા માટે પોતાના પુત્રોને અહીં મોકલતા હતા. નાલંદાની માફક અહીં બધા વિષયોનું શિક્ષણ આપવામાં આવતું હતું. અહીંના વિદ્યાર્થીઓ વિદ્વત્તા અને બુદ્ધિચાતુર્ય માટે પ્રખ્યાત હતા, અને તેમને જુદાં જુદાં રાજ્યોમાં વહીવટના મોટા હોદ્દાઓ મળતા હતા. નાલંદાની માફક અહીં પણ વિહારના દરવાજા પર વિદ્યા સંપાદન કરવામાં ખ્યાતિ મેળવનાર વિદ્યાર્થીઓનાં નામો સફેદ ચાકથી લખવામાં આવતાં હતાં. ત્યાંના મૈત્રક રાજાઓ અને ધનાઢ્ય વેપારીઓ કેન્દ્રને નાણાંની મદદ આપતા હતા વળી એ લોકો કેટલાક વિદ્યાર્થીઓને વિદ્યા પ્રાપ્ત કરીને ગયા પછી પણ જરૂર પ્રમાણેની મદદ કરતા હતા. આ કેન્દ્ર બારમા સૈકા સુધી ચાલ્યું હતું. પછી એની પડતી થઈ હતી.

### ઇતર કેળવણી કેન્દ્રો

આ ઉપરાંત સાતમા સૈકામાં કાશ્મીરની રાજધાની શ્રીનગર પાસે જયેન્દ્ર વિહાર, પંજાબમાં ચીન પટી અને જલંધર વિહારો, ઉત્તર પ્રદેશના બિજનોર જિલ્લામાં મતિપુર વિહાર, કનોજ પાસે ભદ્ર વિહાર, અને હિરણ્ય પ્રદેશમાં હિરણ્ય વિહાર આ બધાં કેળવણીનાં કેન્દ્રો હતાં. દરેક વિહારમાં હ્યુએનસંગ નામનો ચીની મુસાફર થોડા થોડા મહિના અભ્યાસ માટે રહ્યો હતો, અને એણે ઘણાં ધર્મપુસ્તકોની નકલો મેળવી હતી. આ સિવાય બંગાળા અને બિહારના ઘણા વિહારો શિક્ષણનું કામ કરતા હતા. હિંદના લગભગ દશ હજાર જેટલા બૌદ્ધ વિહારો કેળવણીનાં કેન્દ્રો હતા. આ રીતે બૌદ્ધધર્મ

કેળવણીના પ્રચારમાં અને જ્ઞાન અને વિદ્યાની જ્યોત સતેજ રાખવામાં અગત્યનો ફાળો આપ્યો હતો.

૪. શિક્ષણપદ્ધતિ:—

(૧) શાળામાં દાખલ થતી વખતે અને નીકળતી વખતે દરેક વિદ્યાર્થીએ ગુરુને વંદન કરવું. (૨) ભણતી વખતે શિક્ષક સવાલો પૂછે તે વારંવાર બોલી તેને ગોખી જવા, (૩) જરૂર પડે ત્યારે શિક્ષકે વિદ્યાર્થીને સમજાવવુ, અને (૪) ધ્યાનપૂર્વક ઉચ્ચાર કરાવવા, એ શિક્ષણ આપવાના સામાન્ય નિયમો હતા.

શાળાના શિક્ષકો ધર્મસિદ્ધાંતોના અર્થ નીચે આપેલી પદ્ધતિએ શીખવતા હતા:

(૧) શબ્દો અને તેના ઉચ્ચાર ધ્યાનપૂર્વક સંભળાવવા,

(૨) શબ્દોના અર્થ બરાબર સમજાવવા,

(૩) સામાન્ય સિદ્ધાંત નક્કી કરવા તર્ક કરવો,

(૪) તે તર્ક બરાબર છે કે નહિ તે શિક્ષકે કહેવું,

(૫) સિદ્ધાંતોનો ઉપયોગ કરી જોવો.

શીખેલા સિદ્ધાંતોને વંશપરાપરા સાચવી રાખવા માટે નીચે જણાવેલા નિયમો રાખવામાં આવ્યા હતા.

(૧) ધર્માચાર્યોનું ઋણ અદા કરવા દરેક આર્યની વેદ શીખવાની ફરજ ગણવામાં આવતી હતી.

(૨) કુટુમ્બના વડીલની એ ફરજ હતી કે પોતે શીખેલી વિદ્યા પોતાના પુત્રને શિખવાડવી. પાછળથી એ ફરજ દરેક શિક્ષક પર એવી રીતે નાખવામાં આવી હતી કે તેણે અજ્ઞાનીને પોતાની પાસે જે જ્ઞાન હોય તે આપવા પ્રયત્ન કરવો.

(૩) બધી વિદ્યા ગોખીને સાચવી રાખવામાં આવતી હતી, અને પછીની સંતતિને તે ગોખીને યાદ રાખવાની ફરજ પાડવામાં આવતી હતી.

વિદ્યાર્થીઓને સૂર્યોદય પહેલા ઊઠવુ પડતું હતુ, અને નિત્ય-કર્મથી પરવારી પરોઢિયે સધ્યાપૂજા કરવી પડતી હતી. તેમણે સાદું અને સરળ જીવન ગાળવાનું હતું. વળી સયમની એવી ટેવો પાડવા-ની હતી કે તેઓ જીવનની અનેક કસોટીઓમાથી પસાર થઈ પવિત્ર જીવન ગાળવાને શક્તિમાન થઈ શકે.

બૌદ્ધધર્મની અસરને લીધે આ યુગમાં કોઈ પણ જાતના બાધ વિના દરેક જ્ઞાતિના છોકરા-છોકરીઓને જે પ્રકારનુ શિક્ષણ લેવુ હોય તે પ્રકારનું શિક્ષણ આપવામા આવતું હતુ.

૫ બૌદ્ધધર્મના શિક્ષણની અસર —

(૧) સાહિત્ય અને વિજ્ઞાનનો સૌથી વધુ વિકાસ થયો હતો

(૨) તેમની દરેક પ્રવૃત્તિમા રાષ્ટ્રને ઉન્નત કરવાને શક્તિમાન હોય એવાં જીવત તત્ત્વો જણાતા હતા.

(૩) અર્વાચીન હિંદુ સમાજમા જેવા બાધક તત્ત્વો છે તેવા તત્ત્વો તે સમયે દૃષ્ટિગોચર થતા નહોતાં.

(૪) રાષ્ટ્રજીવન સ્વતત્ર રીતે વિકાસ પામતું હતુ.

(૫) બાળલગ્નની પ્રથાની માન્યતાને ધર્મરૂપ મળવાથી સ્ત્રીને શિક્ષણ મળતું બધ થઈ ગયું હતું નિરક્ષર સ્ત્રીઓની સખ્યા વધતી જતી હતી

---

## પ્રકરણ ત્રીજું

# હિંદુધર્મપુનરુત્થાન સમયની કેળવણી

(ઈ. સ ૬૪૭ થી ઈ. સ. ૧૨૦૦ આશરે)

આ યુગમાં ભારતમાં રજપૂતો રાજ્ય કરતા હતા. બૌદ્ધ ધર્મનું બળ નરમ પડી ગયું હતું, અને બ્રાહ્મણ ધર્મનો પુનરુદ્ધાર થયો હતો. હાલનો જે હિંદુ ધર્મ છે, તે હિંદુ ધર્મનાં મંડાણ આ યુગમાં મંડાયાં હતાં, અને તેણે લોકો પર પોતાનો પ્રભાવ પાડ્યો હતો.

આગળનાં પ્રકરણોમાં આપણે જોઈ ગયા કે બૌદ્ધ ધર્મની કેળવણી વિહારોમાં અને બ્રાહ્મણ ધર્મ (આર્ય ધર્મ)ની કેળવણી આશ્રમોમાં અપાતી હતી; પણ બૌદ્ધ ધર્મનું બળ ઘટતું ગયુ તેમ તેમ એ ધર્મના વિહારો બંધ પડતા ગયા; એટલે બૌદ્ધ પદ્ધતિથી અપાતી કેળવણીનો પ્રચાર ઓછો થયો. બ્રાહ્મણ ધર્મના પ્રચાર સમયે આશ્રમોને બદલે હિંદુ મંદિરો વિદ્યાનાં કેન્દ્રો બન્યાં, એટલે એ ધર્મના સિદ્ધાત પર રચાયેલી કેળવણીનો પ્રચાર વધતો ગયો. બ્રાહ્મણ ધર્મના પુનરુદ્ધાર સાથે જ્ઞાતિભેદનુ બળ વધ્યું, અને મૂર્તિપૂજા દાખલ થઈ.

બાળલગ્નની પ્રથા ઘણા લાંબા સમયથી ચાલુ થઈ હતી તેનો હવે ધીમે ધીમે વિસ્તૃત પ્રચાર થયો, એટલે સ્ત્રીઓને અપાતી કેળવણી બંધ થઈ. હિંદુ ધર્મના પુનરુદ્ધારથી શૂદ્રોને ધર્મશિક્ષણ આપવાનું બંધ કરવામાં આવ્યું. આ કારણથી સ્ત્રીઓમાં અને શૂદ્ર ગણાતી જ્ઞાતિઓમાં અજ્ઞાન વધવા માંડ્યું. તેમ છતા અધ્યયન અને મનનનો સિદ્ધાંત શિક્ષણમાં દાખલ થયેલો હોવાથી ઘણા વિષયોમાં શાસ્ત્રીય પ્રગતિ થઈ હતી. ભાસ્કરાચાર્યે ગણિતના સિદ્ધાંતો શોધી કાઢી ગણિતને શાસ્ત્રરૂપે પ્રજા સમક્ષ મૂક્યું હતું. સ્થાપત્ય અને શિલ્પકામની કળાઓ સંપૂર્ણપણે આ યુગમાં ખીલી હતી. ધર્મ

ઉપર ઘણાં ભાષ્યો લખાયાં હતાં. જૈમિનિનાં કર્મમીમાંસા સૂત્રો પર કુમારિલ ભટ્ટે ભાષ્ય લખ્યું હતું વેદાંત અને ભગવદ્ગીતા પર શંકરાચાર્યે ભાષ્યો લખ્યાં હતાં વળી રામાનુજે પણ વેદાંત પર એક ટીકાનું પુસ્તક બહાર પાડયું હતું

આ યુગમાં ભારતમાં શિક્ષણ આપવાનું કામ મુખ્યત્વે બ્રાહ્મણોના હાથમાં હતું આ કારણથી લોકોમાં તેમની એટલી બધી લાગવગ વધી ગઈ હતી કે, કોઈ રાજાને કેળવણીમાં ફેરફાર કરવો હોય તો તે કરવાનું કામ ઘણું મુશ્કેલ પડતું હતું, એટલું જ નહિ, પણ ભાગ્યે જ તેમાં ફેરફાર કરવામાં તેઓ સફળ થતા હતા તેમ છતાં આ યુગમાં પ્રાચીન કાળથી ચાલી આવતી કેળવણીની પ્રણાલિકામાં એક અગત્યનો ફેરફાર થયો હતો

જ્ઞાતિ મુજબ ધર્મ, કળા અને સાહિત્યનું શિક્ષણ વંશપરંપરાની પદ્ધતિએ આપવાનો રિવાજ ચાલુ થયો હતો દરેક વ્યક્તિના ગુણ અને કર્મ પ્રમાણે તેને કેળવણી મળવી જોઈએ, અને વ્યક્તિના વિષય શીખવાના વલણ અને કામ કરવાની ઢબ પ્રત્યે ધ્યાન આપી તેને શિક્ષણ આપવું જોઈએ એવા કેળવણીના સાચા સિદ્ધાંતોને કોરે મૂકવામાં આવ્યા હતા

આને લીધે વ્યક્તિની સર્જક શક્તિનો ધ્વંશ થવા માંડયો હતો. તેમ છતાં વંશપરંપરા જ્ઞાતિ મુજબ બાળકોને શિક્ષણ આપવાની પ્રથાથી એક લાભ એ થયો કે, બારમા સૈકાથી અઢારમા સૈકા સુધીના રાષ્ટ્રીય અવ્યવસ્થાના કાળમાં જુદાં જુદાં શાસ્ત્રો અને હુન્નરો વંશપરંપરાગત જળવાઈ રહ્યા

આ યુગમાં બૌદ્ધ ધર્મનું બળ ઓછું થયું હતું, તેમ છતાં આઠમા સૈકામાં ધર્મપાળ રાજાએ વિક્રમશિલા વિહારની સ્થાપના કરી હતી એની સાથે સાથે હિંદુ ધર્મનાં મંદિરો પણ વિક્રમશિલામાં બાંધ્યાં હતાં વિહાર અને મંદિર બન્ને સ્થળે કેળવણીના કેંદ્રો ચાલતાં હતાં. ચાર સૈકા સુધી એટલે બારમા સૈકા સુધી એને

કેળવણી અંગે આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત કરી હતી. ખાસ કરીને તિબેટ સાથે એ કેન્દ્રનો ગાઢ સંબંધ હતો. બુદ્ધ, જ્ઞાનપાદ, વૈરોચન, રક્ષિતા, જેતારી, રત્નાકરશાંતિ, જ્ઞાનશ્રીમિત્ર, રત્નવજ્ર, અભયંકરગુપ્ત, તથા ગતરક્ષિતા વગેરે વિક્રમશિલાના અનેક વિદ્વાનોએ સંસ્કૃતમાં પુસ્તકો લખ્યાં હતાં, અને તેમાંનાં ઘણાંના તિબેટની ભાષામાં અનુવાદ થયા હતા. આ બધાથી ચઢિયાતા દિપાન્કરશ્રીજ્ઞાન, જેઓને ઉપાધ્યાય અતીશના નામથી ઓળખવામાં આવે છે તે અગિયારમા સૈકામાં થઈ ગયા. તેમણે તિબેટમાં જઈ સાચો બૌદ્ધ ધર્મ સમજાવ્યો. એમણે લગભગ ૨૦૦ પુસ્તકો લખ્યાં હોય એમ માનવામાં આવે છે. વિક્રમશિલા કેન્દ્રના વહીવટની વિગતવાર હકીકત આપણને મળી આવે છે તે નીચે મુજબ છે.

### વિક્રમશિલા વિદ્યાકેન્દ્ર

એ વિહારમાં લગભગ ૩૦૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા. એમાં એક મોટું પુસ્તકાલય હતું. એના વહીવટી મંડળને નીચે જણાવ્યા મુજબનાં કાર્યો સોંપેલાં હતાં. (૧) નવા આવનાર સાધુને વિધિપૂર્વક દાખલ કરવા. (૨) નોકરો પર દેખરેખ રાખવી. (૩) ખોરાક અને સમિધની વહેંચણી કરવી. (૪) વિહારનાં કામોની વહેંચણી કરવી.

શાળામંદિર છ દ્વારનું હતું. દરેક દ્વાર પાસે એક એક પંડિત રહેતા હતા. અને તે પંડિતના નામથી દ્વાર ઓળખાતું હતું. વિદ્યાર્થીની પરીક્ષા લઈ યોગ્ય હોય તેને તેઓ દાખલ કરતા હતા. પૂર્વદ્વારે–આચાર્ય રત્નાકરશાંતિ; પહેલા મધ્યદ્વારે–કાશ્મીરના રત્નવજ્ર; બીજા મધ્યદ્વારે–ગૌડના જ્ઞાનશ્રીમિત્ર; પશ્ચિમદ્વારે–બનારસના વાગિશ્વરકીર્તિ; ઉત્તરદ્વારે–નરોપ; અને દક્ષિણદ્વારે–પ્રજ્ઞાકરમતિ રહેતા હતા.

વિક્રમશિલા કેન્દ્રમાં વ્યાકરણ, તર્ક, તત્ત્વચિંતન, તંત્ર અને વિધિ એ ખાસ વિષયો શીખવવામાં આવતા હતા. બીજાં કેન્દ્રોથી

આ કેન્દ્ર એક બાબતમા જુદુ પડતું હતુ. અહીં વિદ્યાભ્યાસ પૂર્ણ કર્યા પછી વિદ્યાર્થીઓને ઇલ્કાબો અને પદવીઓ આપવામા આવતાં હતા મોટા સાગ વિદ્વાન પડિતોના ચિત્રો શિક્ષણના ઓરડામા લટકાવવામા આવતા હતા નાગાર્જુન અને અતીશને એ માન આપવામા આવ્યુ હતુ એ કેન્દ્રનો નાશ બખતિયાર ખીલજીએ કર્યો હતો

બૌદ્ધ ધર્મના વિહાર માફક હિદુ ધર્મના મદિરોમા પણ શિક્ષણ આપવાની પ્રથા દશમા સૈકાથી ચાલુ થઈ હતી મંદિરના પ્રખ્યાત કેળવણી કેન્દ્રો નીચે મુજબ હતા.

### ઉત્તર હિંદનાં મદિરોનાં વિદ્યાકેન્દ્રો

ઉત્તર હિંદના દરેક મદિરમા પાઠશાળા ચાલતી હતી, પણ મુસલમાન પાદશાહોએ એનો મદતર નાશ કરેલો હોવાથી એના વિષેની વિગતવાર હકીકત આપણને મળી શકતી નથી.

### દક્ષિણ હિંદનાં મદિરોનાં વિદ્યાકેન્દ્રો

દક્ષિણ હિંદના દરેક મદિરમા એક શાળા અથવા પુસ્તકાલય હતુ તેમ છતા નીચે દર્શાવેલા કેન્દ્રો ખાસ અગત્ય ધરાવતા હતાં.

### શાલોટગીના મંદિરનુ વિદ્યાકેન્દ્ર

મુમ્બઈ રાજ્યના બિજાપુર જિલ્લાના પાવીટગી ગામમા આ કેન્દ્ર હતુ શાળા અને પાવીટગી મળીને અપભ્રશ શબ્દ શાલોટગી થયો હતો એ કેન્દ્રમાં દશમા અને અગિયારમા સૈકામા વેદધર્મનુ શિક્ષણ અપાતું હતુ. એ કેન્દ્ર ત્રિપુરુષના મદિરમા હતુ. એમા આશરે ૨૦૦ વિદ્યાર્થીઓ મફત કેળવણી લેતા હતા. દાનમા આપેલી જમીનમાથી શિક્ષકો પોતાનો નિર્વાહ ચલાવતા હતા ગામ તરફથી દરેક પ્રસગે કેન્દ્રને ભેટ મળતી હતી; લગ્નપ્રસગે પાચ રૂપિયા, ઉપનયન-પ્રસગે અઢી રૂપિયા, અને મૂડન પ્રસગે સવા રૂપિયો. વળી જ્યારે જ્યારે ગામમા જમણ હોય ત્યારે ત્યારે વિદ્યાર્થીઓને ભોજનનુ આમંત્રણ આપવામા આવતુ હતું.

## એન્નાપિરમના મંદિરનું વિદ્યાકેન્દ્ર

આ કેન્દ્ર દક્ષિણ આર્કટ જિલ્લામાં આવ્યું હતું. એમાં સોળ શિક્ષકો કામ કરતા હતા. ત્રણ ત્રણ શિક્ષકો ઋગ્વેદ અને સામ-યજુર્વેદ માટે; બે શિક્ષકો મીમાંસા માટે; અને એક એક શિક્ષક બાકીના દરેક વિષય માટે. શિક્ષકોને રોજના સોળ શેર ચોખા આપવામાં આવતા હતા. કેન્દ્રના નિભાવ માટે ૩૦૦ એકર જમીન આપવામાં આવી હતી. એમાં આશરે ૩૪૦ વિદ્યાર્થીઓ મફત કેળવણી લેતા હતા. વિદ્યાર્થીને દરરોજ એક શેર ચોખા મળતા હતા, અને દર વર્ષે કપડાંના ખર્ચ માટે ½ તોલો સોનું આપવામાં આવતું હતું. વ્યાકરણ અને તત્ત્વજ્ઞાનના વિદ્યાર્થીઓને ૬૬% વધારો આપવામાં આવતો હતો. દર વર્ષે જુદા જુદા વિષય માટે દાખલ કરવાના વિદ્યાર્થીઓની સંખ્યા નક્કી કરવામાં આવતી હતી. ઋગ્વેદ અને સામયજુર્વેદ દરેક માટે ૭૫ વિદ્યાર્થીઓ; સામવેદ માટે ૪૦ વિદ્યાર્થીઓ; શ્વેતયજુર્વેદ માટે ૨૦, અથર્વવેદ, બોધાયન, ધર્મસૂત્ર અને વેદાંત–દરેક માટે ૧૦, વ્યાકરણ માટે ૨૫, મીમાંસા માટે ૩૫.

## તિરુમુકુદ્દલના મંદિરનું વિદ્યાકેન્દ્ર

ચિંગલપુટ જિલ્લાના તિરુમુકુદ્દલ ગામમાં વેંકટેશ પીરુમલ મંદિર હતું. એમાં શાળા, છાત્રાલય અને ઔષધાલય હતાં. આ શાળા એન્નાપિરમની શાળા કરતાં નાની હતી, કારણ કે અહીં માત્ર ૬૦ વિદ્યાર્થીઓને મફત કેળવણી માટે દાખલ કરતા હતા. એમાંથી ૧૦ ઋગ્વેદ માટે, ૧૦ યજુર્વેદ માટે, ૨૦ વ્યાકરણ માટે, ૧૦ પંચરાત્ર પદ્ધતિ માટે, ૩ શૈવાગમ માટે, અને ૭ વાનપ્રસ્થ અને સંન્યસ્ત માટે દાખલ કરતા હતા. દર શનિવારે દરેક વિદ્યાર્થીને સ્નાન કરતાં પહેલાં શરીર ચોળવાને તેલ આપવામાં આવતું હતું. આ શાળાના શિક્ષકોને રોજના ત્રણ શેર ચોખા આપવામાં આવતા હતા. તેઓ થોડો સમય વિદ્યાર્થીઓને ભણાવવા આવતા હતા,

અને બાકીનો સમય બીજુ કામ કરવામાં રોકાતા હતા માત્ર વ્યાકરણ-શિક્ષક જેને રોજના આઠ શેર ચોખા મળતા હતા તે આખો દિવસ હાજર રહેતા હતા

### તિરુવોરિપુરના મ દિરનુ વિદ્યાકેન્દ્ર

ચિંગલપુટ જિલ્લાના તિરુવોરિપુર ગામમા વૈયાકરણીય પાણિનીના સ્મરણાર્થે વ્યાકરણશાળા સ્થાપવામા આવી હતી એ ગામના શિવમ દિરમાં એ શાળા હતી ગામલોકોમા એવી માન્યતા પ્રચલિત હતી કે મહેશ્વરે જાતે પાણિનીને આ મ દિરમાં વ્યાકરણના સિદ્ધાતોનો ચૌદ દિવસ અભ્યાસ કરાવ્યો હતો આ પ્રસ ગની યાદગીરીમા આ શાળા એ જ મ દિરમાં સ્થાપવામા આવી હતી અહીં ૪૫૦ વિદ્યાર્થીઓ મફત શિક્ષણ લેતા હતા, કારણ કે એના નિભાવ માટે ૪૦૦ એકર જમીન આપવામાં આવી હતી એ શાળામા પદરથી વીસ શિક્ષકો કામ કરતા હતા આ શાળા ચૌદમા સૈકા સુધી ચાલી હતી

### મલકાપુરના મ દિરનુ વિદ્યાકેન્દ્ર

આ કેન્દ્રમા શાળા, છાત્રાલય અને ઔષધાલય હતાં એમા આઠ શિક્ષકો કામ કરતા હતા તેમાના ત્રણ વેદપાઠ કરાવતા હતા, અને બાકીના પાચ સામાન્ય વિષયો-જેવા કે-વ્યાકરણ, સાહિત્ય, તર્ક અને આગમ શિખવતા હતા એક વૈદ ઔષધાલય ચલાવતા હતા એમા આશરે ૧૫૦ વિદ્યાર્થીઓ મફત શિક્ષણ લેતા હતા દરેક શિક્ષકને પોતાના નિભાવ માટે બે પત્રી જમીન આપવામાં આવી હતી મુખ્ય શિક્ષકને ૧૦૦ નિરક આપતા હતા

### દક્ષિણ હિંદના બીજા કેન્દ્રો

૧. ધારવાડ જિલ્લાના હેબ્બલ ગામમા એક મઠ હતો તેમા ભુજવેશ્વર મ દિર હતુ એ મ દિરને શિક્ષણાર્થે અને વિદ્યાર્થીઓના નિભાવાર્થે ૨૦૦ એકર જમીન આપવામા આવી હતી, એટલે એમાં ૨૦૦ વિદ્યાર્થીઓને મફત શિક્ષણ આપવાની વ્યવસ્થા હતી

૨. હૈદ્રાબાદ રાજ્યના નગઈ ગામના મંદિરમાં એક સંસ્કૃત પાઠશાળા હતી. એમાં ૨૦૦ વિદ્યાર્થીઓને વૈદિક સાહિત્ય, ૨૦૦ ને સ્મૃતિ, ૧૦૦ ને વીરરસનાં કાવ્યો અને પર ને તત્ત્વજ્ઞાનનું શિક્ષણ આપવામાં આવતું હતું. એનુ પુસ્તકાલય એવડું મોટું હતું કે એના વહીવટ માટે છ માણસોને રોકવામાં આવ્યા હતા.

૩. બિજાપુર જિલ્લાના એક મંદિરમાં યોગેશ્વર પંડિત સંસ્કૃત શાળા ચલાવતા હતા. એમાં મીમાંસાનું શિક્ષણ અપાતું હતું. એના નિભાવાર્થે ૧૨૦૦ એકર જમીન મળી હતી.

૪. બિજાપુર જિલ્લાના મનગોલી ગામના મંદિરમાં એક વ્યાકરણ-પાઠશાળા હતી. એમાં એક શિક્ષક કૌમાર વ્યાકરણ શિખવતા હતા. એના નિભાવાર્થે ૨૦ એકર જમીન આપવામાં આવી હતી.

૫. કર્ણાટકના બેલગામ ગામમાં દક્ષિણેશ્વર મંદિર હતું. તેમાં એક પાઠશાળા હતી. એમાં પણ વિદ્યાર્થીઓને મફત રહેવાની તેમ જ શીખવાની જોગવાઈ કરવામાં આવી હતી.

૬. શિમોગા જિલ્લાના નાલગુન્ડ ગામના પ્રાણેશ્વર મંદિરમાં એક સંસ્કૃત પાઠશાળા હતી. એમાં ૪૮ વિદ્યાર્થીઓને ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, પ્રભાકર મીમાંસા, વેદાંત, ભાષાશાસ્ત્ર અને કાનડી-નું શિક્ષણ આપવામાં આવતું હતું. છાત્રાલયના રસોડામાં રસોઈ કરવા બે રસોઈયા રાખેલા હતા.

૭. તાંજોર જિલ્લાના પુન્નવયિલ ગામના એક મંદિરમાં વ્યાકરણ-પાઠશાળા હતી. એના નિભાવાર્થે ૪૦૦ એકર જમીન હતી. એમાં આશરે ૫૦૦ વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા.

### અગ્રહાર વિદ્યાકેન્દ્રો

કેટલાક રાજાઓ પરરાજ્યમાંથી પોતાના રાજ્યમાં વિદ્વાન બ્રાહ્મણોને બોલાવતા, અને તેમને રાજ્યમાં અમુક સ્થળે વસવાની સગવડ કરી આપતા હતા. એ વિદ્વાન પંડિતો શાળાઓ ચલાવતા

અને બાકીનો સમય બીજું કામ કરવામાં રોકાતા હતા. માત્ર વ્યાકરણ-શિક્ષક જેને રોજના આઠ શેર ચોખા મળતા હતા તે આખો દિવસ હાજર રહેતા હતા.

### તિરુવોરિયુરના મંદિરનું વિદ્યાકેન્દ્ર

ચિંગલપુટ જિલ્લાના તિરુવોરિયુર ગામમા વૈયાકરણીય પાણિનીના સ્મરણાર્થે વ્યાકરણશાળા સ્થાપવામાં આવી હતી. એ ગામના શિવમંદિરમા એ શાળા હતી. ગામલોકોમાં એવી માન્યતા પ્રચલિત હતી કે મહેશ્વરે જાતે પાણિનીને આ મંદિરમાં વ્યાકરણના સિદ્ધાંતોનો ચૌદ દિવસ અભ્યાસ કરાવ્યો હતો. આ પ્રસંગની યાદગીરીમા આ શાળા એ જ મંદિરમાં સ્થાપવામાં આવી હતી. અહીં ૪૫૦ વિદ્યાર્થીઓ મફત શિક્ષણ લેતા હતા, કારણ કે એના નિભાવ માટે ૪૦૦ એકર જમીન આપવામાં આવી હતી. એ શાળામાં પંદરથી વીસ શિક્ષકો કામ કરતા હતા. આ શાળા ચૌદમા સૈકા સુધી ચાલી હતી.

### મલકાપુરના મંદિરનું વિદ્યાકેન્દ્ર

આ કેન્દ્રમાં શાળા, છાત્રાલય અને ઔષધાલય હતાં. એમાં આઠ શિક્ષકો કામ કરતા હતા. તેમાંના ત્રણ વેદપાઠ કરાવતા હતા, અને બાકીના પાચ સામાન્ય વિષયો-જેવા કે-વ્યાકરણ, સાહિત્ય, તર્ક અને આગમ શિખવતા હતા. એક વૈદ ઔષધાલય ચલાવતા હતા, એમા આશરે ૧૫૦ વિદ્યાર્થીઓ મફત શિક્ષણ લેતા હતા. દરેક શિક્ષકને પોતાના નિભાવ માટે એ પટ્ટી જમીન આપવામાં આવી હતી. મુખ્ય શિક્ષકને ૧૦૦ નિશ્ક આપતા હતા.

### દક્ષિણ હિંદનાં બીજાં કેન્દ્રો

૧. ધારવાડ જિલ્લાના હેબ્બલ ગામમા એક મઠ હતો તેમાં ભુજવેશ્વર મંદિર હતું. એ મંદિરને શિક્ષણાર્થે અને વિદ્યાર્થીઓના ...ર્થે ૨૦૦ એકર જમીન આપવામાં આવી હતી, એટલે એમાં ...૦૦ વિદ્યાર્થીઓને મફત શિક્ષણ આપવાની વ્યવસ્થા હતી.

પુરાણો લખાયાં, અને એ પુરાણોએ લોકોના વહેમને વધારે દૃઢ કર્યો. હરિકીર્તનોની પણ એવી જ સ્થિતિ થઈ, એટલે ધર્મની ઘણી જુદી જુદી વાતો લોકોમા પ્રચલિત થઈ ગઈ. આ રીતે આખો હિંદુ સમાજ જ્ઞાનાંધકારમાં સબડવા લાગ્યો.

એવા અંધાધૂંધીના સમયે યુરોપિયનો દરિયાઈ માર્ગે હિંદુસ્તાનમાં આવ્યા. તેમણે આ તકનો લાભ લઈ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે શાળાઓ ખોલી; કેમકે હિંદુ રાજાઓ તેમ જ મુસલમાન પાદશાહો અને સૂબાઓ ઘણા વર્ષના સહવાસ પછી પરસ્પર સહાનુભૂતિ મેળવવા કેળવણીનાં કેન્દ્રોની બાબતમાં બેદરકાર થયા હતા. કોની પાસેથી કેવી રીતે પોતાનાં બાળકોને કેળવણી મળે છે તે પ્રત્યે લોકો ખાસ ધ્યાન આપતા ન હતા. રાજ્ય તરફથી ખાસ કેળવણીનાં કેન્દ્રો ચાલતાં ન હતાં. આથી હિંદુસ્તાનના દરેક પ્રાંતમાં લોકો પ્રાંતીય ભાષા દ્વારા શિક્ષણ લેતા થઈ ગયા હતા. સંસ્કૃત ભાષા કોઈ ઠેકાણે બોલાતી નહોતી, દરેક વ્યવહાર પ્રાંતીય ભાષામાં ચાલતો હતો. ધીમે ધીમે હવે પ્રાંતીય ભાષાનો વિકાસ થવા લાગ્યો હતો. દરેક પ્રાંતમાં પ્રાંતીય ભાષાના લેખકો અને કવિઓ પાકવા માંડ્યા હતા. તેમા વિદ્યાપતિ, ચંડીદાસ, મીરાંબાઈ, તુકારામ, નરસિંહ મહેતા વગેરે પ્રાંતીય ભાષામાં કાવ્યો અને લેખો લખવા માટે જાણીતાં છે. આ રીતે જ્ઞાન અને શિક્ષણની જ્યોત જુદા જ સ્વરૂપમાં આ દેશમાં ચાલુ રહી હતી, પણ શિક્ષણ આપવાની કોઈ વ્યવસ્થિત પદ્ધતિ રહી નહોતી કે ઘડાઈ નહોતી.

### [૨] યુરોપિયનોનો હિંદના કેળવણી ક્ષેત્રમાં પ્રવેશ :

હિંદુસ્તાનમાં પંદરમા સૈકામાં સૌથી પહેલાં પોર્ટુગીઝ લોકો આવ્યા. તેમણે દક્ષિણ હિંદુસ્તાનના પશ્ચિમ કાંઠે કોઠીઓ સ્થાપી. ત્યાં પગભર થયા પછી તેમણે ખ્રિસ્તી ધર્મનો પ્રચાર કરવા માટે શાળાઓ સ્થાપવા માંડી. તેમાં તેમણે મફત શિક્ષણ આપવા માંડ્યું.

[૩] અંધાધૂંધીવાળા શિક્ષણની અસર :

(૧) જીવનમાં ઉદાસીનતા આવી. જીવનમાંથી જવાબદારીનું તત્ત્વ ઓછું થયું. ગૃહસ્થ-જીવન ઉન્નત કરવાની લાલસા ઓછી થઈ.

(૨) નાગરિક-જીવનની તાલીમ મળતી અટકી ગઈ, એટલે સમાજ-ભાવનાનો સમૂળગો નાશ થયો.

(૩) જ્ઞાન અને વહેમની હકીકતોને એક પંક્તિમાં મૂકવામાં આવી.

(૪) પ્રાથમિક કેળવણી ગામઠી શાળાઓ દ્વારા આપવામાં આવતી હતી, પણ ગામલોકોની કે કોઈની દરકાર નહિ હોવાથી, તેમ જ કેળવણીને ઉત્તેજન નહિ મળતું હોવાથી, પ્રાથમિક શિક્ષણનો લાભ પણ થોડા બાળકો લેતાં હતાં, એટલે નિરક્ષતા વધતી જતી હતી.

## પ્રકરણ પાંચમું

# પ્રાચીન કાળની કેળવણીની સમાલોચના

ઈ. સ. ના તેરમા સૈકા પછી ભારત દેશમાં મુસલમાન રાજ્યો સ્થાપિત થાય છે અને તેને લીધે પ્રાચીન કાળની કેળવણીની વ્યવસ્થા છિન્નભિન્ન થઈ જાય છે. ત્યારબાદ મુસલમાન સત્તાની પડતી પછી પ્રાચીન કેળવણીનો પુનરુદ્ધાર થવાને બદલે પશ્ચિમી કેળવણી અહીં દાખલ થાય છે, એટલે આ સીમાચિહ્નને આપણે પ્રાચીન કાળની કેળવણીનુ વિહાગાવલોકન કરી જઈએ તો ઠીક એમ સમજી અહીં તે કાળની કેળવણી-વ્યવસ્થાની સમાલોચના કરવામાં આવી છે.

### [૧] ઈ. સ. પૂ. ૨૦૦૦ થી ઈ. સ. પૂ. ૩૦૦ નો સમય:

ઈ. સ. પૂ. ૧૦૦૦ પહેલાં સંસ્કૃતિ, સાહિત્ય અને વિજ્ઞાનની શરૂઆત હતી, તેથી કોઈ પણ બાબતમાં નોધવાયોગ્ય પ્રગતિ જણાતી નહોતી. લોકોમાં જ્ઞાન મેળવવાનો અત્યંત ઉત્સાહ હતો. તેમનું એવું માનવું હતું કે, આ દુનિયા અને બીજી દુનિયાના સુખ માટે બૌદ્ધિક કેળવણી આવશ્યક છે. આ કારણથી દરેક કુટુંબમાં છોકરા અને છોકરીઓને શિક્ષણ આપવા પરત્વે ખાસ કાળજી રાખવામાં આવતી હતી. આર્યો સંગઠિત હતા, એટલે બધાંને ધાર્મિક તેમ જ બીજી જરૂરી કેળવણી મળી રહેતી હતી. આ યુગની કેળવણીથી બાળકના ચારિત્ર્યનું ઘડતર અને તેના વ્યક્તિત્વનો વિકામ થતો હતો. એ સાથે હુન્નરઉદ્યોગ વગેરેનો પણ સારો વિકાસ સાધવામાં આવ્યો હતો. પણ આ સમયે લેખનકળાની શરૂઆત નહિ થયેલી હોવાથી બધી વિગતોનું જ્ઞાન મુખપાઠથી પરસ્પર આપવામાં આવતું હતું.

ઈ. સ. પૂ. ૧૦૦૦ પછી આ દેશના આર્યોએ જુદા જુદા વિષયમાં સારી પ્રગતિ કરી હતી, કારણ કે હજી લોકોને સ્વતંત્ર અને નિખાલસ

વિચારો કરવાની છૂટ હતી લોકો જ્ઞાનની વૃદ્ધિ કરવા અથાગ પ્રયત્ન કરતા હતા. જેમ જેમ જુદા જુદા વિષયોના જ્ઞાનનો વિસ્તાર થયો, તેમ તેમ ઘરમા શિક્ષણ આપવાનું મુશ્કેલ બન્યું, એટલે પછી બાળકોને ગુરુને ત્યા શિક્ષણ લેવા મોકલવા લાગ્યા મફત કેળવણી આપવાનો રિવાજ હતો લેખનકળાનો વિકાસ થયો હતો, એટલે હસ્તલેખિત પુસ્તકો જરૂર પ્રમાણે વપરાતા હતા.

હુન્નરકળા, સાહિત્ય, ધર્મશાસ્ત્ર વગેરેમા મેળવેલી પ્રગતિ કાયમ રાખવા તેમણે જ્ઞાતિ પદ્ધતિ ઉપસ્થિત કરી હતી, અને તેમાં વ શ પર પરા શિક્ષણ આપવાની પ્રથા ચાલુ થવા માંડી હતી

## [૨] ઈ. સ. પૂ. ૩૦૦ થી ઈ. સ. ૬૪૭ સુધીનો સમય :

આ યુગમા શાસ્ત્રીય રીતે ચકાસણી કરી તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતો વિચારી કાઢવામા આવ્યા હતા, અને તેને લીધે તત્ત્વજ્ઞાનની જુદી જુદી શાખાઓ—જેવી કે સાખ્ય, યોગ, ન્યાય, વૈશેષિક, વેદાંત, મહાયાન અને હિનયાન—ઉત્પન્ન થઈ હતી ઔષધ, શિલ્પકામ, સાહિત્ય, ગણિત, ખગોળવિદ્યા અને બીજા વિષયો શાસ્ત્રીય રીતે શિખવાડાવા માડચા હતા, અને હિંદુ, જૈન અને બૌદ્ધ ધર્મીઓએ એકબીજાના શાસ્ત્રોનો ઝીણવટથી અભ્યાસ કરવા માડચો હતો ઉચ્ચ કેળવણી આપવા જુદી જુદી જગ્યાએ વિહારો અને મ દિરોમા જ્ઞાનકેન્દ્રો સ્થપાયાં હતા, અને એ બધાં સ્થળોએ મફત કેળવણી આપવા માટે રાજા અને પ્રજા તરફથી એ બધી સ સ્થાઓને પૂરતી સહાય મળતી હતી આ સ સ્થાઓની દેશપરદેશ ખ્યાતિ હોવાથી દૂર દૂરથી લોકો ભણવા આવતા હતા

તેમ છતા આ યુગના પાછલા ભાગમા સર્જનશક્તિ અને જ્ઞાન મેળવવાના ઉત્સાહની ઓટ આવવા માડી હતી બાળલગ્નને લીધે સ્ત્રીકેળવણી ઓછી થઈ ગઈ હતી, તથા વિદ્યાર્થી-અવસ્થામાં બ્રહ્મચર્ય પાળવાનું મહત્ત્વ પણ ઓછું થઈ ગયુ હતુ. પ્રજાના જુદા

જુદા ભાગને જ્ઞાતિ મુજબ જુદા જુદા વિષયોનું જ્ઞાન મેળવવાની પ્રથા પડવાથી સંકુચિત દૃષ્ટિ આવી ગઈ હતી, અને તેથી વિષયોનો વિકાસ થતો અટકવા માંડયો હતો. તેમ છતાં હજી કેળવણીની એવી શક્તિ રહી હતી કે પરદેશથી આવેલા લોકોને પોતાના સમાજમાં ભેળવી શકાતા હતા. આ રીતે ઘણા પરદેશીઓ હિંદુ સાથે ભળી ગયા હતા.

**[૩] ઈ. સ. આઠમાથી બારમા સૈકા સુધીનો સમય :**

આ યુગમાં પણ લગભગ નવમા સૈકા સુધી કેળવણીની સંસ્થાઓની આંતરરાષ્ટ્રીય ખ્યાતિ હતી, તેથી પરદેશથી અહીં લોકો ભણવા આવતા હતા. વળી અહીંના વૈદ્યોને પશ્ચિમ એશિયામાં ઔષધશાળા ચલાવવા તેમ જ રાજકુટુંબની દવા કરવા બોલાવાતા હતા. અહીંના વિદ્વાનોની અર્થ કરવાની અને સમજૂતીની રીત માટે પરદેશમાં પ્રશંસા થતી હતી. વિદ્યાર્થી-અવસ્થામાં બ્રહ્મચર્ય પાળવાનો રિવાજ લગભગ બંધ થઈ ગયો હતો, તો પણ લગ્ન પછી પણ વિદ્યાર્થીઓમાં જ્ઞાન પ્રાપ્ત કરવાનો ઠીક ઠીક ઉત્સાહ જોવામાં આવતો હતો. જોકે ઉચ્ચ કેળવણી ઠીક પ્રમાણમાં હતી, તો પણ સામાન્યવર્ગમાં ભણેલાનું પ્રમાણ બહુ ઓછું થઈ ગયું હતું. હુન્નર, કળા અને તેને લગતા વિષયો હલકા ગણાવા લાગ્યા હતા, એટલે ઉચ્ચ કોટિના વિદ્યાર્થીઓ એમાં રસ લેતા બંધ થઈ ગયા હતા. દરેક પોતાને સંપૂર્ણ વિદ્વાન માનતો થયો હતો અને બીજાના જ્ઞાન કે અનુભવનો લાભ લેતો બંધ થઈ ગયો હતો, એટલે એનામાં સંકુચિતપણું અને ધર્માંધપણું આવી ગયું હતું.

**[૪] ઈ. સ. ના બારમા સૈકાથી અઢારમા સૈકા સુધીનો સમય :**

આ સમયે પ્રાચીન કેળવણી છિન્નભિન્ન થઈ ગઈ હતી. કેળવણીનાં કેન્દ્રો જાહેર રીતે કામ કરી શકતાં નહોતાં, એટલે પ્રાચીન કેળવણી લગભગ ભુલાઈ ગઈ હતી, અને લોકોમાં અજ્ઞાન વધુ પ્રમાણમાં દાખલ થયું હતું.

[૫] પ્રાચીન કેળવણીના ગુણદોષ :

અ. પ્રાચીન કેળવણીના ગુણો:—

(૧) એ કેળવણીથી પવિત્ર જીવન ગાળવાવાળા અને આદર્શ ચારિત્ર્યવાળા નાગરિકો ઉત્પન્ન થતા હતા ગ્રીસના મેગેસ્થનિસે કહ્યું છે, "હિંદવાસીઓ કદી જૂઠું બોલતા હોય એમ લાગતું નથી સત્ય અને સદ્‌ગુણને તેઓ ખૂબ ચાહે છે" ચીની મુસાફર હ્યુએનસંગ કહે છે, "હિંદવાસીઓ ઉતાવળા અને અચોક્કસ વિચારના જણાય છે, પણ તેઓ પવિત્ર નીતિવાળા છે. તેઓ છેતરપિંડી કરતા નથી અને પોતાનું વચન પાળે છે" અરબસ્તાનના અલઇદ્રીસી કહે છે, "હિંદવાસીઓ કુદરતી રીતે ન્યાયી છે, અને તેઓ તેમના કાર્યમા કદી અન્યાય દાખલ થવા દેતા નથી. લોકો શ્રદ્ધા, પ્રમાણિકતા, અને વફાદારી માટે એટલા જાણીતા છે કે પરદેશીઓ અહીં સંકોચ વિના આવે છે, અને તેથી એ દેશ સમૃદ્ધ અને આબાદ થયો છે" ઈટાલીનો માર્કો પોલો કહે છે, "હિંદના બ્રાહ્મણ સારામા સારા વેપારી છે, કારણ કે તેઓ સત્યવાદી છે. અજાણ્યા સાથે પણ તેઓ કદી છેતરપિંડી કરતા નથી" મુસલમાન લેખક ઇબ્નબતુતા કહે છે, "લોકો પ્રમાણિક, ધાર્મિક અને વિશ્વાસપાત્ર છે"

આ બધા લખાણો બતાવે છે કે આ દેશનુ રાષ્ટ્રીય ચારિત્ર્ય બહુ ઊંચી કક્ષાનુ હતુ, અને તે અહીંની કેળવણીને લીધે જ હતું એ નિઃશંક વાત છે

(૨) પ્રાચીન કેળવણીથી વ્યક્તિત્વનો સારો વિકાસ થતો હતો, પણ બાળલગ્નની પ્રથા બળવાન થવાથી છઠ્ઠા સૈકાથી વ્યક્તિત્વવાળા લોકો એ છા પ્રમાણમા જોવામા આવતા હતા.

(૩) સંસ્કૃતિ અને સાહિત્ય જાળવી રાખવાનું અને તેના પ્રચારનું કામ પ્રાચીન કેળવણી પદ્ધતિથી સારી રીતે થઈ શક્યુ હતુ, કારણ કે હિંદના ખૂણેખૂણામાં સંસ્કૃતિના ચિહ્નો હજી લાબા કાળ પછી પણ જોવામા આવે છે.

આગલા પ્રકરણમાં જણાવ્યા મુજબ અંગ્રેજ સરકારે પ્રજાની કેળવણીના ક્ષેત્રમાં માથું મારવાનું શરૂ કર્યું હતું. એટલે સરકાર સમક્ષ એ પ્રશ્ન ઉપસ્થિત થયો કે, તેમણે જે એક લાખ રૂપિયા કેળવણી પાછળ ખર્ચવા નક્કી કર્યું છે તે કઈ રીતે ખર્ચવા? બેઉ પક્ષ સરકારની મદદ માગતા હતા. આ કારણથી કંપની સરકારે એ બાબતનો નિર્ણય કરવા એક સમિતિ નીમી, અને લૉર્ડ મેકોલે જે તે વખતે તરત જ 'લૉ મેમ્બર' (કાયદામંત્રી) તરીકે હિંદુસ્તાનમાં આવ્યો હતો તેને એ સમિતિનો પ્રમુખ બનાવ્યો. તેણે સમિતિની ચર્ચા બાદ એક ખરડો ઘડી કાઢચો જેમા અંગ્રેજી ભાષા દ્વારા કેળવણી આપવાથી પ્રાપ્ત થઈ શકે એવા બધા ફાયદાઓ ગણાવવામાં આવ્યા, અને હિંદુસ્તાનની અરબી, ફારસી અને સંસ્કૃત ભાષા દ્વારા અપાતી કેળવણીના દોષો સચોટ રીતે બતાવ્યા. આથી ઈ. સ. ૧૮૩૫ માં કંપની સરકારે અંગ્રેજી ભાષા દ્વારા અપાતી કેળવણીની સંસ્થાઓને ઉત્તેજન આપવાનો ઠરાવ કર્યો, અને ઇંગ્લંડની પાર્લમેન્ટે તેને બહાલી આપી. પછી સરકારે આ કાયદાના આધારે અંગ્રેજી માધ્યમવાળી શાળાઓને ગ્રાન્ટ આપી, તેમ જ તેમાં ભણતા બાળકોને શિષ્યવૃત્તિ આપી મદદ કરવા માંડી. ઈ સ. ૧૮૪૪ મા અંગ્રેજી કેળવણી પામેલાને સરકારી નોકરી આપવાનો નિર્ણય થયો, એટલે અંગ્રેજી ભાષા દ્વારા અપાતી કેળવણીને વેગ મળ્યો.

આ સંજોગોમા કેળવણી સંબંધી સરકારની જવાબદારી વધતી ગઈ, એટલે બ્રિટિશ હિંદમાં એકસરખી કેળવણી અપાય તે માટે કેળવણીના વહીવટની યોજના ઘડી કાઢવા એક સમિતિ નીમવામાં આવી તેના પ્રમુખ જૉન સ્ટુઅર્ટ મિલ હતા. તે સમિતિની ભલામણ પરથી ઈ. સ. ૧૮૫૪ મા સરકારે એક ફરમાન બહાર પાડ્યું. એ ફરમાન 'કેળવણીની સનદ' તરીકે ઓળખાય છે. એ ફરમાન નીચે મુજબ હતું.

(૧) કેળવણીના પ્રશ્નોનો ઉકેલ લાવવા માટે તથા કેળવણીનું કાર્ય વ્યવસ્થિત કરવા માટે બ્રિટિશ હિંદના દરેક પ્રાંતમાં કેળવણી ખાતું ખોલવુ, અને કેળવણી સંબંધી વહીવટ કરવાની બધી સત્તા તેને સોંપવી.

(૨) દરેક પ્રાંતમાં લંડનના વિશ્વવિદ્યાલય જેવું વિશ્વવિદ્યાલય સ્થાપવું અને 'આર્ટ્સ અને સાયન્સ'માં નિષ્ણાત થનારને પરીક્ષા લઈ 'ડિગ્રી' આપવાનો તેમને અધિકાર આપવો.

(૩) જુદા જુદા પ્રકારની શાળાઓ માટે શિક્ષકો તૈયાર કરવા 'ટ્રેનિંગ કોલેજો' (અધ્યાપન મંદિરો) સ્થાપવી.

(૪) અત્યાર સુધી સ્થપાયેલી હાઇસ્કૂલો અને કૉલેજો નભાવવી અને લોકોની જરૂરિયાત પ્રમાણે નવી શાળાઓ ને કૉલેજો ખોલવી.

(૫) દરેક જિલ્લામાં એક એક સરકારી 'મિડલ સ્કૂલ' સ્થાપવી.

(૬) સરકારે સ્થાપેલી બધી પ્રાથમિક શાળાઓ જેમાં પ્રાંતીય ભાષા દ્વારા શિક્ષણ આપવામાં આવતું હોય તેના શિક્ષણ તરફ વધારે લક્ષ આપવુ, અને એવી ખાનગી શાળાઓને મદદ કરી ઉત્તેજન આપવું.

(૭) ગ્રાન્ટ આપવાની પદ્ધતિમાં સુધારો કરવો કે જેથી ખાનગી ગૃહસ્થોને કેળવણીની નવી સંસ્થાઓ ઉઘાડવાનું ઉત્તેજન મળે.

(૮) 'એન્જિનિયરિંગ, લૉ, અને મેડિસિન'ની કૉલેજો ખોલવી.

(૯) સરકાર-સ્થાપિત અને ખાનગી શાળાઓમા ભણતાં ગરીબ બાળકોને ઉત્તેજન આપવા વધારે શિષ્યવૃત્તિઓ આપવાનું જાહેર કરવું.

(૧૦) લાયક વિદ્યાર્થીઓ માટે 'ફી માફી'નું કયુ ધોરણ રાખવું તે નક્કી કરવું.

(૧૧) પ્રાંતીય ભાષામાં પાઠ્યપુસ્તકો તૈયાર કરાવવાં. પ્રાંતીય ભાષાના સારા લેખકોને ઉત્તેજન આપવું.

(૧૨) સ્ત્રી-કેળવણીને ઉત્તેજન આપવું.

(૧૩) શાળાઓમાં ધર્મશિક્ષણ આપવું નહિ.

આ સાથે સરકારે એમ પણ બહાર પાડયું કે, અરબી, ફારસી, અને સંસ્કૃત ભાષા દ્વારા અપાતી કેળવણીની સંસ્થાઓની કિંમત ઘટાડવાનો અમારો હેતુ નથી, કારણ કે અમે સમજીએ છીએ કે, પ્રાચીન કાળથી ચાલી આવતી વિદ્યાઓને સજીવન રાખવા માટે તથા પ્રાંતીય ભાષાઓને સંસ્કારી બનાવવા માટે એ ભાષાઓના શિક્ષણની ખાસ જરૂર છે.

આ કેળવણીનો સૌથી વધુ લાભ હિંદુઓએ લીધો, કેમકે મુસલમાનો ઘણા ધર્મચુસ્ત હોવાથી મસિદમાં ચાલતી શાળાઓમાં જ પોતાનાં બાળકોને મોકલતા રહ્યા.

ત્યારબાદ ફરીથી ઈ. સ. ૧૮૮૨ માં કેળવણીની વ્યવસ્થા વિષે રિપોર્ટ કરવા, તથા તેમાં જણાતી ખામીઓ સુધારવાની સૂચના કરવા, એક સમિતિ નીમવામાં આવી. તેણે જે ભલામણો કરી તે આધારે સરકારે ઈ. સ. ૧૮૮૭માં નીચે મુજબ 'સરક્યુલર' બહાર પાડયો:

દરેક પ્રાંતના કેળવણી-ખાતાએ નીચેની બાબતો વિષે યોગ્ય પગલાં લેવાં:

(૧) ખાનગી તેમ જ સરકાર-સ્થાપિત શાળાઓના સંબંધ વિષે નિયમો ઘડી કાઢવા કે જેથી વિદ્યાર્થીઓને એક શાળામાંથી બીજી શાળામાં દાખલ થવાને બહુ અગવડો વેઠવી પડે નહિ.

(૨) દરેક શાળાએ કસરતશાળા ખોલવી, તથા રમતનું મેદાન તૈયાર કરવું.

(૩) શિક્ષકોને તાલીમ આપવા અધ્યાપન મંદિરો ખોલવાં અને જેણે સંતોષકારક તાલીમ લીધી હોય તેવાઓને શિક્ષક તરીકે એમાં રાખવા.

(૪) તેમના વર્તન પર ખાસ અસર કરે એવી રીતે શિક્ષણ-પદ્ધતિમાં ફેરફાર કરવો.

(૫) શિસ્તપાલનના નિયમો ઘડી કાઢવા.

ગુલામી માનસનુ કારણ છે એણે આપણને પામર બનાવી દીધા છે સરકારને રાજવહીવટ ચલાવવા જોઈતા કારકુનો ઊભા કરવા આપણને આ પ્રકારની અંગ્રેજી કેળવણી આપવાનો પ્રબંધ કર્યો છે આપણે એ પદ્ધતિએ ચાલતી સંસ્થાઓ છોડવી જોઈએ, અને કેળવણીની નવી સંસ્થાઓ ખોલી બાળકોમા રાષ્ટ્રપ્રેમ ઉત્પન્ન થાય એવી કેળવણીની યોજના ઘડી કાઢવી જોઈએ" આ ઉપદેશના પરિણામે લાખો બાળકોએ શાળાઓ અને કાલેજો છોડી તેમનો અભ્યાસ ચાલુ રાખવા નવી શિક્ષણ વ્યવસ્થા ઊભી કરવામા આવી તે અનુસાર બાળમંદિર, કુમારમંદિર, વિનયમંદિર, અને વિદ્યાલય ખોલવામા આવ્યા તેમા ભણતા વિદ્યાર્થીઓને પરીક્ષા લઈ 'ડિગ્રી' (પદવી) આપવા માટે વિદ્યાપીઠ સ્થપાઈ આમ સરકારથી અલગ આખીય કેળવણી-વ્યવસ્થા ઊભી કરવામા આવી. એ સંસ્થાઓમા શિક્ષણના અભ્યાસક્રમોમા બહુ થોડો ફેરફાર કરવામા આવ્યો હતો, પણ શીખવવાના દૃષ્ટિબિંદુમા ઘણો ફેર પડી ગયો હતો સરકાર સ્થાપિત પ્રચલિત કેળવણીથી માત્ર બાળકની બુદ્ધિ કેળવાતી હતી, પણ તેને હાથે કામ કરવાની સૂગ આવતી હતી શારીરિક શ્રમ પ્રત્યે એને અભાવ ઉત્પન્ન થતો હતો બાળકે જાતે મેળવેલા અનુભવ સાથે એના વિષયજ્ઞાનનું બિલકુલ અનુસંધાન થતુ નહોતુ આ કારણને લીધે ગાંધીજીએ તેમાં હાથઉદ્યોગનુ શિક્ષણ દાખલ કર્યું વળી અંગ્રેજી ભાષા દ્વારા શિક્ષણ લેવાની કઠિનતા દૂર કરવા મહાવિદ્યાલય સુધીની બધી કેળવણી માતૃભાષા દ્વારા આપવાનું ધ્યેય નક્કી કર્યું આ પ્રમાણે રાષ્ટ્રીય કેળવણીને સારો વેગ મળ્યો,અને ઘણે ઠકાણે વિદ્યામંદિરો ખૂલ્યા પણ અસહકારની ચળવળ બંધ પડતાંની સાથે રાષ્ટ્રીય કેળવણીની ચળવળ પાછી મંદ પડી ગઈ રાષ્ટ્રીય મંદિરાને વિદ્યાલયોમા બાળકોની સંખ્યા ઘટવા માંડી, કારણ કે લોકોને સાચી કેળવણી શી છે તેનો ખ્યાલ હજુ આવ્યો નહોતો એ લોકોએ ફરીથી સરકાર સ્થાપિત શાળાઓમા બાળકોને મોકલવા માંડ્યા તેમ છતા રાષ્ટ્રીય કેળવણીની

ચળવળને પરિણામે સરકારને પોતાની નીતિમાં ફેરફાર કરવો પડયો. માધ્યમિક શાળાઓમાં અંગ્રેજી સિવાય બીજા વિષયો માતૃભાષા દ્વારા શીખવવાનો સિદ્ધાન્ત સરકારને સ્વીકારવો પડયો, અને તે પ્રમાણે અભ્યાસક્રમમાં યોગ્ય ફેરફાર કરવામાં આવ્યો.

ત્યાર પછી ઈ. સ. ૧૯૩૫ના બંધારણના કાયદા મુજબ સાત પ્રાંતોમાં (કોન્ગ્રેસ) મહાસભા પક્ષની સરકાર સ્થપાઈ. તેની સત્તા હેઠળ આખીય કેળવણી પદ્ધતિ ફેરવવાનો ગાંધીજીએ વિચાર કર્યો, અને તે વિચાર મુજબ તેમણે વર્ધામાં તા. ૨૩ મી ઑકટોબર ૧૯૩૭ને રોજ એક કેળવણી પરિષદ બોલાવી. હિંદુસ્તાનના કેળવણી નિષ્ણાતો, રાષ્ટ્ર કેળવણીનો પ્રયોગ કરી રહ્યા હતા એવા પ્રયોગશાસ્ત્રીઓ, અને આખી દુનિયામાં ફરી જુદા જુદા દેશની કેળવણી પદ્ધતિનો જેમણે અભ્યાસ કર્યો હતો એવા કેળવણી પંડિતોને આમંત્રણ આપવામાં આવ્યાં. ગાંધીજીએ એ પરિષદના પ્રમુખસ્થાનેથી કેળવણી અંગે કેટલાંક સૂચનો કર્યાં. એ સૂચનો ધ્યાનમાં લઈ એક નવી શિક્ષણ યોજના ઘડી કાઢવા એક સમિતિ નીમવાનું નક્કી કરવામાં આવ્યું. એ પરિષદના ઠરાવ મુજબ દિલ્હીની જામિયા મિલિયાના વડા જનાબ ઝાકિરહુસેનના પ્રમુખપણા હેઠળ એક સમિતિ નીમવામાં આવી. એ સમિતિનાં સભ્યો નીચે મુજબ હતાં:

૧. જનાબ ઝાકિરહુસેન—દિલ્હીની જામિયા મિલિયા સંસ્થાના આચાર્ય.

૨. કે. જી. સૈયદીન—તે સમયના કાશ્મીર રાજ્યના કેળવણી ખાતાના વડા, અને એક વખતના મુંબઈ સરકારના કેળવણી સલાહકાર.

૩. કાકા કાલેલકર—સાબરમતી આશ્રમના પ્રખર કાર્યકર.

૪. કિશોરલાલ મશરૂવાળા—સાબરમતી આશ્રમના કાર્યકર અને તત્ત્વચિંતક.

૫. જે. સી. કુમારપ્પા—પ્રખર અર્થશાસ્ત્રી.

૬. કિસનદાસ જાજુ—અખિલભારત ચરખા સંઘના મુખ્ય કાર્યકર.
૭. વિનોબા ભાવે—ગાંધીજીના મહારાષ્ટ્રના પટ્ટશિષ્ય.
૮. આશાદેવી—સેવાગ્રામ આશ્રમનાં પ્રખર કાર્યકર્તા.
૯. આર્યનાયકમ—(નિયંત્રક)———એજન———.

ઉપર્યુક્ત સમિતિએ એક યોજના તૈયાર કરી તા. ૨-૧૨-૩૭ ને રોજ ગાંધીજીને ચરણે ધરી. પછી આ યોજના એમની સંમતિથી ચર્ચા માટે વર્તમાનપત્રોમાં છપાઈ. એ યોજનાના મૂળભૂત સિદ્ધાંતો નીચે પ્રમાણે દર્શાવ્યા હતા:

(૧) રચનાત્મક અને મનુષ્યત્વને પોષક શિક્ષણ પદ્ધતિ હોવી જોઈએ.

(૨) તે રાષ્ટ્રીય જીવનની જરૂરિયાતો અને આદર્શો સાથે વધારે સારી રીતે સંકલિત હોવી જોઈએ.

(૩) એ જીવનની તાત્કાલિક માગણીઓને સંતોષવાનું સામર્થ્ય ધરાવતી હોવી જોઈએ.

(૪) હિંસા કરતાં અહિંસા શ્રેષ્ઠ છે એવો બાળકોમાં ખ્યાલ ઉત્પન્ન કરે એવી કેળવણી હોવી જોઈએ.

(૫) કેળવણી કોઈક હાથ-ઉદ્યોગ કે ઉત્પાદક કામ મારફતે અપાવી જોઈએ; અને એ જ વસ્તુની આસપાસ શાળામાં અપાતા બધા શિક્ષણની ગુંથણી થવી જોઈએ.

(૬) કેળવણી બાળ-કેન્દ્રિત હોવી જોઈએ, અને એનાથી બાળકનો સર્વાંગી વિકાસ થવો જોઈએ, અર્થાત્ એનું સમગ્ર વ્યક્તિત્વ વિકસવું જોઈએ.

(૭) બાળકમાં શરીરશ્રમના ગૌરવની અને મનુષ્યસમાજની એકતાની સાચી ભાવના ઉત્પન્ન થવી જોઈએ.

(૮) હાથઉદ્યોગ એવો પસંદ કરવો જોઈએ કે તેની વાટે

કેળવણી આપવાનો પુષ્કળ અવકાશ હોય, એ ઉદ્યોગનો અગત્યની માનવી પ્રવૃત્તિઓ અને હિતોની સાથે સ્વાભાવિક સંબંધ હોય, અને એ ઉદ્યોગ એવો હોવો જોઈએ કે તેનો વિસ્તાર શાળાના આખાય અભ્યાસક્રમ જેટલો થઈ શકે એમ હોય.

(૯) કેળવણી આત્મસુધારણા કરે એવી અને સહકારમૂલક સમાજવ્યવસ્થા સ્થાપે એવી હોવી જોઈએ.

(૧૦) કેળવણી સ્વાવલંબનનો પાયો નાખનારી હોવી જોઈએ.

આ સિદ્ધાન્તો પ્રમાણે સાચી કેળવણી બાળકેન્દ્રિત હોવી જોઈએ, એટલે બાળકની શક્તિઓ અને બાળકના વિકાસની મર્યાદાઓ અને દિશાઓ ધ્યાનમા લઈને કેળવણીની યોજના થવી જોઈએ. બાળકની શક્તિઓને પોષનાર, એનો વિકાસ કરનાર, એની આત્મરક્ષણની શક્તિ વધારનાર, અને જીવન વિકસાવનાર મુખ્ય બાબત જીવન-નિર્વાહનું સાધન છે. એ જીવનનુ સાધન હાથઉદ્યોગમા કુશળતા મેળવવાથી એને મળી રહે છે. એ ઉદ્યોગ અંગે એને જે જે પ્રવૃત્તિઓ કરવાની જરૂર પડે તેમાંથી એને એવુ જ્ઞાન મળી રહે કે એની જીવનની બધી જરૂરિયાતો સંતોષવા એ સામર્થ્યવાન થાય, અને એનું આર્થિક અને સામાજિક જીવન એવુ બનાવે કે જેને લીધે એ સમાજને ખરેખરો ઉપયોગી થાય. હાથઉદ્યોગમાં શરીરશ્રમ રહેલો છે, એટલે મનુષ્ય મનુષ્ય વચ્ચે સમાનતા ઉત્પન્ન થાય છે; અને એ સ્વાભાવિક ઉત્પન્ન થયેલી સમાનતાને લીધે હરીફાઈને બદલે સહકારનું તત્ત્વ આપણા સમાજ-વ્યવહારમાં દાખલ થાય છે; અને એને લીધે જે વ્યવસ્થા ઉત્પન્ન થાય છે તે સહકારમૂલક હોય છે. સહકારમૂલક સમાજ વ્યવસ્થામાં એવુ તત્ત્વ રહેલું હોય છે કે દરેક માણસ હિંસા કરતા અહિંસાને વધારે મહત્ત્વ આપે છે, અને અત્યારે જે શોષણનીતિ ચાલી રહેલી હોય છે તે બંધ થઈ જાય છે, અને મનુષ્યો એક બીજાને ઉપયોગી થઈ સુંદર સમાજ ઉત્પન્ન કરે છે.

આ યોજનાના ગર્ભમા રહેલા આદર્શો નીચે મુજબ છે

(૧) દરેક બાળક સાચો નાગરિક બનવો જોઈએ એને નાગરિક જીવનની સપૂર્ણ તાલીમ મળવી જોઈએ નાગરિકના હક્ક અને કર્તવ્યનો બુદ્ધિપૂર્વક અમલ કરી શકે એવી શક્તિ બાળકમા આવવી જોઈએ

(૨) સમૂહમા કામ કરતા શીખવુ જોઈએ

(૩) યોજના કરવાની શક્તિ આવવી જોઈએ

(૪) ચોકસાઈથી કામ કરવાની આવડત આવવી જોઈએ

(૫) નવુ વિચારી કાઢવાની શક્તિ પ્રાપ્ત થવી જોઈએ

(૬) વ્યક્તિગત જવાબદારી સમજતા થવો જોઈએ

(૭) બાળકનો અખડ સર્વાગી વિકાસ થવો જોઈએ

(૮) સમગ્ર વ્યક્તિત્વનું અક્ષરજ્ઞાન મળવુ જોઈએ

(૯) સહકારમૂલક સમાજ વ્યવસ્થા ઉત્પન્ન કરનારો થવો જોઈએ

(૧૦) સમાજની પ્રવૃત્તિઓમા સક્રિય ભાગ લેતો હોવો જોઈએ

(૧૧) સગઠિત સુસસ્કૃત સમાજના એક સભ્ય તરીકે તેને માથે સમાજનુ જે ઋણ હોય તે કઈક ઉપયોગી સેવારૂપે પછું વાળવાની તેનામા શક્તિ આવવી જોઈએ

(૧૨) ભગીકામને પણ માનભર્યું સમજવુ જોઈએ, અને પોતાના પગ પર ઊભા રહેવાના સામર્થ્ય અને ઉમગ હોવા જોઈએ

(૧૩) શાળામા પ્રાપ્ત કરેલી દૃષ્ટિ અને વૃત્તિને બહારના વિશાળ જગતમા લઈ જઈ શકે એવી આવડત આવવી જોઈએ

(૧૪) વ્યક્તિત્વની કિમત આત્મગૌરવ, અને કાર્યશક્તિની તીવ્ર ભાવના જાગૃત થયેલી હોવી જોઈએ

(૧૫) આત્મસુધારણાની અને સહકારમૂલક સમાજમા સમાજસેવા કરવાની બળવાન ઇચ્છા ઉત્પન્ન થયેલી હોવી જોઈએ

આ યોજનાને અમલમાં મૂકવાથી શાં પરિણામોની આશાઓ રાખવામા આવી છે તે નીચે આપ્યાં છે:

(૧) રાષ્ટ્રીય જીવનની સૌથી તાત્કાલિક અને આવશ્યક જરૂરિયાતો પૂરી પડશે.

(૨) રાષ્ટ્રીય જીવનનાં બળોને અને પ્રવાહોને સંગઠિત કરી તેમને યોગ્ય માર્ગે વાળી શકાશે.

(૩) બહારના વાતાવરણની પરવા કર્યા વિના જીવનના સાચા પ્રવાહો પ્રમાણે બાળક વર્તતુ થશે.

(૪) બદલાયેલા સંજોગોને અનુકૂળ થઈ પરિવર્તન આણશે.

(૫) અત્યારના પરિસ્થિતિમાં રહેલાં સંગીન તત્ત્વોને જ અનુકૂળ થશે.

(૬) જીવનદાયી અને સર્જક આદર્શની પ્રેરણા પાર પાડશે.

(૭) વ્યક્તિઓને સમાજના ઉત્પાદક અંગો બનાવશે.

(૮) પોતાનો બોજો પોતે ઉપાડી સમાજનાં કામમાં પૂરતો ફાળો આપવાની શક્તિ આપશે.

(૯) નવી સહકારમૂલક સમાજવ્યવસ્થા ઊભી કરશે.

એ યોજનાને અમલમા મૂકવાના આખા હિંદુસ્તાનમા, અને ખાસ કરીને મુબઈ ઈલાકામા જે પ્રયાસો થયા તે નીચે મુજબ હતા:

યોજનાને અમલમા મૂકવા નીચે દર્શાવ્યા મુજબ પગલા લેવામાં આવ્યા હતા:

(૧) આખા હિંદુસ્તાનમા યોજનાને અમલમા મુકાવવા, અને તેનુ સંચાલન કેવી રીતે થાય છે તેની તપાસ ગખવા એક મધ્યસ્થ મંડળ સ્થાપવામા આવ્યુ, અને તેનુ નામ 'હિંદુસ્તાની તાલીમી સઘ' રાખવામા આવ્યુ.

(૨) આ મંડળના આશ્રય હેઠળ અધ્યાપન મંદિરોમા કામ કરનારા શિક્ષકો માટે ટૂંક સમયના તાલીમ કેન્દ્રો ખોલવામાં

આવ્યા. આ ઉપરાંત જ્યાં જ્યાં એગવાઈ મળી ત્યાં પ્રાથમિક શાળાઓમાં કામ કરનાર શિક્ષકો માટે તાલીમ કેન્દ્રો ખોલ્યાં

(૩) આપણા પ્રાંતમાંથી અધ્યાપન મંદિરો માટે કામ કરનારા અધ્યાપકોને વર્ધા યોજનાની તાલીમ લેવા વર્ધા મોકલવામાં આવ્યા હતા. ત્યાં છ અઠવાડિયાની તાલીમ લીધા બાદ ગુજરાત વિદ્યાપીઠમાં ત્રણ મહિના તાલીમ આપવા પ્રાથમિક શિક્ષકોને બોલાવ્યા હતા. તેમની સાથે કામ કરવા તેમને ત્યાં મોકલવામાં આવ્યા હતા. આ મુજબ તાલીમ મેળવ્યા બાદ પ્રાંતમાં ત્રણ સ્થળે—કતારગામ, લોની અને ધારવાડ–અધ્યાપન મંદિરો ખોલવામાં આવ્યાં. એમાં વર્ધા તાલીમ પામેલા અધ્યાપકોની ત્યાંના અધ્યાપકો તરીકે નિમણૂક કરવામાં આવી. તે મંદિરોને વર્ધા રાષ્ટ્રીય અધ્યાપન મંદિરોનું નામ આપવામાં આવ્યું.

(૪) દરેક અધ્યાપન મંદિરના સ્થળની આજુબાજુના યોગ્ય પ્રદેશની પ્રાથમિક શાળાઓને બેઝિક શાળાઓ (પાયાની કેળવણીની શાળાઓ) બનાવવામાં આવી.

આ રીતે યોજનાના પ્રયોગનું કામ શરૂ થયું. છ મહિનાના અંતે ઓક્ટોબર, ૧૯૩૯ માં પુનામાં અખિલ હિંદ પરિષદ બોલાવવામાં આવી, અને પ્રયોગનું કામ દરેક પ્રાંતમાં કેવું થયું છે તેની ચર્ચા કરવામાં આવી. પણ આ અરસામાં બીજું વિશ્વયુદ્ધ શરૂ થયું, અને તેના પરિણામે કોંગ્રેસ સરકારોએ રાજીનામાં આપ્યાં, એટલે તે યોજનાના એકધારા અમલમાં વિક્ષેપ પડ્યો. કોંગ્રેસ સરકારે કાઢેલા અધ્યાપન મંદિરો ગવર્નરની નવી સરકારની સત્તા નીચે ગયા, એટલે એની પ્રગતિ કેટલેક અંશે શિથિલ થઈ ગઈ.

આ યોજનાના પ્રયોગ અંગે કેટલીક ખાનગી સંસ્થાઓ કામ કરતી હતી. તેના પ્રયાસો સ્વતંત્ર રીતે ચાલુ રહ્યા, અને તેથી ઘણાખરા પ્રાંતોમાં બે પ્રકારના પ્રયોગના પ્રવાહો વહેવા માંડ્યા. એક

પ્રવાહ સરકાર સ્થાપિત અધ્યાપન મંદિરો અને બેઝિક શાળાઓનો અને બીજો પ્રવાહ રાષ્ટ્રીય સંસ્થાઓનો. ઉપર્યુક્ત સંજોગોમાં આખા દેશમાં આ યોજના શરૂ થઈ. આ યોજના સાતથી ચૌદ વરસનાં બાળકો માટે છે બાળકના વિકાસક્રમને ધ્યાનમાં લઈ આ યોજનાથી બાળકોનો સર્વાંગી વિકાસ સાધવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. તેમ છતાં ચૌદ વર્ષ પછીના બાળકના અભ્યાસ અંગે એ યોજનામાં કાંઈ વિચાર કર્યો નથી, એટલે ઉચ્ચ કેળવણી વિષે એ સિદ્ધાન્ત પર કોઈ યોજના હજી સુધી ઘડાઈ નથી; એટલા માટે શ્રમ અને બુદ્ધિનો સમન્વય ધ્યાનમાં રાખી ઉચ્ચ કેળવણીની યોજના ઘડી કાઢવાની ખાસ જરૂર છે. ટૂંકાણમા અંગ્રેજ શાસને તૈયાર કરેલા કેળવણીનાં માળખાને તોડી રાષ્ટ્રને અનુકૂળ સમગ્ર કેળવણીનુ માળખું તૈયાર કરવાની જરૂર છે. એ સંબંધી વિસ્તૃત ચર્ચા બાળકના વિકાસક્રમ અને અભ્યાસક્રમનાં પ્રકરણોમા કરવામાં આવી છે.

---

## દ્વિતીય ખંડ
# દુનિયાના અન્ય સંસ્કૃત દેશોનું કેળવણી દર્શન

પ્રકરણ પહેલું

## પ્રાચીન કાળની કેળવણી

[૧] આદિ કેળવણી :

પ્રાથમિક જરૂરિયાતો—અન્ન, વસ્ત્ર, અને રહેઠાણ—ને લગતી વસ્તુઓ મેળવવાના, અગર તેનું ઉત્પાદન કરવાના અને તેને ઉપયોગમા લેવાના માર્ગોનું જ્ઞાન બાળકો માબાપ પાસેથી તેમના જીવનનું અનુકરણ કરીને મેળવતા હતા 'પ્રયત્ન અને સફળતા'ના સિદ્ધાંત અનુસાર વર્તવાથી તેમનુ જ્ઞાન દૃઢ થતુ હતુ ટોળીના સભ્ય તરીકે દાખલ કરવાની, અર્થાત્ નાગરિક તરીકે ગણવાની વિધિ સમયે બાળકોને કેટલીક વ્યાવહારિક બાબતો સમજાવવામા આવતી હતી. વ્યક્તિગત વિકાસ કે સામાજિક ઉપયોગિતા પ્રત્યે ખાસ ધ્યાન અપાતું નહોતુ

[૨] ભારત સિવાયના પૂર્વના દેશોની કેળવણી :

ઇજિપ્ત, બેબિલોનિયા, એસીરિયા, ચીન અને ઈરાનની ત્રણીની યોજના કેટલેક અંશે ભારતની પ્રાચીન કેળવણીની યોજનાને

મળતી હતી, પણ એનો સૌથી સારો વિકાસ ભારતમાં થયો હતો. જ્યારે ચીન સિવાયના ઉપર જણાવેલા દેશોમા ઉચ્ચ કેળવણીની સંસ્થાઓ મઠ, વિહાર કે મંદિરમા હતી, અને ધર્માચાર્યો શિક્ષણ આપતા હતા, ત્યારે ચીનમાં ઉચ્ચ કેળવણી ખાનગી વ્યક્તિઓ દ્વારા ખાનગી પાઠશાળાઓમાં અપાતી હતી.

[૩] યહૂદી કેળવણી:

યહૂદીઓની કેળવણી યોજનાનુ મુખ્ય ધ્યેય બાળકનુ નૈતિક અને ધાર્મિક ચારિત્ર્ય ઘડવાનું હતું એના કેટલાક ઉચ્ચ આદર્શો કેટલેક અંશે અર્વાચીન કેળવણી યોજનાઓમા વણી લેવામાં આવ્યા છે. એ કેળવણીની વિશિષ્ટતા એ હતી કે દરેક બાળકને શિક્ષણ આપવામા આવતુ હતુ. યહૂદીઓમા શુદ્ર જેવો કોઈ વર્ગ નહોતો, એટલે સમગ્ર યહૂદી સમાજનાં બધા બાળકોને કેળવણી મળતી હતી. તેમની કેળવણીની અસર તેમના સમાજ પર એવી પડી હતી કે તેઓ સ્ત્રીઓને માન આપવાનુ શીખ્યા હતા. માબાપ બાળકો પ્રત્યે સારું વર્તન રાખતાં હતા, અને બાળકો માબાપ પ્રત્યે પૂજ્યભાવથી જોતાં હતા એમની કેળવણી પદ્ધતિમા પૂર્વના બીજા દેશોની કેળવણી પદ્ધતિ કરતા વ્યક્તિત્વના વિકાસનો અવકાશ વધારે હતો, પણ તેમ છતાં એ પદ્ધતિ જેવી પ્રગતિશીલ હોવી જોઈએ તેવી નહોતી.

[૪] ગ્રીક કેળવણી:

પશ્ચિમના દેશોમાં ગ્રીસ દેશે કેળવણી પ્રયોગની પહેલ કરી હતી. ગ્રીક લોકોને માનવ વિકાસની પ્રગતિ માટે જેમ જેમ પ્રકાશ મળતો ગયો, તેમ તેમ તેમનુ ધ્યેય એ તરફ વળતુ ગયુ. ગ્રીસ દેશમાં કેળવણીની બાબતમાં સૌથી પ્રથમ પ્રયાસ સ્પાર્ટાએ કર્યો હતો. દરેક વ્યક્તિ–પુરુષ, સ્ત્રી અને બાળક–મા શક્તિ અને હિંમત આવે અને કાયદા પાલનની વૃત્તિ કેળવાય એ તેમની કેળવણીનો હેતુ હતો. એ મુદ્દાને ધ્યાનમાં લઈ ત્યાં પુરુષ, સ્ત્રી તેમ જ બાળકને કેળવણી અપાતી હતી. દરેક વ્યક્તિનો વિકાસ રાજ્યહિત માટે કરવામાં

આવનો હતો. વ્યક્તિવિકાસ ગૌણ હતો. સ્પાર્ટાનું કેળવણીનું ધ્યેય ધ્યાનમા લઈ કેળવણીનો વિચાર કરીએ તો આપણને સ્પષ્ટ માલૂમ પડે કે સ્પાર્ટન લોકોએ યોજી કાઢેલી કેળવણી પદ્ધતિમાં તેમને ફતેહ મળી હતી. તેમના હેતુ મુજબ સ્પાર્ટન લોકો બળવાનમાં બળવાન લડવૈયા અને રાજ્યને માટે સ્વાર્પણ કરનારા નાગરિકો થયા હતા. પણ તેમનો ઉન્નત માનવવિકાસ થયો નહોતો, અર્થાત્ જેને આપણે સંસ્કૃતિ કહીએ તેના પ્રકારનો કોઈ વિકાસ થયો નહોતો.

ગ્રીસ દેશમા કેળવણીનો પ્રયોગ કરનાર બીજું રાજ્ય ઍથેન્સ હતું. એ રાજ્યમાં પ્રાચીન કાળના પ્રથમ તબક્કામા સ્પાર્ટા જેવો જ કેળવણીનો હેતુ હતો. પણ સમય જતાં તેને લાગવા માંડ્યુ હતું કે વ્યક્તિનો વ્યક્તિગત રીતે સંપૂર્ણ વિકાસ થાય તો તે રાજ્યને સૌથી વધુ હિતકર છે, અને તેથી તેમણે બાળકને સાત વર્ષની ઉમ્મરથી શારીરિક શક્તિ કેળવવાનુ, તથા સંગીતનું, અને વાચવા લખવાનુ શિક્ષણ આપવાનું શરૂ કર્યું હતું. એ ઉપરાંત તેના નૈતિક અને બૌદ્ધિક વિકાસ પર તેમ જ તેના ચારિત્ર્ય ઘડતર પર ધ્યાન આપવામાં આવ્યુ હતું. સ્ત્રી કેળવણી પ્રત્યે તેમનું બિલકુલ લક્ષ્ય નહોતું. ઘરકામનુ શિક્ષણ જ તેમને માટે યોગ્ય મનાતું હતું. જેમ જેમ સમય જતો ગયો, અને તેઓ વેપાર અને રાજ્યવિસ્તારને લીધે ઇરાનીઓ તેમજ બીજા પરદેશીઓના સહવાસમા આવ્યા, અને ઍથેન્સ રાજ્યનુ સ્વરૂપ લોકશાહી તરફ જવા લાગ્યુ, તેમ તેમ તેમના કેળવણીના વિચારોમા ફેરફાર થતો ગયો. તેઓ વ્યક્તિવિકાસ પર વધુ ધ્યાન આપવા લાગ્યા, અને તે એટલી હદ સુધી કે તેમની કેળવણીથી રાજ્યહિત કે અહિત થશે તે પ્રત્યે તેઓ બિલકુલ ધ્યાન આપતા નહોતા. આવા અમર્યાદિત વ્યક્તિવિકાસ પર અંકુશ મૂકવા, અને 'રાજ્ય કે સમાજ અને વ્યક્તિ, બન્નેના હિતનો સુમેળ સાધવા સૉક્રેટીસ, પ્લેટો, અને ઍરિસ્ટોટલે પ્રયાસ કર્યો. સૉક્રેટીસે સાબિત કરી બતાવ્યુ કે, વ્યક્તિએ મેળવેલું જ્ઞાન સત્યજ્ઞાનનું એક પાસું હોય છે ઘણાના અનુ-

બધના જ્ઞાનનુ એકીકરણ થવાથી સત્યજ્ઞાન પ્રાપ્ત થાય છે સત્યજ્ઞાન મેળવવા વ્યક્તિવિકાસ બસ નથી, પણ તે વિકાસ બીજી વ્યક્તિઓના સબધમા રહીને થાય તે તે માનવસમાજને હિતકર થાય છે પ્લેટોએ પોતાના 'રિપબ્લિક અને લાઝ' નામના પુસ્તકથી સોક્રેટીસ કરતા વધારે સ્પષ્ટ રીતે કેળવણીની યોજના રજૂ કરી વ્યક્તિ અને સમાજના સુમેળનુ ધ્યેય પ્રાપ્ત કરવાની વાત લોકો સમક્ષ સ્પષ્ટ રીતે મૂકી એરિસ્ટોટલે તેનાથી આગળ વધીને પોતાના 'પોલિટિક્સ' (Politics) નામના પુસ્તકમા એ ધ્યેયનુ વધારે સારી રીતે સ્પષ્ટીકરણ કર્યું જો કે તે સમયે વ્યક્તિગત વિકાસનો એટલો મોહ વધી ગયો હતો કે આ તત્ત્વજ્ઞાનીઓના વિચારો તે સમયની પ્રજાએ ધ્યાનમા લીધા નહિ, તો પણ કાળાતરે તેમના વિચારોની અસર પશ્ચિમની કેળવણી પદ્ધતિ પર વધુ ને વધુ થતી ગઈ.

તે સમયે લોકો વ્યક્તિના હિતનું અને જીવનકળાનુ શિક્ષણ વધારે ઉપયોગી છે એમ ગણવા લાગ્યા હતા તેથી વ્યક્તિવિકાસનુ ધ્યેય પાર પાડવા કેળવણીની યોજનાઓ ઘડવામા આવતી હતી, અને તેને અમલમા મૂકવા શાળાઓ સ્થાપવામા આવી હતી એ શાળાઓનો વિકાસ થઇ ધીમે ધીમે તેમણે વિદ્યાપીઠનુ સ્વરૂપ લીધું હતુ પશ્ચિમમા એથેન્સ, રહોડઝ, પર્ગેમોન, એલેક્ઝાડ્રિયા અને રોમમા સસ્કૃતિના કેન્દ્રો સ્થપાયા હતા, અને તે વિદ્યાપીઠ તરીકે ઓળખાતા હતા.

**[૫] રોમન કેળવણી :**

સ્પાર્ટાની કેળવણીની માફક રોમન કેળવણીનો મૂળ હેતુ એવો હતો કે દરેક વ્યક્તિને રાજયના હિતનુ કામ કરી શકે એવી શક્તિ શાળી બનાવવી પણ એક બાબતમા એ હેતુ સ્પાર્ટાની કેળવણીના હેતુથી જુદો પડતો હતો જયારે સ્પાર્ટાની કેળવણી દરેક વ્યક્તિને રાજયહિત માટે સ્વાપણ કરવાની ફરજ પાડતી હતી, ત્યારે તે બાબત સ્વેચ્છાથી કરે એવી ભાવના રોમન બાળકોમા ઉત્પન્ન થાય એવી રીતે રોમન કેળવણી અપાતી હતી પ્રથમ બાળકને

માબાપ ઘરમાં કેળવણી આપતા હતા, પણ ધીમે ધીમે એ કેળવણી અંગે શાળાઓ સ્થપાઈ હતી જોકે ભારત માફક સમાજમા શિક્ષકનુ સ્થાન ઊંચુ ગણાતુ નહોતુ. ગ્રીક સંસ્કૃતિની અસર રોમન લોકો પર થઈ હતી, તેથી ગ્રીક સમાજમા શિક્ષકનુ મૂલ્યાકન નીચુ હોવાથી રોમન સમાજમા શિક્ષકના દરજ્જામા કોઈ સુધારો થયો નહિ

રોમન શાળાઓમા વ્યવહારુ તેમજ વ્યક્તિ અને સમાજને ઉપયોગી થાય એવી કેળવણી અપાતી હતી તેમનો હેતુ બાળકને કુટુંબના કાબેલ વડા, નાગરિક અને સૈનિક બનાવવાનો હતો તેમની કેળવણીની યોજના એવી હતી કે બાળક મન અને તનથી નીરોગી અને બળવાન થાય, તેનામા સારી ટેવો કેળવાય; દેવ, માબાપ, જાહેર સંસ્થાઓ, અને કાયદા પ્રત્યે તે માનપૂર્વક પૂજ્યભાવથી વર્તાવ રાખતો થાય, લડાઈમા હિંમતવાન થાય, અને કોઈ ધધો કે ખેતીવાડી કરી પોતાનો જીવનનિર્વાહ કરી શકે આ પ્રકારની કેળવણીથી તેઓ ગણતરીબાજ, સ્વાર્થી, ઘમંડી, ઘાતકી અને લોભી થયા તેમનામા જીવનના ઉચ્ચ આદર્શોની ભાવના બિલકુલ આવી નહિ પણ ગ્રીક સંસ્કૃતિના સહવાસમા આવવાથી તેમનામા ઉપર્યુક્ત ભાવના જાગૃત થઈ, અને એવી ભાવનાશાળી વ્યક્તિઓ બનાવવા રોમન લોકોએ ગ્રીક કેળવણી પદ્ધતિ અખત્યાર કરી આથી અસ્તવ્યસ્ત થઈ ગયેલી ગ્રીક કેળવણી પદ્ધતિ રોમન સત્તા હેઠળ વળી પાછી વ્યવસ્થિત થઈ, અને તેના પરિણામે પૂર્વ અને પશ્ચિમમા જ્યા જ્યા રોમન સત્તા ગઈ, ત્યા ત્યા કેળવણીના કેન્દ્રો ખૂલ્યા, અને વિદ્યાપીઠો સ્થપાઈ રોમન કેળવણીની યોજના નીચે દર્શાવ્યા મુજબ હતી

(૧) લડસ અથવા પ્રાથમિક શાળા, (૨) ગ્રામર શાળા અથવા માધ્યમિક શાળા, (૩) વક્તૃત્વ કળાની શાળાઓ અથવા ઉચ્ચ કેળવણીની શાળાઓ, અને (૪) વિદ્યાપીઠો.

આ વિદ્યાનાં કેન્દ્રોને રાજ્ય તરફથી કોઈ કોઈ વખતે મદદ મળતી હતી, પણ સામાન્ય રીતે તે કેન્દ્રો ખાનગી સાહસથી ચાલતાં હતાં. એ શાળાઓની ખરાબ હાલત જોઈને ઈ. સ. ૪૨૫ માં રોમન શહેનશાહે એવું ફરમાન બહાર પાડ્યું કે કોઈએ શાળાઓ સ્થાપવી નહિ. માત્ર રાજ્ય તરફથી રાજ્યની દેખરેખ હેઠળ શાળાઓ ચલાવવામાં આવશે આ રીતે જાહેર કેળવણીના વિચાર અને તેના અમલની શરૂઆત થઈ. પણ રોમન રાજ્યની પડતી સાથે આ કેળવણી પદ્ધતિની પડતી આવી, અને લોકો કેળવણી પ્રત્યે બેદરકાર થતા ગયા.

આ કેળવણી પદ્ધતિથી સર્જાયેલી રોમન સંસ્કૃતિએ માનવજાતને કેટલાક નવા વિચારો આપ્યા. એ વિચારો આ મુજબ હતા: (૧) માનવસમાજનું ઐક્ય સાધવા વિશ્વરાજ્ય હોવું જોઈએ. (૨) સમાજ વ્યવહારના સિદ્ધાંતોના આધારે કાયદાનું ઘડતર થવું જોઈએ.

યહૂદીઓના ઉચ્ચ ધાર્મિક આદર્શો, ગ્રીકોના બૌદ્ધિક તેમ જ આધ્યાત્મિક વિચારો, રોમનોની આદર્શ સંસ્થાઓ, અને વિચારને અમલમાં મૂકવાની સંસ્થાઓ—આ બધી બાબતો માનવસમાજના ઘડતરમાં ઘણી અગત્યની માલૂમ પડી છે.

### [૬] આદિ ખ્રિસ્તીઓની કેળવણી :

જોકે તેમનામાં શિક્ષણ શાળાઓ નહોતી, અને તેમને બૌદ્ધિક જ્ઞાન ભાગ્યે જ અપાતું હતું, તો પણ તેમને ઉચ્ચ કક્ષાની નૈતિક તાલીમ આપવામાં આવતી હતી. ધર્મના સિદ્ધાન્તોનું શિક્ષણ મુખ્ય હતું, અને તેનો હેતુ બીજી દુનિયાની તૈયારી કરવાનો હતો. એ હેતુ સાથે ગ્રીક અને રોમન કેળવણીના હેતુઓ જે આ દુનિયામાં સારું જીવન જીવવા માટે હતા તેનો મેળ થવાથી પાછળથી આ દુનિયા અને બીજી દુનિયા—બન્નેની તૈયારી માટે શિક્ષણ અપાવા લાગ્યું.

---

પ્રકરણ બીજું

# મધ્યયુગની કેળવણી

ગ્રીસ અને રોમ સિવાયના યુરોપના બીજા દેશો કેળવણીમા બહુ પછાત હતા, અને ત્યા કા તો શિક્ષણનો અભાવ હતો અથવા તો પ્રાથમિક જરૂરિયાતો પૂરતુ શિક્ષણ આપવામા આવતુ હતુ. પણ આ દેશોમા જેમ જેમ રોમન રાજ્યસત્તા ફેલાઈ, અને પાછળથી જેમ જેમ ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થયો, તેમ તેમ તે દેશમા કેળવણીની દિશામાં પ્રગતિ થવા માડી શરૂઆતમાં દરેક સ્થળે ખ્રિસ્તી સિદ્ધાન્તોનું ધાર્મિક શિક્ષણ અપાવા માડ્યુ, પણ ધીમે ધીમે વ્યાકરણ, વક્તૃત્વકળા, વિવાદકળા, ગણિત, ભૂમિતિ, સગીત અને ખગોળવિદ્યા જેવા વિષયો શિખવાડાવા લાગ્યા, અને કાળાતરે બીજા વિષયો, જેવા કે ત્રિકોણમિતિ, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર, પ્રાણીધર્મગુણવિદ્યા, આયુર્વેદ, શસ્ત્રવિદ્યા, સ્મૃતિશાસ્ત્ર, તર્કશાસ્ત્ર અને આત્મતત્ત્વવિદ્યાનુ શિક્ષણ અપાવા લાગ્યુ

આ વિષયોનુ શિક્ષણ 'પ્રશ્ન ઉત્તર' પદ્ધતિએ અપાતુ હતુ, અથવા તો પુસ્તકોના ઉતારા કરાવીને આપવામા આવતુ હતુ તે સમયની સમાજની સ્થિતિ પ્રશસાપાત્ર નહિ હોવાથી ધર્માચાર્યોને ગામ કે શહેર બહાર રહેવાનુ વધારે યોગ્ય લાગતુ હતુ, તેથી તેમણે ત્યા મઠ કે વિહાર સ્થાપ્યા હતા પછી આ મઠમા શિક્ષણ આપવા શાળાઓ સ્થાપવામા આવી હતી જાર્મેનિન શહેનશાહે 'અલ્કુઇન' નામના ઇગ્લડના ધર્માચાર્યની મદદથી શાળાઓના શિક્ષણમા ઘણા સુધારા કર્યા હતા જે મુસલમાનો પશ્ચિમ તરફ ગયા હતા તેઓ ગ્રીક અને રોમન સસ્કૃતિની અસરથી ઘણા કેળવાયેલા બન્યા હતા તેમણે સ્પેન વગેરે દેશોમાં વિદ્યાકેન્દ્રો સ્થાપ્યા હતા, અને એ રીતે યુરોપની કેળવણીની સુધારણામા એમનો ફાળો હતો

મઠની શાળાઓની શિક્ષણ પદ્ધતિમાં અગત્યના ફેરફાર થવા લાગ્યા હતા ધર્મસિદ્ધાતોનું જ્ઞાન સત્ય માની લેવાવાને બદલે તર્કથી

તેની ચકાસણી કરી તેમાં રહેલું સત્ય નક્કી કરાવા લાગ્યું હતું. એ પદ્ધતિ અનુસાર શિક્ષણ આપવાનો ક્રમ આ પ્રમાણે હતો: (૧) વ્યાકરણનાં મૂળતત્ત્વો, (૨) વ્યાકરણ, (૩) તર્ક, વકતૃત્વ, અને ગણિત, (૪) સંગીત, ભૂમિતિ, અને ખગોળવિદ્યા, (૫) કુદરતનો ઇતિહાસ અને નીતિશાસ્ત્ર, તથા (૬) ધર્મશાસ્ત્ર.

મઠની શાળાઓમાંથી કેળવણી યોજનાની પ્રગતિરૂપે યુરોપમાં યુનિવર્સિટીઓ સ્થપાઈ. યુનિવર્સિટીનો મૂળ અર્થ કાયદેસર સ્થપાયેલી સંસ્થા થાય છે. જે સંસ્થાને રાજ્ય તરફથી અમુક કાર્ય કરવાનો પરવાનો મળ્યો હોય તેવી સંસ્થા એટલે યુનિવર્સિટી. પાછળથી એ શબ્દ માત્ર શિક્ષણની સંસ્થાને લાગુ પાડવામાં આવ્યો. યુનિવર્સિટીની સંસ્થા બે રીતે સ્થપાતી હતી: (૧) વિદ્યાર્થી તરફથી, અને (૨) શિક્ષકો તરફથી. એક જ રાષ્ટ્રના વિદ્યાર્થીઓ સંસ્થા સ્થાપતા હતા, અને પોતાના હિતના રક્ષણ માટે એક 'કાઉન્સિલ' પસંદ કરતા હતા, અને તેની મારફત રાજ્ય તરફથી કેળવણીની સંસ્થા સ્થાપવાનો પરવાનો મેળવતા હતા. શિક્ષકો વિષયો મુજબ જુદા જુદા સમૂહો રચતા હતા. આવા ઓછામાં ઓછા ચાર સમૂહો મળીને રાજ્યનો પરવાનો મેળવી એક સંસ્થા સ્થાપતા હતા. સાહિત્ય, કાયદો, ઔષધિ અને ધર્મશાસ્ત્ર એ ચાર વિષયો મુખ્ય હતા. દરેક વિષય માટે એક મુખ્ય શિક્ષક પસંદ થતો હતો, અને તેને ડીન (Dean, ઉપધર્માધિકારી) કહેતા હતા, તે ઉપધર્માધિકારીઓ, અને કાઉન્સિલર (Councellors, સલાહકારો) મળીને એક રેક્ટર (Rector, અધ્યક્ષ) નીમતા હતા, અને તે યુનિવર્સિટીનો વડો ગણાતો હતો.

અભ્યાસક્રમ પૂરો થયા પછી પરીક્ષા લેવામાં આવતી હતી, અને વિદ્યાર્થીઓને 'માસ્તર, પ્રૉફેસર કે ડૉકટર'ની પદવી આપવામાં આવતી હતી. શિક્ષણની પદ્ધતિ બે પ્રકારની હતી: (૧) ભાષણ, અને (૨) વિવાદ કે ચર્ચા.

મધ્યયુગમાં ખાસ કરીને ધર્મ શિક્ષણ અને કેટલેક અંશે વિષયોનું શિક્ષણ આપવામા આવતુ હતુ, પણ સમય જતાં જ્યારે જાગીરદારી પદ્ધતિની સમાજ વ્યવસ્થા ગ્ચાઈ, ત્યારે તેને ટકાવી રાખવા ' સભ્ય ' શિક્ષણની યોજના પ્રમાણે જાગીરદારોના પુત્રોને કેળવણી અપાવા લાગી. એ યોજના મુજબ સાત વર્ષ સુધી જે બાળકને પોતાની માતા ધર્મ, સભ્યતા અને શારીરિક બળની તાલીમ આપતી હતી. સાત વર્ષ પછી બાળકને ઉપલી કક્ષાના જાગીરદારને ત્યાં શિક્ષણ લેવા મૂકવામા આવતો હતો ત્યા તે ' Page ' કહેવાતો હતો. તે જાગીરદારની તથા તેની સ્રીની અગત સેવા કરતો હતો. ત્યા તેને રમતો, વાદ્ય, સંગીત, તથા લખતાં વાચતા અને કવિતા બનાવતા શીખવતા હતા. એ ઉપગત દોડ, કુસ્તી, મુક્કાબાજી, સવારી વગેરેની તાલીમ આપવામા આવતી હતી. પછી તે ચૌદ કે પંદર વર્ષની ઉમ્મરે ' Squire ' કહેવાતો હતો. તેને ઘરકામ ઉપરાંત જાગીરદારના ખાસ કામો કરવા પડતા હતા. રાત્રે જાગીરદારની નજીક સૂઈ જવુ પડતુ હતુ કે જેથી જ્યારે જાગીરદાર કોઈ કામ માટે બોલાવે ત્યારે તે તરત હાજર થઈ શકે. તેને જાગીરદાર કે જે ' Knight ' કહેવાતા હતા તેના ઘોડાઓની માવજત કરવી પડતી હતી, તેના બખ્તર, અને હથિયારોને સારા ચળકતા રાખવા પડતા હતા, અને દ્વંદ્વયુદ્ધ કે યુદ્ધના મેદાનમા એની સાથે હાજર રહેવુ પડતુ હતુ આ રીતે એને લડાઈની પૂરેપૂરી તાલીમ મળતી ,ની. લગભગ એકવીસ વર્ષની ઉમ્મરે તે પોતાની ' પ્રેમદા '
Jıady-ᵡ~ve ) નક્કી કરતો હતો, કવિતા બનાવતો હતો અને
અને રોમન સ~હતો ત્યારબાદ ' Knight ' ની વિધિમાંથી એને
ı ા સ્પેન વગેરે દેશો. આ રીતે વિધિપૂર્વક એને ' Knight ' ની
યુરોપની કેળવણીની સુધારણી હતી ' Knight ' તરીકે ધર્મ, આબરૂ
મકની શાળાઓની શિ એની ફરજ ગણાતી હતી આ રીતે એક
લાવ્યા હતા ધર્મસિદ્ધાંતોનું ચ

પણ જેમ જેમ જમીનદારી વર્ગ નાબૂદ થતો ગયો કે નબળો પડતો ગયો અને જમીનદારી સાથે જોડાયેલો વર્ગ તેનાથી સ્વતંત્ર થઈ શહેરમા જઈ રહેવા લાગ્યો, અને વેપારી વર્ગની ઉન્નતિ થવા માંડી, તેમ તેમ ' Knight 'નુ સભ્ય શિક્ષણ વિલીન થતુ ગયું અને વેપારધંધાને યોગ્ય શાળાઓ સ્થપાવા માંડી. દરેક વેપારધંધા માટે દરેક શહેરમા ગીલ્ડ ( Gild )ની સ્થાપના થવા લાગી હતી. એ ગિલ્ડની યોજના આપણે ત્યાંની જ્ઞાતિને મળતી હતી, પણ ફેર એટલો હતો કે જ્યારે જ્ઞાતિમા જ્ઞાતિ બહારના કોઈને દાખલ કરવામાં આવતા નહોતા, ત્યારે ' ગિલ્ડ 'મા ગિલ્ડ બહારના માણસોને દાખલ કરાતા હતા, અને એ ગિલ્ડના ધંધાની તાલીમ લીધા પછી એને ' ગિલ્ડ 'મા દાખલ થયેલો ગણવામા આવતો હતો. શરૂઆતમા ગિલ્ડના સભ્યો બાળકોને પોતાને ત્યા રાખીને ધંધાની તાલીમ આપતા હતા, પણ સમય જતાં ' ગિલ્ડ 'ની દેખરેખ હેઠળ શાળાઓ સ્થાપવામાં આવી હતી, અને તે ' ગિલ્ડ સ્કૂલ ' કહેવાતી હતી આવી જે શાળાઓ મોટા શહેરોમાં સ્થપાતામાં આવી હતી તે બરો સ્કૂલ ( Borough school ) કહેવાતી હતી.' દરેક ગૃહસ્થ ધાર્મિક કારણથી પોતાના આત્માના ઉદ્ધાર માટે કોઈને કોઈ પાદરીને જપ કરવા રાખતો હતો. નવરાશના સમયે તે શિક્ષણ આપવાનું કામ કરતો. આવી શાળાઓ ચેરિટી સ્કૂલ્સ ( Charity schools ) કહેવાતી હતી. આ બધી શાળાઓમા ધાર્મિક શિક્ષણ નામનું અપાતુ હતુ. જે શિક્ષણ અપાતુ હતુ તે વ્યાપારધંધાને લગતુ અપાતુ હતું, અને તે સામાન્ય રીતે ગિલ્ડ જેવી જાહેર સંસ્થાઓના અંકુશ હેઠળ હતું, એટલે ધાર્મિક શિક્ષણ પ્રત્યે ખાસ ધ્યાન અપાતુ નહોતુ.

મધ્યયુગમા સામાન્ય જનતા માટે અંધકારનો સમય પ્રવર્તતો. ઉપલા વર્ગને જુનવાણી ધર્મ શિક્ષણ તથા વ્યાપાર ધંધાના શિક્ષણ સિવાય બીજું ઊંચા પ્રકારનું શિક્ષણ મળતુ નહોતું. ઉચ્ચ કેળવણીની

શરૂઆત વળી પાછી ૧૫મા સૈકામા જ્યારે યુરોપમા પુનરુદ્ધારનો સમય આવ્યો હતો ત્યારે થઈ હતી પુનરુદ્ધારની શરૂઆત ઈટલીમા થઈ હતી ત્યા ફરી ગ્રીક અને લૅટિન ભાષા શીખવા પ્રત્યે તેમ જ ગ્રીક અને લૅટિન લેખકોના પુસ્તકો વાચવા પ્રત્યે વલણુ થતુ જતુ હતુ ગ્રીક અને લૅટિન પુસ્તકોનો અભ્યાસ જે શાળાઓમા ચાલુ થયો હતો તે શાળાઓ 'Humanistic schools' નામે ઓળખાતી હતી. એવી શાળાઓનો પ્રચાર ધીમે ધીમે યુરોપના બીજા દેશોમા પણુ થયો હતો એની અસર અગ્રેજોએ સ્થાપેલા સંસ્થાનોમા પણુ થઈ હતી, અને એ મુજબ ત્યા પણુ એવી શાળાઓ સ્થપાઈ હતી

આ ફેરફારથી કેળવણીના ધ્યેયમા પણ ફેરફાર થયો. બીજી દુનિયાની તૈયારીરૂપ કેળવણીને બદલે જીવનના વ્યક્તિગત અને સામાજિક વિકાસના હિતો જળવાય એવી કેળવણી આપવાનુ ધ્યેય સ્વીકારાયું હતુ ઈટલીમા એ ધ્યેય પાર પાડવા બાળકના વ્યક્તિગત સસ્કાર, અગત વિકાસ, અને જીવનના વિવિધ પ્રસગો ધ્યાનમા લેવાતા હતા, ત્યારે ઉત્તર યુરોપના પ્રદેશોમા ધર્મ અને નીતિ વડે વ્યક્તિ અને સમાજનો ઉત્કર્ષ કરવા પરત્વે ધ્યાન અપાતુ હતુ. ઈટલીમા એ કેળવણી કુલીન વર્ગ માટે હતી, અને એમા વ્યક્તિના વિકાસ માટે વધુ ધ્યાન આપવામા આવતુ હતુ, ત્યારે ઉત્તર યુરોપના બીજા દેશોમા એ કેળવણી આમજનતા માટે હતી અને સમાજ–વિકાસ તરફ એનુ વલણુ હતુ હિરોનિમિયન શાળાઓ, રાજકુમાર શાળાઓ, જિમ્નેશિયમ અને ગ્રામર શાળાઓ જર્મની, ફ્રાસ, ઇગ્લડ વગેરે દેશોમા સ્થપાઈ હતી

## પ્રકરણ ત્રીજું

# યુરોપના પુનરુત્થાન સમયની કેળવણી

યુરોપમાં મધ્યયુગ જ્ઞાન અંધકારનો સમય ગણાય છે. પંદરમા સૈકાથી એ અંધકાર નાશ પામતો ગયો, એટલે એ સૈકાં પછી લગભગ અઢારમા સૈકા સુધીનો સમય પુનરુદ્ધારનો સમય કહેવાય છે. એ સમય દરમિયાન ખ્રિસ્તી ધર્મમાં પણ સુધારો થયો જ્ઞાનના પુનરુદ્ધારની અને ધર્મની ક્રાંતિની અસર કેળવણી પર પડી. કેળવણીમાં સુધારો કરવાનો પ્રથમ પ્રયત્ન **માર્ટિન લ્યુથરે** કર્યો હતો. માર્ટિન લ્યુથરે કહ્યુ કે "કેળવણીનો હેતુ સારા તેમજ સારા ધાર્મિક વિચારવાળા નાગરિક બનાવવાનો છે. આ કારણથી ગરીબ અને તવંગર, કે ઊંચ અને નીચ છોકરા અને છોકરીઓ બધાં માટે શાળાઓ હોવી જોઈએ, તેનો નિભાવ સરકારી તીજોરીમાંથી થવો જોઈએ, અને સરકારે દરેક બાળકને ભણવાની ફરજ પાડવી જોઈએ." બધાં બાળકો આખો સમય ભણવા આવી શકે નહિ, એટલા માટે એમણે એવો વિચાર દર્શાવ્યો કે, "એવાં બાળકોને શાળામાં બે કલાક ભણાવવાં, અને બાકીનો સમય બીજો કોઈ ધંધો કરવાને તેમને છૂટાં રાખવાં. ત્યારબાદ જે બાળકો ઉચ્ચ કેળવણી લેવા યોગ્ય જણાય તેમને ઉચ્ચ કેળવણી આપવાની વ્યવસ્થા કરવી. બાળકોની કુદરતી ક્રિયાત્મક શક્તિઓને ઉપયોગમાં લઈને અને જેમ બને તેમ શિક્ષણને પ્રત્યક્ષ બનાવીને શિક્ષણ આપવું એ તેમના માટે શ્રેયસ્કર છે." ઉત્તર યુરોપનાં પ્રોટેસ્ટંટ ધર્મી બધાં શહેરોની શાળાઓમાં લ્યુથરનાં કેળવણી વિશેનાં મંતવ્યો મુજબ શિક્ષણ અપાતું હતું. ત્યારબાદ '**વિન્ગલી** અને **કાલ્વિને**' પણ લ્યુથરના વિચારને અનુસરી ઘણી શાળાઓ સ્થાપી હતી.

આ ક્રાંતિના પ્રત્યાઘાત રૂપે ઈગ્નેશિયા લોયલાએ એક સંઘની રચના કરી તે 'જેસુઈસ્ટ સંઘ'ના નામે ઓળખાતો હતો.

તે પોપની સત્તા ટકાવી રાખવા સ્થપાયો હતો. એ સંઘ તરફથી શાળાઓ ચાલતી હતી તેમાં પ્રાથમિક શિક્ષણ લીધું હોય એવા બાળકોને દાખલ કરવામાં આવતા હતા એ શાળાઓ બે પ્રકારની હતી એક નીચલા વર્ગની કૉલેજ જેમાં 'જિમ્નેશિયમ શાળા' જેવો અભ્યાસક્રમ હતો, બીજી ઉપલા વર્ગની કૉલેજ, જેમાં યુનિવર્સિટી ધોરણનું શિક્ષણ આપવામાં આવતું હતું નીચલા વર્ગની કૉલેજોમાં દશથી ચૌદ વર્ષની ઉમ્મરના બાળકને દાખલ કરતા હતા, અને એનો અભ્યાસ પાંચથી છ વર્ષનો રાખવામાં આવેલો હતો ઉપલા વર્ગની કૉલેજનો અભ્યાસક્રમ સાતથી નવ વર્ષનો હતો એ કૉલેજમાં તત્ત્વજ્ઞાન અને ધર્મશાસ્ત્રનો ઊંડો અભ્યાસ કરી કોઈ એક વિદ્યાર્થી એકાદ વિષય પર નિબંધ લખે પછી તે નિબંધ વિષે ચર્ચા ગોઠવવામાં આવે. જો ચર્ચાથી એમ નક્કી થાય કે એ ઉત્તમ કક્ષાનો નિબંધ છે, તો લખનાર વિદ્યાર્થીને 'Doctor of Divinity' ની પદવી આપવામાં આવતી હતી નીચલા વર્ગની કૉલેજના શિક્ષકો તત્ત્વજ્ઞાનમાં નિષ્ણાત હતા, અને ઉપલા વર્ગની કૉલેજના શિક્ષકો ધર્મશાસ્ત્રોમાં નિષ્ણાત હતા દરેક બાબત મોઢે શીખવવામાં આવતી હતી એ શીખવવાની ખાસ પદ્ધતિ હતી પ્રથમ, શિક્ષણના મુદ્દાની પ્રાથમિક સમજૂતી, પછી પૃથક્ પૃથક્ દરેક વાક્યની સમજૂતી, પછી બીજા લેખકોના એ મુદ્દા વિષે વિચારો, અલંકાર, વગેરે ભાષાની વિશિષ્ટતાઓ, અને છેલ્લે ગોખપાઠ દરરોજ, દર અઠવાડિયે, દર મહિને, અને વર્ષના અંતે પુનરાવર્તન કરી નવું શીખવવામાં આવતું હતું એ શાળાઓમાં બાળકોને શિક્ષણ લેવું ગમે એવું હતું, અને શિક્ષણ લેવા જે ઉત્સાહી હોય તેને મફત શિક્ષણ આપવામાં આવતું હતું શિક્ષકો ખંતીલા, મહેનતુ અને પોતાની ફરજ સમજનારા હતા આ શિક્ષકોને શિક્ષણની તાલીમ આપવામાં આવતી હતી, એટલે શાળાઓમાં ઘણું સુંદર કામ થતું હતું વિદ્યાર્થીઓને આજ્ઞાધીન થઈ શિક્ષણ લેવાનું હતું માન, હરીફાઈ અને ઇનામ

આપીને વિદ્યાર્થીઓને અભ્યાસમાં ઉત્તેજિત કરવામાં આવતા હતા. આ પ્રકારની શાળાઓ યુરોપના દરેક ભાગમાં સ્થપાઈ હતી. એ શાળાઓની સંખ્યા લગભગ આઠસોની હતી. એક શાળામાં ત્રણસોથી માંડીને ત્રણ હજાર સુધી વિદ્યાર્થીઓ શિક્ષણ લેતા હતા. એ શાળાના ગ્રેજ્યુએટો જીવનની અગત્યની પ્રવૃત્તિઓમાં આગળ પડતા હતા. જેસુઈસ્ટસંઘને અઢારમા સૈકાના મધ્યમાં વિખેરી નાખવામાં આવ્યો, એટલે કેળવણી ક્ષેત્રમાંથી જેસુઈસ્ટ શાળાઓની અસર ઓછી થઈ ગઈ, અને એ પ્રકારની શાળાઓની સંખ્યા પણ ઘટવા લાગી.

કોર્નેલિયસ જેન્શનની માન્યતા એવી હતી કે માનવજાત સ્વાભાવિક રીતે દુષ્ટ હોય છે. તેમાંથી કેટલાકને દોરવણી આપીને અને તેના પર દેખરેખ રાખીને બચાવી શકાય છે. બાળક હોય ત્યારથી તેમને મનુષ્યોથી જુદા રાખવા જોઈએ, અને યોગ્ય શિક્ષણ આપવું જોઈએ. એમણે જે શાળાઓ સ્થાપી તે 'Port Royal' શાળાઓ નામે પ્રખ્યાત હતી એ શાળામાં બાળક પ્રત્યે વ્યક્તિગત ધ્યાન આપવામાં આવતું હતું, અને તેથી એક શિક્ષકને પાંચ કે છ બાળકો સોંપવામાં આવતાં હતાં, અને શાળામાં વીસથી પચીસ બાળકો દાખલ કરવામાં આવતાં હતાં.

લા શાલેએ પાંચ શિક્ષકોની મદદથી ગરીબનાં બાળકોને ભણાવવા 'રીમ્સ' (Rheims)માં એક શાળા સ્થાપી હતી. પછી એક ભ્રાતૃસંઘ સ્થાપ્યો હતો, અને જુદે જુદે સ્થળે શાળાઓ ખોલી હતી. તે ખ્રિસ્તી ભાઈઓની શાળા નામે ઓળખાતી હતી. એ શાળામાં બાળકના પ્રાથમિક શિક્ષણ પર પણ ધ્યાન અપાતું હતું. પ્રાથમિક શિક્ષણ સારી રીતે આપી શકાય એટલા માટે શિક્ષકોનો તાલીમવર્ગ ખોલ્યો હતો. તાલીમ પામેલા શિક્ષકો શાળામાં શિક્ષણ આપતા હતા. આ સમયથી શિક્ષકના અધ્યાપન મંદિરની શરૂઆત

થઈ હતી વળી અત્યારસુધી વ્યક્તિગત રીતે શિક્ષણ આપવાની પ્રથા હતી, તેને બદલે એક જ કક્ષાના બાળકોને એક ધોરણમા રાખી તેમને એક જ પ્રકારના પુસ્તકમાથી એક જ શિક્ષકની દેખરેખ હેઠળ એક જ પાઠ આપવાની પ્રથા ચાલુ થઈ હતી. એવી રીતે અત્યારની વર્ગ પદ્ધતિ મુજબ શિક્ષણ આપવાની શરૂઆત થઈ હતી. ઓગણીસમા સૈકામા આ પ્રકારની શાળાઓ યુરોપ, એશિયા, ઉત્તર આફ્રિકા અને અમેરિકામા સ્થપાઈ અને લગભગ નવ લાખ બાળકો એવી શાળાઓનો લાભ લેવા લાગ્યા એ શાળાઓમા હરેક પ્રકારનુ શિક્ષણ આપવામા આવતુ હતુ કેટલીક ઉદ્યોગની શાળાઓ હતી, કેટલીક ટેકિનકલ ( Technical, તાન્ત્રિક ) શાળાઓ હતી, અને કેટલીક વ્યાપારી અને બીજી જુદી જુદી પ્રવૃત્તિઓની શાળાઓ હતી

આ બધી શાળાઓમા ધાર્મિક શિક્ષણને કેળવણીનું અગત્યનુ અંગ ગણવામા આવતુ હતુ રોમન કૅથોલિકો તરફથી ચાલતી શાળાઓ રાજ્યવહીવટ હેઠળ હતી, અને તેના નિભાવાર્થે સરકારી તિજોરીમાથી નાણા આપવામા આવતા હતા આ રીતે સર્વવ્યાપી, મફત અને ફરજિયાત કેળવણી આપવાના અંકુરો ફૂટેલા માલૂમ પડતા હતા. પ્રાથમિક શિક્ષણના ફેરફારની અસર માધ્યમિક શાળાઓ પર પડી હતી, અને તેમા તેમ જ ઉચ્ચ કેળવણીના શિક્ષણમાં તે મુજબ ફેરફારો થયા હતા અત્યારની કેળવણીની પદ્ધતિનો પાયો ધાર્મિક ક્રાતિના સમયમા નખાયો હતો તેમ છતા શિક્ષણ આપવામા બુદ્ધિ અને તર્ક કરતા સ્મરણશક્તિનો વિકાસ વધુ થતો હતો. વ્યક્તિના વિકાસને દાબીને બાળકોને આજ્ઞાંકિત બનાવવા પર વધારે ધ્યાન આપવામા આવતુ હતુ

આ સમયે કેળવણીના ક્ષેત્રમા એક જુદો પ્રવાહ વહેવા માડયો હતો વ્યક્તિગત વિકાસ કરવો અને ક્રિયા અને ઇંદ્રિય દ્વારા દરેકને જ્ઞાન આપવુ. એ સબધી જુદા જુદા લેખકોએ પોતાના વિચારો

દર્શાવ્યા હતા. એમા **લૉક અને મિલ્ટન** અગ્રગણ્ય લેખકો હતા. એમના વિચારોની અસર તે સમયના લોકો પર સારી પડી હતી, અને શિક્ષણ પદ્ધતિમા વૈજ્ઞાનિક દૃષ્ટિ દાખલ કરવા પ્રત્યે વલણુ વધ્યુ હતુ દરેક વસ્તુને ઇંદ્રિયથી તપાસી તેને વિષે જ્ઞાન પ્રાપ્ત કરવુ એજ સાચુ જ્ઞાન છે દરેક બાબતમા કામ કરવાથી કુશળતા આવે છે અને નહિ કે તે સબધી પુસ્તકો વાચવાથી આ વિચારો અનુસાર જે શાળાઓ સ્થપાઈ હતી તે 'એકેડેમીઝ' (Academies) કહેવાતી હતી. તેમા માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણુ અપાતુ હતુ, પણુ પાછળથી એ શાળાઓની સ્થિતિ માધ્યમિક શાળાઓ જેવી થઈ ગઈ હતી. ઇંગ્લંડ, ફ્રાસ, જર્મની, અને અમેરિકામા આ પ્રકારની શાળાઓનો વધારે પ્રચાર થયો હતો

લૉકે આ ઉપરાત એક બીજો સિદ્ધાત પ્રતિપાદિત કર્યો હતો. તે એ હતો કે એક વિષયમા બુદ્ધિ કસાયેલી હોય તો તેનો લાભ બીજો ગમે તે વિષય શીખવામા મળે છે. અર્વાચીન કાળમા લૉકના પહેલા સિદ્ધાતને અર્ધસત્ય ગણવામા આવે છે. લાકનો બીજો વિચાર એ સિદ્ધાતના સુધારા તરીકે કેળવણીની બાબતમા સત્ય હોય એમ અત્યારે માલૂમ પડે છે. એ વિચાર મુજબ ગણિતના અભ્યાસથી બાળકો બધી બાબતમા વિવેકબુદ્ધિવાળા થાય છે એમ નહિ, પણુ એનાથી બાળકમા એવી સમજ આવે છે કે સ્પષ્ટ વિચારોના સર્મથન માટે વિવેકબુદ્ધિ ખપ લાગે છે, અને તે મુજબ બીજી બાબતોમા વિવેકબુદ્ધિનો ઉપયોગ કરવાની એને ટેવ પડે છે.

**અમેરિકાની કેળવણી વ્યવસ્થા :**

સોળમા સૈકામા અમેરિકામા સંસ્થાનો સ્થપાયા હતા, એટલે યુરોપમા કેળવણીની જે સ્થિતિ હતી તે મુજબ અનુકરણથી ત્યા શાળાઓ સ્થાપવામા આવી હતી એ શાળાઓ ત્રણુ પ્રકારની હતી (૧) વર્જિનિયા અને દક્ષિણુમા વ્યક્તિગત પદ્ધતિ મુજબ ચાલતી

શાળાઓ, (૭) મધ્યના સસ્થાનોમા ધર્માધિકારીની દેખરેખ હેઠળ ચાલતી શાળાઓ, (૮) માસાચુસેટ્સ અને બીજા સસ્થાનોમા સરકાર તરફથી ચાલતી શાળાઓ સમય જતા પહેલા બે પ્રકારની શાળાઓ બધ પડી ગઇ માસાચુસેટ્સની યોજના પ્રમાણેની શાળાઓ આખા અમેરિકામા સ્થપાઇ ત્યારબાદ અમેરિકામા સ્વતત્ર અખતરા થવા લાગ્યા હતા, તેમ છતા અર્વાચીન યુગના યુરોપના કેળવણીકારોની અસર એમના પર પુષ્કળ હતી

---

## પ્રકરણ ચોથું

# યુરોપ-અમેરિકાની અર્વાચીન કેળવણી

પુનરુદ્ધાર સમયની કેળવણીનો મુખ્ય હેતુ બાળકોને ધાર્મિક, રાજકીય, અને સામાજિક બાબતોમાં આજ્ઞાંકિત બનાવવાનો હતો. તેમાંથી બાળકને સ્વતંત્ર બનાવવાનો પ્રથમ પ્રયત્ન વૉલ્ટેર અને એના સમકાલીન કેળવણીકારોએ કર્યો હતો. પણ એ બાબતમાં વિચારનું ખરું પરિવર્તન રૂસોએ કર્યું હતું. એના 'એમીલી' (Emile) પુસ્તકમાં નવી કેળવણીની યોજના આપેલી છે. બાળકને જેમ બને તેમ કુદરતી રીતે શીખવા દેવાની એણે હિમાયત કરી છે. રૂસોએ બાળકેળવણીના પાંચ તબક્કા બતાવ્યા છે. (૧) જન્મથી પાંચ વર્ષની ઉંમર સુધીનો—જન્મથી બાળકને શહેર બહાર રાખવું જોઈએ અને એને સાદી અને સ્વતંત્ર શારીરિક પ્રવૃત્તિઓ કરવા દેવી જોઈએ જેથી એનું આરોગ્ય સુધરે. બાળકની કોઈપણ પ્રકારની ટેવ દૃઢ થવા દેવી જોઈએ નહિ. એનાં રમવાનાં રમકડાં સાદાં રાખવાં જોઈએ. (૨) પાંચ વર્ષથી બાર વર્ષની ઉંમર સુધીનો—ઇંદ્રિયોનો ઉપયોગ કરીને કુદરતી રીતે જ્ઞાન મેળવવું; શરીરને જેમ બને તેમ કસવું; મરદાની રમતો રમવી અને તરતા શીખવું; આ બાબતો પર આ સમય દરમિયાન બાળકે ધ્યાન આપવું જોઈએ. આ કાળ દરમિયાન બાળકને વાંચતા શીખવવું, પણ એને કોઈ પુસ્તક વાંચવા કહેવું નહિ કે એની પાસે કાંઈ પુસ્તક વંચાવવું નહિ. ખાસ નૈતિક જ્ઞાન આપવું નહિ, કારણ કે સમજશક્તિ આવ્યા સિવાય એ જ્ઞાન આપવું વાસ્તવિક નથી. (૩) બાર વર્ષથી પંદર વર્ષની ઉંમર સુધીનો—આ કાળ દરમિયાન બાળકમાં જિજ્ઞાસાવૃત્તિ પ્રબળ હોય છે; રસપૂર્વક સમજવાની વૃત્તિ હોય છે; એટલે એ કાળમાં જુદા જુદા વિષયોનું જ્ઞાન શોધખોળથી અને પ્રત્યક્ષ ક્રિયાથી નિર્ણયો બંધાવીને આપવું. (૪) પંદરથી વીસ વર્ષની ઉંમર સુધીનો—

વિજાતીય પ્રત્યે રસ ઉત્પન્ન થાય છે એ સમયે એને દોરવણી આપવાની જરૂર છે, કારણ કે એના સામાજિક અને નૈતિક સંબધોને એના જીવનના પાયારૂપ બને છે ગરીબ, દુખી, અને રોગી મનુષ્યોના સહવાસમા આણી એનામા પ્રેમ, દયા વગેરે ગુણો કેળવવા જોઈએ, ખરાબ માણસોના સહવાસમા એને આવવા દેવો, અને એના માઠા પરિણામા પરથી એને બોધ લેવા દેવો (૫) પચીસ વર્ષની ઉમર પછી—એને પરણાવવો જોઈએ, પણ એને માટે યોગ્ય કેળવાયેલી કન્યા હોવી જોઈએ પુરુષના ઉપયોગમા આવે એવી સ્ત્રીની કેળવણી હોવી જોઈએ સ્ત્રીનું શરીર એવી રીતે કસવુ જોઈએ કે એ વધારે મોહક બને અને આરોગ્ય અને બળવાન બાળકને જન્મ આપે સ્ત્રી આજ્ઞાંકિત અને ઉદ્યમી બનવી જોઈએ એને સગીત, નૃત્ય વગેરે બાબતો શીખવવી જોઈએ

રૂસોની કેળવણીની યોજના એવા પ્રકારની છે કે બાળકને સસ્કૃતિ અને સમાજના અકુશોમાથી દૂર રાખી કુદરતના ખોળે છોડી દેવુ, અને કુદરત જે રીતે કેળવણી આપે તે રીતે એને લેવા દેવી

ત્યારબાદ બેસડો વગેરે કેળવણીકારોએ બાળકોને વાચવા લાયક વાર્તાના પુસ્તકો પાઠ્યપુસ્તકો વગેરે તૈયાર કર્યા આ રીતે રૂસોની કુદરતની જાળમાથી બાળકને પુસ્તકોની જાળમા ખેંચી જવા માડયુ બેસડોએ પોતાના વિચારો મુજબ એક શાળા સ્થાપી જે 'ફિલેન્થ્રોપિયમ' (Philanthropium)ના નામે ઓળખાતી હતી રૂસોના મતવ્ય મુજબ બાળકને શહેર બહાર મોકલી દેવુ નહિ, પણ શાળામા તેને કુદરતી રીતે તેમજ પુસ્તક દ્વારા શિક્ષણ લેવા દેવુ એવુ બેસડોનુ મતવ્ય હતુ બાળકની પ્રેરણાઓ અને રસવૃત્તિઓને દોરવણી આપવી, પણ દાબી દેવી નહિ બાળકની બુદ્ધિ વિકાસની મુજબ શિક્ષણ પદ્ધતિ રાખવી સાદુ જીવન ગળાવવુ દરેક ને એક ઉદ્યોગ શીખવવો કસરત અને રમતો કરાવવી વાર્તાના

પુસ્તકો વંચાવી, વાતચીત કરી, રમતો અને ચિત્રો કે નાટ્ય-પ્રયોગ વગેરે કરાવી તે દ્વારા શાળાનું જ્ઞાન આપવું. બેસડોએ સ્થાપેલી શાળા પ્રયોગરૂપે ગણાતી હતી, એટલે વધારે બાળકો દાખલ થતા નહોતા. પણ સમય જતાં એ શાળાનાં બાળકોના સ્ફૂર્તિવાળા ચહેરા થતા જોઈને લોકોમાં એની ખ્યાતિ વધી. કાન્ટે એને માટે એવો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો કે કેળવણીમાં આ એક ક્રાંતિ છે દશથી બાર વરસનાં બાળકોને પુસ્તકો કરતા પ્રવૃત્તિઓ અને ઇંદ્રિયોના ઉપયોગથી સારું જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે.

આ સમયે ગરીબ લોકોનાં બાળકો નિરક્ષર રહેતા હતાં, એટલે એવા બાળકોને શિક્ષણ આપવા ચેરિટિ સ્કૂલ્સ (Charity Schools) અને સન્ડે સ્કૂલ્સ (Sunday Schools) સ્થાપવામાં આવી હતી. આ શાળાઓમાં તાલીમ પામેલા શિક્ષકો શિક્ષણ આપતા હતા શિક્ષણના સાધનો સારી જાતના વપરાતા હતા. શિસ્ત, આરોગ્ય, અને બીજી બાબત પર ધ્યાન આપવામા આવતુ હતું. એ શાળાઓનો વહીવટ કરવા કમિટીઓ નીમવામાં આવી હતી. એમા લેન્કેસ્ટર નામના કેળવણીકારે એક અગત્યનો સુધારો દાખલ કર્યો હતો. હિંદુસ્તાનમાં મોનિટર પદ્ધતિથી ઓછા ખર્ચે શિક્ષણ આપી શકાતુ હતું, તે પરથી લેન્કેસ્ટર શાળાઓમા એણે 'મોનિટર પદ્ધતિ' દાખલ કરી હતી ત્રણ વર્ષના બાળકોને શિક્ષણ આપવા રોબર્ટ ઓવને ઇન્ફન્ટ સ્કૂલ્સ (Infant Schools) કાઢી હતી. તેમા બાળકોને વાચન, ગણિત, નાણાં, વજન અને માપના કોષ્ટકો, સામાન્ય વસ્તુઓનુ જ્ઞાન, જુદા જુદા પ્રાણીઓની ટેવો સમજવાની વિદ્યા, ખગોળવિદ્યા, વનસ્પતિશાસ્ત્ર અને પ્રાણીશાસ્ત્રનાં મૂળતત્ત્વો તથા ન્યુ ટેસ્ટામેન્ટની વિગતો વગેરે શીખવવામા આવતા હતા.

ઉપર્યુક્ત ફેરફારો અમેરિકાના સસ્થાનોમા પણ દાખલ થયા હતા આ બધા સુધારામાથી અને ખાસ કરીને ધર્માદા ફડમાથી

સ્થપાયેલી શાળાઓમાંથી જાહેર રાષ્ટ્રીય શાળાઓ અસ્તિત્વમાં આવી હતી, અને ફરજિયાત અને મફત કેળવણીની શરૂઆત થઈ હતી

અ પેસ્ટેલૉઝીના કેળવણી સિદ્ધાંત અને પ્રયોગ :—

રૂસોએ રૂઢ થયેની કેળવણીની પ્રથા વિરુદ્ધ એવા સિદ્ધાંતનું પ્રતિપાદન કર્યું હતુ કે બાળકને બની શકે તેટલું કુદરતના ખોળે મૂકી દેવું, અને બને તેટલું બાળકને કુદરત પાસેથી શીખવા દેવું જરૂર જણાય ત્યાં જ બાળકને દોરવણી આપવી. આ રીતે રૂઢ થયેલી કેળવણીની પ્રથાનો વિનાશ કરવાનું વલણ રૂસોએ અખત્યાર કર્યું હતું, પણ એણે રચનાત્મક વાત કરી નહોતી એ કામ એના પછી થયેલા પેસ્ટેલાઝીએ કર્યું એણે રૂસોના કુદરતના સિદ્ધાંતને મૂર્ત સ્વરૂપ આપ્યુ, અને એ સિદ્ધાંત મુજબ શાળાઓ સ્થાપી બાળકને કેવી કેળવણી આપવાથી તે સારો નાગરિક થઈ શકે એનો પ્રત્યક્ષ પ્રયોગ કરી બતાવ્યો એના વિચાર મુજબ દરેક બાળકને શિક્ષણ મળવું જોઈએ એના કેળવણીના સિદ્ધાંતો નીચે મુજબ હતા

[૧] અવલોકન એ શિક્ષણનો પાયો છે

[૨] અવલોકન સાથે ભાષાનો સંબંધ હોવો જોઈએ, એટલે ભાષા દ્વારા અવલોકન વિષે સ્પષ્ટ રીતે બાળકને કહેતા આવડવું જોઈ એ

[૩] અભ્યાસનો સમય એ નિર્ણય અને ટીકાનો સમય નથી

[૪] દરેક વિષયમાં તે વિષયના સાદામાં સાદા મૂળતત્ત્વોથી શરૂઆત કરવી જોઈએ, અને બાળકના વિકાસ અને વૃદ્ધિ પ્રમાણે ધીમે ધીમે તેમાં પ્રગતિ કરવી જોઈએ

[૫] અમુક બાબત શીખવ્યા પછી તેનુ મનન કરવાનો બાળકને સમય આપવો જોઈએ એક બાબતનો સારો ખ્યાલ આવ્યા પછી બીજી બાબત શીખવવી જોઈએ

[૬] શિક્ષણે વિકાસનો માર્ગ લેવો જોઈએ, અને નહિ કે મનસ્વી ઉત્પન્ન કરેલા અભ્યાસક્રમનો

આ સિદ્ધાંતો અનુસાર યુરોપના સંસ્કૃત દેશોમા તેમજ અમેરિકાના સસ્થાનોમા શાળાઓ સ્થપાઈ, અને તેમા શિક્ષણ આપનાર શિક્ષકો માટે તાલીમવર્ગો ખોલવામા આવ્યા ખેતીવાડીની શાળાઓમા અવલોકન અને ઉદ્યોગ દ્વારા શિક્ષણ અપાવા લાગ્યુ ધનવાન, મધ્યમ અને ગરીબ વર્ગના બાળકો માટે જુદી જુદી શાળાઓ સ્થાપવામા આવી હતી

આ. હાર્બર્ટ અને ફ્રોબેલના કેળવણી સિદ્ધાંતો અને પ્રયોગો :–

પેસ્ટેલોઝીના કુદરતી શિક્ષણના સિદ્ધાતના બે પાસા હતા (૧) કુદરતી રીતે બાળકની આતરિક શક્તિઓમાથી ઉદ્ભવતો બાળકનો વિકાસ અર્થાત્ બાળકના વિકાસનુ લક્ષણ બાળકમા જન્મથી હોય છે, અને તેના સ્વભાવના વિકાસમા શિક્ષક માત્ર મદદરૂપ થાય છે (૨) કુદરતી રીતે બાહ્ય પરિસ્થિતિમાથી ઉદ્ભવતો બાળકનો વિકાસ, અર્થાત્ બાળકના જ્ઞાનનો પાયો બાળકના તાજા અને પ્રત્યક્ષ અનુભવો પર રચાયેલો હોય છે, અને બાળકના બુદ્ધિ-વિકાસનો આધાર શિક્ષક પર હોય છે ફ્રોબેલે પેસ્ટેલોઝીના પહેલા પાસાના સિદ્ધાંતો વિસ્તૃત કર્યા, ત્યારે હાર્બર્ટે બીજા પાસાના સિદ્ધાતો વિસ્તૃત કર્યા ફ્રોબેલે બાળકના કુદરતી વિકાસ અને પ્રવૃત્તિઓ પર ભાર મૂકયો ત્યારે હાર્બર્ટે શિક્ષકના શિક્ષણપદ્ધતિ અને કાર્યશક્તિ પર ભાર મૂકયો

[૧] હાર્બર્ટના સિદ્ધાંતો :

બાળકની બુદ્ધિનુ ઘડતર બાહ્ય સંજોગો મુજબ થાય છે. હાર્બર્ટ બાળકમા ઉદ્ભવતી પ્રેરણાઓ, ગર્ભિત લક્ષણો અને વલણો લક્ષમા લેતો નથી હાર્બર્ટના અભિપ્રાય મુજબ વિચારો બુદ્ધિના મૂળતત્ત્વો છે. એ મૂળ વિચારો બહારના એને મળતા આવતા વિચારોનો સંગ્રહ કરે છે, ત્યારે એનાથી જુદા પડતા વિચારોને કાઢી નાખે છે, અર્થાત્ બુદ્ધિમા જે વિચારો સ્થાપિત થઈ ગયા

હોય છે, ને વિચારો તે પછીના વિચારોનું મૂલ્યાંકન તે મુજબ આંકે છે. આને સંસ્કાર-મૂલ્યાંકન (Apperception) કહે છે. પૂર્વ સંબંધિત જ્ઞાન પરથી નવા વિચારો ગ્રહણ કરવાને બાળકમાં રસ અને ધ્યાન પેદા કરવાનું કામ શિક્ષક કરે છે. જે વિચારો બાળકના પૂર્વ વિચારો સાથે સંબંધ ધરાવતા ન હોય તેવા સદ્ગુણ વિષેના કે સારા વર્તન વિષેના વિચારો હોય તોપણ બાળકને તે ગ્રાહ્ય થતા નથી, અને એવા વિચારો પ્રત્યે એ બેદરકારીથી કે તિરસ્કારથી જુએ છે. વિચારો અગાઉના વિચારો સાથે સંબંધવાળા હોવા જોઈએ, અને એ રીતે એના જીવનને સ્પર્શતા હોવા જોઈએ. બાળકમાં કોઈપણ બાબતનો લઘુકાળ રહે એવો રસ ઉત્પન્ન કરવો જોઈએ નહિ, પણ ચિરસ્થાયી રહે એવો રસ ઉત્પન્ન કરવા પ્રયાસ કરવો જોઈએ. જીવનના સંબંધોને સ્પર્શતા વિચારો પસંદ કરી અને તેને યોગ્ય રીતે ગોઠવી શિક્ષણ આપવામાં આવે તો જ ચિરસ્થાયી રસ ઉત્પન્ન કરી શકાય છે. વિચારો પ્રત્યે રસ બે બાબતોથી ઉત્પન્ન કરી શકાય છે: (૧) કુદરતી અનુભવ, ને (૨) સમાજ સાથે વ્યવહાર. કુદરતી અનુભવમાંથી રસ ત્રણ રીતે પ્રાપ્ત કરી શકાય છે: (૧) ઇંદ્રિયો દ્વારા પ્રત્યક્ષ રીતે અનુભવ મેળવીને, (૨) કારણો અને પરિણામોના સંબંધો શોધી કાઢીને, ને (૩) મનન પરથી સુખનો અનુભવ મેળવીને. સમાજ સાથે વ્યવહાર રાખીને પણ ત્રણ રીતે રસ પ્રાપ્ત કરી શકાય છે: (૧) બીજી વ્યક્તિઓ સાથેના સંબંધો પ્રાપ્ત કરીને, (૨) સમગ્ર સમાજ સાથે સંબંધ કેળવીને, ને (૩) પ્રભુ સાથે સંબંધ બાંધીને. હાર્બર્ટ શિક્ષણના બે પ્રકાર બતાવે છે: (૧) ઐતિહાસિક વિષયો; ઇતિહાસ, સાહિત્ય, અને ભાષાજ્ઞાન, અને (૨) વૈજ્ઞાનિક વિષયો, ગણિત અને કુદરતી શાસ્ત્રો.

આ વિષયોનું શિક્ષણ અભ્યાસક્રમમાં એ રીતે ગોઠવવું જોઈએ કે ને સમગ્ર એકત્રિત શિક્ષણ થાય. આ પરિણામ વિષયના અનુસંધાનથી કે અભ્યાસને એકત્રિત કરવાથી મેળવી શકાય છે.

એની શિક્ષણ પદ્ધતિનાં મૂળ ચાર પગથિયાં નક્કી કરવામાં આવેલાં છે. તેમાંથી તેના અનુયાયીઓએ પાંચ પગથિયાં કર્યા છે.

**હાર્બર્ટનાં પગથિયાં :** (૧) સ્પષ્ટતા–શીખવવાના મુદ્દાઓની રજૂઆત, (૨) સંબંધ–અગાઉ શીખેલા મુદ્દાઓનો નવા મુદ્દાઓ સાથે સંબંધ, (૩) ગોઠવણી–સંબંધવાળા મુદ્દાઓની યોગ્ય ગોઠવણ, (૪) પદ્ધતિ–નવા મુદ્દાઓનો વહેવારુ અમલ.

એના અનુયાયીઓએ વિચારી કાઢેલાં પાંચ પગથિયાં આ પ્રમાણે હતાં : (૧) પૂર્વ તૈયારી, (૨) રજૂઆત, (૩) સરખામણી, (૪) સામાન્ય નિર્ણયો, અને (૫) અમલ.

હાર્બર્ટ વિષયોના મર્યાદિત અનુસંધાનમાં માનતો હતો, અથવા એક મુદ્દા પરથી કેંદ્રોત્સારિત પદ્ધતિ (Concentric Methods)થી વિષયનુ જ્ઞાન વિસ્તૃત કરવામાં માનતો હતો. વળી મનુષ્યના વિકાસના કાળ મુજબ બાળકનો બુદ્ધિવિકાસ થાય છે એમ માનતો હતો, અર્થાત્ જેવી રીતે મનુષ્યે શિકારી, ભરવાડ, ખેડૂત અને વેપારી જીવનનાં કામો ભોગવ્યાં છે તેવી રીતે દરેક બાળકને આ અવસ્થાઓ ભોગવવાનો કાળ હોય છે અને તે મુજબ તેનુ વલણ હોય છે. એ બાબત ધ્યાનમાં રાખીને બાળકને શિક્ષણ આપવું જોઈએ એમ એ કહેતો હતો.

[૨] ફ્રોબેલના સિદ્ધાંતો :

સ્વયંભૂ અથવા ઈશ્વર એ સ્વયંશુદ્ધ આત્મા છે. એમાંથી મનુષ્ય અને કુદરત બન્ને ઉત્પન્ન થયા છે, અને તેથી મનુષ્ય અને કુદરતનો આત્મા તદાકાર છે. બધી વસ્તુઓમાં એક અનંત અને અવિકારી કાયદો રહેલો છે. એ સર્વ સત્તાધીશ કાયદો સર્વવ્યાપી, શક્તિમાન, જીવંત, સ્વયંશુદ્ધ અને અવિનાશી ઐકય પર રચાયેલો છે. જે દૈવી પ્રવાહ દરેક વસ્તુમા વહી રહેલો છે તે તે વસ્તુનું સાચું સત્ત્વ છે.

આવો સિદ્ધાંત માનવા છતાં શિક્ષણ પદ્ધતિમા ફ્રોબેલના

અને શિસ્ત માટે ઉપયોગી પ્રવૃત્તિઓ. (૪) સામાજિક અને રાજકીય સંબંધો જાળવવાને ઉપયોગી પ્રવૃત્તિઓ (૫) મનોરંજન માટેની પ્રવૃત્તિઓ (જે નવરાશના સમય માટે હોય છે તે). કેળવણીનો હેતુ આ બધી પ્રવૃત્તિઓ મારફત બાળકના જીવનનું સર્વાંગી ઘડતર કરવાનો હોવો જોઈએ. આદર્શરૂપે એની પ્રાપ્તિ થઈ શકે એમ ન હોય તો પ્રવૃત્તિઓના મૂલ્યાંકન મુજબ તે પ્રત્યે ઓછુવત્ત ધ્યાન અપાવું જોઈએ એવો કેળવણીનો હેતુ હોવો જોઈએ જે મનુષ્યમાં રાજકીય, આર્થિક અને સામાજિક બાબતોનું યોગ્ય જ્ઞાન હોય તે જ મનુષ્ય નાગરિક તરીકે લાયક ગણી શકાય "

આ મુજબ હકસલી, કોમ્બે, ઇલિયટ વગેરે કેળવણીકારોએ પોતાના અસરકારક લખાણોથી લોકોમાં કેળવણીના નવા વિચારોનો પ્રચાર કર્યો, અને એની અસર દુનિયાના દરેક સંસ્કૃત દેશ પર પડી અને ત્યાં કેળવણીની બધી સંસ્થાઓ નવા વિચારો મુજબ જ ચાલવા માંડી

## ૬. ડયુઈના કેળવણી સિદ્ધાંતો અને પ્રયોગો :—

ડયુઈ યુનાઈટેડ સ્ટેટ્સનો પ્રખ્યાત કેળવણીકાર હતો તેણે શિકાગોમાં એક શાળા સ્થાપી હતી તે શાળા ડયુઈએ પ્રતિપાદિત કરેલા સિદ્ધાંતો પર ચાલતી હતી એના સિદ્ધાંતો નીચે મુજબ હતા :

(૧) વર્તમાન કેળવણીની યોજનાએ દરેક વ્યક્તિને તેની સામાજિક પરિસ્થિતિ અને સમાજના સુધરેલા અંગો સાથે અનુકૂળ બનાવવાનું હિતકર કાર્ય કરવા અંગે શાળામાં નીચેના પ્રશ્નોનો ઉકેલ આણવો જોઈએ તે પ્રશ્નો આ પ્રમાણે છે (અ) ગૃહ અને આસપાસના જીવનનો શાળા સાથે વધારે ગાઢ સંબંધ ઊભો કરવો, (બ) ઇતિહાસ, વિજ્ઞાન, અને કળા જેનો જીવન સાથે અગત્યનો સંબંધ છે તે વિષયોની શરૂઆત કેવી રીતે કરવી તે શોધી કાઢવી, (ક) વાચન, લેખન અને ગણિતનો સંબંધ દરરોજના અનુભવ અને પ્રવૃત્તિ સાથે જોડવો,

અને તેનો જીવનમાં ઉપયોગ છે એમ બતાવવું. આ પ્રશ્નનો ઉકેલ બાળકને ઉદ્યોગની પ્રવૃત્તિઓ કરાવીને લાવી શકાય એમ છે.

(૨) દુકાનદારી, રસોઈ, સીવણકામ અને વણાટકામના મુખ્ય ઉદ્યોગો તેમજ બીજા ગૌણ ઉદ્યોગો બાળક પાસે કરાવરાવવા, અને તે ઉદ્યોગોનો ઇતિહાસ શિખવાડવો. ડચુઈએ કહ્યું છે કે, "ઔદ્યોગિક ઇતિહાસ એ માત્ર ભૌતિક ઇતિહાસ નથી, પણ બુદ્ધિનો ઇતિહાસ છે; મનુષ્ય કેવી રીતે વિચાર કરતો થયો, અને પોતાના જીવનના સંજોગો બદલી શક્યો તેની માહિતીનો ઇતિહાસ છે; મનુષ્યે પોતાના હેતુઓ પાર પાડવા ધૈર્યથી સંજોગોમાં ફેરફારો કર્યા તેનો અહેવાલ છે." વળી ડચુઈએ કહ્યું છે કે "ઉદ્યોગોની તાલીમ માત્ર હકીકતો અને તેના સિદ્ધાંતો શીખવવા માટે નહિ, પણ બાળકને નાના સ્વરૂપમાં જુદા જુદા ધંધાઓમાં પ્રવૃત્તિ રાખવાનો રસ ઉત્પન્ન કરવા માટે છે, એટલે જીવનની પ્રવૃત્તિઓનો ઉપયોગ શિક્ષણમાં કરવા માટે છે. જીવનની તૈયારી માટે શાળા નથી, પણ શાળા એ જ જીવન છે." ડચુઇ જીવનની સામાન્ય પ્રવૃત્તિઓ અને અનુભવો પર ભાર મૂકે છે. તે પ્રવૃત્તિઓ માટે ગમે તે પ્રકારની સામગ્રીઓની જરૂર નથી. બાળકને પોતાની પ્રવૃત્તિઓ માટે સામગ્રી અને સાધનો પસંદ કરવાની જવાબદારી સોંપવી જોઈએ, અને બુદ્ધિપૂર્વક કામની યોજના કરી પોતાના વિચારનો નમૂનો તૈયાર કરવાની તેને તક આપવી જોઈએ, કે જેથી એ પોતાની ભૂલો જોઈ શકે અને તે સુધારી શકે. આ રીતે બાળકને કામ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરવાથી તેના ચારિત્ર્યનું ઘડતર થઈ શકે છે અને તેનું જીવન ઉન્નત બનાવી શકાય છે.

પ્રાથમિક શાળાઓમાં વાચન, લેખન અને ગણિત શીખવવામાં નીચેની પ્રવૃત્તિઓનો ઉપયોગ કરવાથી બાળકને જીવન સાથે સંબંધમાં રાખી શકાય છે: (૧) રમત, (૨) અવલોકન, (૩) હસ્તકામ, (૪) વાર્તા, સંગીત અને કળા. આ દરેક પ્રવૃત્તિનું સ્થાન શાળામાં

અગત્યનું હેતુ જોઈએ, કેમ કે એમાંથી વાચન, લેખન, અને ગણિત શીખવવાનું કામ સરળતાથી થઈ શકે છે

ડ. ડાર્વિનના સિદ્ધાંતો અને પ્રયોગો :—

ડાર્વિનના મનુષ્ય ઉત્ક્રાંતિના સિદ્ધાંત મુજબ કેળવણીના સિદ્ધાંતોમા અગત્યના ફેરફારો થયા, અને કેળવણીના પ્રશ્નોને નિહાળવાની જુદી દૃષ્ટિ મળી બુદ્ધિને વિકાસ પામતા તત્ત્વ તરીકે ગણવામા આવ્યુ, અને એ દૃષ્ટિએ મનુષ્ય જાતના અને વ્યક્તિના બુદ્ધિવિકાસનો વિચાર કરવામા આવ્યો બુદ્ધિવિકાસનો અભ્યાસ અવલોકન અને પ્રયોગથી કરવામા આવ્યો, અને તેથી કેળવણીના પ્રશ્નોમા અગત્યના ફેરફારો થયા સાથે સાથે કેળવણીની સસ્થાના વહીવટ અને વ્યવસ્થાના પણ અગત્યના ફેરફારો થયા શાળાની પ્રવૃત્તિઓ કેન્દ્રિત કરવામા આવી શાળાના આરોગ્યની વ્યવસ્થા અને શાળાના સ્થાપત્યમા પણ અગત્યના ફેરફારો થયા કેળવણીના ખર્ચમા કરકસર, બાળકના આરોગ્યની જાળવણી શીખવવાની પદ્ધતિમા સુધારો, અને લોકશાહી આદર્શોને અનુરૂપ કેળવણી વગેરે અગત્યના ફેરફારો દરેક સ્થળે માલૂમ પડવા લાગ્યા આ વારે સમગ્ર કેળવણી સુધારા, ફેરફાર અને પ્રયોગના તબક્કામા છે, એટલે એનાનાં જીવન અને પ્રગતિના ચિહ્નો માલૂમ પડે છે

ઢ ત્યારબાદ મફત અને ફરજિયાત કેળવણી રાજ્યકીવટ હેઠળ દાખલ થવી જોઈએ એવા વિચારો અમેરિકાના કેળવણીકારોને સ્ફૂર્યા, અને તે મુજબ ત્યા પ્રાથમિક શાળાઓ, માધ્યમિક શાળાઓ, કોલેજો, અને યુનિવર્સિટીઓ રાજ્યવહીવટ હેઠળ ચાલુવાના પ્રયાસ શરૂ થયા એ કાનમા પહેલ કરનાર હોરેસમાન હતા એણે વર્તમાનપત્રો, ચોપાનિયાં, અને પુસ્તકો દ્વારા એવા વિચારોનો પ્રચાર કર્યો, કે કેળવણી સર્વવ્યાપી અને મફત હોવી જોઈએ છોકરાંને છોકરાની માફક કેળવણી મળવવાની બધી સગવડો આપવી જોઈએ અને સ્ત્રીઓ અને તવંગરના બાળકોને કેળવણી લેવાની સરખી તકો

મળવી જોઈએ બાળકેળવણીનાં શિક્ષણકેન્દ્રો આરોગ્યની દષ્ટિએ સારી બાંધણીનાં બંધાયેલાં હોવાં જોઈએ. એમાં હવા-ઉજાસવાળા અને બાળકો સગવડથી બેસી શકે એવા ઓરડાઓ હોવા જોઈએ. હોરેશમાનનો મુખ્ય હેતુ બાળકોને માત્ર વિદ્વાન, સંસ્કારી અને કુશળ બનાવવાનો નહોતો, પણ ચારિત્ર્યવાન નાગરિક બનાવવાનો હતો. બાળકનો સ્વભાવ સમજીને માયાળુપણે નરમાશથી બાળકને શિક્ષણ આપવું જોઈએ, એ મુદ્દાપર ભાર મૂકવામા આવ્યો હતો. ત્યારપછી બીજા કેળવણીકાર બર્નાર્ડના પ્રયત્નથી ઈ. સ. ૧૮૨૫ થી ઈ. સ. ૧૮૬૦ દરમિયાન હાલમાં જે પદ્ધતિથી શાળાઓ ચાલે છે તે સ્વરૂપમા ગજ્યના વહીવટ હેઠળ શાળાઓ ચાલવા માડી. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ તથા તાલીમ પામેલા શિક્ષકો તૈયાર કરવાનાં અધ્યાપન મંદિરોમાં રાજ્યની દેખરેખ હેઠળ મફત અને સર્વવ્યાપી કેળવણી આપવાની શરૂઆત થઈ. ઈ. સ. ૧૮૯૦ સુધીમાં અમેરિકાનાં સંસ્થાનોમાં સર્વત્ર એક જ પ્રકારનાં યુનિવર્સિટી સુધીનાં શિક્ષણ કેન્દ્રો રાજ્યની દેખરેખ હેઠળ મુકાયાં હતા. આ રીતે મફત, ફરજિયાત અને સર્વવ્યાપી કેળવણીની સંસ્થાઓ સ્થાપવામાં અમેરિકાએ પહેલ કરી, અને શરૂઆતમા અનુકરણથી જે કેળવણી યોજના દાખલ કરી હતી તેમાં ધીમે ધીમે સુધારો કરી અમેરિકાએ સ્વતંત્ર કેળવણી યોજના ઘડી કાઢી, અને બીજા દેશોને અનુકરણીય થાય એવી સ્થિતિએ એ દેશની કેળવણી યોજનાઓ પહોંચી.

ઞ. કેળવણીમાં બુદ્ધિમાપનનો ઉપયોગ :—

કોલંબિયા યુનિવર્સિટીના થોર્નડાઈક નામના કેળવણીકારે શસ્થિતિ વિદ્યા (Statistics)નો ઉપયોગ કેળવણીના ક્ષેત્રમાં કર્યો. વ્યક્તિગત બૌદ્ધિક ફેરફારો અને તેનાં કારણો શોધી કાઢવાનો પ્રયાગ કર્યો. બાળકનો કુદરતી વિકાસ અને બાળકને મળતી કેળવણીને લઈને એની બુદ્ધિશક્તિમાં શા ફેરફારો થાય છે તેનુ માપ કાઢવાના ઉપાયો શોધી કાઢ્યા. તે પરથી લેખનકળા ગણિત, નિબંધકળા,

જોડણી, ચિત્રકામ, શબ્દલેખન અને વાચનમા કેટલી સફળતા મેળવી શકાઈ છે તેનુ માપ કાઢવાની રીત શોધી કાઢવામા આવી માધ્યમિક શાળાઓના વિષયો શીખવવાથી બાળકની શક્તિમા શા ફેરફાર થાય છે તેની કસોટી ।। માપો શોધી કાઢવામા આવ્યા શિક્ષણપદ્ધતિની બાળકની બુદ્ધિ પર શી અને કેટલી અસર પહોચે છે તે શોધી કાઢવાના પ્રયાસો ચાલુ છે આ પ્રયાસોથી બાળમાનસ સમજવામા અને બાળકને કઈ રીતે કઈ બાબતમા સમાજને ઉપયોગી બનાવી શકાશે તથા તેની બુદ્ધિનુ માપ કાઢી તેને કઈ કક્ષા સુધી પહોચાડવા થી તે સમાજને ઉપયોગી કામ કરી શકશે તે નક્કી કરી શકાશે એટલે દરેક બાળક પોતાનુ યોગ્ય સ્થાન પ્રાપ્ત કરી શકશે

**૩ ઉદ્યોગના સિદ્ધાંત પર સ્થપાયેલી શાળાઓ —**

અર્વાચીન કાળમા વિજ્ઞાનમા થયેલી મનુષ્યની પ્રગતિ, અને તેની સહાયથી શોધી કાઢેલી સામગ્રીઓ, સાધનો, અને સગવડોને કારણે મનુષ્યને ઔદ્યોગિક બાબતોનું ઉચ્ચ જ્ઞાન આપતી શાળાઓની જરૂર પડી અને તેથી દરેક સંસ્કૃત દેશમા વર્તમાનકાળમા ઉદ્યોગ અને વેપારને લગતી અને તેનુ શાસ્ત્રીયજ્ઞાન આપતી (Industrial, Commercial and Technical) શાળાઓ સ્થાપવામા આવી એ શાળાઓનુ અગત્ય સામાન્ય શિક્ષણની શાળાઓ કરતાં વધ્યુ. ખેતીવાડી માટે પણ શાળાઓ સ્થાપવામા આવી કે જેથી જીવન નિર્વાહનુ મુખ્ય સાધન–ખોરાક–સારા પ્રમાણમા અને સારી જાતનુ મનુષ્યો મેળવી શકે

**૪ શરીર અને મનની ખોડવાળા બાળકોની શાળાઓ :—**

દરેક બાળકને કેળવણી લેવાની તક મળવી જોઈએ આ સિદ્ધાંત મુજબ સામાન્ય રીતે શરીર અને મનની નીરોગી સ્થિતિવાળા બધા બાળકોને શિક્ષણ મળવા લાગ્યું; પણ શરીર અને મનની ખોડવાળા અંધળાં, બહેરાં, મૂગાં લૂલાં, લંગડા અને ગાંડપણવાળા બાળકોની સ્થિતિ તેમની તેમ રહી તેમને ઘણી વખતે આસ્તિકા

મેળવવી મુશ્કેલ પડતી હતી. આ કારણથી કેટલાક પરોપકારી કેળવણીકારોએ નબળા મનનાં એટલે ગાંડપણવાળાં બાળકોને કેળવવાનું કામ હાથમાં લીધું. એમાં એડવર્ડ સેગ્વિન મુખ્ય હતા. એમણે એવા બાળકોની ઇંદ્રિયો કેળવી તેમની બુદ્ધિને જાગૃત કરી હસ્તકામ દ્વારા શિક્ષણ આપવા માંડ્યું. વળી એ કામમાં એમણે ચિત્રો, છબીઓ, નમૂનાઓ, આકૃતિઓ, મીણ, માટી, કાતર, કમ્પાસ અને પેન્સિલનાં સાધનોનો ઉપયોગ કરી શીખવવા માંડ્યું. આ ઉપરથી એ બાળકોને કેવી રીતે શીખવવાથી હસ્તકામની કેળવણી સાથે બૌદ્ધિક જ્ઞાન આપી શકાય એ બાબતો શોધી કાઢવા પ્રયોગશાળાઓ સ્થપાઈ. ત્યારબાદ આંધળાં અને બહેરાંને કેળવવાના પ્રયોગ શરૂ થયા. બહેરાં બાળકોને શીખવવા બે પદ્ધતિનો ઉપયોગ કરવામાં આવ્યો : (૧) હસ્તકામની અથવા મૂકપદ્ધતિ, અને (૨) હોઠના હલનચલનથી શીખવવાની મૌખિક પદ્ધતિ. હવે બધા દેશોમા બહેરા માટે શાળાઓ છે, અને તે બધી શાળાઓમાં બન્ને પદ્ધતિની મિશ્ર પદ્ધતિ ચાલે છે.

આંધળાં માટે ઉપસેલા અક્ષરોથી આંગળી ફેરવી વાંચતાં શીખવવાનો પ્રયાસ શરૂ થયો વાચન, લેખન અને ગણિતના બૌદ્ધિક જ્ઞાન ઉપરાંત એકાદ ઉદ્યોગ દરેકને શીખવવાનો પ્રબંધ શાળાઓમાં કરવામાં આવ્યો કે જેથી તેઓ પોતાનુ ગુજરાન સ્વતંત્ર રીતે કરી શકે. આ પ્રકારની શાળાઓ પણ બધા સંસ્કૃત દેશોમાં છે, પણ આ બાબતમા હજી ઘણું કરવાનુ રહે છે.

**ઓ. પ્રૌઢોને શિક્ષણ :—**

ગરીબ અને તવંગર-સૌનાં બાળકોને શિક્ષણ મળતુ થયુ. પછી શરીર અને મનની ખોડવાળા બાળકોને શિક્ષણ આપવાનો પ્રબધ થયો. ત્યારબાદ એમ માલૂમ પડ્યુ કે હજી એક વર્ગ શિક્ષણથી બાકાત રહી જાય છે, અને તે પ્રૌઢ સ્ત્રી પુરુષોનો વર્ગ. લોકશાહીમાં એકવીસ વર્ષ ઉપરના બધાને મતદાનનો હક્ક હોવાથી બધા કેળવાયેલાં હોવાં જોઈએ એવુ મંતવ્ય રજૂ કરવામાં આવ્યુ. એટલા માટે જ

(૧) સ્મરણને બદલે તર્કથી માહિતી આપવી.

(૨) માહિતીને ખાતર માહિતી નહિ, પણ બાળકનું વર્તન ઉન્નત બનાવવાને ખાતર માહિતી આપવી

(૩) શિક્ષણ માટે કૃત્રિમ ભૂમિકાને બદલે કુદરતી ભૂમિકાનો ઉપયોગ કરવો.

(૪) પ્રશ્નો કે સમસ્યા રજૂ કરી તે વિષે ચર્ચા કરી તેનો ઉકેલ લાવવો.

આ મુદ્દાઓ મુજબ કામ કરવાનો પ્રથમ હેતુ એ છે કે અનુભવની પુનર્રચના થાય અને તેથી અનુભવની વિસ્તૃત સમજ આવે, અને પછીના અનુભવને યોગ્ય રીતે વાળવાની શક્તિ આવે. બીજો હેતુ એ છે કે જીવન-પ્રસંગો અંગે જે કાંઈ કરવાની જરૂર જણાય તે મુજબ બાળક કામ કરે અને તેમાથી કામ કરવાની આવડત મેળવે

રોટલી બનાવવી અને શેકવી, ખમીસ કે બંડી બનાવવા, અનાજ ઉગાડવું, ટેબલ બનાવવું, ઇલેક્ટ્રિક બેલ માટે સાધનો બનાવી તેને દીવાલ પર બેસાડી બેલને ઇલેક્ટ્રિસિટીની મદદથી વાગતો કરવો—આ બધી પ્રવૃત્તિઓ કે જે બાળક જાતે કરે છે, અને જેનાથી એના અનુભવ અને જ્ઞાન વધે છે તે પ્રોજેક્ટ્સ છે. આ પ્રોજેક્ટ્સ વ્યક્તિગત કરવાના હોય છે કે સમૂહમાં કરવાના હોય છે આ પ્રવૃત્તિ એક તાસની હોય છે કે ઘણા તાસની હોય છે, અથવા ઘણા દિવસ સુધી ચાલે એવી હોય છે આ પ્રોજેક્ટનો ત્રીજો હેતુ એ છે કે એમાંથી બાળકને નવી આવડત અને નવું જ્ઞાન પ્રાપ્ત કરવું છે, એટલું જ નહિ, પણ જૂના જ્ઞાનને નવા જ્ઞાન સાથે જોડી તેને અમલમાં મુકવાની આવડત પેદા કરવી છે શાળામાં આવ્યા પછી રમત, સામાજિક કે કુદરતી અનુભવ, રચનાત્મક પ્રવૃત્તિઓ માટે ઉત્સાહ વગેરે તત્ત્વો બાળકના જીવનમાં જાગૃત હોય છે.

આ બધાં તત્ત્વો બાળક શાળામાં આવે તેમ છતાં જાગૃત રહે એ એનો ચોથો હેતુ છે.

[૪] એક્ટિવિટી પદ્ધતિ :

આને બીજા શબ્દોમા પ્રવૃત્તિ પદ્ધતિ કહી શકાય. દા. ત., ફળ, શાકભાજી વગેરેના માટીના નમૂના કરવા, કાગળનાં ફૂલ કરવાં, તોરણ કરવાં અને બીજાં રમકડાં તૈયાર કરવાં—આમ દરેક પ્રવૃત્તિની સાથે જે વિષય શીખવવાની જરૂર પડે તે વિષય શીખવવો, દા. ત., ફળ અને શાકભાજીના નમૂના બનાવતી વખતે એ ફળ શાનાં છે, કયાં થાય છે, શું ભાવે વેચાય છે, કેવી રીતે પાકે છે વગેરે બાબતોની બાળકો સાથે વાતચીત કરી એ વસ્તુઓ વિષે જ્ઞાન આપવું. એનો આકાર, કદ, માટીના ગુણદોષ વગેરે સમજાવવુ. આ પદ્ધતિથી બાળકના હાથ કેળવાય છે, અને એનો ઇંદ્રિયવિકાસ સાધી શકાય છે. બાળકને પ્રત્યક્ષ રીતે જ આકાર વગેરેનુ ભાન થાય છે.

[૫] ઉદ્યોગ દ્વારા શિક્ષણ :

ગાધીજીએ શિક્ષણ આપવાની યોજનાના સિદ્ધાતો બહાર પાડ્યા કે જેને ઉદ્યોગ દ્વારા શિક્ષણ આપવાની પદ્ધતિ કહે છે; આ સંબધી સંપૂર્ણ ચર્ચા અન્ય સ્થળે કરવામાં આવી છે. કેટલાકનુ માનવુ છે કે આ પદ્ધતિ યુરોપની પદ્ધતિઓના અનુકરણરૂપે છે. ઉપર દર્શાવેલી યુરોપની પદ્ધતિઓમા આ પદ્ધતિની માફક ક્રિયા કે ઉદ્યોગને સ્થાન આપવામા આવેલુ છે. આ યોજનાના સિદ્ધાતો યુરોપની શિક્ષણ પદ્ધતિઓના સિદ્ધાતોને ઘણી બાબતોમા મળતા આવે છે. પણ ગાધીજીની યોજનામા યુરોપની યોજનાથી મૂળભૂત તફાવત રહેલો છે. ગાધીજીની શિક્ષણ પદ્ધતિમા ઉદ્યોગને સ્થાન છે, એટલા માટે તેને યુરોપ અમેરિકાની પદ્ધતિઓના અનુકરણરૂપે ગણવી એ ખોટુ છે. ગાધીજીની અને પાશ્ચાત્ય પદ્ધતિઓમા નીચે મુજબ તફાવત છે.

(૧) સ્મરણને બદલે તર્કથી માહિતી આપવી

(૨) માહિતીને ખાતર માહિતી નહિ, પણ બાળકનું વર્તન ઉન્નત બનાવવાને ખાતર માહિતી આપવી

(૩) શિક્ષણ માટે કૃત્રિમ ભૂમિકાને બદલે કુદરતી ભૂમિકાનો ઉપયોગ કરવો

(૪) પ્રશ્નો કે સમસ્યા રજૂ કરી તે વિષે ચર્ચા કરી તેનો ઉકેલ લાવવો

આ મુદ્દાઓ મુજબ કામ કરવાનો પ્રથમ હેતુ એ છે કે અનુભવની પુનરચના થાય અને તેથી અનુભવની વિસ્તૃત સમજ આવે, અને પછીના અનુભવને યોગ્ય રીતે વાળવાની શક્તિ આવે. બીજો હેતુ એ છે કે જીવન-પ્રસંગો અંગે જે કાંઈ કરવાની જરૂર જણાય તે મુજબ બાળક કામ કરે અને તેમાથી કામ કરવાની આવડત મેળવે

રોટલી બનાવવી અને શેકવી, ખમીસ કે બંડી બનાવવા, અનાજ ઉગાડવું ટેબલ બનાવવું, ઇલેક્ટ્રિક બેલ માટે સાધનો બનાવી તેને દીવાલ પર બેસાડી બેલને ઇલેક્ટ્રિસિટીની મદદથી વાગતો કરવો—આ બધી પ્રવૃત્તિઓ કે જે બાળક જાતે કરે છે, અને જેનાથી એના અનુભવ અને જ્ઞાન વધે છે તે પ્રોજેક્ટ્સ છે આ પ્રોજેક્ટ્સ વ્યક્તિગત કરવાના હોય છે કે સમૂહમાં કરવાના હોય છે આ પ્રવૃત્તિ એક તાસની હોય છે કે ઘણા તાસની હોય છે, અથવા ઘણા દિવસ સુધી ચાલે એવી હોય છે આ પ્રોજેક્ટનો ત્રીજો હેતુ એ છે કે એમાથી બાળકને નવી આવડત અને નવું જ્ઞાન પ્રાપ્ત કરવું છે એટલું જ નહિ પણ જૂના જ્ઞાનને નવા જ્ઞાન સાથે જોડી તેને અમલમાં મૂકવાની આવડત પેદા કરવી છે શાળામાં આવ્યા રેલા રમત, સામાજિક કે કુદરતી અનુભવ, રચનાત્મક પ્રવૃત્તિઓ ટે ઉત્સાહ વગેરે તત્ત્વો બાળકના જીવનમાં જાગૃત હોય છે

પહાડી જમીનને લીધે જોઈએ તેટલી ફળદ્રુપ જમીન નહિ હોવાથી, લોકોને જીવન-નિર્વાહ માટે સખત મહેનત કરવી પડતી હતી. હિંદુસ્તાનની સમધાત આબોહવાની અસરથી નબળા બાંધાના થઈ ગયેલા મૂળ વતનીઓ સામે યુરોપના આર્યોને લડવાનું નહોતું, પણ તેમને તો કસાયેલાં હાડકાંના, મજબૂત અને સખત મહેનત કરનાર મૂળ વતનીઓ સામે લડવાનું હતું. આ કારણથી મૂળ વતનીઓમાં તેમજ ત્યાં ગયેલા આર્યોમાં લડાયક વૃત્તિ જાગૃત રહી હતી. તેમને પોતાના હરેક કાર્યમાં સફળતા મેળવવા પ્રવૃત્ત રહેવું પડતું હતું અને સમાધાન વૃત્તિ રાખવી પડતી હતી. હાડમારીથી અને ચારે તરફ દોડધામ કર્યા પછી તેમને ખોરાક અને સાધન-સામગ્રી મળી શકતાં હોવાથી તેઓ અત્યંત સાહસિક બન્યા હતા, અને મૂળ વતનીઓનો સહકાર મેળવવાની ઉત્કંઠા રાખતા હતા.

ઉપર દર્શાવેલા ;કુદરતી સંજોગોને લીધે યુરોપમાં લોકોની પ્રાકૃતિક જરૂરિયાતોને પહોંચી વળવા તેમજ લોકોના રાજકીય અને આર્થિક સંબંધો જાળવી રાખવા ગ્રીસ અને રોમમાં કળા, સાહિત્ય અને વિજ્ઞાનનાં જુદાં જુદાં ક્ષેત્રોમાં વિકાસ !થયો હતો. પોતાનાં રાજકીય અને આર્થિક હિતો સાચવી રાખવાના હેતુથી બાળકોમાં તે મુદ્દાઓ દૃઢ કરવા કેળવણી આપવાની શરૂઆત થઈ હતી-પણ તે માત્ર ગ્રીસ અને રોમમાં. બાકીના યુરોપના ભાગમાં અસંસ્કારી અને અભણ લોકોની સંખ્યા બહુ જ હતી. કોઈ કેળવણી પદ્ધતિથી શિક્ષણ આપવાની શરૂઆત થઈ નહોતી. ત્યારબાદ જ્યારે આખા યુરોપમાં ખ્રિસ્તી ધર્મનો પ્રચાર થયો, ત્યારે ગ્રીસ અને રોમમાં બૌદ્ધિક વિષયોનો વિકાસ અટકી ગયો હતો. ત્યાં ખ્રિસ્તી દેવળોમાં શિક્ષણ અપાવા લાગ્યું હતું એટલે ધર્મજ્ઞાન મેળવવા જેટલા અક્ષર-જ્ઞાનની જરૂર હોય તેટલું અક્ષરજ્ઞાન બાળકને આપવામાં આવતું હતું. દરેક દેશની માતૃભાષાના જ્ઞાનને બદલે લેટિન અને ગ્રીક-યુરોપની સંસ્કારી ભાષાઓનું જ્ઞાન મહત્ત્વનું ગણાતું હતું, અને એ ભાષાઓના

અને સમાજના કાયદાઓ અને ઘટનાઓના જ્ઞાન પર ઔદ્યોગિક પ્રવૃત્તિઓ અને ક્રિયાઓનો આધાર છે —ઇંગ્લંડનો જોન ડ્યુઈ

કેળવણી એટલે શારીરિક, બૌદ્ધિક અને ઘણા હુન્નર ઉદ્યોગ શીખવાની શક્તિનો વિકાસ આનાથી બધી ઉત્પાદન-ક્રિયાઓના વૈજ્ઞાનિક સિદ્ધાંતો સંબંધી જ્ઞાન આવે છે, અને બધી જાતના ઉત્પાદક કામોમા વપરાતા ઓજારોના ઉપયોગનો મહાવરો થાય છે. —માર્ક્સ

કેળવણીનો મહાન આદેશ જ્ઞાન નથી, પણ આચાર છે.

—હાર્બર્ટ સ્પેન્સર

એકલું ઔદ્યોગિક શિક્ષણ શરીર અને મન વચ્ચે ભેદ ઉત્પન્ન કરે છે, માટે એ ભેદ નાબૂદ કરે એવું સમગ્ર (બુદ્ધિના સમન્વયવાળું) શિક્ષણ હોવું જોઈએ —ક્રોપેટ્કિન

શ્રમ બાળકને મનુષ્યના જીવનસંગ્રામ વિષે શીખવે છે, અને તેમા ભાગ લેતા કરે છે તેઓ કામ કરવાની, સંગઠન કરવાની અને સહકારની ટેવો પ્રાપ્ત કરે છે. તેમના કામમા શિસ્ત આવે છે

—રશિયાનો ગુલ્જિન

જે શ્રમના જુદા જુદા સ્વરૂપના આંતર-સંબંધ અને આંતર-આશ્રયના સ્પષ્ટજ્ઞાનને નવજીવનના સર્જકની દૃષ્ટિએ જુએ છે તે શ્રમને બરાબર સમજે છે બધા હુન્નર ઉદ્યોગોનું સામાન્ય જ્ઞાન જરૂરનું છે.

—પિંકવિચ

સર્વસામાન્ય હુન્નર ઉદ્યોગના જ્ઞાનનો હેતુ વિકસિત કાર્યકર્તા ઉત્પન્ન કરવાની કેળવણી છે. ઉત્પાદક શ્રમનો વૈજ્ઞાનિક શિક્ષણ સાથે સમન્વય કરવો જોઈએ.

મનુષ્ય જાતના આધ્યાત્મિક ગુણોને વ્યક્તિના હિત સાથે ધીમે ધીમે અનુકૂળ બનાવવાનો કેળવણીનો હેતુ હોવો જોઈએ. —બટલર

બધી કેળવણી બાળકેન્દ્રિત હોવી જોઈએ એટલું બસ નથી, પણ તે મનુષ્ય સંસ્કૃતિ સુધી જવી જોઈએ. બધી કેળવણી ભૂતપૂર્વ

બાબતોથી શરૂ થવી જોઈએ એટલું બસ નથી પણ તે બાળજીવનને અનુકૂળ હોવી જોઈએ —બટલર

જીવનના આધ્યાત્મિક અને સામાજિક પાસાંઓ ઇંદ્રિય કર્મ સંબંધથી જોડાયેલા છે, એટલે કેળવણી સમાજ અને વ્યક્તિના સમાધાન ખાતર અથવા એકની બીજા પર સત્તા જમાવવા ખાતર આપવાની નથી, પણ બન્નેનો દૃઢ સંબંધ સાધવા માટે આપવાની છે. —અમેરિકાનો ડયુઈ

વ્યક્તિને કેળવવાનો મુખ્ય હેતુ સામાજિક કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરવાનો છે. —બેગ્લી

કેળવણી એટલે બાળક અને મનુષ્યની શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિનો આવિર્ભાવ.

અક્ષરજ્ઞાન એ કેળવણીનુ ધ્યેય પણ નથી તેમ તેની પ્રથમની ભૂમિકા પણ નથી તે તો ફક્ત સ્ત્રી અને પુરુષને કેળવવાનું સાધન છે. સાક્ષરતામાં જ કેળવણીની સમાપ્તિ થતી નથી જો મારે બાળ-કેળવણી આપવી હોય તો હસ્તઉદ્યોગ દ્વારા શિક્ષણ આપુ અને સાથે સાથે તાલીમ દ્વારા તેની ઉત્પાદન શકિત કેળવુ

હું માનું છુ કે હાથ, પગ, આખ, કાન, નાક વગેરે ઇંદ્રિયોની યોગ્ય તાલીમ દ્વારા બુદ્ધિને સારી રીતે કેળવી શકાય બીજી રીતે કહીએ તો બાળકના અવયવોનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવાથી શ્રેષ્ઠ રીતે અને ઝડપથી તેની બુદ્ધિનો વિકાસ સાધી શકાય; પણ જો મન અને શરીરનો વિકાસ સાધતા સાથે સાથે આધ્યાત્મિક વિકાસ સાધવામા આવે નહિ, તો જે કેળવણી અપાય તે અધૂરી જ અપાય. શારીરિક અને આધ્યાત્મિક વિકાસને લીધે જ સર્વાંગી માનસિક વિકાસ સંભવિત બને છે. વ્યક્તિત્વ એટલે આ ત્રણે બાબતોનું એકીકરણ.

હાથ કેળવવા પ્રથમ આખ, કાન, અને વાચા કેળવો, લેખી કામ પહેલા વાંચતાં શીખવો, અને બારાક્ષરી શીખવતા પહેલાં

# તૃતીય ખંડ

# કેળવણીનો સામાજિક તત્ત્વો સાથે સંબંધ

## પ્રકરણ પહેલું

## ધર્મ અને કેળવણીનો સંબંધ

આગલા ખંડોમાં ભારતની તેમજ વિશ્વના અન્ય સંસ્કૃત દેશોની કેળવણી વિષે ચર્ચા કરી એનાથી એ વાત સ્પષ્ટ માલૂમ પડી કે સામાન્ય રીતે પ્રાચીન કાળથી અર્વાચીન યુગની શરૂઆત સુધી દરેક સ્થળે ધર્માચાર્યો—બ્રાહ્મણો, પાદરીઓ, મોલવીઓ, ને દસ્તુરો—ના હાથમાં કેળવણીનું તંત્ર હતું જે બાળકો શિક્ષણ લેવા જતાં તેમને મુખ્ય જ્ઞાન ધર્મ સંબંધી આપવામાં આવતું હતું. ભારત ભૂમિમાં બ્રાહ્મણ બાળકને એકલાં ધર્મશાસ્ત્રો જ શીખવવામાં આવતાં ક્ષત્રિય બાળક હોય તો થોડા ધર્મશાસ્ત્રના જ્ઞાન ઉપરાંત ધનુર્વિદ્યા અને રાજનીતિ શીખવતા વૈશ્યના બાળકોને ધર્મશાસ્ત્રના થોડા જ્ઞાન ઉપરાંત તેના ધંધાને લગતા વિષયોનું જ્ઞાન આપતા આ રીતે બધી કેળવણી ધર્મની કેળવણી વિના નકામી ગણવામાં આવતી હતી, એટલે આર્ય પ્રજામાં ધર્મતત્ત્વ મુખ્ય ગણાતું હતું આ દેશમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર થયો, એટલે કેળવણીના ક્ષેત્ર અને

સ્વરૂપમા કેટલુંક પરિવર્તન થયુ, પણ કેળવણીમા મુખ્ય તત્ત્વ તો ધર્મજ્ઞાનનુ જ રહ્યુ પછી પુન બ્રાહ્મણ ધર્મની સ્થાપના થઈ તે સમયે પણ કેળવણીમા મુખ્ય તત્ત્વ ધર્મજ્ઞાન જ રહ્યુ ત્યાર પછી હિંદમા મુસલમાનો આવ્યા, અને તેમની રાજસત્તા જામી ત્યારથી કેળવણીનું તંત્ર મુસલમાન મોલવીઓના હાથમા ગયુ, એટલે એ કેળવણીમા પણ મુખ્ય તત્ત્વ તો ધર્મજ્ઞાન જ હતુ એ તંત્ર તેમના હાથમા અઢારમા સૈકા સુધી રહ્યુ લગભગ એ જ સૈકા સુધી તો વિશ્વના બીજા બધા સંસ્કૃત દેશોમા કેળવણી ધર્મગુરુઓના હાથમા હતી, અને કેટલાક દેશોમા હજી પણ કેળવણી તે દેશના ધર્મગુરુઓના હાથમા છે

મુસલમાન રાજ્યોમા બાળકને 'કુરાને શરીફ' એટલે ઇસ્લામનું મુખ્ય ધર્મ પુસ્તક શીખવવામા આવતુ હતુ તે શિક્ષણ મુલ્લાઓના હાથમા હતું. યુરોપમા ધર્મવિહારો કે મઠો કેળવણીના કેન્દ્રો હતા. વિહાર કે મઠમા રહેનાર સાધુઓ, પાદરીઓ ને આચાર્યો લખવા વાંચવાનું જાણતા હતા અન્ય વર્ગના લોકો શિક્ષણ પ્રત્યે ખાસ ધ્યાન આપતા નહિ, ત્યારબાદ યુરોપમા પદરમા સોળમા સૈકામા (Renaissance) નવીન ચૈતન્યનો યુગ આવ્યો એને લીધે તો ત્યાંના મનુષ્ય-જીવનમા મોટું પરિવર્તન થયુ ધીમે ધીમે કેળવણીનું તંત્ર ધર્મગુરુઓ પાસેથી સામાન્ય વર્ગના વિદ્વાનો પાસે ગયુ, અને આખરે ત્યા બાળકેળવણીનુ તંત્ર રાજ્યે પોતાના હાથમા લીધું. ભારતમા અંગ્રેજ સત્તા જામવાથી યુરોપ પ્રમાણે ભારતમા પણ કેળવણી તંત્ર તેમણે પોતાના હાથમા લીધું રાજ્ય તરફથી જે કેળવણીની વ્યવસ્થા કરવામા આવી તેમાથી ધર્મ શિક્ષણનું તત્ત્વ ર.કાઢી નાખવામા આવ્યુ શાળાઓમા માત્ર બુદ્ધિ વિષયક . ન્ધ કરવામા આવ્યો

'કના પ્રકરણોમા ઉલ્લેખ કર્યા મુજબ શરૂઆતમા જોઈ અંગ્રેજોએ પણ આ દેશમા એમણે કાઢેલી

શાળાઓમા ખ્રિસ્તી ધર્મ વિષે શિક્ષણ આપવા માડ્યુ હતુ, પણ આ પ્રકારના શિક્ષણ પ્રત્યે લોકો વિરુદ્ધ હતા જો અગ્રેજો શાળાઓમા ધર્મ શિક્ષણ ચાલુ રાખે તો કદાચ તેમની આ દેશમા સ્થપાયેલી રાજસત્તાને હાનિ પહોંચે એવો એમને ભય લાગ્યો, તેથી તેમણે જાહેર કર્યુ કે ધર્મની બાબતમા અમે કોઈ પ્રકારની દખલગીરી કરીશુ નહિ એ આધારે તેમણે શાળાઓમા કોઈ પણ પ્રકારનુ ધર્મશિક્ષણ આપવાનુ બધ કર્યુ, એટલે ખ્રિસ્તી ધર્મશિક્ષણ પણ બધ થયુ પણ ત્યારબાદ લોકો એવી ટીકા કરવા લાગ્યા કે અત્યારે અપાતી કેળવણીમા ધર્મતત્ત્વ નથી, તેથી બાળક ચારિત્ર્યવાન થતુ નથી, આમ જે લોકો બોલે છે તે લોકો ધર્મશિક્ષણ અને ચારિત્ર્ય ઘડતરનો ભેદ ભૂલી જાય છે[1]

આ ઉપરાત ધર્મ સાથે જોડાયેલા નીતિનિયમો પળાવવાની આખી ઈમારત બીકના પાયા પર રચવામા આવેલી હોય છે. જો કોઈ વ્યક્તિ ધર્મે નક્કી કરેલા નીતિનિયમાનુસાર ચાલે નહિ અને ધર્મવિધિ આચરે નહિ તો તેને અનેકવિધ દુખ આવી પડે અને મરણ પછી હજારો વર્ષ નરકમા રહેવુ પડે એવુ સમજાવવામા આવેલુ હોય છે કેટલા પ્રકારના પાપો હોય છે તે ગણાવવામા

૧ ધર્મ શિક્ષણ એટલે ઉપદેશ એ જ્ઞાનનો વિષય થયો ચારિત્ર્ય, ઘડતર એટલે જ્ઞાન અને કર્મનો સમન્વય એ સમન્વય માત્ર ધર્મ-શિક્ષણથી થઈ શકે નહિ એને માટે જ્ઞાનને આચારમા ઉતારેલુ હોવુ જોઈએ કોઈ પણ માણસ કોઈ પણ ધર્મ સિદ્ધાતો સમજ્યા વિના કે કોઈ પણ ધર્મ સ્વીકાર્યા વિના નીતિવાન હોઈ શકે છે ધર્મ શિક્ષણમા નીતિપાઠ અને ધર્મ પાળવાની રીતો એટલી બધી ઓતપ્રોત હોય છે કે બન્નેને જુદા પાડી શકાય નહિ અને એક ધર્મની રીતો બીજો ધર્મ પાળનારાને માન્ય ન પણ હોય સાચી રીતે ચારિત્ર્ય ઘડતર માટે સર્વ સામાન્ય નીતિ હોવી જોઈએ, અર્થાત્ સમાજના જુદા જુદા તત્ત્વોને એ માન્ય હોવી જોઈએ આ કારણથી ચારિત્ર્ય ઘડતર માટે ધર્મ શિક્ષણ તે આવશ્યક નથી

કહ્યું કે, " જે જાતે મહેનત કરે છે તેને હું મદદ કરું છું. તું જાતે પૈડાંને હાથ દઈ ગાડું ચલવવા પ્રયત્ન કરીશ તો ગાડું ચાલશે. " ગાડીવાને છોડી પૈડાંને એક હાથે ધકેલી બીજા હાથે અછોડા વતી બળદને આગળ ચાલવા ઇશારત કરી કે તરત પૈડું કાદવમાંથી નીકળ્યું, અને ગાડું આગળ ચાલ્યું. ગાડીવાન માફક દરેકે પોતાની આફતો નિવારવા ઉત્સાહથી શ્રમ કરવા તત્પર રહેવું જોઈએ. પણ તેને ધર્મના સંસ્કારને લીધે એવી ટેવ પડી જાય છે કે તે વિકટ પ્રસંગે મહેનત કરી કામનો ઉકેલ કરવાની વાત ભૂલી જાય છે. તેનામાં સ્વાશ્રય અને સ્વપ્રયત્નના ગુણનો વિકાસ થતો નથી. જે ઇચ્છાશક્તિના વિકાસ પર એની પ્રગતિનો આધાર હોય છે તે ઇચ્છાશક્તિ એનામાં નબળી પડતી જાય છે. એટલે ધર્મના વિચારોની અસર લોકો પર ખોટી થાય છે. વળી, ધર્મના કેટલાક વિચારો સમાજસ્થિતિને બરાબર સમજાવી શકતા નથી.

દુનિયાનાં પડતાં દુઃખો માટે કેટલાક એમ કહે છે કે "દુઃખ તો કસોટીરૂપ છે. જેમ સોનુ અગ્નિથી શુદ્ધ થાય છે, તેમ માણસનું જીવન દુઃખથી શુદ્ધ થાય છે. જો કષ્ટ સહન કરવાનો બદલો આ દુનિયામાં મળતો નથી તો બીજી દુનિયામાં જરૂર મળે છે." હવે ખરી હકીકત શું છે તે આપણે વિચારીએ. અગ્નિમાંથી પસાર થયા પછી સોનાને આપણે શુદ્ધ થયેલું જોઈએ છીએ, પણ આ દુનિયામાં દરેક માણસ દુઃખ પછી વિશુદ્ધ થાય છે એવું બનતું નથી. કેટલીક વખત દુઃખના પરિણામે મનુષ્ય અનેક પ્રકારના પાપના માર્ગો ગ્રહણ કરતો થઈ જાય છે. જ્યારે દુઃખથી માણસમાં વિશુદ્ધતા આવતી જણાતી નથી, ત્યારે બીજી દુનિયાના બદલા પર ભાર મૂકવામાં આવે છે. એટલે એવી બાબત સમજાવવામાં આવે છે કે તેનો પ્રત્યક્ષ પુરાવો મળી શકે નહિ, અને તે સત્ય હોવી જોઈએ એમ લોકોને માનવું જ પડે. આ બધાનું કારણ દુઃખ શું છે તે જ આપણે બરાબર સમજ્યા હોતા નથી. દુઃખ શું છે? મનુષ્યને જેની જરૂર હોય, અથવા જે મેળવવાની ઇચ્છા

હોય તે મુજબ તેને મળે નહિ, એટલે મનુષ્યને દુઃખની લાગણી થાય છે આ બાબત એના જીવન સાથે સંકળાયેલી છે, અને પવિત્ર જીવન ગાળનાર હોય કે અપવિત્ર જીવન ગાળનાર હોય દરેકને સંજોગ વશાત્ દુઃખની લાગણી થાય છે મનુષ્યની ઉત્પત્તિ સાથે જ દુઃખ સંકળાયેલું છે, અને તે મનના કારણે ઉત્પન્ન થાય છે, એટલે ખરી રીતે દુઃખ મનનું જ છે મનુષ્યની વસ્તુ સંબંધી વિચાર ભાવના મુજબ તેને સુખ કે દુઃખ થાય છે દા ત, એક માણસ તડકામાં બેસવું પસંદ કરે છે કોઈ કારણથી એના પર તડકો પડતો બંધ થાય છે, છાયો આવે છે, તો તેને દુઃખ થાય છે બીજાને છાયો પસંદ હોય તો તેને છાયો થવાથી આનંદ થાય છે જો કોઈ કારણથી તેના પર તડકો પડે છે તો તે અકળાઈ જાય છે વળી ધારો કે એક મનુષ્યને કાંઈ ઈજા થઈ છે તેને ઈજા થવાથી દુઃખ થાય છે અને બડબડાટ કરે છે કે હું કેવો પાપી છું કે મને દુઃખ આપ્યું ઈશ્વરે મને દુઃખ આપ્યું બીજાને એવી જ ઈજા થાય છે તો તે બોલે છે કે, 'શૂળીનું વિઘ્ન કાંટે ગયું ઈશ્વર જે કરે છે તે સારા માટે ' આમ દુઃખ સમયે પણ એ સુખ અને આનંદ અનુભવે છે ઈસુ ખ્રિસ્ત, મહાત્મા ગાંધીજી, અને બીજા અનેક સંતપુરુષોના જીવનમાં આ સ્થિતિ હતી એ આપણે જાણીએ છીએ ઉપરના બે દાખલાથી સ્પષ્ટ થાય છે કે દુઃખ દરેક સમયે કોઈ પાપનું ફળ હોતું નથી પણ મનનું કારણ હોય છે

હા દુઃખ કસોટીરૂપ થાય છે ક્યારે? જ્યારે મનુષ્યને દુઃખ પડે તોપણ તેને તે શાંતિથી સહન કરે, અને આનંદ અનુભવે આવી ભાવના વડે મનુષ્ય દુઃખરૂપી અગ્નિથી વિશુદ્ધ બને છે, નહિ તો તે વધુ ને વધુ દુઃખી થતો જાય છે જ્યારે મનુષ્ય દુઃખ ભોગવવા છતાં નિરાશ કે ઉદાસીન થતો નથી, પણ આનંદ જ જુએ છે, ત્યારે માણસ સુખી રહે છે આ રીતે દુઃખ અને સુખ મનુષ્ય પ્રકૃતિ જોડાયેલા છે દુઃખ કે સુખ પોતાના પાપ કે પુણ્યનું પરિણામ

હોતુ નથી દા ત , એક બાળક કે મનુષ્ય શળ લઈ તેને કોઈ એક જીવડાના શરીરમા ભોકે છે એમાં પાપ કરનાર કોણ છે ? દુખ ભોગવનાર કોણ છે ? પાપ કરનાર બાળક કે મનુષ્ય છે, અને પાપનું ફળ ભોગવનાર જીવડુ છે. જો પાપનુ ફળ–દુખ–પાપ કરનારને જ ભોગવવાનુ હોય તો પછી બાળકને કે મનુષ્યને એ દુખ મળવુ જોઈએ, પણ ઊલટુ જીવડાને દુખ મળે છે બાળક અને મનુષ્ય તો જીવડાને દુખ થતુ જોઈ આનદ માણે છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પાપ અને દુખનો સબધ ધર્મશાસ્ત્રોએ જે રીતે બતાવ્યો છે તે રીતે નથી, પણ જુદી જ રીતે છે. આપણામા કહેવત છે કે, “એકના પાપે હોડી ડૂબે અને એકના પુણ્યે હોડી તરે ” આ કહેવતને બરાબર વિચારી જઓ આનો ભાવાર્થ એ છે કે એક માણસ ખોટુ કામ કરે તો તેના ફળ જેટલા મનુષ્યો એના સબધમા હોય તેટલાને ભોગવવા પડે છે વળી કોઈ એક માણસ સારુ કામ કરે તો તેના ફળ જેટલા એના સબધમા હોય તે બધાને સારા મળે છે આ રીતે જો પાપ અને દુખની ચકાસણી કરીએ, અને આ દુનિયામા જ જે વાસ્તવિક રીતે ફળ મળે છે એને તપાસીએ તો માલૂમ પડે છે કે દુખ અને ગરીબાઈ માણસના પોતાના કર્મના ફળ નથી, પણ સમાજના લોભી મૂડીવાદીઓએ ઊભી કરેલી આર્થિક સ્થિતિનું પરિણામ છે તેમણે પોતાના શરીરબળથી, બીજાના શરીરબળની મદદથી, કે લુચ્ચાઈથી કે સગ્રહખોરી કરી જમીન વગેરે દ્રવ્યના સાધનો અને ઉદર–નિર્વાહને માટે જોઈતો ખોરાક પોતાને ખપ હોય તે કરતા વધારે પડતાનો કબજો કરી લીધેલો હોય છે, તેથી બીજા ઘણાને એ બાબતથી ખોટ પડે છે, અને તેમને ગરીબાઈમા સબડવુ પડે છે એટલે ખરુ કહીએ તો માણસના દુખ અને ગરીબાઈ મૂડીવાદીઓના કર્મના ફળ છે પાડાના વાંકે પખાલીને ડામ દેવા જેવો વિચાર ધર્મે લોકો સમક્ષ રજૂ કર્યો છે માણસના દુખ અને ગરીબાઈના ખરા ગુનેગાર મૂડીવાદીઓ છે આ જ કારણથી ઈશુ ખ્રિસ્તે

કહ્યુ છે કે, "સોયના નાકામાથી હાથી જઈ શકે તો પૈસાદારને સ્વર્ગમા સ્થાન મળી શકે," એનો અર્થ એ થયો કે જેને લીધે માણુસના દુ ખ અને ગરીબાઈ ઉત્પન્ન થયા છે તે પાપી છે દુ ખ અને ગરીબાઈ ભોગવતા લોકો ખરી રીતે પાપી નથી

દુનિયામા પડતા દુ ખ અને પ્રાપ્ત થયેલી ગરીબાઈના ખરા કારણો લોકોને સમજાય તો તેઓ ખરી રીતે કારણભૂત હોય તે મૂડીવાદીઓ સામે બળવો ઉઠાવે, અને તેથી તેમને સહન કરવુ પડે એટલા માટે લોકોનું ધ્યાન બીજી બાજુ દોરવા, એના કારણો જુદી જ રીતે સમજાવ્યા છે, અને ધર્મ જાણે મૂડીવાદીઓની વહારે ધાતો હોય એમ આપણુને જણાય છે ધર્મમા દુ ખ અને ગરીબાઈના કારણો જે રીતે સમજાવ્યા છે તે રીતે સમજાવવામાં ધર્માચાર્યોનો દુ ખી અને ગરીબ પ્રત્યે સાચેસાચ સદ્‌ભાવ હોય અને તેઓ સાચે સાચ ખરા કારણો સમજી શક્યા ન હોય, તેમ છતા જે રીતે એમણે દુ ખ અને ગરીબાઈના કારણો બતાવ્યા છે, અને લોકોને ઉપદેશ કર્યો છે તે રીતના પ્રચારનુ પરિણામ એ આવ્યુ છે કે ખરા ગુનેગારો છટકી ગયા છે, અને તેઓ 'નિર્દોષ'ની છાપ સાથે ફરે છે, ત્યારે ખરા નિર્દોષ 'દોષિત'ની છાપ સાથ ફરે છે આ રીતે દુ ખ વિનેના અસત્ય કારણોના પ્રચારને લીધે આ સ્થિતિ ઉત્પન્ન થઈ છે એ વાત સત્ય છે ધર્માચાર્યોએ લોકોમા એવી ધાક બેસાડી લીધી હોય છે કે જો તેઓ ધર્મે કહ્યુ છે તેનાથી જુદી રીતે વિચાર કરશે કે કહેશે તો તેની શિક્ષા તેમને આ દુનિયામા કે બીજી દુનિયામાં ભોગવ્યા વિના છૂટકો થશે નહિ એટલે સત્ય વસ્તુ બહાર આવી શકતી નથી અને આવે છે તોપણુ તેનો બહોળો પ્રચાર થઈ શકતો નથી.

આ દુનિયામાં માણુસના જીવનમા આકસ્માતના હજારો પ્રસંગો આવે છે તે બધા કુદરતી હોય છે માણુસના જીવન સાથે તેમનો ગાઢો સબધ નથી મનુષ્યને તે અકસ્માતની અસર ભોગવવી પડે

છે તે રીતે એને અકસ્માત સાથે સંબંધ છે, પણ એમ સમજાવવામાં આવે છે કે એ અકસ્માતથી ઉદ્ભવતી આફત કે હાડમારી એના ધર્મ વિરુદ્ધના વિચાર કે વર્તનના પાપનું ફળ છે. એટલે બિચારો દુઃખી અને ગરીબ માણસ હતાશ થઈ પોતાની સ્થિતિમાં સંતોષ માની ભૂખ્યો કે તરસ્યો રહી, ટાઢતડકો વેઠી, ફાટવાંતૂટ્યાં કપડાં પહેરી પોતાનું જીવન પૂરું કરે છે. બીજી બાજુએ મૂડીવાદીઓ આ દુનિયામાં તાગડધિન્ના કરે છે, અને દુનિયાના ધર્મો જગતમાં દુઃખ અને ગરીબાઈનાં જુદાં જ કારણોનો પ્રચાર કરી તેમને મોજવિલાસ ભોગવવામાં મદદ કરતા જણાય છે. ધર્મનું બળ ટકી રહે તે માટે મૂડીવાદીઓ પોતાના પૈસા અને બુદ્ધિની મદદથી લોકોમાં ધર્મનું સંગઠન થવા દે છે, અને નાનપણથી બાળકને ધર્મકેળવણી આપવાનું કહે છે. તેઓ લોકોમાં એવો પ્રચાર કરે છે કે ધર્મશિક્ષણ વિના બાળકો ચારિત્રહીન થાય છે. એટલા માટે શાળાઓમાં ધર્મશિક્ષણ દાખલ કરવાની જરૂર છે. તેઓ ધર્માચાર્યોને પૈસાની સહાય આપી ધર્મશિક્ષણ સંસ્થાઓ સ્થપાવરાવે છે. આ પ્રમાણે ઊભી થયેલી સંસ્થાઓમાં એવું શિક્ષણ આપવામાં આવે છે કે તેનાથી ધર્મ અને મૂડીવાદ બન્નેનાં બળ ટકી રહે છે, એટલું જ નહિ, પણ તેને વધુ ને વધુ બળ મળતું જાય છે. ગરીબ લોકો નાનપણથી જ સ્વાર્થીલોકોએ ઉત્પન્ન કરેલા વાતાવરણમાં ઉછરેલાં હોવાથી, તેમને કોઈ ખરું કારણ સમજાવે છે તોપણ તેઓ તે માનતાં નથી. બીજી બાજુએ ધર્માચાર્યો સત્ય સમજાવનારને નાસ્તિક ગણી તેની વાતને હસી કાઢે છે, અને લોકોમાં તેના પ્રત્યે તિરસ્કાર ફેલાવે છે. એટલે આવા સામટા સંગઠિત બળ સામે તેને ટકી રહેવું અઘરું પડે છે. તે હતાશ થઈ લોકોને સમજાવવાનું મૂકી દે છે. અને તેનામાં જરાક ઢીલાપણ હોય તો તે પણ એ પ્રવાહમાં ઘસડાઈ જઈ તેમના જેવો થઈ જાય છે. ધર્મનું આટલું બધું બળ ધર્મઉપદેશકોએ લોકોમાં ઘુસાડી દીધેલા વહેમને લીધે હોય છે. અક્ષરજ્ઞાન આપવાથી ધર્મનું બળ ઓછું થતું

કેટલાક ધર્મચુસ્ત આચાર્યો એવી પ્રકૃતિના થઈ ગયેલા હોય છે કે તેઓ બીજા ધર્મના પુસ્તકને અડવુ પણ પાપ ગણે છે, તો પછી તેને વાચવાની તો વાત શી કરવી? હવે જે જિજ્ઞાસુ કે બુદ્ધિશાળી બાળક બીજા ધર્મના પુસ્તકો વાચવાનો પ્રયત્ન કરે છે અને તે બાબતની પેલા ધર્મચુસ્ત આચાર્યોને ખબર પડે છે કે તરત પેના બાળકે જાણે મોટો ગુનો કર્યો હોય તેમ તેને ભારે શિક્ષા કરવા તૈયાર થાય છે સામાન્ય રીતે એ શિક્ષાની અસર એવી ખરાબ થાય છે કે તેની જિજ્ઞાસાવૃત્તિ અને બુદ્ધિચાતુર્યનો સમૂળગો નાશ થઈ જાય છે અને જે બાળક બુદ્ધિશાળી હોઈ સમાજને ઉપયોગી થાય એમ હોય તે બાળક સમાજને નડતરરૂપ નીવડે છે, કારણ કે તે પોતાના જ ધર્મને ઓળખતો હોવાથી સમાજ જીવનમા શાતિ સ્થાપવાને બદલે ખલેલ કરનાર નીવડે છે

નીતિનિયમો સિવાયની ધર્મની ઘણીખરી માન્યતાઓ કલ્પના અને લાગણી પર રચાયેલી હોય છે એ બાબતની વિગતવાર ચર્ચા અહીં અસ્થાને ગણાય, તેથી તે વિષય અહીં ઝીણવટથી ચર્ચવામા આવ્યો નથી સામાન્ય રીતે મરણ પછીની સ્થિતિની બધી વાતો કલ્પનામય છે એ સૌ કોઈ સમજી શકશે ધર્મના મૂળ સિદ્ધાતોના ચર્ચા કરવામા બુદ્ધિને સ્થાન નથી એમ કહેવામા આવે છે ધર્મ સિદ્ધાતો સત્ય સમજી પછી તેને કાર્યમા મૂકવા વિષે ચર્ચા કરવી, પણ સિદ્ધાત વિષે શકા ઉત્પન્ન કરવી એ પાપ છે, એટલે ધર્મમા બુદ્ધિ અને સમજ કરતા કલ્પના અને લાગણીને પ્રાધાન્ય આપવામા આવેલુ છે તેમ છતા કોઈ બાળક કોઈ પ્રસગે ધર્મ માન્યતાઓ વિષે શકા બતાવે છે અને તેના વિષે પ્રશ્ન પૂછે છે તો તે ધર્મમાં રચીપચી રહેલા શિક્ષક કે ધર્માચાર્ય તેવા બાળકને ધમકી આપી તેના વિચારને દાબી દે છે આ કારણથી બાળકમાં દરેક બાબત વિષે શાસ્ત્રીય દૃષ્ટિથી ચર્ચા કરવાની ટેવ પડતી નથી મોટા થયા પછી પોતાના કાર્યવ્યવહારમા દરેક પ્રસંગે દરેક બાબતનું શાસ્ત્રીય

નિરીક્ષણ કર્યા વગર તે બાબત વિષે તે અભિપ્રાય બાંધી દે છે, અને તે જ અભિપ્રાય ખરો માને છે, એટલે એનામાંથી સહિષ્ણુતાનો ગુણ નાશ પામે છે. બીજાનો અભિપ્રાય એનાથી જુદો પડતો હોય તો તે બીજાના અભિપ્રાયને સમજવા જેટલી સહનશીલતા બતાવી શકતો નથી સહનશીલતા વિના સમાજનો શાંતિમય વ્યવહાર ચલાવવો મુશ્કેલ થઈ પડે છે. કોઈ પણ બાબતમાં પોતાના મત પ્રમાણે કાર્ય કરવા તે બળનો ઉપયોગ કરવા તૈયાર થાય છે, એટલે એના સામું પ્રતિબળ ઊભું થાય છે. અને એના પરિણામે મોટો જંગ જામે છે.

ધર્મ સાથે જોડાયેલા જે નીતિનિયમોની અગાઉ વાત કરી તેમાંથી કેટલાક નીતિનિયમો સમાજ વહેવારમાંથી ઉત્પન્ન થયેલા હોય છે, અને તેમાં સમાજ સ્વરૂપની છાયા હોય છે. તે નીતિનિયમો તેટલા પૂરતા સત્ય અને જીવંત હોય છે. જેમ જેમ સમાજ વ્યવહારમાં ફેરફાર થાય છે, તેમ તેમ એ નીતિનિયમોમા ફેરફાર થાય છે, અને એ રીતે નીતિનિયમો સમાજને પ્રાણવંત બનાવે છે. બીજી બાજુએ ધર્મના નીતિનિયમો જે કલ્પના અને લાગણીને સ્પર્શ કરે છે, અથવા કલ્પનાથી કે લાગણીથી ઉત્પન્ન થયેલી માન્યતાઓ એ નીતિનિયમોના સ્તંભરૂપ હોય છે, તેવા નીતિનિયમોનો સમાજ જીવન સાથે કાયમનો સંબધ રહેતો નથી ધર્મ જે કામને પાપ ગણે છે અથવા પુણ્ય ગણે છે તે કામ વિષે સમાજ વહેવારમાં સમાજહિત જોતા એનાથી વિરુદ્ધ વિચાર ખરો લાગે છે દા. ત, ધર્મનીતિ પ્રમાણે સ્ત્રીએ પુરુષ પાછળ બળી મરવુ એ પુણ્ય છે, અને તેમ નહિ કરવુ એ પાપ છે બીજી બાજુએ સમાજહિતની દૃષ્ટિએ સ્ત્રીએ પુરુષ પાછળ બળી મરવું એ પાપ છે, અને તેમ નહિ કરવુ એ પુણ્ય છે. વળી સ્ત્રીનું જીવતા બળી મરવાનું કાર્ય ધર્મની દૃષ્ટિએ પ્રશંસાપાત્ર ગણાય છે, ત્યારે સમાજની દૃષ્ટિએ કમકમાટી ઉપજાવે એવું ભયાનક ગણાય છે એક ધર્મની દૃષ્ટિએ

કોઈ એક સ્ત્રી પતિ મરણ પામ્યા પછી પુનર્લગ્ન કરે તો ખોટું ગણવામાં આવે છે. બીજા ધર્મની દૃષ્ટિએ એને સારું ગણવામાં આવે છે. સમાજની દૃષ્ટિએ પણ પુનર્લગ્ન અસંશાપાત્ર ગણાય છે. એક ધર્મની દૃષ્ટિએ પોતાની જ્ઞાતિ સિવાય બીજી ઊતરતી ગણાતી જ્ઞાતિના હાથનુ ખાતુ એમાં પાપ છે. બીજા ધર્મ પ્રમાણે એ રીતે ખાવાથી કંઈ ધર્મભ્રષ્ટ થવાતુ નથી, તેને પાપ ગણવામાં આવતું નથી. એક ધર્મની દૃષ્ટિએ અમુક મનુષ્ય જેને અંત્યજ કહેવામાં આવે છે તેને અડકવુ એ પાપ ગણવામાં આવે છે, ત્યારે બીજા ધર્મ પ્રમાણે સમાજની બલ્કે માનવજાતની કોઈ પણ વ્યક્તિને અડકવામાં બાધ ગણવામાં આવતો નથી. દેવીભક્તોની દૃષ્ટિએ દારૂ પીવો અને માસ ખાવું એ પાપ નથી, ત્યારે વૈષ્ણવ અને જૈનની દૃષ્ટિએ એ બન્નેનો ઉપયોગ કરવો એ પાપ છે. એક ધર્મની દૃષ્ટિએ ધર્મનો પ્રચાર કરવા અથવા તેના પ્રચારનો વિરોધ થતો અટકાવવા હિંસા કરવી પડે તો તે પાપ નથી, ત્યારે બીજા ધર્મની દૃષ્ટિએ હિંસા કરવી એ પાપ ગણાય છે. આ પ્રમાણે ઝીણવટથી તપાસતાં જુદા જુદા ધર્મોના નીતિનિયમો કેટલીક વખત એક બીજાથી વિરુદ્ધ માલૂમ પડે છે, અને તે બધા સમાજના વહેવારમા ગણાતા સદ્ગુણોથી જુદા પડે છે. આમ જ્યારે માણસના સમાજ વહેવારની નીતિ અને ધર્મ માન્યતાથી ઉત્પન્ન થયેલી નીતિમાં આસમાન જમીન જેટલો ફેર પડી જાય છે, અને સમાજ જીવન અને ધર્મમાન્યતા એકબીજાથી બહુ દૂર જતાં જાય છે, ત્યારે ધર્મમાં ક્રાંતિ થાય છે, અને નવા સમાજ જીવનને મળતા આવતા કે બંધબેસતા નવા ધર્મની સ્થાપના થાય છે.

એટલા માટે શ્રી કૃષ્ણ ભગવાને 'શ્રીમદ્ ભગવદ્ ગીતા'માં કહ્યું છે કે:—

યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત ।
અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્ ॥

હે ભારત, જ્યારે જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે અને અધર્મનો ઉદય થાય છે ત્યારે ત્યારે હું મારા શરીરને પ્રકટ કરું છું.

આનો ભાવાર્થ એ છે કે જ્યારે જ્યારે ધર્મના નીતિનિયમો સમાજવ્યવહારના નીતિનિયમોથી જુદા પડી જાય છે, અર્થાત્ ધર્મના નીતિનિયમોની પડતી થાય છે, ત્યારે ત્યારે વળી પાછા બ નેનો સુમેળ કરવાને મનુષ્યોમા એક પુરુષ ઉત્પન્ન થાય છે, અને તે નવો ધર્મ સ્થાપે છે

આવા સંજોગોમાં અસ્થિર અને સમાજ જીવનથી સમય જતાં જુદા પડતા ધર્મને ( આમ બનવુ અનિવાર્ય છે ) કેળવણીમાં સ્થાન આપવુ કેટલું અયોગ્ય છે તે ઉપરની હકીકત પરથી સમજી શકાશે

એમ છતા જો શાળામા ધર્મ શિક્ષણ આપવાનુ નક્કી કરવામા આવે તો તેનું શું પરિણામ આવે તેનો વિચાર કરો હિંદુ ધર્મના લોકો તેમના બાળકને હિંદુ ધર્મનુ શિક્ષણ આપવાનું કહે, મુસલમાન લોકો તેમના બાળકને ઈસ્લામ ધર્મનુ શિક્ષણ આપવાનું કહે, ખ્રિસ્તી લોકો તેમના બાળકને ખ્રિસ્તી ધર્મનુ શિક્ષણ આપવાનું કહે, પારસી જૈન, અને શીખ લોકો તેમના બાળકને તેમના પ્રત્યેક ધર્મનુ શિક્ષણ આપવાનો આગ્રહ રાખે એ ઉપરાત એક જ ધર્મમા ઘણા પથ હોય છે દરેક પંથના લોકો પોતાના બાળકને પોતાના પથનુ શિક્ષણ મળે એમ ઈચ્છે. આમ જુદા જુદા ધર્મ અને પથના એક જ શાળામાં ભણતા બાળકોને પોતપોતાના ધર્મ કે પથનુ શિક્ષણ આપવુ એ બહુ ખર્ચાળ અને અગવડ ભરેલું થઈ પડે તેમ છતા ધારો કે ખર્ચ અને અગવડને ગણકાર્યા વગર શાળામા બાળકોના ધર્મ અને પથ મુજબ ધર્મ શિક્ષણની વ્યવસ્થા રાખવામા આવે, અથવા દરેક ધર્મ અને પથની જુદી શાળાઓ ચલાવવામા આવે તો પણ તેનું પરિણામ સમાજ વ્યવહારની દૃષ્ટિએ શું આવે?

દરેક ધર્મ કે પથના ઇષ્ટ દેવ જુદા હોય છે, અને દરેક ધર્મ કે પથના અનુયાયીઓ એમ માને છે કે અમારા ઈષ્ટ દેવ બીજા ધર્મ

કે પંથના ઇષ્ટદેવ કરતાં વધારે શક્તિમાન છે કેટલાક એક ઈશ્વરમા માને છે, અને કોઈ પણ પ્રકારના ઈશ્વરનુ ચિહ્ન નજર સમક્ષ રાખ્યા વગર ઈશ્વરની પ્રાર્થના કરે છે કેટલાક એક ઈશ્વરની મૂર્તિ બનાવી તેની પૂજા કરે છે કેટલાક ઘણા દેવદેવીઓમાં માને છે અને તેની મૂર્તિઓની પૂજા કરે છે કેટલાક મૂર્તિને ભોગવિલાસ ધરાવે છે કેટલાક મૂર્તિ આગળ માણસનો કે પ્રાણીનો ભોગ આપે છે કેટલાક ઈશ્વરના અસ્તિત્વમાં માનતા જ નથી તેઓ એમ કહે છે કે, આ સૃષ્ટિ કુદરતી નિયમે ચાલ્યા કરે છે; એનો સચાલક કોઈ ઈશ્વર છે જ નહિ આ ઉપરાત દરેક ધર્મ કે પંથની પૂજા કરવાની વિધિ જુદા પ્રકારની હોય છે વિધિઓમા એટલું જુદાપણું હોય છે કે તેનો મેળ ભાગ્યે જ બેસી શકે વળી જુદા જુદા ધર્મના લોકોના જન્મમરણ વિષેના વિચાર જુદા જુદા છે કેટલાક એમ કહે છે કે માણસ પોતાના મરણ પછી નરક કે સ્વર્ગમા નિર્માણ કરેલી મુદત સુધી પાપપુણ્ય ભોગવી ફરીથી પાછો જન્મ લે છે, અને તે પૂર્વજન્મના સસ્કાર સાથે જન્મે છે વળી આમા એના ઓછાવત્તા પ્રમાણ વિષે વિવિધ પ્રકારના મતભેદ હોય છે એમા સૌથી શ્રેષ્ઠ ધ્યેય મોક્ષ કે નિર્વાણ ગણવામા આવે છે મોક્ષ કે નિર્વાણ મેળવવાના માર્ગ જુદા હોય છે કેટલાક એમ કહે છે કે તપ અને કષ્ટથી મોક્ષ મળે છે વળી કેટલાક એમ કહે છે કે અધ્યયન અને મનનથી મોક્ષ મળે છે. વળી કેટલાક મોક્ષ મેળવવામા ઈશ્વરજ્ઞાનને કે ઈશ્વરભક્તિને મુખ્ય સાધનરૂપ ગણે છે એમના વિચાર પ્રમાણે મોક્ષ એટલે જન્મમરણના ફેરામાથી મુક્ત થવુ તે આ પૃથ્વી પર ફરીથી જન્મ ન લેવાય એટલે મોક્ષ મળ્યો એમ તેઓ માને છે બીજા કેટલાક પુનર્જન્મમાં બિલકુલ માનતા નથી તેઓ એમ માને છે કે મૂઆ પછી માણસ એની એ સ્થિતિમાં રહે છે એને જમીનમા જે સ્થિતિમા દાટવામા આવેલો હોય તે જ સ્થિતિમા તે ત્યા રહે છે. હજારો વર્ષ પછી એક દિવસ જ્યારે ઈશ્વરને ન્યાય કરવાનો વિચાર થશે ત્યારે તે પોતાના ફિરસ્તાને

એક ભૂંગળ વગાડવા કહેશે ભૂંગળ સાંભળીને કબરમાં રહેલા બધા માણસો ઊભા થશે. ત્યાર પછી તેમનો ઇન્સાફ થશે, અને પાપપુણ્ય પ્રમાણે તેમને જહાનમ કે જિન્નત (નરક કે સ્વર્ગ)માં મોકલવામાં આવશે. ત્યાં પાપપુણ્ય ભોગવ્યા પછી ફરીથી એમનો જન્મ થશે. ફરીથી પાછો એક દિવસ એવો આવશે કે તે સમયે મરણ પામેલાનો ફરીથી ઇન્સાફ થશે. ફરીથી પાપપુણ્ય ભોગવી પાછો ફરીથી તેનો જન્મ થશે. આમ નિરંતર રેંટચક્રની માફક થયા કરશે. કેટલાક એમ માને છે કે ગર્ભસ્થાનમાં બાળકનું શરીર બંધાયા પછી બહાર ફરતો આત્મા એના કર્મ પ્રમાણે બંધાયલા શરીરમા આવી વસે છે. કેટલાક એમ માને છે કે ઇશ્વરનો દૂત (ફિરસ્તો) આસમાનમાથી આવી ગર્ભમાં બંધાયેલા શરીરમા પ્રાણ ફૂંકી જાય છે, અને તેથી ગર્ભમા રહેલું બાળક ચૈતન્યરૂપ થાય છે આમ અનેકવિધ બાબતો માટે અનેક પ્રકારની માન્યતાઓ ઊભી થયેલી છે આ બધી માન્યતાઓનો એક બીજા સાથે મેળ બેસાડવો એ મુશ્કેલ વાત છે કલ્પનાથી ઉત્પન્ન થયેલી માન્યતાઓ વિષે દલીલથી ચર્ચા કરવી મુશ્કેલ પડે છે

ઉપર જણાવેલા કારણોને લીધે દરેક ધર્મ કે પથનો અનુયાયી એમ સમજે છે કે મારા ધર્મના સિદ્ધાતો પ્રમાણે ચાલનારને જ મોક્ષ કે સુખ મળવાના છે, બીજાને નહિ આવા વિચારથી એનું મન એટલું સકુચિત થઈ જાય છે કે બીજા ધર્મ કે પંથના અનુયાયીને એ તિરસ્કારથી જુએ છે, અને તેને માટે કાફર, મ્લેચ્છ, યવન કે હીધન એવા તુચ્છકારના શબ્દો વાપરે છે, અથવા સમજાવી, ફોસલાવી, કે છેવટે બળાત્કાર કરીને તેને પોતાના ધર્મમા લાવવાનો પ્રયત્ન કરે છે આવી પરિસ્થિતિમા જુદા જુદા બાળકોને જુદા જુદા ધર્મની કેળવણી આપવામાં આવે તો તેનાથી જુદા જુદા ધર્મના બાળકો એક જ શાળામા ભણતા હોવા છતા એકબીજા પ્રત્યે તિરસ્કારથી જોતાં થાય. જો જુદા જુદા પંથની જુદી જુદી શાળાઓ કાઢવામા આવે, અને તે શાળાઓમા જુદા જુદા ધર્મ અને પથના લોકો પોતાના

બાળકોને પોતપોતાના ધર્મનું શિક્ષણ આપવાનો પ્રબંધ કરે તો જે 'તિરસ્કાર' જુદા જુદા ધર્મના મોટા માણસોમાં જોવામાં આવે છે તે તિરસ્કાર બાળકમાં દાખલ થાય, અને સમાજમાં ધર્મને લીધે ઉત્પન્ન થયેલા અંતરને દૂર કરવાનો પ્રયત્ન તદ્દન નિષ્ફળ જાય; કારણ કે શાળામાં જન્મ પામેલો તિરસ્કાર જીવનભર રહે, અને તેથી સમાજમાં જુદા જુદા ધર્મના લોકો વચ્ચે કજિયો થયા કરે, અને લોકોને ઘણી રીતે નુકસાન અને દુઃખ ખમવાં પડે. આ સ્થિતિ અટકાવવાને બાળકોને માત્ર એવા પ્રકારનું નીતિનિયમનું શિક્ષણ આપવું જોઈએ કે જે નીતિનિયમો બધા ધર્મોમાં સામાન્ય હોય, અને જે સમાજની દૃષ્ટિએ સદ્ગુણ ગણાતા હોય.

બાળકને સદ્ગુણો પ્રાપ્ત કરાવવામાં કે ચારિત્ર્યવાન બનાવવામાં ઉપર કહ્યા મુજબના ધર્મશિક્ષણની જરૂર છે ખરી? એને માટે બીજો કોઈ માર્ગ નથી કે જેમાંથી બાળકમાં સદ્ગુણો પ્રાપ્ત કરી શકાય? બાળકોમાં સદ્ગુણ અથવા ચારિત્ર્યનું ઘડતર શી રીતે થાય છે? ચારિત્ર્ય શું છે? આ બધા પ્રશ્નોના ઉત્તરમાંથી એનો ખરો માર્ગ આપણને જડી શકે. તે માર્ગે ચાલવાથી ધર્મશિક્ષણ આપ્યા વિના બાળકમાં સદ્ગુણો (ચારિત્ર્ય)નો આવિર્ભાવ કરી શકાય.

સદ્ગુણો કેળવવા એટલે શું? બાળકમાં અમુક પ્રકારની ટેવો દઢ કરવી. કયો મનુષ્ય ચારિત્ર્યવાન કહેવાય? જે પોતે સ્વચ્છ, સુઘડ અને સુવ્યવસ્થિત ટેવોવાળો હોય અને જે બીજા મનુષ્યોના સંબંધમાં એવી રીતે વર્તાવ રાખતો હોય કે તેનાથી બીજામાં એના પ્રત્યે સદ્ભાવ ઉત્પન્ન થાય. આવા પ્રકારના ચારિત્ર્ય માટે બાળકને શાળામાં જાત-સ્વચ્છતાની ટેવો કેળવવાનું શિક્ષણ આપવું પડશે. સમાજ સાથેના સંબંધમાં સત્ય અને અહિંસાનું પાલન કરવાનું શીખવવું પડશે. એને સ્વાવલંબી અને સ્વાશ્રયી થવાનું શીખવવું પડશે. આ પ્રકારની બાળકને તાલીમ આપવાથી એનામાં પ્રામાણિકતા

ધૈર્ય, ખંત, શ્રમ, પ્રીતિ વગેરે ગુણો આવશે. ઉપર્યુક્ત ગુણો બાળકમા વ્યક્ત થાય એવી ટેવો પાડવા માટે એને માત્ર ઉપદેશ આપવાથી હેતુ સરશે નહિ, પણ અમુક પ્રકારના કાર્યોમા એને પરોવવાની જરૂર રહેશે. બાળક હોય ત્યારથી એને સામાજિક જીવન કેવી રીતે જીવવું એની તાલીમ આપવાની જરૂર રહેશે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ધર્મશિક્ષણ કરતા નાગરિક જીવનની તાલીમ વધારે અગત્યની છે. એનાથી બાળકમાં સદ્ગુણ કેળવાયા વિના રહેતા નથી, એટલે કેળવણીના અગત્યના અંગ તરીકે ધર્મશિક્ષણની જરૂર નથી ધર્મ-શિક્ષણ વિના બાળકનું સાચું ચારિત્ર્ય ઘડતર અને તેનો બુદ્ધિવિકાસ શાળામાં સારી ટેવો પાડી અમુક પ્રકારના ગુણો કેળવવાથી થઈ શકે છે. આ બાબત પર શાળામા વધારે ભાર મૂકવાની જરૂર છે. આ પ્રકારે કેળવણીની યોજના કરવાથી અને તેને અમલમાં મૂકવાથી કેળવણીમા સાચું ધર્મતત્ત્વ દાખલ કરી શકાય છે, અને બાળકને સંસ્કારી બનાવી શકાય છે. જો બાળકોને કેળવણી આપવી હોય તો ધર્મોપદેશકોએ અને ધર્માચાર્યોએ તેમના ઉપદેશમાં લોકોને દુ:ખ અને ગરીબાઈ અને બીજી બધી બાબતોના સાચા કારણો સમજાવવા જોઈએ, અને તે રીતે લોકોને સન્માર્ગે વાળવા પ્રયાસ કરવો જોઈએ. આમ કરવાથી જ તેઓ બાળ-કેળવણીના સાચા સંસ્કારો પાડવામા ખરેખરા મદદગાર થઈ શકે, અને કેળવણીની યોજનાને ખરેખરા સહાયક બની શકે.

---

## અર્થ અને કેળવણીનો સંબંધ

માણસને પોતાની જરૂરિયાતો મેળવવામાં વિટંબણાઓ પડે છે, એટલે તેનામાં એકબીજાને મદદ કરવાની વૃત્તિ, અર્થાત્ સહકાર વૃત્તિ આવે છે. આના પરિણામે આખીય સમાજરચના ઉદ્ભવી છે મોટા બળવાન પ્રાણીઓનો એકલ હાથે શિકાર કરવામા માણસને ઘણી વખત આપત્તિ આવી પડતી આવા સમયે બીજા માણસોની સહાય મળે તો સારુ એમ એના મનમાં વિચાર આવતો, અને તે મુજબ અકસ્માત્ સહાય મળવાથી ચેલા જબરા પ્રાણીને મહાત કરી શકાતુ, એટલે તેઓ સાથે મળી કામ કરી જ મળે તેની વહેંચણી કરવા હમેશની મૈત્રી બાધતા આ પ્રમાણે કરવાથી તેમને એમ સમજાવા લાગ્યુ કે ઘણા માણસો સહકારથી કામ કરે તો સહકાર કરનાર દરેકને એકલે હાથે કરે તેનાથી વધારે લાભ મળે છે. તેથી પુરુષ પુરુષ વચ્ચેના સહકારની વૃત્તિ લોકોમાં દૃઢ થઈ

બીજી બાજુએ, ગર્ભ કે પ્રસૂતિના સમય દરમિયાન સ્ત્રીને પોતાની જરૂરિયાતો પૂરી પાડવામા પુરુષની મદદની જરૂર જણાઈ પોતાની સાથે જ પુરુષનો સબધ બંધાયો હોય તે પુરુષની મદદ તે ખાસ કરીને માગતી પુરુષ માંદો પડે તો સ્ત્રી તેને મદદ કરતી. આ પ્રમાણે સ્ત્રી-પુરુષને એકબીજાની સહાયની વારવાર જરૂર પડવા લાગી; એટલે ધીરે ધીરે એમનામા કૌટુબિક ભાવના ઉત્પન્ન થઈ

સ્ત્રી પુરુષને સહેલાઈથી મદદ કરી શકે અને પુરુષ સ્ત્રીને સહેલાઈથી મદદ કરી શકે એટલા માટે સ્ત્રી અને પુરુષ એકજ જગાએ રહેવા લાગ્યા, અને તેના પરિણામે ઘર કે કુટુબ થયુ તેવી રીતે પુરુષ પુરુષને સહેલાઈથી મદદ કરી શકે તેટલા માટે સહકારથી કામ કરનારા પુરુષોના કુટુબો સાથે રહેવા લાગ્યા તેઓ એક ટોળી કે ગોત્રના નામથી ઓળખાવા લાગ્યા જે જગાએ તેઓ સાથે

સાથે ઝૂંપડાં બાંધી રહેવા લાગ્યા તે જગાને ગામની સંજ્ઞા આપવામાં આવી. આમ ધીરે ધીરે માણસોને સમૂહમાં ગામડાં બાંધી રહેવાની ટેવ પડી.

આ ક્રાન્તિ દરમિયાન મનુષ્યો શિકારી જીવનમાંથી ભરવાડ જીવનમા, અને ભરવાડ જીવનમાથી ખેડૂત જીવનમાં ક્રમશઃ આવી ગયા હતા. જયારે તેઓ શિકારી જીવનમાં હતા, ત્યારે તેમને બેસીને વિચાર કરવાનો બિલકુલ અવકાશ નહોતો શિકાર કરવાના સાધનો તૈયાર કરવા, અને સવાર પડે કે શિકારની ખોજમા નીકળવું એ તેમનું મુખ્ય કામ હતુ કોઈક વખત સાજ પડી જાય છતાં કંઈ શિકાર હાથ લાગતો નહિ, ત્યારે તેઓને વીલે મોએ પાછા ફરવુ પડતુ હતુ. આવી સ્થિતિમા પોતાને, પોતાની સ્ત્રીને તથા પોતાના બાળ-બચ્ચાને ભૂખ્યા સૂઈ રહેવુ પડે નહિ, એટલા માટે તેમણે માંસનો સંગ્રહ કરવાની રીત શોધી કાઢી. પોતે મેળવેલુ માસ પોતાનું છે, બીજાનુ નહિ, એ વિચાર આવવાથી ખાનગી મિલકતની પ્રથા શરૂ થઈ. આ ઉપરાત તેઓ પ્રાણીને કેવી રીતે સહેલાઈથી પકડી શકે, અને કેવાં સાધનો કે હથિયારો વાપરવાથી તેને મારી શકે તે જ વિચાર તેમને આખો દિવસ આવતો હતો, બીજો વિચાર આવતો જ નહિ. એટલે તેમણે પોતાના ઉપયોગ માટે નવાં નવા હથિયારો અને સાધનો બનાવવા માંડ્યા.

પછી જયારે ભરવાડ જીવનમા મનુષ્યો આવ્યા, ત્યારે તેમને વિચાર કરવાની ફુરસદ મળવા લાગી જયારે તેઓ પાળેલા જાનવરો ચરાવવા લઈ જતા હતા, ત્યારે ઘાસના મેદાનમાં, નદીકાઠે કે ટેકરી પર સ્વેચ્છાએ ઢોર ચરતા, અને તેઓ એક ઝાડ નીચે કે પથ્થર પર બેસી આજુબાજુની કુદરતી વિભૂતિઓનુ અવલોકન કરતા, કારણ કે હિંસક પ્રાણીઓમાથી ઢોરનું રક્ષણ કરવા સિવાય તેમને બીજુ કાઈ કામ કરવાનું રહેતુ નહોતુ. કોઈ વખત અને વખત જતા વારવાર તેઓ કાઇક અવાજ લલકારતા અને ખરૂ કે વાસની

કરી શકે છે, એટલે તેમણે ફરજિયાત કેળવણી કરવા રાજ્યને દબાણ કરવા માંડ્યું બધાં બાળકોને ભણાવવા પ્રબંધ કરવાનો રાજ્યનો ધર્મ છે, અને તેને માટે રાજ્યે વ્યવસ્થા કરવી જોઈએ એવો પ્રચાર કરવા માંડ્યો

બધા બાળકોને મફત કેળવણી આપવાની રાજ્યની શક્તિ હોય તો જ બધા બાળકોને ફરજિયાત શિક્ષણ આપવાનું બની શકે, કારણ કે ગરીબ કુટુંબોને પોતાના બાળકોની કેળવણી પાછળ પૈસા ખરચવાનું પાલવે નહિ ઘણા માબાપો મફત કેળવણી લેવાને પણ પોતાના બાળકોને નિશાળે મોકલવા નારાજ હોય છે, કારણ કે તે બાળકો ઘેર રહી તેમને આજીવિકા મેળવવામા સહાયભૂત થઈ શકે છે, એટલા માટે શિક્ષણ લેવા શાળામા હાજરી આપે તેવી વ્યવસ્થા કરવાની રાજ્યને જરૂર પડે છે બાળકો યોગ્ય ઉંમર સુધી કેળવણી લઈ ઉદ્યોગના કામમા રોકાય તો વધારે સારુ કામ કરી શકે એ હેતુથી બાળકે અમુક ઉંમર સુધી ફરજિયાત કેળવણી લેવી જોઈએ એવું નક્કી કરવામા આવે છે, અને તેથી કેળવણી ફરજિયાત કરવામા ઉદ્યોગપતિઓ રાજ્યને મદદ કરે છે

મફત અને ફરજિયાત કેળવણી કરવામા રાજ્યને ખૂબ પૈસા ખરચવા પડે, એટલે મફત અને ફરજિયાત કેળવણીની વ્યવસ્થા કરવા રાજ્યની આવક ખૂબ હોવી જોઈએ કે જેથી તે રાજ્યની આવકમાથી કેળવણી તંત્ર ચલાવવાને ખર્ચમા સારો ફાળો આપી શકે ચીન જેવા વિદ્યાપ્રિય દેશમા પણ પ્રાચીન સમયમા રાજ્ય તરફથી વસ્તીના પાંચ ટકાથી વધારે લોકોને વાંચતા લખતા શીખવવાની વ્યવસ્થા થઈ શકી નહોતી; તો પછી વસ્તીના સોએ સો ટકાને કેળવણી આપવાનું કેટલું અઘરું અને ખર્ચાળ છે તે સહેજે સમજી શકાશે. હિંદુસ્તાનમા પ્રાચીન કાળમાં શૂદ્ર સિવાયનાં આર્ય બાળકોને મફત કેળવણી આપવાની વ્યવસ્થા કરવામા આવી હતી. કેળવણી ફરજિયાત જેવી હતી, પણ ફરજિયાત નહોતી. વસ્તીના ટકા એનો લાભ લેતા હતા તેના આંકડા આપણી પાસે નથી.

કેટલાક રાષ્ટ્રીય કેળવણીકારોનું માનવું છે કે શાળામાં જો ઉદ્યોગ દાખલ કરવામાં આવે અને તેના પર પૂરતું ધ્યાન આપવામાં આવે તો તેમાથી શાળાનો ખર્ચ નીકળી શકે.[1] ધારો કે એમ બની શકે એમ હોય તોપણ યોગ્ય રીતે ઉદ્યોગ ચલાવવાને એટલાં બધાં સાધનોની જરૂર પડે, અને તેને માટે શાળામા એટલી વિશાળ જગા જોઈએ કે આ બધી બાબતોનો શરૂઆતનો ખર્ચ ઘણો કરવો પડે. વળી એ ખર્ચ કરી બધા સાધનો રાખીએ, તોપણ શાળામા ઉદ્યોગ સિવાય બીજું શિક્ષણ આપવાની જરૂરને લીધે લાબો સમય ઉદ્યોગ કરાવી શકાય નહિ; એટલે સરેરાશ દરેક બાળક કલાકથી દોઢ કલાક ઉદ્યોગ કરી શકે. બીજો પા કલાકથી અડધો કલાક સાધનો મૂકવામાં અને ઓરડો સ્વચ્છ કરવામા જાય. એ રીતે ઉદ્યોગ માટે શાળામાં ઓછામા ઓછા બે કલાક વાપરવા પડે. આ બાબત એક કોરે રાખીએ તોપણ બાળકોને બીજાના લાભ માટે ઉદ્યોગ કરવાનો હોવાથી તેઓ કાળજીપૂર્વક કામ કરે નહિ. સૌથી સારું કામ યથાશક્તિ કરવુ જોઈએ એવી ધગશ એમનામાં હોય નહિ. વળી એ ઉદ્યોગથી પોતાને આર્થિક લાભ નહિ મળતો હોવાથી બગાડ જેમ બને તેમ ઓછો કરવો જોઈએ એ પ્રત્યે તેઓ બેદરકાર રહે. આ બધા કારણોને લઈને શાળાનો સંપૂર્ણ ખર્ચ બાળકના ઉદ્યોગમાથી નભાવવાનું અસંભવિત બને. તેમ છતા શાળામા ઉદ્યોગ દાખલ કરવાથી બે ફાયદા થવાનો સંભવ છે. એક તો ઉદ્યોગ કરવાથી હાથ કેળવાય છે, એટલે બુદ્ધિ અને શરીરનો સુમેળ થાય છે. માણુસ બુદ્ધિથી વિચાર કરે છે, અને શરીરથી કાર્ય કરે છે એકલી બુદ્ધિનો ઉપયોગ કરનાર, એટલે એકલો વિચાર કર્યા કરનાર પોતાના વિચાર પાછળના કાર્યની ખામીને લીધે નવુ સર્જન કરી શકતો નથી તેનું જીવન મૂજી જેવુ થાય છે. બીજી બાજુએ એકલું કામ કરનાર મજૂર

૧. એ રીતે રાજ્યને ખર્ચનો બોજો ઉઠાવવાની જરૂર પડ્યા વિના બાળકો માટે મફત અને ફરજિયાત કેળવણીની વ્યવસ્થા કરી શકાય.

દેશોમા આપણી સત્તા જમાવવી જોઈએ આમ તેઓ લોકોના સ્વદેશાભિમાનના જુસ્સાને પ્રોત્સાહન આપે છે, અને તેથી તેઓ પોતાના દેશનો વાવટો પછાત દેશોમાં ફરકાવવા ઉશ્કેરાય છે, અને પછી વાવટા ખાતર મરવા તૈયાર થાય છે. પ્રજામા આવો જુસ્સો જાગૃત રાખવા તેઓ પોતાના દેશના સ્થાપિત રાજ્ય પાસે પોતાની લાગવગથી ઉપર જણાવ્યા મુજબના સસ્કાર પડે એવી કેળવણીની યોજના તૈયાર કરાવે છે સમય જતા પછાત દેશોમાં મૂડીવાદીઓ અને ઉદ્યોગપતિઓના સહવાસથી રાષ્ટ્રવાદ જાગૃત થાય છે, અને તે દેશો પણ સ્વતત્ર થવા પ્રયાસ કરે છે તેમના પ્રયાસો વિજયી દેશના અનુકરણ પર રચાયેલા હોવાથી તે દેશના લોકો બળવાન થઈ વિજયી દેશના લોકો જેવા જ સામ્રાજ્યવાદી બને છે માટે કેળવણી યોજના ઘડવામા મૂડીવાદીઓ કે ઉદ્યોગપતિઓની લાગવગ ચાલે નહિ એવી વ્યવસ્થા રાજને ઊભી કરવી જોઈએ (કેવી વ્યવસ્થા જોઈએ તે હવે પછીના પ્રકરણમા જણાવ્યુ છે )

બીજી ખામી એ આવે છે કે પૈસાદાર અને લાગવગવાળા પક્ષનાં બાળકો માટે એક પ્રકારની કેળવણી આપવાની પ્રથા દાખલ કરવામા આવે છે, ત્યારે મધ્યમ, ગરીબ, અને મજૂર વર્ગના બાળકો માટે જુદા પ્રકારની કેળવણી હોય છે બધા વર્ગો માટે કેળવણી મેળવવાની સગવડમા પણ ફેર પડે છે આ કારણથી જે બાળકો પૈસાદાર વર્ગમા જન્મ્યા હોય તેમને જન્મથી જ સારી કેળવણીની સગવડો મળે છે, તેથી એ વર્ગના બાળકો થોડી મહેનતે ઉપર તરી આવે છે, ત્યારે ગરીબ વર્ગમા જન્મેલા બાળકો કેળવણીની જોઈતી સગવડ નહિ મળવાથી પોતાની હોશિયારી છતા આગળ આવી શકતા નથી આ સ્થિતિ કાયમને માટે ચાલુ રહે છે, એટલે ધીરે ધીરે વર્ગને વર્ગ વચ્ચે અતર વધતુ જાય છે, અને હરીફાઈને લીધે વર્ગો વચ્ચે કલહ જામે છે

જો કદાચ ગરીબનાં કેટલાંક અતિ ચાલાક બાળકો પોતાની હોશિયારી અને ચિકિત્સાને લઈને હરીફાઈમાં આગળ આવી જાય છે, તો પછી તેમનાં કુટુમ્બો પોતાનાં જેવાં બીજાં ગરીબ કુટુમ્બોથી વિખૂટાં પડી જાય છે, અને જે સહાય ગરીબ કુટુમ્બોને આગળ વધેલાં કુટુમ્બો તરફથી મળવી જોઈએ તે મળતી નથી. આ કારણથી વર્ગ પ્રમાણે કેળવણીની જુદી વ્યવસ્થાની પ્રથા નાબૂદ કરવી જોઈએ, અને બધા વર્ગનાં બાળકોને એક જ પ્રકારની કેળવણી મેળવવાની સગવડો મળે એવી વ્યવસ્થા થવી જોઈએ.

આ પ્રકારની વ્યવસ્થા કરવામાં એક બાબત અવરોધરૂપ નીવડે છે. જમીનદાર, ઉદ્યોગપતિ, અને પૈસાદાર વેપારી કે શરાફ રાજ્યને કેળવણી સંબંધી અનેક પ્રકારે મદદ કરે છે. તેઓ શાળાઓ બાંધવા પૈસા આપે છે. સંસ્થાઓ ચલાવવા ઉદાર વૃત્તિથી મોટું ફંડ ભેગું કરી આપે છે. બાળકોને મદદ કરવા શિષ્યવૃત્તિઓમાં નાણાં આપે છે, અથવા તેમને માટે કાયમનું ફંડ રહે એવી વ્યવસ્થા કરી આપે છે. તેમની આ ઉદારતા વખાણવા યોગ્ય છે, પણ તેઓ કેળવણી માટે દાન એવી શરતોથી કરે છે કે તેથી એમનું દાન કેળવણીની યોજનાને બે પ્રકારે હાનિકર્તા થઇ પડે છે. એક તો પૈસા આપનાર ગૃહસ્થની માન્યતા પ્રમાણે કેળવણી અપાતી હોય તેવી સંસ્થા અંગે આપેલી પૈસાની મદદનો ઉપયોગ કરવો એવી શરત કરેલી હોય છે, એટલે રાજ્યને શરત પ્રમાણેની કેળવણી આપવાનું કામ જરૂર હોય નહિ છતાં ચાલુ રાખવું પડે છે. આવા એક ગૃહસ્થે એવી શરતે પૈસા આપ્યા કે અમુક સંસ્થામાં તમારે શાબ્દિક કેળવણી સાથે અમુક પ્રકારની ધાર્મિક કેળવણી પણ આપવી. હવે ધારો કે લોકોના વિચાર બદલાવાથી એવા પ્રકારના ધાર્મિક શિક્ષણની બાળકોને જરૂર હોય નહિ, પણ ઉદ્યોગ સંબંધી શાસ્ત્રીય જ્ઞાન આપવાની વધારે જરૂર હોય; તેમ છતાં શરતને લીધે રાજ્યને બિનજરૂરી શિક્ષણ આપવાનું કામ ચાલુ રાખવું પડે. વળી ધારો કે

એ ગૃહસ્થે એ સખાવત આપી તે સમયે, શરત પ્રમાણેની કેળવણી યોગ્ય ગણાતી હોય, પણ સમય જતા સંજોગોવશાત એમા ફેરફાર કરવાની જરૂર જણાય, તેમ છતાં શરતના બંધનને લીધે રાજ્ય તેમા યોગ્ય ફેરફાર કરી શકે નહિ. આ કારણથી સખાવત લેતી વખતે રાજ્યે શરતોમા એવી એક કલમ રાખવી જોઇએ કે કાળ અને સંજોગાનુસાર સંસ્થાની કેળવણીની પ્રથામાં પ્રજાની જરૂરિયાત પ્રમાણે દેશના કાયદાને અનુસરી કેળવણી સંબધી શરતોમા યોગ્ય ફેરફાર કરવાનો રાજ્યને અધિકાર છે. આમ કરવાથી જેમ જેમ લોકોમા કેળવણી સંબંધી વિચારોમા ફેરફાર થાય તેમ તેમ શરતોવાળી સખાવતોમાં જરૂર મુજબ રાજ્ય યોગ્ય ફેરફાર કરી શકે.

પ્રાચીન કાળમાં હિંદુસ્તાનના આર્ય લોકોમાં જ્ઞાતિઓની શરૂઆત કામની વહેંચણી પરથી થઈ હતી. ધર્મનું કામ કરનારા બ્રાહ્મણ કહેવાયા રક્ષણનુ કામ કરનારા ક્ષત્રિય કહેવાયા વેપાર અને ખેતીનું કામ કરનાર વૈશ્ય કહેવાયા. ઉપરના ત્રણેની સેવાનું કામ કરનારા શુદ્ર કહેવાયા. સમય જતા ઉપર્યુક્ત ચાર જ્ઞાતિઓમાથી જુદા જુદા ધંધા પ્રમાણે ઘણી જ્ઞાતિઓ થઈ. તેમા ધંધાને અંગે થતી કમાણી અને તે કમાવાની સગવડતાના પ્રમાણમા જ્ઞાતિનાં માન અને આબરૂ ગણાવા લાગ્યા. વધારે કમાનારા અને સહેલું કામ કરનારા ઉચ્ચ જ્ઞાતિનાં મનુષ્યો ગણાયા, અને ઓછી કમાણી કરનારા અને અઘરું તેમજ અનિચ્છનીય કામ કરનાર હલકી જ્ઞાતિના મનુષ્યો ગણાયાં. પછી ઉપલી જ્ઞાતિઓને કેળવણીની વધારે અગત્ય મળી; નીચલી જ્ઞાતિઓને બિલકુલ મળી નહિ (એકલવ્યનો દાખલો લો) આ જ પ્રમાણે બીજા દેશોમા આર્થિક કારણોને લીધે વર્ગો પડ્યા, અને ત્યાં પણ કેળવણીમા ભેદ પડયો આ પ્રથા વંશપરંપરા ચાલવાથી રૂઢ થઈ ગઈ, એટલે એમા ફેરફાર થઈ શકે નહિ એવી માન્યતાનો લોકોમાં પ્રચાર થયો.

આર્થિક કારણોને લીધે વર્ગ અને જ્ઞાતિ પડવાથી જેવી રીતે પુરુષ પુરુષ વચ્ચે ભેદ પડ્યો છે, અને કાયમની અસમાનતા ઊભી થઈ છે, તેવી જ રીતે એ જ કારણોને લીધે તેવી, બલ્કે તેના કરતાં વધારે અસમાનતા સ્ત્રી અને પુરુષ વચ્ચે ઊભી થઈ છે. પુરુષની પ્રવૃત્તિઓમાં પૂર્તિ કરવા ઉપયોગી પ્રાણી તરીકે એનું સ્થાન ગણવામાં આવે છે, અને તેથી એને જે કેળવણી આપવામાં આવે છે તે પુરુષને ઉપયોગી થાય તેવી, તથા જેટલે અંશે ઉપયોગી થઈ શકે એમ હોય તેટલી હદ સુધી જ આપવામાં આવે છે. પુરુષ જેવી, અથવા પુરુષ જેટલી કેળવણી લઈ સ્ત્રી સ્વતંત્ર થાય તે વાત અનિચ્છનીય ગણવામાં આવે છે. વળી એક જ સંસ્થામાં છોકરા છોકરીને ભણાવવાનું કામ રૂઢિચુસ્ત લોકોને વખોડવા જેવું લાગે છે. સ્ત્રી માટે આ બધાં બંધનો તેમની આર્થિક પરતંત્રતાને લીધે પુરુષોએ ઊભાં કર્યાં છે. જો છોકરાની માફક સ્વતંત્ર રીતે કમાઈ શકે એવી સ્થિતિ ઉત્પન્ન થાય તો છોકરા અને છોકરી વચ્ચે શિક્ષણની બાબતમાં જે ભેદ પાડવામાં આવ્યો છે, જે ભેદ ચાલુ રાખવા રૂઢિચુસ્તો હિમાયત કરે છે તે ભેદ ઝાઝો સમય ચાલી શકે નહિ.

ઉપરની હકીકત પરથી સ્પષ્ટ સમજાય એમ છે કે પુરુષ પુરુષ વચ્ચે અને સ્ત્રી પુરુષ વચ્ચે કેળવણી સંબંધી જે ભેદભાવ છે તેને માટે અત્યારની આર્થિક વ્યવસ્થા જવાબદાર છે. જો એ ભેદભાવ તોડી બધાંને સમાન સગવડો મળે એવી કેળવણીની યોજના ઘડવી હોય તો હાલની આર્થિક વ્યવસ્થામાં મહત્ત્વનો ફેરફાર કરવાની જરૂર છે.

જો કેળવણીનું સ્વરૂપ આખા સમાજને હિતકારી કરવું હોય તો ખાનગી મિલકત રાખવાનો રિવાજ તેમજ ભેગી કરેલી મિલકતનો વારસો મળવાનો રિવાજ નાબૂદ થવો જોઈએ; કારણ કે મિલકત અને વારસાના રિવાજને લીધે એક બાળકને બીજા બાળક કરતાં વધારે સારી કેળવણી મળે છે. આ અકુદરતી છે કારણ કે બાળકે

મેળવેલી કેળવણી પોતાની શક્તિના પ્રમાણમાં નથી, પણ મળેલી સગવડને લીધે છે. ખરી રીતે દરેક બાળકને પોતાની શક્તિના પ્રમાણમાં કેળવણી મેળવવાની સગવડ હોવી જોઈએ.

દરેક બાળક પોતાની શક્તિ મુજબ કેળવણી મેળવી શકે એવી વ્યવસ્થા હોય તો પણ બાળક બાળક વચ્ચે હોશિયારીની અસમાનતા તો રહેવાની, પણ તે બાળકની કુદરતી શક્તિના પ્રમાણ મુજબ હોવાની. શક્તિની અસમાનતા કુદરતી છે અને તે તો રહેવાની. બીજી બાજુ શક્તિશાળી પુરુષનો પુત્ર શક્તિ વગરનો નીકળે તોપણ અત્યારની પ્રથા પ્રમાણે તેને બધી સગવડો મળે, અને તેને લીધે તે આગળ આવે. જો શક્તિ પ્રમાણે કેળવણીની સગવડ મળતી હોય તો જરૂર એ પાછો પડવાનો, એટલે શક્તિ જાળવી રાખવાની સ્પર્ધા કુદરતી રીતે રહેવાની.

વારસાના રિવાજથી કુદરતી સ્પર્ધાનો નાશ થાય છે, અને ખોટું પરિણામ આવે છે. આથી ઊલટું, બાળકોને સમાન સગવડ આપવાની પ્રથા હોવાથી સમાજમાં દરેકને સંપૂર્ણપણે પોતાની સ્વતંત્રતા અને સહીસલામતી રહેશે એમ વિશ્વાસ આવે છે, અને તેથી તે પોતાની શક્તિનો સારામાં સારો ઉપયોગ નિર્ભયપણે કરે છે.

આ કારણથી ધનવાનોની ફરજ છે કે કોઈ પણ શરત વિના રાજ્યને ધનની મદદ કરવી, અને કોઈ પણ પ્રકારના ભેદભાવ વિના દરેક બાળકને કેળવણી લેવાની તક અને સગવડ મળે એવી યોજનાની વ્યવસ્થા કરવામાં તેમણે તન, મન અને ધનથી રાજ્યને મદદ કરવી.

---

## પ્રકરણ ત્રીજું

# રાજ્ય અને કેળવણીનો સંબંધ

આપણા જીવનની ઘણીખરી પ્રવૃત્તિઓ પર ધર્મની સચોટ અસર હતી, કારણ કે બાળકને જે કેળવણી આપવામા આવતી હતી તે કેળવણી ધર્મસિદ્ધાતો પર રચાયેલી હતી. ધર્મની સૌથી પ્રથમ શિક્ષા એ હતી કે વડીલ પ્રત્યે માન અને ભક્તિથી જોવુ, અને તેમના પ્રત્યે સભ્યતાથી વર્તવું. રાજ્યને મોટા કુટુંબ તરીકે ગણવામા આવતું, અને રાજાને તેના વડીલ તરીકે ગણતા. તે મુજબ વડીલ તરીકે રાજાને લોકો તરફથી માન મળતું, અને રાજા માટે ગમે તે માણસ આત્મભોગ આપવાને પણ તૈયાર થતો.

આ મૂળ સિદ્ધાતમાંથી બીજી અનેક માન્યતાઓ રાજા પ્રત્યે વફાદાર રહેવા માટે પ્રચલિત હતી, અને તે માન્યતાઓની અસર લોકોના દિલમા એટલી રૂઢ થયેલી હતી કે બાળક જન્મે ત્યારથી તેનામાં એ પ્રકારના સંસ્કાર પડતા હતા પ્રાચીન કાળની કેળવણીની યોજના એ સિદ્ધાંત પર રચાયેલી હોવાથી બાળક મોટું થઈ બુદ્ધિથી વિચાર કરતુ થાય તેમ છતાં એ માન્યતાની અસર એના દરેક કાર્યમા જણાયા વગર રહેતી નહિ. જાણ્યે અજાણ્યે પણ એના દરેક કાર્યમાં વડીલભક્તિ તરી આવતી હતી. આ કારણથી આવી પરિસ્થિતિમા રાજ્ય અને ધર્મ વચ્ચે બહુ ગાઢ સંબંધ બધાયો હતો. રાજ્ય સંગઠિત અને વ્યવસ્થિત રાખવા માટે લોકોમા એક જ ધર્મનો પ્રચાર કરવાની રાજ્યને જરૂર જણાતી હતી, અને ધર્મને પોતાના સિદ્ધાતોના પ્રચાર માટે રાજ્યવિસ્તાર તેમજ રાજ્યના આશ્રયની જરૂર પડતી હતી, એટલે રાજ્ય અને ધર્મ એકબીજાના સહાયક બન્યા હતા. અશોક રાજાએ બૌદ્ધ ધર્મ સ્વીકારી પ્રજાને એ ધર્મના સિદ્ધાંતો સમજાવ્યા ત્યારથી ભારતમા એ ધર્મનો બહોળો પ્રચાર થયો. એ જ રીતે બૌદ્ધ ધર્મ સ્વીકારી તેના સિદ્ધાતો અશોક

હતો. એનું મૂળ ગ્રીસ અને રોમમાં ઉદ્ભવ્યુ હતું. એ પ્રવાહે પશ્ચિમના દેશોમાં પોતાનું બળ જમાવ્યુ છે, એટલું જ નહિ, પણ પૂર્વના દેશો પર એની અસર થવા માંડી છે, અને તેથી કેળવણીના ક્ષેત્રમાં પૂર્વના દેશોમાં અગત્યના ફેરફારો થવા લાગ્યા છે.

ગ્રીક રાજ્યોમાં રાજ્ય અને રાજ્યકર્તા એ બેને જુદા ગણવામાં આવતા, અને રાજ્યના હિતમાં રાજ્યકર્તાના ભોગની જરૂર પડે તો તે ભોગ આપવામાં કે લેવામાં બાધ ગણાતો નહિ, એટલે કે તેઓ રાજ્યકર્તાના જીવન કરતાં રાજ્યજીવનની કિંમત વધુ આંકતા હતા. આ કારણથી તેઓ રાજ્યના હિતમાં ઘડાયેલા કાયદાને વધારે માન આપતા હતા, અને રાજ્યકર્તાએ પણ એ કાયદાને માન આપવું જોઈએ એમ તેઓ સમજતા હતા. સ્પાર્ટાના ઘણા રાજાઓએ એ રીતે રાજ્યને ખાતર બલિદાન આપ્યુ છે. ત્યાર પછી રોમન લોકોમાં એ વિચારની અસર સચોટ થઈ હતી, એ બાબત એમનાં કાર્યો પરથી જણાઈ આવતી હતી. તેમનામા જાહેરસેવાનો જુસ્સો સતેજ હતો. આ જુસ્સાને લીધે એક રોમન સરદારે કાયદાનો ભંગ કરવા માટે પોતાના એકના એક પુત્રને દેહાંતદંડની શિક્ષા કરી હતી. પૂર્વમાં એથી જુદું હતુ. ચીન દેશમાં પિતૃભક્તિ કરતાં કાયદાને વધારે અગત્યનો ગણી એક યુવાને પોતાના પિતાને અદાલતમાં શિક્ષા કરાવવામાં મદદ કરી હતી, પરંતુ તે માટે કન્ફ્યુશિયસ જેવા પવિત્ર અને સમજુ માણસે પણ પિતાના દોષનો વિચાર કર્યા વિના એ યુવાનને દોષપાત્ર ગણ્યો હતો. રોમનો જાહેર સેવાનો બીજો એક દાખલો છે. એ જ જાહેર સેવાના જુસ્સાને લીધે બ્રુટસે પોતાના પ્રત્યે ઉદારતાથી વર્તનાર જુલિયસ સીઝરને મારવાના કાવતરામાં અગ્રભાગ લીધો હતો. આ પ્રકારના જાહેર સેવાના જુસ્સાના વિચારનો પ્રવાહ યુરોપમાં રોમન સંસ્કૃતિના પ્રચારને લીધે વહેલો થયો હતો. ફ્રેંચ ક્રાંતિથી એનું બળ કાયમને માટે વધ્યું હતું, અને તેથી યુરોપનાં બધાં રાજ્યો પર એની અસર થઈ હતી. આ કારણથી યુરોપના લોકો

રાજ્યકર્તા કરતા કાયદાને વધારે માન આપવા લાગ્યા હતા, અને રાજકુટુમ્બભક્તિને બદલે રાજ્યભક્તિનું વધારે મહત્ત્વ ગણાવા લાગ્યું હતુ

આ વિચારપ્રવાહના બળની અસર પ્રથમ ખ્રિસ્તી ધર્મ પર થઈ હતી લ્યુથરે પોપના જૂના ધર્મ સામે બળવો જગાડયો હતો અને પ્રોટેસ્ટંટ ધર્મ સ્થાપ્યો હતો એ રીતે ધર્મક્રાંતિ કરી હતી. ધર્મનું બળ તૂટયુ કે સાથે સાથે રાજ્યબળ તૂટવા લાગ્યુ, અને રાજ્યક્રાંતિ થઈ હતી આને લીધે કેળવણીના ક્ષેત્રમા ધર્માચાર્યોનુ બળ ઘટતુ ગયું, અને ધર્મ અને રાજ્યનો જે સબધ હતો તેમાં તૂટ પડી રાજ્યવહીવટમાથી ધર્મની દખલગીરી સદતર નીકળી ગઈ, તેથી કેળવણીના ક્ષેત્રમા ધર્મની લાગવગ ઓછી થતી ગઈ, અને તેના બદલે રાજ્યની લાગવગ એકહથ્થુ ચાલુ થઈ, પણ તે જુદા પ્રકારની; એટલે કેળવણીની યોજનામા ફેરફાર થવા માડયા.

આ કારણથી યુરોપના કેટલાક દેશોમા ધર્માચાર્ય સિવાયના વિદ્વાનો અને પંડિતોએ બાળકોને શિક્ષણ આપવા સંસ્થાઓ ચાલુ કરી, અને રાજ્યની આર્થિક મદદ મેળવવા રાજ્યને રુચે એવી કેળવણીની યોજના ઘડી કાઢી. આ રીતે કેળવણીના ક્ષેત્રમા રાજ્યનો પગપેસારો વધ્યો, અને કેટલેક ઠેકાણે તો કેળવણીનું કામ રાજ્યે પોતે પોતાના હાથમા લીધુ. આપણા દેશની આધુનિક કેળવણીની યોજના ઇંગ્લંડની સત્તાને લીધે તેમના વિચાર પ્રમાણે ઘડી કાઢવામાં આવી હતી, એટલે ઇંગ્લડમા આ સંબધમા શા ફેરફાર થયા અને તે શા કારણથી તે જાણવાની આપણને ખાસ જરૂર રહે છે

સોળમા અને સત્તરમા સૈકામા ઇંગ્લંડના સરમુખત્યારીપણાથી સ્વતંત્ર થવાની લડત ધીમે ધીમે ઉગ્ર બની અને અંતમા લોકોનો રાજાના ઈશ્વરી હક્ક સામે વિજય થયો અને રાજા કરતા કાયદાને વધુ મહત્ત્વ આપવામાં આવ્યુ આ સમય દરમિયાન ઇંગ્લડના ઓક્સફર્ડ અને કેંબ્રિજ જેવા શહેરોમા એવા પ્રકારની સ્વતંત્ર કેળવણીની

સંસ્થાઓ સ્થપાઈ કે જેમાં રાજય કરવાને યોગ્ય પુરુષો ઉત્પન્ન કરી શકાય. આવી પરિસ્થિતિ યુરોપના ઘણા દેશોમાં થઈ. રાજ્યના સ્વરૂપના ફેરફાર મુજબ કેળવણીની યોજનામાં ફેરફાર થયો સ્થાપિત રાજસત્તાના સિદ્ધાંતો પ્રમાણે રાજયવહીવટ કરવાને યોગ્ય કેળવાયેલા પુરુષો મળી શકે તે માટે જે લોકોને રાજસત્તા મળી હતી તે લોકોએ રાજયવહીવટ કરવાને યોગ્ય પુરુષો કેળવવાનું તંત્ર હાથમાં લીધું. એ કેળવણીની યોજનાથી એવા પુરુષો ઉત્પન્ન થયા કે જે પુરુષોમા પોતાના દેશને સ્વતંત્ર અને પ્રજાસત્તાક રાખવાની બાહોશી આવી, પણ તે સાથે બીજા ઘણા દેશના લોકો કરતા તેઓ બુદ્ધિ અને જ્ઞાનમા ચઢિયાતા છે એવો ઘમંડ તેમનામા ઉદ્‌ભવ્યો. પછાત દેશના લોકોને ઉન્નત બનાવવાના બહાને, પણ વાસ્તવિક રીતે પોતાના દેશનો વેપાર ટકાવી રાખવા, તેમજ પછાત દેશમા તેમની રાજસત્તા જમાવવી જોઈએ એવો વિચાર કરી તેમણે પ્રસંગ આવ્યે તે દેશના લોકો સાથે લડાઈ કરી તેમનો દેશ જીતી લેવા માંડયો. પછી તે દેશમા જયાસુધી તેમનુ હિત સચવાતુ રહ્યું, અને લોકો માનપૂર્વક તેમની સલાહ માનતા રહ્યા, ત્યાંસુધી તેઓ તેમની સાથે ગૃહસ્થની માફક ઉદારતાથી વર્તતા રહ્યા. પણ જ્યારે તે દેશના લોકો કોઈ કારણસર તેમનો વિરોધ કરવાનો પ્રયાસ કરવા લાગ્યા, ત્યારે તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ, અને તેમનો વિરોધ દાબી દેવા તેઓ લોકો પર જુલમ ગુજારતા અચકાયા નહિ

આ બધુ તેઓ પોતાની સત્તા કાયમ રાખવા કરતા હતા સ્વમાન જાળવવામા કેટલાક સદ્‌ગુણો, જેવા કે એક વચન, આસારવૃત્તિ, વગેરે કેળવવા જોઈએ. પણ તે સદ્‌ગુણોથી સત્તા કાયમ રાખવામા વાધો આવે, એટલા માટે તેઓ તે સદ્‌ગુણોની દરકાર કરતા નહોતા તેમની દેશની રાજયભક્તિની કેળવણીએ તેમને સામ્રાજ્યવાદી બનાવ્યા હતા. પોતાના દેશનુ વર્ચસ્વ જીતેલા દેશમા કાયમ રાખવામા પોતાના દેશના સામાન્ય વર્ગના લોકો મદદ કરે તે માટે તે લોકોને એવા પ્રકારની

કેળવણી આપવાની વ્યવસ્થા કરવામા આવી, અને એવી રીતે અભ્યાસક્રમ ઘડવામા આવ્યો કે તે લોકોને એમ જ માલૂમ પડે કે તેમને ત્યાંથી જે લોકો જીતેલા દેશમા રાજ્ય કરવા જાય છે તે લોકો તે દેશના લોકોના હિતમાં જ રાજવહીવટ ચલાવે છે. આ ઉપરાંત એવુ સમજાવવામા આવતુ કે જીતેલા દેશના લોકો એટલા અજ્ઞાન, વહેમી, અને બિનકેળવાયેલા છે કે તેમને આપણી મદદ વગર ચાલે એમ નથી. અત્યાર સુધીના રાજવહીવટથી આપણે તે દેશમા કેટલાયે સુધારાઓ તેમના હિતમા કર્યા છે. તે દેશના લોકો તરફથી જુલમની વાતો સંભળાતી હોય, તો તે ખરી રીતે ત્યાંના હરામખોર લોકોને દાબી દેવા તથા સારા લોકોને રક્ષણ આપવા પગલાં લીધેલા હોય છે, એમ તેઓ કહેતા.

જ્યારે પોતાના દેશમા જીતેલા દેશ વિષે ઉપર મુજબ શિક્ષણ આપતા, ત્યારે જીતેલા દેશમા રાજ્યના હાથમા કેળવણીનું તંત્ર ન હોય તો – તેઓ તે તંત્ર હાથમા લઈ લઈ ત્યાં જુદા પ્રકારની કેળવણી આપતા. સૌથી પહેલા તો જીતેલા દેશના બાળકોમા એવા સંસ્કાર પાડવાનો પ્રયત્ન કરવામા આવતો કે ઈશ્વરે તેમના દેશનો ઉત્કર્ષ કરવા તેમને મોકલ્યા છે, અને તેથી તેઓ જે કરી રહ્યા હોય છે તે તેમના હિતમા હોય છે. આ બધુ કામ તેમનાથી ક્યારે બની શકે કે જ્યારે લોકો વફાદાર રહી તેમના કામમા મદદ કરે, અર્થાત્ તેઓ તેમના દેશના રાજ્યને કે તેમને વફાદાર રહેવાનો પોતાનો ધર્મ સમજે, અને તે ધર્મ તેઓ એકનિષ્ઠાથી બજાવે.

ઉપર જણાવેલા સંસ્કારો આપણા દેશમાં બાળકોમા દૃઢ કરવા ખાતર આપણા દેશની કેળવણીની યોજનામા અંગ્રેજ મતાધીશો તરફથી એક એવો નિયમ કરવામાં આવ્યો હતો કે બાળકોને જે શિક્ષણ આપવુ તે અંગ્રેજી ભાષા દ્વારા આપવુ. આથી લોકોમા અંગ્રેજી ભાષાનો પ્રચાર થયો. એ ભાષા હિંદુસ્તાનની કોઈપણ ભાષા કરતાં વધારે

સંસ્કૃત છે એવો વિચાર લોકોમાં દાખલ થયો. અંગ્રેજીને રાષ્ટ્રભાષા બનાવીએ તો ઐક્ય અને સંપ સાધી શકાય એવો ખ્યાલ લોકોમાં પેદા કર્યો. આને લીધે અંગ્રેજી રાજવહીવટને વફાદાર રહેનારની સંખ્યા વધી. એ ઉપરાંત અભ્યાસક્રમ પ્રમાણે શીખવવાના વિષયોમાં ઇતિહાસ, ભૂગોળ, અર્થશાસ્ત્ર વગેરેનું જ્ઞાન એવુ આપવામાં આવ્યુ કે તેનાથી આ દેશનાં બાળકોમા જ આ દેશ વિષે હલકા વિચારો આવ્યા, અને ઇંગ્લંડનાં કીર્તિ અને પ્રતાપના તેજમા અંજાઈ તેઓ તેને માનથી જોતા શીખ્યા.

આ પ્રમાણે અપાયેલી કેળવણી સામ્રાજ્યવાદને પોષનારી બની હતી. સામ્રાજ્યવાદનો જન્મ સ્વતંત્ર દેશના રાષ્ટ્રવાદમાથી થયેલો હોય છે, કારણુ કે સ્વતંત્ર દેશના સતાધીશો લોકોમાં સ્વદેશાભિમાન ઉત્પન્ન કરવા પ્રયાસ કરે છે, અને પોતાના દેશનું રક્ષણુ કરવા દરેકને લશ્કરી તાલીમ આપે છે. તેના પરિણામે તેઓ જરૂર પડયે બીજા દેશ પર આક્રમણુ કરી તે દેશ જીતી લે છે, અને તે દેશમા પોતાના દેશ માટે માન અને પ્રેમ ઉત્પન્ન થાય એવી કેળવણીની યોજના ઘડી તેને અમલમા મૂકે છે. પણુ સમય જતા જિતાયેલા દેશના લોકોને સમજણુ પડતી જાય છે કે આવા રાજ્યમા રાજ્યભક્તિ દેશભક્તિને અંતરાયરૂપ થાય છે જ્યારે સ્વતંત્ર દેશમા દેશભક્તિ અને રાજ્યભક્તિ એકરૂપ હોય છે, ત્યારે જિતાયલા દેશમા ભક્તિ બેમુખી હોય છે. રાજ્યભક્તિ અને દેશભક્તિનાં મુખ એકબીજાથી ઊલટી દિશામા હોય છે. સ્થાપિત રાજસત્તા રાજ્યભક્તિ તરફ લોકોનુ મન એકાગ્ર કરવા પ્રયાસ કરે છે, ત્યારે જિતાયેલા દેશના સ્વદેશાભિમાની લોકો દેશમા સ્વદેશભક્તિ જાગૃત કરવા પ્રયત્ન કરે છે, અને તેથી દેશના રાષ્ટ્રીય આગેવાનોને રાજ્ય તરફથી અપાતી કેળવણીમા ક્રાંતિ કરવાની જરૂર જણાય છે. તેઓ દેશને સ્વતંત્ર કરવામા મદદરૂપ સ્ત્રી પુરૂષો ઉત્પન્ન થાય એવી કેળવણીની યોજના હોવી જોઈએ એવા વિચારોનો પ્રચાર કરે છે,

અને દેશની આઝાદી માટે લડનારા સ્વયંસેવકો કેળવવા કેળવણીની રાષ્ટ્રીય સંસ્થાઓ ખોલે છે, એટલે કેળવણીના ક્ષેત્રમાં જે સંગીન અને એકધારું કામ થવુ જોઈએ તે થતું નથી.

ઉપરની સઘળી હકીકત વિચારતાં આપણને એમ સમજાય છે કે દરેક સ્થાપિત રાજ્ય કે રાજ્યપક્ષ કેળવણીની યોજના એવા પ્રકારની રચે છે, કે તે પોતાના રાષ્ટ્રને કે પક્ષને અનુકૂળ હોય. તેઓ નિષ્પક્ષપાતપણે બાળકોના હિત પરત્વે લક્ષ આપી કેળવણીની યોજના ઘડી શકતા નથી.

અત્યાર અગાઉ આપણે રાજ્યે ઘડેલી કેળવણીની યોજનાની લોકોની રાજ્યપ્રવૃત્તિ પર શી અસર થાય છે તેની વાત કરી, પણ એવી યોજનાની મનુષ્યની બુદ્ધિ પર અને તેની સામાન્ય પ્રવૃત્તિ પર શી અસર થાય છે તે બાબત વિચારવા જેવી છે. સ્થાપિત રાજ્યે ઘડેલા અભ્યાસક્રમમા આપેલા વિષયો તપાસીએ તો ઉપરની બાબત સ્પષ્ટ જણાઈ આવે છે. કેળવણીનું મુખ્ય વાહન ભાષા છે. આપણા વિચારો અમલમા મૂકતા પહેલા આપણે ભાષા વડે તે પ્રદર્શિત કરીએ છીએ. આપણા વર્તનમા રહેલો અર્થ સમજાવવા પણ ભાષાનો ઉપયોગ કરવાની જરૂર પડે છે. સમાજ-વ્યવહારના દરેક કાર્યમાં ભાષા વગર ચાલતું નથી. બાળક નાનપણથી જ એ શીખવા માંડે છે, પણ પ્રસંગ અને જરૂરિયાત પ્રમાણે બાળક કુદરતી રીતે શીખે છે. બાળક જયારે નિશાળે આવે છે, ત્યારે તેને માટે ભાષા શીખવાનુ અકુદરતી વાતાવરણ ઊભું થયેલુ હોય છે. ભાષા શીખવાનાં પુસ્તકો દ્વારા અમુક વિચારો એનામાં દઢ કરવામાં આવે છે, અને તે બધા સ્થાપિત રાજ્યને અનુકૂળ થાય એવા હોય છે, તેથી બાળકની બુદ્ધિ, સંકુચિત થઈ જાય છે, અને તે બાળક મોટું થાય છે, અર્થાત્ સ્ત્રી કે પુરુષ થાય છે, તોપણ તેનામાં બુદ્ધિની વિશાળતા આવતી નથી.

ઇતિહાસ, ભૂગોળ, અર્થશાસ્ત્ર વગેરે વિષયોનું જ્ઞાન પુસ્તક દ્વારા એવી રીતે આપવામાં આવે છે કે બાળકમાં સ્થાપિત રાજ્યનું હિત જાળવી રાખવાના સંસ્કાર પડે છે. તે સ્થાપિત રાજ્યપક્ષને દેશના બીજા પક્ષો કરતાં ચઢિયાતો ગણતો થાય છે, અને તેથી સ્થાપિત રાજ્યની લાગવગ લોકોમાં વધે છે, અને તે પોતાના દેશ કે રાષ્ટ્રને બીજા બધા દેશ કે રાષ્ટ્ર કરતાં વધારે સમૃદ્ધિમાન, બળવાન, અને હોશિયાર ગણતો થઈ જાય છે. એટલે જે પ્રગતિ થવી જોઈએ, અને વિશ્વના બધા દેશો માટે જે સમભાવ કેળવાવો જોઈએ તે કેળવાતો નથી. વળી રાષ્ટ્રના દરેકે દરેક મનુષ્ય પ્રત્યે પણ એનામાં સમભાવ હોતો નથી. આવી રીતે બુદ્ધિ કુંઠિત થાય છે. એને લીધે એ જે કામ કરે છે તે સમાજના હિતમાં છે કે નહિ તે એ જોઈ શકતો નથી. કેળવણી લઈને તેને અમુક કાર્ય કરવાની ઇચ્છા થયેલી હોય છે, એટલે ખરા કે ખોટા ઉપાયો લઈ તે કાર્ય તેને હરેક પ્રકારે પાર પાડવું જોઈએ એટલા જ વિચારો તેનામાં આવે છે, એટલે માત્ર તેની ઇચ્છાશક્તિ અતિ તીવ્ર હોય છે. બાળકમાં ચારિત્ર-ઘડતર થતું નથી. તેના વ્યક્તિત્વનો વિકાસ થતો નથી. તેનું પવિત્ર અને ત્યાગી જીવન હોતું નથી. તેનામાં સમાજ-હિતનું કાર્ય કરવાનાં આવડત કે ધગશ હોતાં નથી. તો પછી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે રાજ્યના હાથમાં કેળવણીનું તંત્ર હોવું જોઈએ કે નહિ? એનો ઉત્તર વિચારીએ.

સમાજનાં બધાં બાળકોને કેળવણી લેવાની સરખી તક મળે એ સિદ્ધાંત કોઈપણ કેળવણીની યોજના ઘડવામાં હોવો જોઈએ એ નિર્વિવાદ વાત છે; કારણ કે દેશનો દરેકે દરેક મનુષ્ય પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે શરીર, બુદ્ધિ કે દ્રવ્યથી દેશને મદદ કરે છે, અને તે માટે તેની કેળવણીનો એવો પ્રબંધ હોવો જોઈએ કે તે વડે એ એની શક્તિનો ઉપયોગ સંપૂર્ણ રીતે દેશ માટે અને વિશ્વ માટે કરી શકે. આ પરિણામ લાવવાને રાજ્યે કેળવણી વ્યાપક બનાવવા પ્રયાસ

કરવો જોઈએ કોઈપણ કેળવણીની યોજના વ્યાપક બનાવવા દેશની શિક્ષણસંસ્થાઓમાં બધાં બાળકોને મફત શિક્ષણ મળે એવો પ્રબંધ હોવો જોઈએ. આમ મફત કેળવણી મળવાની વ્યવસ્થા કરેલી હોય છતાં ઘણાં માબાપો બાળકની ઘરકામમાં મદદ મેળવવાની લાલચે તેને શિક્ષણ લેવા મોકલે નહિ, અથવા બાળકને શિક્ષણ લેવામાં શ્રમ કરવો પડે એના કંટાળાથી તે શિક્ષણસંસ્થાઓમાં જાય નહિ; તો તે કારણોને લઈને દરેક બાળક માટે કેળવણી લેવાની સગવડ હોય છતાં સમાજનો ઘણો ભાગ એનો લાભ લઈ શકે નહિ. આ કારણથી દરેક બાળક માટે કેળવણી લેવાનું ફરજિયાત કરવુ જોઈએ.

આ પ્રમાણે મફત અને ફરજિયાત શિક્ષણ આપવાનું કામ રાજ્ય સિવાય બીજાથી બની શકે નહિ; કારણ કે એ કેળવણીનું આખુ તંત્ર ચલાવવા એટલો પૈસો જોઈએ કે તે એક વ્યક્તિ કે વ્યક્તિઓના નાના સમૂહથી હંમેશને માટે ખરચવાનું બની શકે નહિ. રાજ્ય કર ઉઘરાવી એ કામ માટે જોઈતું દ્રવ્ય સહેલાઈથી મેળવી શકે. વળી બાળકોને ફરજિયાત શિક્ષણ લેવાની ફરજ પાડવાની વ્યવસ્થા રાજ્ય સિવાય બીજા કોઈથી થઈ શકે નહિ. માટે કેળવણીનું તંત્ર ચલાવવાનો રાજ્યનો ધર્મ છે એ નિઃશંક વાત છે.

કેળવણીનુ તંત્ર રાજ્યના હાથમા હોવું જોઈએ એ વાત ખરી, પણ કેળવણીની યોજના ઘડવાનું કામ રાજ્યને સોંપવામાં આવે તો ઉપર જણાવ્યા મુજબ માઠાં પરિણામો આવે. આ કારણથી રાજ્યને તો માત્ર કેળવણી માટે ખર્ચના પૈસાનો વહીવટ કરવાનો અધિકાર તથા તે ખર્ચ યોગ્ય રીતે થાય છે કે નહિ તે તપાસવાનો અધિકાર હોવા જોઈએ, તેમ જ બધાં બાળકો કેળવણીસંસ્થાઓમાં જઈ કેળવણી મેળવે છે કે નહિ, તેની દેખરેખનું કામ રાજ્ય પાસે હોવું જોઈએ. કેળવણીની યોજના ઘડવાનું કામ રાજ્યે સમાજના સ્વતંત્ર સભ્યોની સભા દ્વારા કરાવવું જોઈએ. એ સભ્યોની પસંદગી રાજ્ય

તરફથી થવી જોઈએ, પણ પસંદગીના નિયમો અગાઉથી નક્કી કરેલા હોવા જોઈએ, અને એ નિયમો મુજબ સભ્યોની પસંદગી થવી જોઈએ. એ નિયમો એવા હોવા જોઈએ કે સંકુચિત દૃષ્ટિવાળી કોઈપણ વ્યક્તિ સભ્ય તરીકે આવી શકે નહિ સમાજની જે વ્યક્તિઓએ પોતાના વિચાર અને વર્તનથી લોકોમા એવી છાપ પાડેલી હોય કે તેઓ ધર્મ, રાષ્ટ્ર, કે વર્ગ (વર્ણ)ની સંકુચિત ભાવના ધરાવતા નથી, તથા તેઓ એક ધર્મની બીજા ધર્મ વિરુદ્ધ વાત કરતા નથી. વળી આચરણમાં એવુ કાર્ય કરતા નથી કે તેમનો કોઈ એક ધર્મ માટે પક્ષપાત જણાય. તેઓ બધા ધર્મોને સમાનતાથી જોતા હોવા જોઈએ. બધા ધર્મોમા રહેલા સામાન્ય તત્ત્વોની જ વાત કરતા હોવા જોઈએ વળી રાષ્ટ્ર અને રાષ્ટ્ર વચ્ચે ભેદ રાખવાને બદલે બધાં રાષ્ટ્રોના મનુષ્યોને એક સરખી નજરે જોવાની તેમનામા વૃત્તિ હોવી જોઈએ. ધનિક–ગરીબ કે ઉંચ–નીંચના વર્ગભેદ પાડતા ન હોવા જોઈએ, પણ દરેક પ્રત્યે સમાન દૃષ્ટિથી જોતા હોવા જોઈએ. આ પ્રમાણે દરેક બાબતમા સમાનતાની દૃષ્ટિએ જોવાવાળા કેળવણીમાં નિષ્ણાત મનુષ્યોની એક સભા રાજ્યે બોલાવી તેની પાસે કેળવણીની યોજના ઘડાવવી જોઈએ, અને તેઓ જે યોજના ઘડી કાઢે તે યોજનાનો વિના સંકોચે રાજ્યે અમલ કરવો જોઈએ, કે જેથી કેળવણીમા સ્થાપિત રાજ્યની લાગવગવાળી યોજનાને લીધે જે માઠાં પરિણામો આવવા પામે છે તે આવી શકે નહિ. ઉપર કહ્યા મુજબના સભ્યો જ કેળવણીની સાચી યોજના ઘડી શકે, કે જે ગમે તે કોટિનુ બાળક હોય તો તેને પણ અનુકૂળ આવી શકે, અને તેનો સર્વાંગી વિકાસ થઈ શકે.

---

# ચતુર્થ ખંડ

# કેળવણીનાં મહતત્ત્વો

## પ્રકરણ પહેલું

## બુદ્ધિ

બુદ્ધિ શું છે? શરીરમાં બુદ્ધિનું સ્થાન ક્યાં છે? એના ગુણ, સ્વભાવ, સ્થિતિ અને સ્વરૂપ કેવાં છે? વગેરે પ્રશ્નોના ઉત્તર અનેક રીતે અપાયેલા છે, એટલે તે તદ્દન સત્યથી વેગળા હોવા જોઈએ એ સહેજે સમજાય એવી બાબત છે. બુદ્ધિ વિષેના આપણા ખ્યાલો એવા સમયે બંધાયેલા છે કે જ્યારે મનુષ્યને શરીર–રચના વિષે પૂરેપૂરી માહિતી નહોતી. એ જ કારણથી આપણે મન, ચિત્ત, અહંકાર, અંતઃકરણ, ભાવ (લાગણી) વગેરેને બુદ્ધિથી ભિન્ન ગણીએ છીએ અને તેનાં ઉત્પત્તિસ્થાનો પણ ભિન્ન છે એમ આપણે માનીએ છીએ. સાચી રીતે એ બધા બુદ્ધિના ગુણ, સ્વભાવ, સ્થિતિ અને સ્વરૂપ બતાવનારા સંજ્ઞાવાચક શબ્દો છે. બુદ્ધિથી ભિન્ન નથી એ આપણે અહીં હવે પછી ચર્ચાથી નક્કી કરીશું. મન વગેરે વિષે વાસ્તવિકતાથી ઊલટો ખ્યાલ હોવાથી અને બુદ્ધિનું સાચું સ્વરૂપ

નહિ સમજવાથી મનુષ્યને બુદ્ધિ વગેરે તત્ત્વો સમજવામાં અનેક ગૂંચવણો ઊભી થઈ છે અને થાય છે, અને એની અસર મનુષ્યજીવનના દરેક ક્ષેત્ર પર ઊલટી પડતી હોય એમ જણાય છે. આ કારણથી કેળવણીના ક્ષેત્રમાં બુદ્ધિની સાચી સમજણની ખાસ અગત્ય છે.

કેળવણીના ક્ષેત્રમાં બુદ્ધિ એ સૌથી અગત્યનું તત્ત્વ છે; કારણ કે બુદ્ધિની સાચી સમજણ વિના શિક્ષણ આપવું એ અંધારામાં ગોથાં મારવા જેવું છે. પ્રથમ આપણે એનું મહત્ત્વ સમજીએ. બુદ્ધિ છે તો ક્રિયા છે, કાર્ય છે, પ્રવૃત્તિ છે. બુદ્ધિ છે તો વિચાર છે. જેમ બીજ અને ઝાડમાં પ્રથમ શું ઉત્પન્ન થયું એ જાણવું અઘરું છે તેમ ક્રિયા અને વિચારમાં પ્રથમ શું ઉત્પન્ન થાય છે તે કહેવું અઘરું છે. આપણે તો એટલું સમજીએ કે ક્રિયા અને વિચાર બન્ને વર્તુળાકારે એકબીજાની પાછળ રહેલા છે, એટલે ક્રિયા પાછળ વિચાર જણાય છે, અને વિચાર પાછળ ક્રિયા જણાય છે. પણ ક્રિયા અને વિચાર બન્નેથી જ્ઞાનનો આવિર્ભાવ થાય છે, અને એ ત્રણેમાંથી સંસ્કાર પ્રગટે છે. (જુઓ આકૃતિ.)




'મનુષ્યના મસ્તકમાં મગજ હોય છે. એ મગજમાં ગડિયો, અથવા સ્વયં પ્રેરિત ગ્રંથીઓ હોય છે. તે મનુષ્યને વારસામાં મળેલા સંસ્કારોનાં ચિહ્નો છે. એ સુષુપ્તાવસ્થામાં રહેલી પ્રેરણાઓની ગ્રંથિઓ

છે. એ પ્રેરણાઓ ધીમે ધીમે અનુકૂળ સંજોગોમા જાગૃત થાય છે. તે પ્રેરણાઓ ઇંદ્રિયો દ્વારા કાર્ય કરે છે, એટલે ક્રિયા થયેલી માલૂમ પડે છે. ક્રિયા સાથે વિચાર પણ આવવા લાગે છે. એમ બાળકના જીવનમા ક્રિયા અને વિચારનો સતત પ્રવાહ વહેતો થઈ જાય છે. એને લીધે નવા સંસ્કારો એ ગ્રાહ્ય કરી શકે છે. જેમ જેમ બાળક નવી ક્રિયાઓ કરે છે, જેમ જેમ એ બાહ્ય જગતના વધારે સહવાસમાં આવે છે, જેમ જેમ એને નવા વિચારો આવતા જાય છે, જેમ જેમ એના અનુભવો વધતા જાય છે, તેમ તેમ એના મગજમા નવી નવી ગ્રંથિઓ બંધાય છે, અને એ રીતે એને નવા નવા સંસ્કારો પડતા જાય છે, અને એના જ્ઞાનનો અને એની ક્રિયા કરવાની આવડતનો વિકાસ થતો જાય છે આ કારણથી જેટલા પ્રમાણમા અને જેવી રીતે મગજની ગ્રંથિઓનો વિકાસ થાય છે, જેટલા પ્રમાણમા અને જેવી રીતે મગજ પર સસ્કારો પડતા જાય છે, અને જેટલા પ્રમાણમા અને જેવી રીતે તેમાથી કાર્યશક્તિ પ્રકટ થાય છે, તેટલા પ્રમાણમાં અને તેવી રીતે પ્રત્યેક મનુષ્ય બુદ્ધિમાન કે બુદ્ધિહીન, કેળવાયેલો કે બિનકેળવાયેલો, સંસ્કારી કે બિનસંસ્કારી કહેવાય છે. જે રીતે એની બુદ્ધિ કેળવાયેલી હોય છે તે રીતે એ સદ્ગુણી, દુર્ગુણી કે અવગુણી ગણાય છે. તો બુદ્ધિ સાચી રીતે શું છે તે જાણવુ દરેક માટે આવશ્યક છે, અને શિક્ષક માટે ખાસ આવશ્યક છે, કારણ કે બાળકના ભાવિ જીવનનું ઘડતર, અર્થાત્ બુદ્ધિનો વિકાસ, બુદ્ધિના સંસ્કારો, બુદ્ધિની કાર્યશક્તિ—એ સર્વે શિક્ષક બાળકને જે રીતે કેળવે તે રીતે એનામા પ્રગટ થાય છે.

ઘણા એમ માને છે કે મગજ એ જ બુદ્ધિ છે, અને તેથી સામાન્ય રીતે મગજ શબ્દને ઠેકાણે બુદ્ધિ શબ્દ વાપરે છે, અને બુદ્ધિને ઠેકાણે મગજ શબ્દ વાપરે છે પણ એ ખોટું છે. મગજ બુદ્ધિના આવિર્ભાવનુ એક સાધન છે શરીર-રચનાના મસ્તક વિભાગમા મગજ આવેલુ છે તેના મુખ્ય બે ભાગ છે (૧) મોટું

આવતી જાય છે, તેમ તમારી નિયામકશક્તિ (વિવેકબુદ્ધિ) બળવાન થતી જાય છે

ઇન્દ્રિયો દ્વારા તતુઓ વાટે બાહ્ય જગત વિષેની માહિતી મગજને પહોંચે છે અને તેના સસ્કારો મગજ પર પડે છે એ સસ્કારો આપણી બુદ્ધિશક્તિના પ્રમાણમા ગાઢ અથવા આછા હોય છે, એટલે કેટલીક બાબતો આપણને સહેલાઈથી યાદ રહી જાય છે, અને કેટલીક બાબતો મહામહેનતે યાદ આવે છે તો બુદ્ધિ બળવાન બનાવવા શું કરવુ ? આપણે અગાઉ ચર્ચી ગયા તે મુજબ ઇન્દ્રિયો, મગજ અને તતુઓ બળવાન હોય તો બુદ્ધિ નીરોગી અને બળવાન થઈ શકે છે એટલે આપણા મગજ, ઇન્દ્રિયો અને તતુઓને સારુ પોષણ મળવુ જોઈએ એ પોષણનો આધાર આપણા ખોરાક પર છે જો આપણો ખોરાક સારી રીતે પચે તેવો અને પચી તેના લોહી વગેરે શરીરપોષક તત્ત્વો સારા પ્રમાણમા શરીરમા ઉત્પન્ન થાય એવો હોય, તો ઇન્દ્રિયો, મગજ તતુઓ વગેરે બળવાન બને છે અને તેનાથી શકિત વધે છે એક કહેવત છે કે 'Man Sana Corpore Sana–Sound mind in Sound Body' આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે બુદ્ધિશકિત વધારવાને સારો ખોરાક, પ્રકાશ, હવા, શરીરશ્રમ વગેરે ખાસ જરૂરના છે બાળકોને બુદ્ધિશાળી બનાવવામા સારો ખોરાક પ્રકાશ, સારી હવા અને શરીરશ્રમ વગર ચાલે એમ નથી, કારણ કે એમના વિના બુદ્ધિશકિત નીરોગી અને બળવાન થઈ વિકાસ પામી શકતી નથી પરિણામે સારા અને દૃઢ સસ્કારો પડતા નથી અને સારી બળવાન કાર્યશકિત તેનામા હોતી નથી

કેટલાકને એવો પ્રશ્ન થવાનો સભવ છે કે પુસ્તકનું વાચન આપણે આખ કાનની મદદથી કરીએ છીએ, એટલે એ વાચન અમુક ઇન્દ્રિયોનો ઉપયોગ કરી કરીએ છીએ તો પછી એ બુદ્ધિશક્તિ ખીલવવામા અને સસ્કાર પાડવામા અગત્યનુ છે કે નહિ ? હા, એ

કેટલેક અંશે અગત્યનુ છે, પણ ના, એ સર્વાંશે નહિ. પુસ્તક એ બીજાના અનુભવ અને વિચારનાં શબ્દચિત્રો છે લેખકે જે સમયે અનુભવ અને વિચારનુ શબ્દચિત્ર આલેખ્યુ હોય, તે સમયે કયા સંજોગો હતા અને કેવો કાળ હતો, તે સ્પષ્ટ કરેલુ હોતુ નથી. એટલે, જ્યાં સુધી તે કાળ અને સંજોગ જાણીએ નહિ, ત્યા સુધી એ વિચાર અને અનુભવને સત્ય માની લઈ તેને અમલમાં મૂકીએ તો તેનાથી ગેરસમજ કે ભૂલ થવાનો કે વિપરીત પરિણામ આવવાનો સંભવ રહે છે. પ્રત્યક્ષ અનુભવથી તેની ચકાસણી કર્યા વિના તેને સત્ય માની લેવામા આવે તો તેનાથી ઘણો ગેરલાભ થાય છે. આ કારણથી શિક્ષકે બાળકને શિક્ષણ આપતી વેળા જેટલો અને તેટલો ઇન્દ્રિયો અને ક્રિયા દ્વારા પ્રત્યક્ષ અનુભવ કરાવવો ખાસ જરૂરનો છે. આ બાબત શિક્ષણપદ્ધતિના પ્રકરણોમા સ્પષ્ટ રીતે સમજાવવામાં આવી છે.

કુટેવો અને દુર્ગુણોથી બુદ્ધિશક્તિને કેવી રીતે નુકસાન થાય છે તે શિક્ષકે ખાસ સમજવાની જરૂર છે. આળસ, અસ્વચ્છતા, માદક પીણા પીવાની ટેવ વગેરે કુટેવો છે. આવી કુટેવોથી શરીરને નુકસાન થાય છે એ આપણે વિજ્ઞાનમાં શીખ્યા છીએ, અને ઉપર સમજાવવામાં આવ્યુ છે કે શરીર સ્વાસ્થ્ય વિના બુદ્ધિશકિત ખીલતી નથી. એટલે એ સ્પષ્ટ થાય છે કે કુટેવો બુદ્ધિને હાનિકર્તા છે. હવે દુર્ગુણો વિષે જોઈએ. જૂઠું બોલવુ, કજિયો કંકાસ કરવો, ટંટો ફિસાદ કરવો, લોભ-લાલચ રાખવા એ દુર્ગુણો છે. આ બધી બાબતો શરીરને હાનિકર્તા છે. જૂઠાણું પકડાઈ જવાની ધાસ્તી રહે છે, અને તેથી ઉદ્વેગને લીધે શરીરના સ્વાસ્થ્યને અને તેથી બુદ્ધિશક્તિને હાનિ પહોચે છે. કજિયા-કંકાસ અને ટંટા ફિસાદને પરિણામે શરીરને નુકસાન થવાનો સંભવ રહે છે, અને તેને લીધે ઉદ્વેગ થવાથી બુદ્ધિ ક્ષીણ થાય છે. લોભ-લાલચવાળા મનુષ્યને નિરંતર ભયમાં રહેવુ પડે છે, અને તેથી શરીર અને બુદ્ધિ ક્ષીણ થાય છે.

છે, અને લોકો તરફથી તેનો દરેક બાબતમાં ઉપયોગ કરવામા આવે છે, તેથી તે બાળજીવનના વિકાસમા અગત્યનો ભાગ ભજવે છે. લાંબા કાળ સુધી માબાપ, કેળવણી દરમિયાન શિક્ષક, અને જીવનપર્યંત રાજસત્તા અને ધર્મ–બધા બાળકને તેમજ મનુષ્યને પોતાના ધાર્યા મુજબ કામ કરાવવા એ પ્રેરણાનો ઉપયોગ કરે છે. માબાપ શિક્ષા કરીને અથવા બીકના હાઉ બતાવીને બાળકને તેમની મરજી મુજબ કરવાની ફરજ પાડે છે. શિક્ષક શિસ્ત જાળવવા, એટલે બાળકને શાંત બેસાડવા અને અભ્યાસ કરાવવા, શિક્ષા કરી તેમની મરજી મુજબ શાંત રહેવાની અને અભ્યાસ કરવાની ફરજ પાડે છે લોકો વ્યવસ્થામા રહે અને રાજસત્તા કાયમ રહે એ માટે રાજસત્તા તરફથી કાયદા ઘડવામાં આવે છે, અને તેના ઉલ્લઘનની શિક્ષા નક્કી કરી માણસોને તે કાયદા પાળવાની ફરજ પાડવામા આવે છે ધર્મના નિયમો અને તેની નક્કી કરેલી નીતિ પ્રમાણે નહિ ચાલનારને તેના પાપની શિક્ષા આ જન્મમા તેમ જ બીજા જન્મમાં ભોગવવી પડે છે એમ ધર્માચાર્યો કહી બધાને ધર્મ પ્રમાણે ચાલવાની ફરજ પાડે છે. આનું પરિણામ એવુ આવે છે કે બાળક કા તો કાયર થઈ જાય છે, અથવા ભયંકર માનસનો થઈ જાય છે. આ કારણને લીધે માબાપ, શિક્ષક, રાજસત્તાધીશો, અને ધર્માચાર્યોએ બીકની પ્રેરણાનો વિકાસ ન થાય એવુ વર્તન બાળક સાથે રાખવુ જોઈએ, અને બીકને બદલે પ્રેમ અને સમજાવટથી બાળક પાસે કામ કરાવવું જોઈએ. આ પ્રેરણાને સન્માર્ગે વાળવા દરેકે અને ખાસ કરીને શિક્ષકે બાળકમા રહેલી ગર્વ, આબરૂ, સહવાસ વગેરે પ્રેરણાઓની મદદ લઈ બાળક પાસે કામ કરાવવુ જોઈએ દા ત., કોઈ બાળક અભ્યાસ કરતું ન હોય તો તેને કહેવુ, “ તારા બાપદાદા ભણેલા છે તેમણે વિદ્યાપ્રાપ્તિ માટે કેવી સારી નામના મેળવી છે ! તુ નહિ ભણે તો તારી અને તારા બાપદાદાની આબરૂને ધોકો પહોંચશે, અને તેનો જવાબદાર તું ગણાશે ” એમ કહી એનામા રહેલી ગર્વની પ્રેરણા જાગૃત કરી તેને

સન્માર્ગે વાળવું. વળી સારાં બાળકોને એ બાળકને મદદ કરવા કહેવું. એમ સારાં બાળકોના સહવાસથી એ અભ્યાસ કરતો થઈ જશે.

[૨] ગર્વ : આ પ્રેરણા સંબંધી જુદા જુદા શબ્દો વપરાય છે. અભિમાન, અહંકાર, અહમ્ અને હુંપદ–અહંકાર, અહમ્ અને હુંપદ દરેક નુકસાન કરે છે અને મનુષ્યમાં ઈર્ષ્યા ઉત્પન્ન કરે છે. ગર્વ અને અભિમાન સારા થવા માટે હોય છે, અને તેનાથી મનુષ્ય ઉત્કર્ષ સાધી શકે છે.

બાળકમાં અહમ્ભાવ ઉત્પન્ન થાય ત્યારે તેને ધીરજ અને શાંતિથી અભિમાનમાં વાળવાનો પ્રયત્ન કરવો જોઈએ, એટલે બાળકને તેની ખામીઓ બતાવી તે ખામીઓ કેવી રીતે દૂર કરવી તેની સમજણ પાડવી જોઈએ. અહમ્ભાવથી નુકસાન થતું હોય, અને અભિમાનથી લાભ થતો હોય તેવી વાતો કહેવી જોઈએ. કોઈ પણ કાર્ય હલકું કે ઊંચુ નહિ ગણવાની તેનામાં ટેવ કેળવવી જોઈએ.

સ્વમાન એ ગર્વની પ્રેરણાનો એક પ્રકાર છે. એને જ અર્થમાં સમજીએ તે રીતે તે અહમ્ભાવનું કે સાચા અભિમાનનું સ્વરૂપ લે છે. સ્વમાન મિથ્યાભિમાનમાં પલટાઈ ન જાય તે શિક્ષકે તપાસી બાળકમા રહેલી સ્વમાનની પ્રેરણાને સન્માર્ગે વાળવા પ્રયત્ન કરવો જોઈએ. સ્વમાન એટલે પોતાનુ માન. માન ક્યારે જળવાય છે કે વધારી શકાય છે ? આપણે સારું કામ કરીએ કે સભ્યતાથી બોલીએ એમાં આપણુ ખરું સ્વમાન છે. આપણી ભૂલ થાય અને આપણને કોઈ કહે કે ઠપકો આપે, તો તેથી સ્વમાન જતું નથી. ઠપકો આપનાર કે સમજાવનાર પ્રત્યે ગુસ્સો કરીએ તો ખરી રીતે આપણુ સ્વમાન હણાય છે. સમજીને આપણી ભૂલ સુધારીએ એમાં આપણુ સ્વમાન રહે છે.

[૩] પ્રેમ : આ પ્રેરણા બાળકોને શિક્ષણ આપવામાં તેમ જ શિસ્ત જાળવવામાં ખાસ અગત્યની છે. બીકની પ્રેરણાથી જાળવેલું શિસ્ત બાળકની શારીરિક, માનસિક અને નૈતિક શક્તિઓને નુકસાન

પહોંચાડે છે (જુઓ શિસ્તનું પ્રકરણ) પ્રેમની પ્રેરણા બાળકની બધુ પ્રકારની શક્તિઓનો વિકાસ કરે છે જે કામ કરવાનું બાળકને મન થાય તે કામ તેને કરવા દેવુ તે કામમા જ્યારે જ્યારે તમારા માર્ગદર્શનની તેને જરૂર જણાય, ત્યારે ત્યારે તેને પ્રેમપૂર્વક સહાય કરતા હો તે ગને-ગુસ્સે થયા વિના-માર્ગદર્શન આપવુ અને મદદ કરવી પણ જો માબાપ કે શિક્ષક લાગણીમા ઘસડાઈને જરૂર ન હોય છતા બાળકને મદદ કરે તો તે પ્રેમ નથી, પણ લાડ છે, અને તેનાથી બાળકની શક્તિઓના વિકાસમા ખલેલ પહોંચે છે પ્રેમની પ્રેરણાનો લાડના સ્વરૂપમા ઉપયોગ કરવાથી બાળકની શક્તિઓ વિકસવાને બદલે નબળી પડતી જાય છે પ્રેમપૂર્વક સભ્યતાથી તેને જરૂર પ્રમાણે મદદ કરવી એ જ યોગ્ય છે વળી એ મુજબ બાળક ને પણ બીજા પ્રત્યે પ્રેમ બતાવવાની ટેવ પાડવી જોઈએ બીજાને જોઈતી મદદ કરવી તે જ ખરો પ્રેમ છે એકબીજાની સાથે સહકારથી કામ કરાવી બાળકોને પરસ્પર પ્રેમ રાખતા કરવા જોઈએ.

[૪] અનુકરણ . આ પ્રેરણા બાળકમા આત્મરક્ષણની પ્રેરણા પછી તરત જાગૃત થાય છે, અને બોલવા, ચાલવા વગેરેની બધી શક્તિઓ અનુકરણની પ્રેરણાથી બાળકને પ્રાપ્ત થાય છે; એટલે બાળકમા એ પ્રેરણાનો વિકાસ થતો કદી અટકાવવો જોઈએ નહિ, બલ્કે તેના વિકાસમા મદદ રૂપ થવુ જોઈએ પણ ઘણી વખત આ પ્રેરણાને લીધે બાળકથી કેટલુક નુકસાન થતુ માલૂમ પડે છે, તેથી માબાપ બાળકને ધમકાવી કે શિક્ષા કરી એ પ્રેરણાને દાબી દેવા જેવુ કરે છે એ કારણથી શાળામા આવતા પહેલા બાળકની આ પ્રેરણા અંગે સારી સ્થિતિ હોતી નથી અનુકરણની પ્રેરણાથી તે સારા કાર્યો કરી શકે તેટલા માટે શિક્ષકે એ પ્રેરણાને જુદી જુદી રીતે સન્માર્ગે વાળવી જો. એ દા ત સારી વાણી, સારુ વર્તન, સારી ટેવો એ બધાની છાપ બાળક પર પડે છે, અને અનુકરણથી તે તે મુજબ બોલતા અને વર્તતા શીખે છે, માટે આપણે બાળક સાથે પ્રેમથી

અને વિનયથી બોલવુ જોઈએ ખોટી ટેવો એનામા દાખલ થાય એવુ કાંઈ આપણે કરવુ જોઈએ નહિ. બાળકમા મારી ટેવો આવે એટલા માટે શિક્ષકે મારી ટેવો ગાખવી જોઈએ આ પ્રેરણાને લીધે કેટલીક વેળા બાળકમા બિનઉપયોગી વસ્તુઓ બનાવવાની તેમજ બિનઉપયોગી કાર્યો કરવાની ટેવો પડી હોય છે. આ કારણથી શિક્ષકે બાળકને ઉપયોગી વસ્તુ બનાવવા તરફ અને ઉપયોગી કાર્યો કરવા તરફ વાળવુ જોઈએ.

[૫] સગ્રહ : દરેક બાળક પોતાની પાસે આવેલી વસ્તુને પોતાની પાસે ભેગી કરવાનું કરે છે એ એની સગ્રહની પ્રેરણાને લીધે કરે છે પોતાની પાસે રહેલી વસ્તુ પથળી ગઈ હોય, છૂદાઈ ગઈ હોય, અથવા બિનઉપયોગી થઈ ગઈ હોય, તો પણ તે તેને સઘરી રાખવાનું કરે છે માબાપ કા તો બાળકની એવી ટેવ ચલાવી લે છે અથવા તેને મારી ધમકાવી એવી વસ્તુનો સગ્રહ કરતુ અટકાવે છે આ બંનેનું પરિણામ સરખુ આવે છે માબાપ બધી વસ્તુઓ સઘરવા દે તો પછી બાળક મોટુ થાય, તોપણ ઉપયોગી અને બિન ઉપયોગી બધી વસ્તુઓ સઘરતા શીખે છે, અને તેથી સઘરેલી વસ્તુઓ એટલી બધી થઈ જાય છે કે યોગ્ય વખતે યોગ્ય વસ્તુ એને જડતી નથી, અને એને કામમા આવતી નથી જો બાળકને મારી ધમકાવી સગ્રહ કરતુ અટકાવે છે, તો તેથી એની એ પ્રેરણા દબાઈ જાય છે, અને ઉપયોગી વસ્તુઓનો સગ્રહ કરવાની પણ એનામાં ટેવ રહેતી નથી શિક્ષક તરીકે આપણે બાળકને સગ્રહ કરવા ઉત્તેજન આપવુ જોઈએ, પણ તે ઉપયોગી વસ્તુઓનો સગ્રહ કરે એવી ટેવ પાડવી જોઈએ

[૬] **હિંસાખોરી** આ પ્રેરણા શરીર, સપત્તિ કે સતતિના રક્ષણ માટે કે આબરૂના રક્ષણ માટે જાગૃત થાય છે વળી વ્યક્તિ વ્યક્તિની એ ત્રણ ટેવો એકબીજાથી જુદી પડે છે એને પરિણામે સૂગ કે તિરસ્કાર ઉત્પન્ન થવાથી હિસાખોરીની પ્રેરણા જાગૃત થાય

છે આપણામાં કહેવત છે કે જર, જમીન ને જોરૂ એ કજિયાનાં છોરૂ જ્યારે વ્યક્તિ વ્યક્તિના વિચારમા મતભેદ પડે છે ત્યારે પણ આ પ્રેરણા જાગૃત થાય છે આ બધાનું પરિણામ સારુ આવતુ નથી, અને જે કામ માટે આપણે લડાઈ કે હિંસાખોરી કરીએ છીએ તે કામ સફળ થતું નથી તે કામને માટે બુદ્ધિપૂર્વકની સમજ, સમાધાન કે સહનશીલતા સારુ કામ કરે છે

આત્મરક્ષણ કે બીજાનું રક્ષણ હિંસાખોર વૃત્તિથી જ થઈ શકે એમ માનવુ ભૂલભરેલું છે દરેક માનવી કે માનવીનો સમૂહ એમ સમજે કે જેવી પોતાને આત્મરક્ષાની જરૂર છે તેવી બીજાને પણ જરૂર છે, અને તેથી દરેકનું આત્મરક્ષણ દરેક સાથે સમાધાની, પરસ્પર સગવડ, અને સહકાર ભાવનાથી વધારે સારી રીતે પ્રાપ્ત કરી શકાય છે, તો પછી તેને હિંસા કરવાની જરૂર રહેતી નથી હિંસાખોરીથી બધાનું રક્ષણ થતુ નથી બધાનું રક્ષણ તો સમાધાન વૃત્તિકેળવવાથી જ થઈ શકે છે દરેકને ખોરાક વગેરેમાં જુદી જુદી ટેવો હોય છે તે ટેવો પ્રમાણે ખોરાક વગેરે માટે દરેકને ખોરાક લેવાનો અધિકાર છે એમ સમજી કોઈના પ્રત્યે સૂગ કે તિરસ્કાર બતાવવા નહિ

એ પ્રેરણાને સન્માર્ગે વાળના આપણે બાળકને કુટુંબાભિમાન, શાળાભિમાન, અને દેશાભિમાન તરફ વાળવુ જોઈએ વળી હિંસા ખોરી કરતા સત્ય અને અહિંસા વધુ બળવાન અને લાભદાયક છે એ સમજાવવુ જોઈએ

[૭] હરીફાઈ હરીફાઈની પ્રેરણા બાળકને કામ કરવા માટે ઉત્તેજિત કરે છે એ પ્રેરણાને લીધે બાળક એકબીજાથી ચઢિયાતુ થવાનો પ્રયાસ કરે છે જો આ હરીફાઈ માન સરસાઈ પ્રાપ્ત કરવા માટે હોય તો તેમાથી સારું પરિણામ આવે છે, પણ જો બાળકમા ગર્વની ખોટા સ્વરૂપની, એટલે અહમ્‌ભાવની પ્રેરણા જાગૃત થઈ એનામા એવો વિચાર લાવે કે મારાથી કોઈ ચઢિયાતુ હોઈ શકે

નહિ અને હોવુ જોઈએ નહિ, અને તે પ્રાપ્ત કરવા બીજાને નુકસાન કરવા પ્રયત્ન કરે તો એ હરીફાઈ ઇર્ષ્યાનુ રૂપ લે છે અને તેથી પરિણામ ખોટું આવે છે. એ પ્રેરણા માત્ર બીજાના સરસા થવાનો પ્રયાસ કરવા માટે જ વાપરવી જોઇએ.

[૮] આબરૂ (ફારસી આબેરૂ):–એનો અર્થ ચહેરાનુ નૂર અથવા તેજ અથવા મોં પર શરમ આવે નહિ એવુ કામ કરવાથી થતો ભાવ. દરેકને પોતાની આબરૂ રાખવાની પ્રેરણા હોય છે, એટલે બાળક કોઈપણ કામ જાહેરમા ખોટું દેખાય એવુ કરવા ઈચ્છતુ નથી. પણ જો એની આબરૂ વારંવાર જાહેરમા ઘટી જતી હોય એમ તેને લાગે, અથવા તો એના દોષો જાહેર કરી કોઈ એની આબરૂ ઘટાડવા પ્રયાસ કરે છે એમ એને લાગે, તો પછી એની એ પ્રેરણા દબાઈ જાય છે અને એ નફટ બને છે. પછી એને કોઈ ખોટુ કામ કરવામા શરમ આવતી નથી. બાળક સાથેના વર્તનમા આ બાબત આપણે ખાસ ધ્યાનમા રાખવાની છે. શરૂઆતમા એની ભૂલ ખાનગીમા બતાવી એને સુધારવાનો પ્રયાસ કરવો જોઈએ. જો ખાનગીમાં કહેવાથી એ ન સુધરે તો જાહેરમા એ વાત એવી રીતે કહેવી કે બીજા માણસો એને સમજાવી સુધારવાનો પ્રયત્ન કરે.

[૯] માલિકી. જો બાળક કોઈ પણ વસ્તુ જુએ અથવા જો તે વસ્તુ થોડી વાર તેની પાસે રહે તો તે વસ્તુ તેની પોતાની છે એમ તે માને છે અને બીજાને તે વસ્તુ લેવા દેતુ નથી. આનું કારણ માલિકીની પ્રેરણા છે. એ પ્રેરણાને લીધે એ પોતાની પાસેની વસ્તુઓ પોતાને ખપ હોય કે ન હોય તો પણ બીજાને વાપરવા આપતું નથી. આ પ્રેરણાને લીધે જ મૂડીદાર વર્ગ, જમીનદાર વર્ગ વગેરે વર્ગો ઊભા થયા છે. તેઓ વસ્તુઓને પોતાના હાથમા રાખી બીજાને વાપરવા દેતા નથી તેથી ગરીબવર્ગ વધતો જાય છે. જો આ પ્રેરણા-ને સાચે માર્ગે વાળવી હોય તો બાળકમા એવી ટેવ પાડવી જોઈએ કે પોતાને જયારે કોઈ વસ્તુનો ખપ ન હોય અને બીજાને

તેની જરૂર હોય ત્યારે ખુશીથી બીજાને પોતાની વસ્તુ વાપરવા આપવી. માલિકીની પ્રેરણાને વાળવા માટે ગાંધીજીએ કહ્યું છે કે, "મૂડીદારે અને જમીનદારે એમ સમજવું જોઈએ કે અમારી પાસે જે મિલકત છે તે જનસમાજની છે અને અમે એના ટ્રસ્ટી છીએ. એટલે અમને એમાંથી માત્ર વહીવટના મહેનતાણાનો જ ઉપભોગ કરવાનો હક્ક છે, અને બાકીનુ જયારે જરૂર પડે ત્યારે જનસમાજના ઉપયોગ માટે વાપરવાનું છે." દા. ત., નદીમાં રેલ આવે અને ઘણા માણસો નિરાધાર થઈ જાય ત્યારે તેમનું દુઃખ જોઈને તેમને પોતાની પાસે જે વધારાની વસ્તુઓ હોય તે આપી મદદ કરવી જોઈએ. માલિકીની પ્રેરણાનો સાચો ઉપયોગ ઉદારતા અને દાનવૃત્તિ રાખવાથી કરી શકાય છે.

[૧૦] જિજ્ઞાસા : વસ્તુને જોઈ બાળકને તે વસ્તુ તપાસવાનું મન થાય છે. તે કામ ને જિજ્ઞાસાની પ્રેરણાને લીધે કરે છે. વસ્તુ તપાસવાનું કામ તે પાંચે ઇન્દ્રિયો દ્વારા કરે છે. આ પ્રેરણાથી બાળક વસ્તુ વિષે ઇન્દ્રિયો દ્વારા અનુભવ અને જ્ઞાન મેળવી શકે છે, એટલે આ પ્રેરણાને આપણે દાબી દેવી જોઈએ નહિ. પરંતુ, કેટલીક વેળા બાળકને યોગ્ય સમયે વસ્તુ વિષે બરાબર સમજણ આપવામાં આવે નહિ, તો તેમાથી માઠું પરિણામ આવવાનો સંભવ રહે છે. તે પોતાની મેળે કોઈ પણ પ્રકારે સમજવા પ્રયત્ન કરે છે, અને તેમ કરવામાં નુકસાન થાય તેની એ દરકાર રાખતું નથી, એટલા માટે બાળક કોઈ પણ બાબત વિષે પ્રશ્ન પૂછે તો તેનો યોગ્ય જવાબ આપી સમજપૂર્વક તે સંબંધી જ્ઞાન આપવું કે જેથી પોતાની મેળે જ્ઞાન મેળવવાના ઉત્સાહમાં વસ્તુને નુકસાન પહોંચાડે નહિ. જો જિજ્ઞાસાની પ્રેરણા દાબી દેવામા આવે, કે તેને યોગ્ય રીતે વાળવામાં ન આવે, તો તે પોતાની મેળે વસ્તુને ભાંગફોડી કે તેનો નાશ કરી જાણવા પ્રયાસ કરે છે. આનાથી એનામાં વિનાશવૃત્તિ જાગૃત થાય છે,

માટે બાળકને જે બાબતની જિજ્ઞાસા થાય તે બાબતની તેને યોગ્ય સમજણ આપવી.

[૧૧] રમત : આ પ્રેરણા બાળકમાં બહુ નાનપણથી શરૂ થાય છે. તેનું મન અસ્થિર હોય છે, તેથી તે એક રમતમાંથી બીજી રમતમાં ઝડપથી ચાલ્યું જાય છે. તે કોઈ પણ રમત ઝાઝો સમય રમતું નથી, કારણ કે બાળકને દરેક બાબતનો અનુભવ મેળવવાની તીવ્ર જિજ્ઞાસા હોય છે, અને તેથી તે એક વસ્તુ પરથી બીજી વસ્તુ પર ઝડપથી જાય છે. છ વર્ષની ઉંમર સુધી તે આમ કરે છે. ત્યારબાદ એનામાં સ્થિરતા આવે છે. છ વર્ષ પહેલાં એને એની મરજી મુજબ રમતો રમવા દેવી જોઈએ. બાળક ગમે તે રમતમાં ગમે તે સમયે જાય તો તેમ કરતાં તેને અટકાવવું નહિ. છ વર્ષ પછી બાળકમાં સ્થિરતા આવે છે, એટલે ત્યારબાદ તેને નિયમ અને વ્યવસ્થા પ્રમાણે રમતો રમવાની ટેવ પાડવી જોઈએ. એનામાં નિયમિતતા અને વ્યવસ્થા જાળવવાના ગુણો રમત દ્વારા કેળવી શકીએ છીએ. જો છ વર્ષ પછી બાળકને નિયમ અને વ્યવસ્થા પર ધ્યાન આપ્યા વિના રમવા દઈએ તો તે ધીમે ધીમે સ્વચ્છંદી બનતું જાય છે.

રમતની પ્રેરણાનું મહત્ત્વ શિક્ષણની દૃષ્ટિએ અનોખું છે. બાળક એકલું રમત કરે તો તેનાથી તેની સર્જનશકિત ખીલવાનો સંભવ છે. જો સમૂહમાં રમત કરે તો તેનાથી તેનામાં અનેક ગુણો કે જેનું ચારિત્ર્ય-ઘડતરમાં ખાસ મહત્ત્વ છે તે કેળવાય છે. સહકાર, સહન-શીલતા, ધીરજ, ચીવટ, ખેલદિલી, ઉદારતા વગેરે ગુણો કેળવાય છે, એટલું જ નહિ, પણ એનાથી બુદ્ધિ-વિકાસ થવાનો પૂરો સંભવ છે. રમતમાં કેવો વ્યૂહ ગોઠવી સામા પક્ષને હરાવવો એનો વિચાર નિરંતર એના મનમાં આવ્યા કરે છે, અને તેથી બુદ્ધિ કસાય છે, અને અવનવા વ્યૂહ એના મનમા આવે છે. આ રીતે રમતથી

વનસ્પતિ સાથેના આપણા સામાન્ય સંબંધની આ વાત થઈ. હવે પ્રાણીઓ સાથેનો આપણો સંબંધ તપાસીએ. જેવી રીતે જડ જીવનમાં વૃદ્ધિનો ગુણ અદૃશ્ય છે, અને તે વનસ્પતિ જીવનમાં દૃશ્ય બને છે, તેવી રીતે વનસ્પતિ જીવનમાં ચૈતન્ય અદૃશ્ય છે, તે પ્રાણી જીવનમાં દૃશ્ય થાય છે, અને એ ચૈતન્યની સાથે વૃત્તિઓ અને પ્રેરણાઓ જે વનસ્પતિ જીવનમાં અદૃશ્ય રહેલી હોય છે તે પ્રાણી જીવનમાં દૃશ્ય થાય છે. પ્રાણી જીવનમાં એ વૃત્તિઓ અને પ્રેરણાઓ બહુ અગત્યનો ભાગ ભજવતી માલૂમ પડે છે. જ્યારે મનુષ્ય સિવાયનાં ઈતર પ્રાણીઓ વૃત્તિઓ અને પ્રેરણાઓથી પ્રેરાઈ અમુક રીતે જ કાર્ય કરતાં જણાય છે, ત્યારે મનુષ્યો એ વૃત્તિઓ અને પ્રેરણાઓને પોતાની બુદ્ધિ (નિયામક શક્તિ)થી અંકુશમાં લાવી શકે છે. પ્રાણીઓ માત્ર કુદરતની બાહ્ય શક્તિઓના પ્રત્યાઘાતરૂપે અમુક કાર્યો કરે છે, ત્યારે મનુષ્યો પ્રાણીઓની માફક પ્રત્યાઘાતથી કાર્ય કરે છે, એટલું જ નહિ, પણ જેમ જેમ એની બુદ્ધિનો વિકાસ થતો જાય છે તેમ તેમ તે કુદરતની બાહ્ય શક્તિઓને અને પોતાની વૃત્તિઓ અને પ્રેરણાઓને એકબીજાને સાનુકૂળ બનાવી પોતાનું જીવન નિયમમાં આણી શકે છે.

ઉપરની સઘળી હકીકત પરથી એટલું સ્પષ્ટ થાય છે કે દરેક પદાર્થની માફક મનુષ્યનો નાશ થવાનો છે. વનસ્પતિની માફક એ વૃદ્ધિ અને ક્ષયને અધીન છે. પ્રાણીઓની માફક એ વૃત્તિઓ અને પ્રેરણાઓને અધીન છે. પણ એનામાં વિકાસ પામેલી નિયામક શક્તિ એટલે બુદ્ધિથી એ વૃત્તિઓ અને પ્રેરણાઓને સાનુકૂળ બનાવી શકે છે દરેક મનુષ્ય એમ કરી શકે છે એમ નથી; કારણ કે જે ઠેકાણે મનુષ્ય રહેતો હોય ત્યાની ભૌગોલિક પરિસ્થિતિ અને જે કુટુમ્બમાં જન્મ લીધો હોય તે કુટુમ્બના નિયમન શક્તિના વિકાસની મર્યાદાના પરિણામે દરેક બાળકમાં થોડા કે ઘણા પ્રમાણમાં નિયમન શક્તિનું બળ બીજરૂપે હોય છે. તેનો વિકાસ કેળવણીરૂપી પોષણ

પર આધાર રાખે છે જડ કે ચેતન પદાર્થ, પથ્થર, વનસ્પતિ કે પ્રાણી બધાના નિયમો મનુષ્યને પણ લાગુ પડે છે, અને તેથી એનું જીવન એ રીતે મર્યાદિત થયેલું છે. એટલા માટે સૃષ્ટિના પદાર્થો, વનસ્પતિ અને પ્રાણીઓના જીવનથી મનુષ્ય જીવનને તદ્દન જુદો નિયમ લાગુ પડે છે એમ સમજવું એ ભૂલભરેલું છે, અને મનુષ્યની ચૈતન્ય સ્થિતિ બીજાં પ્રાણીઓથી જુદા પ્રકારની સમજવી, અને એનું ભવિષ્ય, એનો નાશ, અને તે પછીની સ્થિતિ તેમનાથી જુદા પ્રકારની કલ્પવી એ પણ ભૂલભરેલું છે ભવિષ્યના એટલે મરણ પછીના જીવનની તૈયારીરૂપે આ જીવનને ગણવા કરતા વર્તમાન જીવન જીવવાની તૈયારીરૂપે બાળજીવન ગણવું એજ સત્ય છે. જો વર્તમાન જીવન નિયમનવાળું થાય તો પછી કદાચ ભવિષ્યનું એટલે મરણ પછીનું જીવન હોય તો પણ નિયમનવાળું વર્તમાન જીવન ભવિષ્યના જીવનને આપોઆપ મદદગાર થઈ શકે. એટલે વર્તમાન જીવન નિયમનવાળું બનાવવુ એ જ ઇચ્છવાયોગ્ય સત્ય હકીકત છે. બીજી દુનિયાની તૈયારીરૂપે આ જીવનને ગણવાથી એક પ્રકારનું સ્વાર્થીપણું માણસમા આવે છે મનુષ્ય મનુષ્યના કુદરતી સંબંધ અને વહેવાર તરફ મનુષ્યનુ લક્ષ રહેતુ નથી. મનુષ્યો બીજી દુનિયાના સબંધમા એટલા અટવાઈ જાય છે કે દુનિયાના વાસ્તવિક સંબંધનો તેમને વિચાર પણ આવતો નથી. આ કારણથી આપણામા સામાજિક ભાવનાનો અભાવ જણાય છે. પાછલા ઇતિહાસ પરથી આપણે જોઈએ છીએ કે પેગંબરો, મહાન પુરુષો કે ઈશ્વરનો અવતાર ગણાતા પુરુષોએ સમાજ સુધારાનો પ્રયત્ન કર્યો છે, પણ એ સુધારાને બીજી દુનિયા સાથે સાંકળવાથી પરિણામ અનિષ્ટ આવ્યુ છે મનુષ્યો નિયમનમાં આવવાને બદલે વાસ્તવિક નિયમનની બહાર ગયા છે. આ કારણથી (પ્રત્યાઘાતના નિયમથી) બાળકેળવણીને બીજી દુનિયાની તૈયારીરૂપે ન ગણતા આ જીવનની તૈયારીરૂપે ગણી એ ધ્યેય પાર પાડવા પ્રયત્ન કરવો જોઈએ. જો એ જ ધ્યેય ગણી બાળકને

કેળવણી આપવામાં આવે, તો એવી રીતે કેળવાયેલા મનુષ્યો એક બીજાનો સંબંધ વધારે સારી રીતે સમજતા થાય. વર્તમાન જીવન સારું કરવા માટે એને પોતાનું જીવન મર્યાદિત કરવાની જરૂર માલૂમ પડે, અને તે મર્યાદા કેવા પ્રકારની હોય તેનો ઉકેલ પણ એ લાવી શકે, અને એ નિયમાનુસાર પોતાના આચાર વિચાર નક્કી કરી શકે.

ઉપર જણાવ્યા મુજબ બાળકેળવણીનું ધ્યેય એવું હોવું જોઈ એ કે બાળક મોટું થઈ સ્વતંત્ર રીતે કામ કરતાં શીખે, અને તે પોતાના જીવનને નિયમમાં રાખી બીજાને નુકસાન કર્યા વગર પોતાનુ કાર્ય કર્યે જાય, અને પોતાનું જીવન પોતાને તેમજ બીજાને ઉપયોગી તથા સુખદાયક બનાવે.

આ ધ્યેય પાર પાડવાની તૈયારી પર બાળકની ભૌગોલિક પરિસ્થિતિ ખૂબ અસર કરે છે. એ ભૌગોલિક પરિસ્થિતિ કઈ? બાળક જે જગાએ જન્મ્યું હોય ત્યાની જમીનની રચના અને સૂર્યનો પ્રકાશ વગેરે કારણોથી ઊભું થયેલું વાતાવરણ, એ પ્રદેશમાં મનુષ્યોની જરૂરિયાત પૂરી પાડનારા સાધનોનો ઉપયોગ તથા તે વાપરવાની હોશિયારી, તેમજ એ પ્રદેશના લોકોએ પ્રાપ્ત કરેલી જ્ઞાનની કક્ષા,—અને તેમા વળી જે કુટુમ્બમાં બાળક જન્મ્યું હોય તે કુટુમ્બના જ્ઞાનની કોઈ એક વખત પ્રાપ્ત કરેલી કક્ષા અથવા તે સમયની કક્ષા આ બધી અસરોથી મર્યાદિત થયેલી શક્તિઓ બીજરૂપે બાળકમાં જન્મથી હોય છે. જો ઉપર જણાવેલું સમગ્ર વાતાવરણ બાળકના જન્મ પહેલાં અથવા જન્મ સમયે પ્રતિકૂળ હોય છે તો તે બાળકની બીજરૂપે રહેલી શક્તિઓમાં એટલું સામર્થ્ય હોતું નથી કે તે શક્તિઓ સંપૂર્ણ વિકાસ પામી શકે. જો એ બાળક જન્મ્યા પછી કોઈ કારણોથી અનુકૂળ વાતાવરણમાં દાખલ થવા ભાગ્યશાળી થાય છે, તેમજ શક્તિઓના વિકાસ માટે યોગ્ય પોષક કેળવણી મળી શકે છે, તો તે બાળકમા એકાએક ફેર પડેલો માલૂમ પડે છે, અને એવી

શક્તિઓ પુરબહારમાં ખીલેલી જણાય છે. દા. ત., ઍસ્કિમોનાં બાળકોને લઈએ. ઍસ્કિમોને પોતાના પ્રદેશમાં પોતાની જરૂરિયાતો પૂરી પાડવા આંખ, કાન અને હાથને સહકારથી કામ કરવા કેળવવાં પડે છે, અને તો જ તે પ્રાણીઓ અને પક્ષીઓનો શિકાર સહેલાઈથી કરી શકે છે. આંખથી બરાબર જોઈ, અથવા કાનથી અવાજ સાંભળી, તે ચોક્કસ નિશાન તાકી શકે છે. તેને બરફમાં પ્રાણીઓને શોધી કાઢવા સાહસ ખેડવા પડે છે. ઉજ્જડ જગ્યામાં નિશાનીઓથી પોતાનો માર્ગ શોધી કાઢવા અવલોકન શક્તિ કેળવવી પડે છે. આવી રીતે એણે મગજ અને ઇંદ્રિયોનો સહકાર પ્રાપ્ત કરેલો હોય છે. તેમ છતાં એ રહે છે તે પ્રદેશમાં પ્રગતિ માટે જોઈતાં ઉપયોગી સાધનો નહિ હોવાથી, તેમજ વિચાર કરવાનો જોઈએ તેટલો અવકાશ નહિ મળતો હોવાથી, તે કોઈ જાતની પ્રગતિ કરી શકતો નથી. પણ ઍસ્કિમોનાં બાળકોને ઇંગ્લંડ કે જર્મની જેવા દેશમાં લાવવામાં આવે, અને તેમને ત્યાંની કેળવણી આપવામાં આવે, તો તેઓ પોતાની ભૌગોલિક પરિસ્થિતિને કારણે મેળવેલી શક્તિઓનો નવાં વાતાવરણ અને પોષણમાં સારો ઉપયોગ કરી સંપૂર્ણ લાભ મેળવી શકે. આનો પુરાવો પ્રાચીન કાળના ઇતિહાસમાંથી બહુ સુંદર રીતે મળી આવે છે. રણમાં રહેનારા લોકોમાં રણના ઉજ્જડ અને રેતાળ પ્રદેશને લીધે અમુક ગુણ–જેવા કે–ખંત, સાહસ, ઉદ્યમ, અવલોકન શક્તિ, વગેરે કેળવાયા હતાં. પણ ત્યાંની ભૌગોલિક પરિસ્થિતિમાં ઉત્પન્ન થતા સાધનો પ્રગતિને સાનુકૂળ થાય એવાં ન હતાં, એટલે તેમનુ જીવન એક જ સ્થિતિમાં રહ્યું હતુ, એટલે રખડતું જ રહ્યું હતું પણ જ્યારે તેઓ નાઇલ, યુફ્રેટિસ, ટેગ્રિસ કે સિંધુ નદીની ખીણના ફળદ્રુપ પ્રદેશમાં આવ્યા, ત્યારે નવા વાતાવરણમા પ્રગતિ માટે તેમને જોઈતાં સાધનો પુષ્કળ મળી રહ્યાં, તેથી તેમનામાં અગાઉ કેળવાયેલા ગુણોનો વિકાસ ઝડપભેર થયો, અને તેઓ એટલી સુંદર પ્રગતિ કરી શક્યા કે તેમની સંસ્કૃતિ દુનિયાની બીજી સંસ્કૃતિના

સંસ્કૃતિ એક સ્વરૂપની થઈ. આપણે અગાઉ જોઈ ગયા કે કેટલાંક ભૌગોલિક કારણોને લઈને આપણામાં સંકુચિતતા આવી ગઈ છે. તેની અસર બાળક પર પડે નહિ, એટલા માટે બાળકને એવી રીતે કેળવવાની જરૂર છે કે તેનામાં આચારવિચારની વિશાળદૃષ્ટિ આવે અને સમાજના હાનિકારક રિવાજો દૂર કરી સમાજના દરેક અંગને સમાન દરજ્જો ગણે એવા રીતરિવાજો સમાજમાં દાખલ કરે.

આપણા દેશના પહાડો અને ગીચ જંગલોમાં રહેનારા લોકોને પહાડોની પથ્થરવાળી જમીનને લીધે, તેમજ જંગલમાં ઝાડો એકદમ ઊગી નીકળે તેથી જમીન ખેડવાની તક મળતી ન હોવાથી. તેઓ માત્ર શિકાર કરવાનો કે ઢોર ચરાવવાનો ધંધો કરી શકે છે, તેથી ત્યાંનાં બાળકો નીચેના મેદાનના પ્રદેશમાં કેળવણી લેવા આવે તો જ તેઓ કેળવણીમાં પ્રગતિ કરી શકે છે અને પોતાની શક્તિઓનો વિકાસ સાધી શકે છે. બીજી બાજુએ ફળદ્રુપ મેદાનમાં રહેનારા લોકોને પોતાની રોજની જરૂરિયાતો સહેલાઈથી મળી શકે છે તેથી તેઓ ધીમે ધીમે આળસુ થતા જાય છે, અને તેમની કલ્પના શક્તિનો એટલો વિકાસ થાય છે કે તેઓ આસમાનમાં ઊડતા થઈ જાય છે, અને જમીનની પરિસ્થિતિનો વિચાર કરી તેમના જીવનની ઉપયોગિતાનો વિચાર કરતા નથી. તેથી મેદાનમાં રહેનારા બાળકોની કલ્પના શક્તિને અંકુશમાં લઈ જમીન તરફ લાવવાની કેળવણી આપવાની જરૂર છે કે જેથી તેઓ જમીનની વસ્તુઓ વિષે જ્ઞાન મેળવવામાં પોતાની કલ્પના શક્તિનો ઉપયોગ કરી તેમના જ્ઞાન વિષે સારી પ્રગતિ સાધી શકે, અને એ રીતે સમાજને પોતાની કલ્પના શક્તિનો ખરો લાભ આપી શકે. આ માટે મેદાનમાં રહેનાર બાળકોને પહાડોના પર્યટન અને પ્રવાસ કરાવવાની આવશ્યકતા ઊભી થાય છે.

આવી જ રીતે ઉચ્ચ પ્રદેશ, દરિયા કિનારાનાં સાંકડા મેદાનો ,ના રેતાળ પ્રદેશના લોકો મહેનતુ, કસાયેલા, સાહસિક અને તીવ્ર અવલોકન શક્તિવાળા હોય છે; કારણ કે એ બધા લોકોને પોતાની

જરૂરિયાતો મેળવવા ભટકવુ પડે છે, અને સખત કામ કરવુ પડે છે. તેમ છતા એ જરૂરિયાતો તેમને મળી જાય છે તો ખરી માત્ર તેમને સાનુકૂળ જગ્યા શોધી કાઢવી પડે છે. આ રીતે તેમનામાં ઉપર કહેલા ગુણો કેળવાય છે, અને દરેક બાબતનો શાસ્ત્રીય અભ્યાસ કરવા તરફ તેમની બુદ્ધિ દોરાય છે. ત્યાંનાં બાળકોને યોગ્ય કેળવણી મળતાં તેમની શાસ્ત્રીય રીતે જોવાની દૃષ્ટિનો વિકાસ થાય છે, અને તેઓ સમાજને ઉપયોગી બાબતોનો સાચો ઉકેલ આણે છે.

દરેક પ્રદેશની ભૂતળરચના અને આબોહવામા તફાવત હોય છે. તેથી દરેક પ્રદેશની વનસ્પતિ અને પ્રાણીઓમાં ફેર પડે છે. એ જ મુજબ ત્યા રહેનારા મનુષ્યોના ગુણ, સ્વભાવ, આચારવિચાર, રીતરિવાજમા ફેર પડે છે, એટલુ જ નહિ, પણ તેમના ધંધામાં પણ ફેર પડે છે. ભૂરચના અને આબોહવા ઉપરાંત જમીનમાથી નીકળતા ખનીજોને લીધે પણ ત્યાના ધંધામા ફેર પડે છે.

આમ જુદા કુદરતી વિભાગમા રહેનારા લોકોમાં જુદા પ્રકારના ગુણ કેળવાય છે, અને તેને લીધે જુદા જુદા વિભાગના બાળકોમાં જુદા જુદા પ્રકારના ગુણોના સંસ્કાર હોય છે. વળી એ સંજોગોને લીધે અમુક ધંધા અમુક વિભાગમા સર્વ સામાન્ય હોય છે, અને બાળકો એ ધંધાને સહેલાઈથી શીખી શકે છે, એટલે ધંધા ઉદ્યોગોની વૈજ્ઞાનિક કેળવણી આપવાની સંસ્થા ત્યાની ભૌગોલિક પરિસ્થિતિ પ્રમાણે કાઢવી જોઈએ. કોઈ પણ સંસ્થા સાનુકૂળ કુદરતી સંજોગોમાં જ બાળકોને સારી તાલીમ આપી શકે છે.

ઉપર દર્શાવ્યા મુજબ મનુષ્યના ગુણ, સ્વભાવ, આચારવિચાર, રીતરિવાજ અને ધંધામા કુદરતી સંજોગોને લીધે તફાવત પડે છે, એટલે આપણાથી ગુણ, સ્વભાવ, આચારવિચાર, રીતરિવાજ અને ધંધાથી જુદા પડતા મનુષ્યોને ચઢિયાતા કે હલકા ગણવા એ ઈશ્વરનું અપમાન કર્યા બરાબર છે, કારણ કે એ તફાવત ઉત્પન્ન કરનારા ઈશ્વરના પેદા કરેલા કુદરતી સંજોગો જ છે. જો કેળવણીમાં બધા ધંધાને સરખો દરજ્જો આપવામા આવે તો જ બાળકો પોતાને

અનુકૂળ પડે એ ધધો કરી સમાજને ઉપયોગી હોય એવા કામમા પોતાની સર્વ શક્તિ વાપરી શકે કારણ કે તેમ થવાથી તેઓ એમ સમજે કે ગમે તે ધધો કરવા છતા તેઓ હલકા, અધમ કે તિરસ્કારને પાત્ર ગણાવાના નથી, અને તેમને તથા તેમના બાળકોને સમાજમા તેમજ કેળવણીની સસ્થાઓમા કેળવણી લેવા માટે સમાન સગવડ મળશે ભગી, ચમાર વગેરેના ધધા સમાજમા હલકા ગણાય છે, અને તે ધધા કરનારાઓને ઉપર્યુક્ત કારણોને લીધે તેમના ધધાનુ શાસ્ત્રીય જ્ઞાન આપવાની વ્યવસ્થા થઈ નથી, તેમજ તેમા શાસ્ત્રીય દષ્ટિથી વિચાર કરે એવા મનુષ્યો હોતા નથી, તેથી જ શહેરની અને ગામડાની સ્વચ્છતા યોગ્ય રીતે જળવાતી નથી, અને તે કારણે બાળકોના સાચી વૃદ્ધિ માટે જે હવા, પ્રકાશ અને પોષક વાતાવરણ જોઈએ તે મળતુ નથી માટે દરેક ધધાને સમાન દરજ્જાનું સ્થાન મળવું જોઈએ કે જેથી બધા બાળકો એવી રીતે કેળવાય કે તે બધાં સમાજને સરખી રીતે ઉપયોગી થાય જો કોઈ પણ ધધાર્થે અપાતી કેળવણીની સસ્થામા કે તદ્‌વિષયક શિક્ષણની સસ્થામા બધા બાળકોને સ્વચ્છતાની યોગ્ય તાલીમ આપવામા આવે તો ભગી ચમાર વગેરે હલકા ગણાતા ધધા પ્રત્યેની લોકોની સૂગ દૂર થાય આ કારણથી શિક્ષણની યોજનામા શરીર, ઘર શાળા, ગામ અને શહેરને સ્વચ્છ કેવી રીતે રાખી શકાય તેની પ્રત્યક્ષ તાલીમ આપવા બાળકો પાસે શાસ્ત્રીય રીતે એવુ કામ કરાવવાની વ્યવસ્થા કરવી જોઈએ બાલ-કેળવણીમાં ભૌગોલિક સજોગોનો સહકાર મેળવવા માટે આ બાબત અગત્યની છે કારણ કે ભૌગોલિક સજોગો ને લઈને બાળકમા જે શકિતઓ વિકાસ પામવી જોઈએ તે શકિતઓના વિકાસના કામમાં અસ્વચ્છતાને લીધે એટલે, બાળકોને હવા, પ્રકાશ વગેરે શુદ્ધ નહિ મળવાથી એના વિકાસ અને વૃદ્ધિના કામમા વિક્ષેપ પડે છે, અને છેવટે આખા સમાજને તેનું
૯ પરિણામ સહન કરવું પડે છે

---

## પંચમ ખંડ
## કેળવણીની તન્માત્રાઓ

### પ્રકરણ પહેલું
### માબાપ

બાળકનો જન્મ એ દરેક મનુષ્ય કુટુંબમા એક એવો અનોખો બનાવ છે કે તે પ્રસંગનો ઉત્સાહ કાંઈ ઓરજ હોય છે, કારણ કે બાળક માબાપનુ મૂર્ત સ્વરૂપ છે. એના જન્મથી કુટુંબનો વેલો ચાલુ રહેવાની આશા બંધાય છે. એ બાળક મોટુ થઈ કંઈક એવુ કરશે કે એના કાર્યોથી કુટુબ જીવન કીર્તિવંત અને ઝળહળતુ બનશે, અને એ એના કાર્યોનો પ્રભાવ સમાજમા એવી રીતે પાડશે કે તેથી એની કારકિર્દી જ્વલત લેખાશે. આવા આવા અનેક તર્ક વિતર્કો અને કલ્પનાના ઘોડાઓ જન્મેલા બાળકના જીવન માટે દોડાવવામાં આવે છે.

આ પ્રમાણે બાળક માટે અનેક આશાઓ બાધવામા આવે છે, પણ તે સમયે આપણને એવો વિચાર આવતો નથી કે બાળક પ્રત્યેની ઉપર્યુક્ત આશાઓ ફળીભૂત કરવી હોય તો આપણે શું કરવુ જોઈએ ? બાળક પ્રત્યે બાધેલી આશાઓ આપણે છિન્નભિન્ન

સતી નજરે જોઈએ છીએ, ત્યારે આપણને એવો વિચાર આવતો નથી કે એ માઠાં પરિણામો માટે આપણે જ જવાબદાર છીએ. કેવી રીતે ? તે આપણે તપાસીએ.

આપણે આગલાં પ્રકરણોમાં ચર્ચા કરી ગયાં છીએ કે બાળકની મૂળ શક્તિઓ તેના પૂર્વ સંસ્કાર પર આધાર રાખે છે તે પૂર્વ સંસ્કાર બંધાવામાં ભૌગોલિક વાતાવરણ, જે પ્રદેશના લોકોમાં બાળક જન્મે તે લોકોના સામાન્ય રીતરિવાજ, આચાર-વિચાર, ખોરાક, વિકાસ પામેલા ગુણો અને અવગુણોની અસર તેમજ જે કુટુંબમાં બાળક જન્મે તે કુટુંબના રીતરિવાજ, આચાર-વિચાર, ખોરાક, અને વિકાસ પામેલા ગુણો અને અવગુણોની અસર—આ બધી બાબતો અગત્યનો ભાગ ભજવે છે. આ બધી ભૂતકાળમાં બનેલી બાબતો પર કોઈ પણ સ્ત્રી કે પુરુષનો કાબૂ હોતો નથી, અને તેટલા પૂરતાં તે જવાબદાર નથી. પણ સ્ત્રી પુરુષ સમ-બંધથી જોડાય છે ત્યારથી બાળકના જન્મ વિષેની, તેમનાં વૃદ્ધિ અને વિકાસ વિષેની, તેમજ ભવિષ્ય માટે સારાં સંસ્કારી બાળકો મેળવવા વિષેની, તેમની જવાબદારીઓની શરૂઆત થાય છે. જેવીરીતે બીજની શક્તિ આગળ કહી ગયા તે મુજબના પૂર્વ સંસ્કાર પર આધાર રાખે છે, અને તેનાં વૃદ્ધિ અને વિકાસ જમીન તથા હવા (વાતાવરણ)માંથી મળતાં પોષક તત્ત્વો પર આધાર રાખે છે, તેવી રીતે ગર્ભસ્થાનમાં પડેલા બીજની મૂળ શક્તિઓ તેના પૂર્વ સંસ્કાર (આગલાં પ્રકરણોમાં ચર્ચી ગયા તે મુજબના, પ્રચલિત અર્થ છે તે મુજબના નહિ) પર આધાર રાખે છે, અને તેનાં વૃદ્ધિ અને વિકાસ જમીનરૂપી માનાં ખોરાક, વિચાર અને વર્તન પર તથા વાતાવરણરૂપી ઘરની વ્યવસ્થા, કુટુંબીજનોના વર્તન અને કેળવણીની યોજના પર આધાર રાખે છે.

પુરુષનું વીર્ય અને સ્ત્રીનું ગર્ભાશય—એ બન્નેની સ્થિતિ પર ગર્ભસ્થાનમાં રહેલા બાળકની મૂળ શક્તિઓના બળના અને તેની

ખોડાના વિકાસનો આધાર રહેલો હોય છે. આ કારણથી પ્રથમ તો લગ્ન કરતી વખતે ખાસ એ બાબત જોવી જોઈએ કે સ્ત્રી કે પુરુષ-બેમાંથી એકેના કુટુંબમાં કોઈ રાજરોગ ઘર ઘાલી બેઠો તો નથી ને! અથવા વંશપરંપરાએ કુટુંબનાં બાળકોમાં એ રોગ ઊતરી આવતો તો નથી ને! કેટલીક વખત ત્રીજી પેઢીએ ઘરઘાલી બેઠેલો રોગ દેખા દે છે, માટે બન્નેનાં કુટુંબની ત્રણ ચાર પેઢીના દાખલાએ તપાસવા જોઈએ. જે સ્ત્રી કે પુરુષ જે કુટુંબમાંથી આવ્યાં હોય તે કુટુંબમાં કોઈ એક રાજરોગ ઘર કરી બેઠો હોય તો તેવી સ્ત્રી કે પુરુષ સાથે લગ્ન કરનાર સ્ત્રી કે પુરુષના કુટુંબમાં એ નવો રોગ દાખલ થવાનો સંભવ રહે છે, એટલા માટે રાજરોગ ઘરે કરીને બેઠો હોય એવાં કુટુંબોનાં સ્ત્રી કે પુરુષના લગ્ન ન થવાં જોઈએ. આ પ્રકારની સાવચેતી રાખવાથી જ શારીરિક અને માનસિક શક્તિવાળાં બાળકો પેદા થાય છે, અને જન્મ પછીની તેમની કેળવણીના કાર્યમા કોઈ પ્રકારનો વિક્ષેપ પડવાનો સંભવ રહેતો નથી. ઉપર્યુક્ત નિયમ મુજબ નીરોગી કુટુંબોના યુવક અને યુવતીનાં લગ્ન થયાં હોય છતાં કેટલેક અંશે તેમનુ પોતાનુ જીવન બાળકની શક્તિઓ કે ખોડો માટે જવાબદાર હોય છે.

આ સંબંધમાં પ્રાચીન કાળના ગ્રીસ દેશના સ્પાર્ટા શહેરમાં વસનાર લોકોનો દાખલો બહુ સચોટ છે. સ્પાર્ટન લોકો શરૂઆતમાં નબળા બાંધાના હતા. તેમની આસપાસ રહેનાર લોકો તેમનાથી જબરા હતા. તેઓ સ્પાર્ટન લોકો પર વારંવાર ચઢાઈ કરી તેમને પજવતા હતા. એમને જંપીને પોતાનુ કામ કરવા દેતા નહોતા. આમ પડોશીઓની કાયમની કનડગતથી તેઓ અકળાઈ ઊઠ્યા હતા. આ સમયે તેમનામાં એક એવો માણસ થઈ ગયો કે જેણે લોકોને પડોશીઓની હેરાનગતિઓમાંથી મુક્ત થવાનો રસ્તો બતાવ્યો. એ માણસનું નામ લીકરગસ હતુ. લોકો એટલા અકળાઈ ગયા હતા કે લીકરગસે શારીરિક વિકાસ માટે જે નિયમો ઘડ્યા તે પ્રમાણે

વર્તવાને તેઓ બધા તૈયાર થયા તેણે નીચે દર્શાવ્યા મુજબ નિયમો નક્કી કર્યા (૧) બાળક જન્મે કે તરત જ તેને રાજ્યના મુખ્ય અધિકારી પાસે લઈ જવુ (૨) મુખ્ય અધિકારીએ તે બાળકને શહેર બહાર આવેલી એક ટેકરી પરથી ગબડાવવુ (૩) ગબડાવેલુ બાળક જીવતુ રહે તો તે બાળકને તેના માબાપને પાચ વર્ષ સુધી ઉછેરવા આપવુ (૪) પાચ વર્ષ પછી તે બાળકને માબાપે રાજ્યના અધિકારીને તેની તાલીમ માટે સોપી દેવુ (૫) એકવીસ વર્ષની ઉંમર સુધી રાજ્યે તેને શારીરિક તેમજ બીજી તાલીમ આપવી, વગેરે વગેરે

બાળકને ટેકરી પરથી ગબડાવવાથી શક્તિવાળુ અને નીરોગી બાળક જીવતુ રહેતુ, પણ રોગિષ્ઠ અને શક્તિહીન બાળક મરી જતુ- આ રીતે તેમણે રોગિષ્ઠ અને શક્તિહીન બાળકોનો નાશ કર્યો અને શક્તિવાળા અને નીરોગી બાળકો ઉછેરવાનો પ્રબધ કર્યો શક્તિશાળી અને નીરોગી બાળકો સ્ત્રીપુરુષના લગ્ન નિયમનથી ઉત્પન્ન કરી શકાય છે એ બાબતની તે કાળના લોકોને ખબર નહોતી, એટલે તેમણે આ ઉપાય લીધો હતો સ્પાર્ટન લોકો રોગિષ્ઠ અને અશક્ત બાળકોનો નાશ કરી જે પરિણામ લાવ્યા તે પરિણામ આપણે બાળકના જન્મ પહેલા જ સાવચેતીઓ લેવી જોઈએ તે સાવચેતીઓ કાળજીપૂર્વક લઈને લાવી શકીએ એમ છીએ, કારણ કે હવે આપણે શરીર સબંધી ઘણુ જ્ઞાન મેળવેલુ છે

ઉપર દર્શાવ્યા મુજબ બાળકને ગબડાવ્યા પછી જે બાળક જીવતુ રહેતુ તે બાળકને તેનાં માબાપને સોપવામા આવતુ અને તેને કાળજીપૂર્વક ઉછેરવાનુ તેમને કહેવામા આવતુ જ્યારે બાળક પાચ વર્ષનુ થતુ, ત્યારે તેને તેના શિક્ષણ માટે રાજ્યને સોપી દેવુ પડતુ. ત્યા તેને શારીરિક શક્તિ પ્રાપ્ત કરવાની અને અનેક મુશ્કેલીઓ સહન કરવાની શક્તિ મેળવવાની તાલીમ આપવામા આવતી આ પ્રમાણે કેટલાક વર્ષ સુધી વ્યવસ્થિત કામ કરવાથી સ્પાર્ટન લોકોમા એવા યુવાો ઉત્પન્ન થયા કે તેમણે પડોશીઓને હંફાવ્યા, અને

ગ્રીસ દેશમા એમના જેવા બહાદુર અને બળવાન બીજા કોઈ નથી એવી છાપ પાડી, એટલું જ નહિ પણ પરદેશી હુમલામાથી દેશને કટોકટીના સમયે બચાવ્યો આ પ્રમાણે કાળજીપૂર્વક કામ કરવાથી બાળકની શકિતઓમા ક્રાંતિ લાવી શકવાનો સંભવ છે.

એમ છતા, જે સંસ્કારો સ્ત્રી કે પુરુષને પોતાના વડીલો પાસેથી વારસામા મળેલા હોય છે તેને માટે તેઓ જવાબદાર નથી, એ વાત ખરી, પણ પુખ્ત ઉમરનાં થયા પછી અને લગ્નગ્રંથિથી જોડાયા પછી તેમને ત્યા જે બાળકનો જન્મ થાય તેના જન્મતા પહેલાના કેટલાક સંસ્કારોને માટે માબાપ તરીકે સ્ત્રીપુરુષ બન્ને જવાબદાર હોય છે. દા. ત., પુરુષના વીર્યની સ્થિતિ તેના વડીલો તરફથી મળેલા વારસા ઉપરાત પોતાની ખાવાપીવાની ટેવો તેમજ વીર્ય રક્ષણની પોતાની ચીવટ પર આધાર રાખે છે, એટલે પુરુષે પોતાના વીર્યની સ્થિતિ મજબૂત રહે એવો પ્રયાસ કરવો જોઈએ સ્ત્રીએ પણ પુરુષની માફક ખાવાપીવા તથા રહેણીકરણીમા સંભાળ રાખી ગર્ભાશયની સ્થિતિ સારી રાખવા કાળજી રાખવી જોઈએ. આપણામા ખોડવાળા બાળકો જન્મે છે તેને માટે સામાન્ય લોકોનુ એવુ માનવુ હોય છે કે એ ખોડો કોઈ દેવના કોપને લીધે અથવા ગ્રહણ સમયે અમુક જાતનુ વર્તન રાખવાથી બાળકને પ્રાપ્ત થયેલી હોય છે, અને એ રીતે દંપતી બાળકની ખોડો માટે જવાબદાર નથી, પણ એ વાત સત્યથી તદ્દન વેગળી છે. એ ખોડો કેફી પીણાના ઉપયોગથી તથા ગુપ્તરોગોને લીધે બાળકમા જન્મથી ઊતરી આવે છે, અથવા બીજરૂપે બાળક સાથે જન્મે છે સમય જતા એનુ મૂળ કાઢવાના ઉપાય લેવામાં આવે નહિ તો એ ખોડો વિકાસ પામે છે, અને બાળકને હેરાન કરે છે. આ બાબત શરીર સંબંધી કુદરતી નિયમો પર વિચાર કરનારા લોકોએ અનેક પ્રયોગો કરીને સિદ્ધ કરી બતાવી છે. સ્ત્રીપુરુષે ખોડને માટે પોતાની જવાબદારી ગણી ખોરાક એવા પ્રકારનો ખાવો જોઈએ, અને પોતાનુ વર્તન એવા પ્રકારનું રાખવુ જોઈએ કે જેથી

ખોડવાળા બાળકોનો જન્મ થાય નહિ જે દેશના સ્ત્રીપુરુષ આ બાબતની સભાળ રાખે છે તે દેશમા આવા ખોડવાળા બાળકોનુ પ્રમાણ ઓછુ હોય છે માત્ર વીર્ય અને ગર્ભાશયની સ્થિતિ સારી રાખવાથી દપતીની જવાબદારી પૂરી થતી નથી. ગર્ભાશયમા વીર્ય પડ્યા પછી જવાબદારી તો રહે છે, પણ માત્ર તેનું સ્વરૂપ બદલાય છે પુરુષની જવાબદારી ગર્ભવતી સ્ત્રીની સગવડો સાચવવાની હોય છે, તેમજ તેના મનને કોઈ જાતનો આઘાત પડોચે નહિ તેવુ વર્તન જાળવી રાખવાની હોય છે, ત્યારે ખાવાપીવાની, રહેણીકરણીની તેમજ વિચાર સયમની સપૂર્ણ જવાબદારી સ્ત્રીના શિરે હોય છે, અને તે જવાબદારી સફળ કરવા તેને ખોરાક અને વર્તનમાં કાળજી રાખવાની જરૂર પડે છે ગર્ભસ્થાનમા બાળક વૃદ્ધિ પામતુ હોય તે વખતની સ્ત્રીની કાળજી કેળવણીના ક્ષેત્રમા અગત્યનો ભાગ ભજવે છે, કારણ કે જે શારીરિક કે માનસિક સપત્તિ સાથે બાળક જન્મે છે તે મેળવવામા ગર્ભાશયમા બાળક વૃદ્ધિ પામતુ હોય તે સમયે સ્ત્રીનાં ખોરાક તથા વિચાર અને વર્તન સબધી કાળજીનો કાઈ ઓછો ફાળો હોતો નથી જો ગર્ભવતી સ્ત્રી સાદો અને માદક ખોરાક પચે તે પ્રમાણમા ખાય તો ગર્ભના વિકાસ સમયે એનું શરીર નીરોગી રહે છે, અને તેની અસર ગર્ભાશયમા રહેલા બાળક પર થાય છે અને તેથી બાળક પણ નીરોગી જન્મે છે વળી ગર્ભવતી સ્ત્રી દરેકની સાથે સારો વર્તાવ રાખે તો દરેક સાથે હળીમળી ચાલવાના સસ્કાર બાળકમા આવિર્ભાવ થાય છે જો ગર્ભવતી સ્ત્રીનો પતિ તથા બીજા કુટુબીજનો એની સાથે સારી રીતે વર્તે છે અને એનું મન કોઈ જાતની વ્યથામાં પિડાવા દેતા નથી તો બાળક પ્રસન્ન વદનનું અને ઉત્સાહી જન્મે છે પણ જો ગર્ભવતી સ્ત્રીનો પતિ અથવા એના કુટુબીજનો એની સાથે ખરાબ વર્તાવ રાખે છે અથવા મોઢામોઢે બોલાબોલી કે કજિયો કકાસ કરે છે તો બાળક પર તેવા સસ્કાર પડે છે, અને જન્મેલું બાળક ચીડિયું અને કકાસિયું થાય છે વળી જો ઘરમા સ્વચ્છતા

અને રાચરચીલાની વ્યવસ્થિત ગોઠવણ રાખવાની વૃત્તિ ગર્ભવંતી સ્ત્રીમાં હોય છે, અને તે મુજબ તે ઘર સ્વચ્છ અને વ્યવસ્થિત રાખતી હોય છે તો બાળકમાં તેવા સંસ્કાર ઊતરે છે, અને સહેજે તે બાળકના સ્વભાવ સ્વચ્છતા અને વ્યવસ્થા તરફ દોરાય છે; અને તેના જન્મ પછી પણ એ જ પ્રકારનુ વાતાવરણ ચાલુ રહે છે તો તે બાળક સ્વચ્છતા, સુઘડતા અને વ્યવસ્થા રાખનારું નીવડે છે.

ઉપર જણાવ્યા મુજબની સર્વ પ્રકારની પરિસ્થિતિના એકીકરણથી ઉત્પન્ન થયેલા સંસ્કારો સાથે બાળકનો જન્મ થાય છે, અને તે અંગેની પ્રેરણાઓ અને વૃત્તિઓ અંકુરરૂપે તેનામાં હોય છે. તેને જરૂર પ્રમાણે અંકુશમાં ગખવાની કે પરિપૂર્ણ કરવાની શક્તિ પણ એનામાં અંકુરરૂપે હોય છે. બાળકમાં બન્નેનો વિકાસ—એટલે પ્રેરણા અને વૃત્તિની શક્તિનો વિકાસ—જન્મ પછી જે મુજબ એને તક મળે છે તે મુજબ થાય છે, પણ જો તેને યોગ્ય તક ન મળે તો એની કેટલીક પ્રેરણાઓ અને વૃત્તિઓ દબાઈ જાય છે, અને એની નિયમન શક્તિ સંકુચિત થઈ જાય છે.

બાળક જન્મે ત્યારથી તે પાચ વર્ષનુ થાય ત્યા સુધીમાં તેના જીવનની બે મુખ્ય અવસ્થાઓ ગણી શકાય. એ અવસ્થાઓ માબાપની જવાબદારીના સ્વરૂપના ફેરફાર પ્રમાણે નક્કી થઈ શકે એમ છે. પહેલી અવસ્થા બાળકના જીવનના એ સમયને ગણી શકાય કે તે સમયે પૂરેપૂરો કે થોડેઘણે અંશે તેનો ખોરાક માતાનું દૂધ છે. એ સમય દરમિયાન એને દાંત આવી જાય છે, પગે ચાલતો થઈ જાય છે, અને પોતાની ઇચ્છાઓ વ્યક્ત કરવાને ભાગ્યુતૂટ્યુ બોલી શકે છે. આ પહેલી અવસ્થામાં માબાપની મદદની અને ખાસ કરીને માની મદદની એને અત્યંત જરૂર પડે છે. બીજી અવસ્થામા તે બોલતું ચાલતું અને હાથે ખાતુ થાય છે, એટલે બાળકને માબાપની મદદની થોડી જરૂર પડે છે, એમ છતા તેમની દોરવણીની તો જરૂર રહે છે જ. આ સંબંધમાં મા અને બાપ બન્નેની જવાબદારી સરખી છે.

પહેલી અવસ્થામા બાળક ધાવતુ હોય એટલે માતાએ ખોરાક ખાવામા ખાસ કાળજી રાખવી જોઈએ, કેમકે ખોરાકમાથી બાળક માટે દૂધ બનતુ હોવાથી માતાએ ખાધેલા ખોરાકની અસર બાળકના શરીરની પ્રકૃતિ પર થાય છે, અને જો માતાનું દૂધ સારુ હોય તો બાળક નીરોગી રહે છે, અને પ્રસન્ન જીવન ગાળી શકે છે, પણ જો માતાનુ દૂધ ખરાબ ને અપથ્ય હોય તો ચીડિયુ, રડકણુ, ખિસાળ, અને હઠીલું બાળક બને છે જો માતા બાળકને નિયમિત ધવડાવવાની ટેવ રાખે તો તેને નિયમિત ખોરાક લેવાની ટેવ પડે છે, અને તે ટેવની અસર તેને જીવનભર લાભદાયક થઈ પડે છે

બાળકની પ્રથમાવસ્થાના તબક્કામા તે ધીમેધીમે પાચે ઇન્દ્રિયોનો ઉપયોગ કરી બહારની દુનિયાને તથા એની આસપાસ જણાતી વસ્તુઓને સમજવાનો પ્રયત્ન કરે છે દરેક વસ્તુ અથવા કુટુબના માણસને સમજવાના પહેલા સમાગમ પ્રસગે તેને માટે એનામા જેવી લાગણી ઉદ્ભવે છે તેના પર તે વસ્તુ કે કુટુબીજન પ્રત્યેના ત્યારપછીના એના વર્તનનો આધાર છે, એના જીવનનું ઘડતર ઇન્દ્રિયો દ્વારા થતા અનુભવ પર રચાય છે.

જ્યારે બાળક પ્રથમ સ્પર્શેન્દ્રિયનો ઉપયોગ કરતા શીખે છે ત્યારે કોઈના હાથમા જતાની સાથે એને સમજણ પડે છે કે, આ પરિચિત માણસ છે કે કોઈ અજાણ્યુ માણસ છે જો પરિચિત માલૂમ પડે છે તો તેના હાથમા તે શાત રહે છે જો અપરિચિત માલૂમ પડે છે તો તે રડવા માડે છે ત્યાર પછી જ્યારે તે કાન અને આખનો ઉપયોગ કરતા શીખે છે ત્યારે અવાજ પરથી કે નજરે જોઈને તે દરેકને ઓળખે છે આ સમયે વસ્તુ કે માણસના પ્રથમ સમાગમ દરમિયાન જે પ્રકારની છાપ—ભય, પ્રેમ કે તિરસ્કાર કે એવી કોઈ છાપ—બાળકને પડે છે તેના પ્રત્યાઘાતમા તે વસ્તુ કે માણસને જોઈને કે તેનો અવાજ સાભળીને તેને અમુક પ્રકારનું વર્તન કરવાની પ્રેરણા થાય છે જો તે વસ્તુ કે માણસ પ્રત્યે પ્રેમભાવ

ઉત્પન્ન થયેલો હોય છે તો તે તેના તરફ હર્ષથી જુએ છે. જો ભય કે તિરસ્કાર ઉત્પન્ન થયો હોય છે તો તેનાથી દૂર જતા રહેવા રડવા માંડે છે. માતાના ખોરાકના દૈનિક તફાવતને લીધે માતાના દૂધના સ્વાદમાં ફેરફાર પડતો હોવાથી અથવા દૂધ સિવાય બીજી કોઈ વસ્તુ એના મોંમાં જાય તેથી દૂધ અને બીજી વસ્તુના સ્વાદના જુદાપણાને લીધે તેની રસેન્દ્રિય જાગૃત થાય છે, એટલે જીભનો ઉપયોગ કરતાં શીખે છે. બાળકમાં ગંધ પારખવાની શક્તિ સૌથી છેલ્લી આવે છે. એવી રીતે બાળક પોતાની પાંચે ઇન્દ્રિયોનો ઉપયોગ કરવાનુ પહેલી અવસ્થામાં શીખી જાય છે.

બાળકની બીજી અવસ્થા એ બાળકેળવણી માટે અગત્યનો કાળ છે, કેમકે પાંચે ઇન્દ્રિયોનો ઉપયોગ કરવાની પ્રેરણા એનામાં પ્રથમથી જાગૃત થયેલી હોવાથી એ દરેક વસ્તુનો અનુભવ જાતે કરવાની ઇચ્છા વ્યક્ત કરે છે. વળી આત્મરક્ષણ માટે તથા પોતાની ઇચ્છાઓ પરિપૂર્ણ કરવા માટે તેને જુદી જુદી પ્રવૃત્તિઓ કરવાનો વિચાર આવે છે, તેથી તે પોતાની જરૂરિયાતો પોતાની મેળે મેળવવાનો અને તેમાંથી સંતોષ લેવાનો પ્રયત્ન કરે છે. આમ પોતાની મેળે કામ કરવા જતા તે ઘણુ કામ ખોટી રીતે કરે છે, અને તેથી કેટલીક વખત તેને નુકસાન થવા સંભવ રહે છે; તો તેવા પ્રસંગે માબાપે તેના પ્રત્યે બતાવેલા વર્તન પર એના ભવિષ્યના જીવનનુ ઘડતર થાય છે. જો માબાપ એને પોતાની મેળે કામ કરતા અટકાવે છે, તો તેનામાં બીજી સુષુપ્ત રહેલી પ્રેરણા–બને ત્યા સુધી ઓછું કામ કરવુ તે પ્રેરણા–જાગૃત થાય છે. આ પ્રેરણા જાગૃત થવાથી ધીમે ધીમે તેને પરાવલંબિત થવાની ટેવ પડે છે આ ટેવ સમય જતાં એનામા એવી ઘર ઘાલી બેસે છે કે તે આળસુ થઈ જાય છે. પોતાની જરૂરિયાતો મેળવવા માટે અને તેમાથી મળતો સંતોષ મળે માટે તે બીજા પર આધાર રાખતુ થાય છે. આવા બાળકો મોટા થઈ શ્રમજીવી થવાને બદલે બીજાની મહેનત પર જીવનારા થાય છે. આ કારણથી માબાપે

કાળજીપૂર્વક બાળકની પોતાની મેળે કામ કરવાની પ્રેરણાને પોષવી, અને ઓછું કામ કરવાની પ્રેરણાને જાગૃત થવા દેવી નહિ, એટલે બાળકને બને ત્યાં સુધી પોતાની મેળે કામ કરવા દેવું. આમ કરવાથી એની પ્રગતિ ધીમી ગતિએ થાય છે અને એવા કામમાં વિક્ષેપો આવી પડે છે આ સમયે જો આપણે એને દરેક પળે મદદ કરી એનું કામ ગમે તે રીતે પાર પાડવાની રીત અખત્યાર કરીએ, તો તેનાથી બાળક પાંગળું બને છે. જો કોઈ કામ બાળકની શક્તિ બહારનું લાગતું હોય અને એને આપણી મદદની જરૂર પડે, તો તે કામમાં આપણે તેને મદદ કરવી, પણ તે મદદ તેના પોતાની મેળે કરવાના પ્રયાસને ઉત્તેજનારી હોવી જોઈએ, એટલે હુકમ કે દોરથી કે ગુસ્સો વ્યક્ત કરીને બાળકનું કામ કરવું નહિ, પણ અમુક કામ કેવી રીતે સહેલાઈથી થઈ શકે તેની તેને સમજણ પાડવી, અને જ્યાં તેને ખાસ અડચણ જણાતી હોય ત્યાં તે દૂર કરવા તેને તે કામ કરવા લાગવું. આમ કરવાથી બાળકમાં બીજાને મદદ કરવાની નેમ જ કામ માટે બીજાને સહકાર આપવાની અને બીજાનો સહકાર મેળવવાની ટેવ કેળવાય છે, અને મોટપણમાં તે દરેક કામ સહકારની ભાવનાથી કરતું થાય છે.

વળી આ અવસ્થાનો પ્રસંગ એવો છે કે બાળક માબાપ પર આધાર રાખવાની અને તેના કહ્યા મુજબ દરેક કામ કરવાની સ્થિતિમાંથી પોતાની જરૂરિયાતો માટે થોડે કે ઘણે અંશે સ્વપ્રયત્ન પર અને પોતાના વર્તન માટે પોતાના નિર્ણય પર આધાર રાખતું થાય છે. આગળ જણાવ્યા મુજબ જેવી રીતે બાળકને સ્વપ્રયત્ન કરતો અટકાવવાથી તે પરાવલંબી થાય છે, તેવી રીતે તેને પોતાના નિર્ણય પ્રમાણે વર્તન કરતું અટકાવવાથી તેનામાં માત્ર બીજાના કહ્યા મુજબ કરવાની વૃત્તિ ઘડાય છે તેના પરિણામે તેનામાં જીવનના અનુભવ અને સંજોગો પ્રમાણે પોતાના વર્તનમાં ફેરફાર કરવાની ટેવ પડતી નથી, તેથી તે મોટપણમાં સ્વતંત્ર વિચાર કરી કામ કરી શકતું નથી.

આવા માણસો સમાજમા હલકા દરજ્જાનું કામ કરી શકે છે, અને હલકી પંકિત ભોગવે છે. તેમની આર્થિક સ્થિતિ નબળી રહે છે. તેઓ માત્ર બીજાએ ઘડેલા નિયમો મુજબ અને બીજાના હુકમ મુજબ ચતુરાઈથી કામ કરે છે. આને બદલે જો બાળકની પોતાના નિર્ણય મુજબ વર્તન કરવાની પ્રેરણાને બરાબર પોષવામા આવે તો તે બાળક મોટપણમા સમાજને દોરનારુ થાય છે, અને કંઈક નવુ સર્જન કરી સમાજને સાચેસાચ ઉપયોગી થાય છે. ઉપર્યુક્ત પ્રેરણાનો વિકાસ બાળકને કાઈ ને કાઈ નવુ કરવા દેવાથી થાય છે જે સમયે એ કાઈ નવુ કરવા પ્રયત્ન કરે તે સમયે આપણે જોવુ જોઈએ કે એ કામ એ વિચાર કરી તેમજ પોતાના વર્તન પર અંકુશ રાખી કરે છે કે વગર વિચાર્યે, ગુસ્સાના આવેશમા, કે ઉતાવળથી કરે છે જો બાળક ગુસ્સાના આવેશમા કે ઉતાવળથી તે કામ કરતું હોય તો તેને શાત રીતે વિચાર કરવા કહેવુ, અને તે કેવી રીતે કરી શકાય તે સમજાવવુ. આમ કરવાથી સ્વતંત્ર વિચાર કરવાની તેમજ શાત અને વિચારપૂર્વક કામ કરવાની વૃત્તિઓ કેળવાય છે

ઉપર જણાવ્યા મુજબ બાળકમા પોતાની તાત્કાલિક જરૂરિયાતો અને ઇચ્છાઓ તૃપ્ત કરવાની પ્રેરણા ઉત્પન્ન થાય છે તે પ્રેરણા સમાજની જરૂરિયાતો અને ઇચ્છાઓ તૃપ્ત કરવાની વૃત્તિમા ફેરવાય, તો જ બાળક બાળપણ અને મોટપણમા સમાજ સાથે સહકાર સાધી કામ કરતુ થાય છે. સમાજ સાથેના સહકારની અને સમાજના બીજા માણસો સાથે મળીને સમૂહમા કામ કરવાની નવી પ્રેરણા જાગૃત કરવામા માબાપ તથા કુટુબીજન સાથેના સંબધો અગત્યનો ભાગ ભજવે છે, અને તેની શરૂઆત પણ બીજી અવસ્થામા થાય છે

માબાપ, ભાઈબહેન, કાકા કાકી, મામા મામી, ફોઈફુઆ, માસા માસી, દાદા દાદી, વગેરે કુટુબીજનોના સહવાસમા બાળક આવે છે, ત્યારે તે દરેકના વર્તનના પ્રત્યાઘાત રૂપે બાળકમા દરેક પ્રત્યે પ્રેમ કે તિરસ્કાર કે અદેખાઈ ઉત્પન્ન થાય છે આ લાગણી ખુલ્લા દિલથી

વિના સંકોચે વ્યક્ત કરવાની પ્રેરણા એનામાં રહેલી હોય છે તેનો લાભ લઈ આપણે તેનામાં ઉત્પન્ન થયેલી તિરસ્કાર અથવા અદેખાઈની લાગણીને પ્રેમના સ્વરૂપમાં ફેરવી શકીએ છીએ આ તક આપણને બાળકના છઠ્ઠા વર્ષ સુધી મળી શકે છે; કારણ કે વ્યકત કરવાની પ્રેરણા છઠ્ઠા વર્ષ પહેલાં સતેજ હોય છે, છઠ્ઠા વર્ષે તે સુષુપ્તાવસ્થામાં આવે છે, અને પછી તે અવિજ્ઞાત દશામાં જતી રહે છે, એટલે વિરોધ લાગણીઓ એના હૃદયમાં એવી છુપાયેલી રહે છે કે તેના ચિહ્નો કોઈને જણાતા નથી એની વિરોધ લાગણીઓને પ્રેમના સ્વરૂપમાં વાળવાનો મોકો જતો રહે છે જ્યારે મોટપણમાં એ છુપાયેલી લાગણીઓ ઉગ્ર સ્વરૂપ પકડી વ્યક્ત થાય છે, ત્યારે તેના મા ઠ પરિણામો દરેકને ભોગવવા પડે છે મોટપણમાં કૌટુમ્બિક તેમજ સામાજિક બધનો એનામાં કુટુબ તેમજ સમાજ પ્રત્યે તિરસ્કાર ઉપજાવે છે તેના પરિણામે એ બળવાખોર થાય છે. એ એવા કાર્યો કરે છે કે તેનાથી કુટુબ તથા સમાજને હાનિ પહોંચે છે, માટે છ વર્ષ પહેલા બાળકમાં કોઈપણ પ્રત્યે તિરસ્કાર કે અદેખાઈની લાગણી જણાય કે તેને યોગ્ય રીતે પ્રેમમાં વાળી દેવા પ્રયત્ન આદરવો જોઈએ બાળકમાં એવી પ્રેરણા હોય છે કે જેની સાથે એનુ સરખાપણુ હોય તેની સાથે સ્વાભાવિક રીતે એને પ્રેમ ઉત્પન્ન થાય છે આ પ્રેરણાને જાગૃત કરી એ કોઈની સાથે સહવાસમાં આવે અને તેના પ્રત્યે તિરસ્કાર કે અદેખાઈ વ્યક્ત કરે કે તરત જ આપણે કોઈક રીતે તેની સાથે એનુ પોતાનું મળતાપણ બતાવવુ જોઈએ કે જેથી બાળકમાં તેના પ્રત્યે ઉત્પન્ન થયેલો તિરસ્કાર જતો રહે અને તેના બદલે પ્રેમ ઉત્પન્ન થાય બાળકને બીજા સાથે પોતાનુ મળતાપણુ અનેક રીતે બતાવી શકીએ છીએ આપણે કહીએ, "જો ભાઈ, આનો ચહેરો, આની ચાલવાની રીત, આની આંખો, તારા ચહેરા, તારી ચાલવાની રીત, તારી આંખો સાથે કેવા મળતા આવે છે ! તમે બન્ને એકજ હો એવુ દેખાય છે" આમ કરવાથી બાળકને પોતાને મળતા આવતા બીજા

પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે. આ ટેવને લીધે જેની સાથે એ સહવાસમાં આવે છે તેમાં તે મળતાપણું શોધી કાઢે છે, એને પરિણામે એ બધાં પ્રત્યે પ્રેમ રાખતો થાય છે. બીજીને સરખી ઉમ્મરના કે સરખા નામના હોય છે તો તે બાબતથી બન્નેનુ મળતાપણું બતાવી શકાય છે. વળી માનસિક લક્ષણો, જીવનના સંજોગો, તેમનો પૂર્વ ઇતિહાસ કે કૌટુમ્બિક સંબંધ–આમાનુ એક પણ મળતું આવતું હોય તો તે બતાવી આપણે તેની તિરસ્કાર કે અદેખાઈની લાગણીને વાળી શકીએ છીએ.

આ પ્રમાણે વિરોધ પ્રેરણાઓના પ્રસંગો ઉપસ્થિત થાય ત્યારે તેના પર અંકુશ રાખનારી અસરો અથવા તેને વાળી યોગ્ય રસ્તે દોરનારી અસરો પર માબાપે કાળજીપૂર્વક ધ્યાન આપવુ જોઈએ; કારણ કે આમ કરવાથી જ બાળકમા માનસિક બળ અને દૃઢતા આવે છે, અને તેની માનસિક શક્તિઓનું એકીકરણ થાય છે. એ એકીકરણથી બાળકમા સહનશક્તિ આવે છે, અને અડચણ પ્રસંગે તે ધીરજથી સફળતાપૂર્વક પોતાનુ કામ સાધી શકે છે. એ સહનશક્તિના વિકાસ પર એના ચારિત્ર્યનો આધાર છે. આ કારણથી ગૃહજીવન અને કુટુબીજનોનુ પરસ્પર વર્તન બાળક પર શી અસર કરે છે તે પ્રત્યે કાળજીપૂર્વક ધ્યાન આપી તેને યોગ્ય રસ્તે વાળવાનો માબાપે પ્રયત્ન કરવો જોઈએ. માબાપે પોતાની જવાબદારીનો બધો બોજો છ વર્ષની ઉમર પછીના બાળકની કેળવણી પર ધ્યાન આપનાર શિક્ષક પર નહિ નાખી દેવો જોઈએ, પણ તેમણે પોતાની જવાબદારી સમજી છ વર્ષ પહેલા બાળક પોતાના સમાગમમા રહે ત્યારે તેને એવી રીતે કેળવવુ જોઈએ કે શિક્ષકનો એ સંબંધી બોજો હળવો થઈ જાય; કારણ કે બાળક શાળામા આવે ત્યાર પછીના તેના વિકાસની જવાબદારી શિક્ષક પર રહે છે. આ પ્રકરણમા બતાવ્યા મુજબ માબાપ ધ્યાન આપતા થાય તો હવે પછીના યુગના સમાજમાં મહાન પરિવર્તન થાય, અને તે સારા માટે જ.

## પ્રકરણ બીજું

# શિક્ષક

જોકે અર્વાચીન સમાજમા શિક્ષકની ગણતરી નથી, અને 'પંતુજી'ના ઉપનામથી બોલાવી શિક્ષકને હલકો ગણવામા આવે છે, પણ બાળશિક્ષણમા શિક્ષકનું સ્થાન એટલું મહત્ત્વનું છે કે એને જેટલુ માન આપીએ તેટલુ ઓછુ છે શિક્ષકનું મહત્ત્વ સમજનાર વ્યક્તિ એને પ્રથમ સ્થાન આપે છે, અને એને યોગ્ય માન પણ આપે છે મહાન સિકંદર પોતાના માતાપિતા કરતા પોતાના ગુરુ ઍરિસ્ટોટલને વધારે પૂજનીય ગણતા હતા તે કહેતા હતા કે, 'માતા પિતા જન્મ આપે છે, પણ ગુરુ તો બાળકના જીવનને ઉન્નત બનાવે છે બાળક મોટો થઈ આ દુનિયામા સુખવૈભવ ભોગવે છે તે શિક્ષકના પ્રતાપે જ છે ' આ રીતે સિકંદર ઍરિસ્ટોટલને માન આપતા હતા પ્રાચીન કાળમા હિંદમા પણ શિક્ષકનું સ્થાન અનોખુ હતુ એને દેવરૂપ ગણતા હતા. પણ એનુ એક કારણ એ હતુ કે ધર્માચાર્યો, ધર્મગુરુઓ કે ઉપદેશકો પ્રાચીન કાળથી માંડી મધ્યયુગ સુધી બાળકને શિક્ષણ આપવાનુ કામ કરતા હતા તેથી કેટલેક અંશે તેમના ધર્મપ્રભાવને લીધે તેમને માન મળતુ હતુ જ્યારથી ધર્મની છાયા શિક્ષકમાથી જતી રહી, એટલે સામાન્ય વર્ગના શિક્ષકો થયા, ત્યારથી શિક્ષકનુ માન ઓછુ થવા લાગ્યું પ્રાચીન કાળમા શિક્ષક માટે માન હતુ તે એકલા શિક્ષક તરીકે નહિ, પણ ધર્મમા તેમનું અગ્રસ્થાન હતુ તે પણ એક કારણ ખરું શિક્ષકનું શિક્ષક તરીકે માન ઓછા પ્રમાણમાં હતુ અને છે આનુ કારણ શું? સમાજ કોને માન આપે છે?

સમાજની જે વ્યક્તિમા કાંઈ વિશેષતા હોય, કે કાંઈ વિશેષ ગુણ છે એમ લોકો માનતા હોય તો તે વ્યક્તિને સમાજના લોકો

માન આપવા પ્રેરાય છે. કેટલાકમાં એ વિશેષતા ભયાનક સ્વરૂપમાં હોય છે, અને તેથી લોકો ભયથી તેને અનાયાસે માન આપવા પ્રેરાય છે. ભયથી પ્રેરાયેલું માન હૃદયનું હોતું નથી, પણ જ્યાંસુધી એ ભય કે ભયની છાયા હોય છે, ત્યાંસુધી ભયને લીધે એને લોકો માન આપે છે. દા. ત., સત્તાધીશ, જુલમી કે ગુંડામાં સત્તા અને બળની વિશેષતા હોય છે, અને તેને લીધે બીજી વ્યક્તિઓને ભય ઉત્પન્ન થાય છે, અને તેથી ભયને લીધે તેવાઓને ભયગ્રસ્ત લોકો માન આપે છે. એ સિવાય કેટલાક સ્વાર્થને કારણે બીજાને માન આપે છે દા. ત., ધનની મદદ મળતી હોય છે કે કોઈક પ્રસંગે મળશે તે આશાએ ધનવાનને ગરીબ અને સ્વાર્થી લોકો માન આપે છે. સાધુ, સંન્યાસી, ધર્માચાર્ય વગેરેમા લોકો ચમત્કારની વિશેષતા જુએ છે અને એ આપણને સ્વર્ગસુખ કે મોક્ષ અપાવશે અથવા આપણને અહીં પૃથ્વી પર કંઈ લાભ કરાવી આપશે એમ સમજી સ્વાર્થી ભાવિક જનો તેમને માન આપે છે. જો એમ જોવામાં આવે કે આ ધનવાન, સાધુ કે સંન્યાસી તરફથી આપણને કાંઈ લાભ થાય એવો નથી તો તરત જ તેમના પ્રત્યેનું સ્વાર્થી ભાવિકજનોનું માન ઓસરી જાય છે.

ઉપર જણાવ્યા મુજબ ભય અને સ્વાર્થને લીધે લોકો માન આપતા જણાય છે. પણ કેટલાકમા એવા પ્રકારની શ્રેષ્ઠતા હોય છે કે તે લોકોમા આદર્શરૂપ મનાતી હોય છે. તે શ્રેષ્ઠતાને લીધે તે વ્યક્તિ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થાય છે, અને પ્રેમને કારણે તેને માન આપવા લોકો પ્રેરાય છે. આ હૃદયનું માન છે, અને સાચું માન છે. આ ધોરણે કોઈ વ્યક્તિ વિશ્વાસપાત્ર હોય, અને બાળકના જીવનને ઉન્નત કરવાનું કામ કરી શકે એવી શકિત છે એમ સમાજને માલૂમ પડે કે તેને સમાજ માન આપ્યા વિના રહેતો નથી એ નિ:શંક વાત છે. એના પ્રત્યે સમાજને પ્રેમ ઉદ્દભવે એ પણ નિ:શંક વાત છે. આ પ્રમાણે શિક્ષક પ્રત્યે માન ઉત્પન્ન કરાવવા બે શરતો આવશ્યક છે. એક તો શિક્ષકે એવી કક્ષા સુધી વિદ્યા પ્રાપ્ત કરી

હોવી જોઈએ કે તે બીજાઓથી વિદ્યાપ્રાપ્તિમા શ્રેષ્ઠ માલૂમ પડી આવે વળી સપાદન કરેલી વિદ્યાને બીજાને ગ્રહણ કરાવવાની તેણે નિપુણતા મેળવેલી હોવી જોઈએ, અર્થાત્, તે વિદ્યાવિશારદ અને વિદ્યા આપવામા નિષ્ણાત હોવો જોઈએ બીજી શરત એ છે કે તે વ્યક્તિત્વ ધરાવતો હોવો જોઈએ, એટલે એનુ ચારિત્ર્ય શુદ્ધ હોવુ જોઈએ, અને દરેકને આદર્શરૂપ બને એવુ હોવુ જોઈએ ઉપર્યુક્ત લક્ષણો જે શિક્ષકમા ન હોય, તે સમાજમા માન ન મેળવી શકે એ નિર્વિવાદ વાત છે આમ છતા પ્રાચીન કાળથી શિક્ષક માટે લોકોને એવી માનગ્રથિ બધાયેલી હોય છે કે વ્યક્તિગત રીતે શિક્ષક પોતાના ક્ષેત્રના સમાજમા માન પ્રાપ્ત કરી શકે છે, અર્થાત, લોકો એને શિક્ષક તરીકે માન આપે છે એ માન લોકોમાથી બે કારણથી ધીમે ધીમે ઓસરી જતુ માલૂમ પડે છે શિક્ષક ચારિત્ર્યમા આદર્શરૂપ મનાય છે તે શિક્ષકને જ્યારે લોકો ચારિત્ર્ય હીન જુએ છે, ત્યારે એના પ્રત્યે માન થવાને બદલે તિરસ્કાર ઉત્પન્ન થાય છે બીજુ લોકો જ્યારે જુએ છે કે શિક્ષક પોતે વિદ્વાન નથી અને બાળકને સારી રીતે શિક્ષણ આપતો નથી, ત્યારે તેના પ્રત્યે લોકોનુ માન ઓછુ થાય છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શિક્ષકનુ માન પોતાના હાથમા છે જો સમાજમા શિક્ષકને ઓછુ માન મળતુ હોય તો જાણવુ કે ઉપર જણાવ્યા મુજબની શિક્ષકમા કોઈ ખામી છે શિક્ષકનુ સ્થાન ભોગવતી વ્યક્તિને પોતાની ઉપર્યુક્ત ખામીઓ દૂર કરી શકવાનો અવકાશ મળે, અને તે ઉપર્યુક્ત લક્ષણો પ્રાપ્ત કરવાને શક્તિમાન થાય તે માટે પ્રાચીન કાળમા શિક્ષકને આર્થિક સહાય આપવાની પૂરતી જોગવાઈ સમાજે કરી હતી પણ સાથે સાથે સમાજ તરફથી કરી આપવામા આવેલી સગવડોથી શિક્ષકને સતોષ હતો અરસપરસ બન્ને પક્ષો સહકારની ભાવનાથી બધાયેલા હતા શિક્ષકને નાણાની કે કુટુબ અગે બીજી કોઈ અગવડ જણાતી અને અગવડ સમાજની કોઈપણ વ્યક્તિ સમક્ષ તે રજૂ કરતો તો

તરત જ, તે વ્યક્તિ યથાશકિત સહાય આપવાને તૈયાર થતી. પોતાની પાસેનું કાંઈ પણ આપવાને કોઈ પણ વ્યક્તિ સંકોચ રાખતી નહિ. પણ શિક્ષક કોઈ દિવસ જરૂર વિના કોઈ પાસે હાથ ધરવા જતો નહિ. શિક્ષક અને તેના કુટુંબના નિભાવાર્થે સમાજ તરફથી એવી વ્યવસ્થા કરવામાં આવતી કે ભાગ્યે જ તેને બીજા પાસે હાથ ધરવા જવુ પડતું હતું. આને લીધે શિક્ષક પોતાનો સમગ્ર સમય વિદ્યાસંપાદન કરવામાં અને કરાવવામાં ગાળી શકતો હતો. વળી એ પોતાનું જીવન સાદું રાખતો કે જેથી બાળક પણ શિક્ષકના દાખલા પરથી સદ્‌ગુણો ગ્રહણ કરી પોતાનું જીવન ચારિત્ર્યવાન બનાવી શકતું હતુ. અર્વાચીન કાળમાં એ બાબતમાં શિક્ષકની સ્થિતિ જુદી છે. એનું મહેનતાણું નક્કી થયેલુ હોય છે; અને એ મહેનતાણું વર્તમાન સંજોગોમાં કુટુંબના નિભાવ માટે પૂરતું હોતું નથી. વળી સમાજના લોકો એમ સમજતા થયા છે કે શિક્ષકને પગાર મળે છે એટલે પછી આપણે શિક્ષકને સહાય કરવાની જરૂર નથી આ ભાવનાને લીધે શિક્ષકની આર્થિક સ્થિતિ કંફોડી હોય છે. પોતાના કુટુંબનું પોષણ કરવાને તેમ જ કુટુંબનાં બાળકોને શિક્ષણ આપવાને એની પાસે પૂરતી આર્થિક વ્યવસ્થા હોતી નથી, અને સમાજમાંથી કોઈ એને મદદ કરતું હોતું નથી, એટલે શિક્ષક પોતે વધુ વિદ્યા પ્રાપ્ત કરવા સમય કાઢી શકતો નથી, પણ પોતાની આર્થિક અધ્ધરતા પ્રાપ્ત કરવા માટે તેને બીજાં કામોમા રોકાવાની જરૂર પડે છે. આનાથી બાળશિક્ષણને બે પ્રકારનું નુકસાન થાય છે. શિક્ષકો વિદ્યા વિશારદ થઈ શકતા નથી, તેમજ વિદ્યા આપવામાં નિષ્ણાત બની શકતા નથી. વળી દ્રવ્ય મેળવવા બીજા ધંધા કરે છે, એટલે તેઓ સંપૂર્ણ રીતે ચારિત્ર્યવાન રહી શકતા નથી, એટલા માટે જો બાળશિક્ષણ સુધારવુ હોય તો સમાજની સૌથી પ્રથમ ફરજ એ છે કે શિક્ષક પોતાનો નિર્વાહ ચલાવી શકે, અને પોતાના કુટુંબનાં બાળકોને યોગ્ય શિક્ષણ આપી શકે, અને શિક્ષકને પોતાને

વધુ વિદ્યા પ્રાપ્તિનો સમય રહે એટલી એની વાર્ષિક આવક કરી આપવાની વ્યવસ્થા કરવી જોઈએ. સમાજ અને સરકાર બન્નેએ વિચાર કરી આના ઉકેલનો યોગ્ય માર્ગ કાઢવો જોઈએ. મારા અભિપ્રાય મુજબ નીચે દર્શાવેલો ઉકેલ સરકાર કે સમાજને બોજારૂપ થયા સિવાય નીકળી શકે એમ છે. અત્યારના પગાર ઉપરાંત શિક્ષકનાં બાળકોને ગમે તે પ્રકારની ગમે તે કક્ષા સુધી મફત કેળવણી મળી શકે એવો પ્રબંધ સરકારે કરવો જોઈએ. વળી સમાજે એવી વ્યવસ્થા કરવી જોઈએ કે શિક્ષક પોતાના કુટુંબનો નિર્વાહ સરળ-તાથી કરી શકે. આને માટે એક માર્ગ એવો છે કે જે બાળક ભણવા આવે તે પોતાને ત્યાંથી અનાજ, ફળફળાદિ કે શાકભાજી જે યથાશક્તિ આપી શકાય એમ હોય તે દરરોજ શિક્ષક માટે કાંઈ ને કાંઈ લાવી ભણવા આવે આ વ્યવસ્થાથી સમાજની કોઈ પણ એક વ્યક્તિ પર બોજો પડે નહિ. 'ટીપે ટીપે સરોવર ભરાય' એ કહેવત મુજબ શિક્ષકને જોઈતુ મળી રહે. આવી કોઈક વ્યવસ્થા કર્યા વગર આપણે શિક્ષકને એવો કદાપિ બનાવી શકવાના નથી કે બાળકને યોગ્ય શિક્ષણ આપે. અત્યારની બાળશિક્ષણની પરિસ્થિતિ માટે સમાજ જવાબદાર છે એ નિઃશંક વાત છે, કેમકે શિક્ષકનુ વ્યક્તિત્વ જળવાઈ રહે એવી આર્થિક વ્યવસ્થા કરવી એ સમાજની સૌથી પ્રથમ ફરજ છે.

ઉપર દર્શાવ્યા મુજબ વ્યવસ્થા થાય તો જ પછી બાળશિક્ષણમાં યોગ્ય ફાળો આપવાની શિક્ષકની જવાબદારી રહે છે. એ ફરજ અને જવાબદારી અદા કરવા શિક્ષકને આત્મનિરીક્ષણ કરી જવાની જરૂર છે. પ્રથમ એને અત્યારના શિક્ષકમાં શી શી ખામીઓ રહેલી છે અને તેને માટે હવે શું શું કરવાની જરૂર છે તેનો ઝીણવટથી અભ્યાસ કરી શિક્ષકની આદર્શ સ્થિતિ ઉત્પન્ન કરવાનો પ્રયાસ કરવાની જરૂર છે; કારણ કે ...ાજ પોતાનાં બાળકોને શિક્ષકને સોંપે છે તે તેમનું જીવન સુધા-રવાને, તેમનું ભાવિ ઉજ્જ્વળ બનાવવા અને તેમનો ઉત્કર્ષ સાધવાને

અને નહિ કે તેમનું જીવન બગાડવાને, તેમનું ભાવિ અંધકારમય બનાવવાને, અને તેમની અધોગતિ કે અવનતિ કરવાને. બાળક ઊગતો છોડ છે. શિક્ષક તેનો માળી છે. જો છોડ સુકાઈ જાય કે સારાં ફૂલ, ફળ કે પાનથી સુશોભિત બને નહિ તો એને માટે મુખ્યત્વે માળીની બેકાળજી જવાબદાર હોય છે. તે જ રીતે બાળક વિદ્યા પ્રાપ્ત કરવામાં પાછો પડે, શાળામાં ચારિત્ર્યહીન બનતો જાય, કે તેનો ઉત્કર્ષ થવાને બદલે જ્ઞાનમાં તેની અવનતિ થતી જાય તો તેને માટે બાળક અને તેની આસપાસની પરિસ્થિતિ કરતાં શિક્ષક વધારે જવાબદાર છે. શિક્ષક બુદ્ધિશાળી વ્યક્તિ હોય છે, અને બાળકનું ચારિત્ર્ય ઘડવાની રીતોની, તેમ જ તેને વિદ્યા પ્રાપ્ત કરાવવાની રીતોની તાલીમ લીધી હોય છે, એટલે શિક્ષકે માત્ર એ તાલીમને અમલમાં મૂકવાનું કાર્ય કરવાનુ હોય છે. આ બાબત ધ્યાનમાં લઈ શિક્ષકે શાળામા કામ કરવાનું છે.

હવે શિક્ષકે જે જે ખામીઓ દૂર કરવાની છે, અને જે જે ગુણો પ્રાપ્ત કરવાના છે તેની વાત કરી જઈએ.

(૧) અત્યારના ઘણાખરા શિક્ષક વિષય વિશારદ હોતા નથી કે તેમા નિષ્ણાત થવાનો પ્રયાસ કરતા નથી શિક્ષકે શા માટે આ ખામી દૂર કરવા પ્રયાસ કરવો જોઈએ ? કેટલે અંશે તેણે વિષયમા નિપુણતા મેળવવી જોઈએ ? નિપુણતા મેળવવી એટલે કઈ કક્ષા સુધીનો તેનો અભ્યાસ હોવો જોઈએ ? તેને એક વિષય નહિ પણ ઘણા વિષયો શીખવવાના હોય છે તો પછી દરેક વિષયમા નિપુણતા મેળવવાનું શક્ય છે ? આવા આવા અનેક પ્રશ્નો તેના મનમાં ઉત્પન્ન થાય છે. એના સાચા જવાબની સમજણ નહિ આવવાથી શિક્ષક પોતાના પ્રશ્નોના જવાબો પોતાની મેળે એ રીતે આપી દે છે કે શિક્ષકે ઘણા વિષયો શીખવવાના હોવાથી વિષય–નિપુણતા અસંભવિત છે, માટે દરેક શિક્ષકને એક જ વિષય શીખવવાનુ કરી નાખવુ

જોઈએ, નહિ તો પછી અત્યારે જે સ્થિતિ છે તે બગબર છે પણ આ બાબતમાં શિક્ષકનુ ધારવુ ભૂલભરેલું છે; કારણ કે વિષય–નિપુણતાની સમજમાં શિક્ષકની ભૂલ થાય છે. કોઈપણ વિષયમાં કોઈપણ વ્યક્તિ જીવનપર્યંત અભ્યાસ કરે તો પણ સંપૂર્ણ રીતે નિપુણતા પ્રાપ્ત કરી શકે નહિ, કારણ કે જ્ઞાન એ અગાધ વસ્તુ છે. એનો કોઈ પાર પામી શકે એમ નથી. બાળશિક્ષણ સંબંધમા નિપુણતાનો અર્થ એ થાય છે કે બાળકના અભ્યાસક્રમ મુજબ બાળકને જે વિષયનુ જેટલું જ્ઞાન આપવાનું નક્કી થયું હોય તે જ્ઞાન શિક્ષકે સોએ સો ટકા સાચી રીતે પ્રાપ્ત કર્યું હોવુ જોઈએ. આનો અર્થ એ થયો કે જે શિક્ષક પ્રાથમિક શાળામાં કામ કરતો હોય તો તેણે પ્રાથમિક સાત ધોરણના અભ્યાસક્રમ જેટલું જ્ઞાન દરેક વિષયનું સંપૂર્ણ રીતે પ્રાપ્ત કરેલું હોવુ જોઈએ, અથવા તે પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરતો રહેનો હોવો જોઈએ. પાછલા વાક્યનો અર્થ એ થયો કે જે ધોરણમા જે શિક્ષકને શીખવવાનું કહેવામા આવ્યુ હોય તે ધોરણના અભ્યાસક્રમ મુજબના બધા વિષયોનુ જ્ઞાન તેણે સંપૂર્ણપણે વર્ષની શરૂઆતમાં પ્રાપ્ત કરી લેવુ જોઈએ. આમ શિક્ષકે વિષયમા પારંગત એટલા માટે થવું જોઈએ કે જ્યારે બાળકને શિક્ષક શીખવે ત્યારે એ વિષય તે સરળતાથી શીખવી શકે. જો શિક્ષકનુ જ્ઞાન અધૂરું હોય તો પછી તે બાળકને કેવી રીતે જ્ઞાન આપી શકે અને જ્ઞાન પ્રાપ્ત કરવામા પડતી મુશ્કેલીઓ સમજી તેને કેવી રીતે દૂર કરી શકે ? જો શિક્ષકને કોઈ બાબતનું જ્ઞાન ન હોય તો તેણે તે બીજા પાસેથી શીખી લેવામા શરમ ગણવી જોઈએ નહિ. સાચો શિક્ષક દરેક પાસેથી નમ્ર થઈ જ્ઞાન મેળવવા પ્રયાસ કરે છે. આપણે ઝીણવટથી જોઈશું તો આપણને માલૂમ પડશે કે જે શિક્ષક જે વિષયમાં નિષ્ણાત હોય છે તે વિષયમાં તેના હાથ નીચે ભણી ગયેલા કે ભણનાર બાળકો ઊંચી કક્ષાનુ જ્ઞાન ધરાવતાં પડે છે ત્યારે જે શિક્ષકે જોઈતું જ્ઞાન પ્રાપ્ત કર્યું હોતુ નથી, તેના હાથ તળે ભણી ગયેલા કે ભણતાં બાળકો જ્ઞાનની નીચી

કક્ષામાં હોય છે, એટલા માટે દરેક શિક્ષકની ફરજ છે કે બાળકોને ભણાવવાના સઘળા વિષયોના તેણે નિષ્ણાત થવું જોઈએ.

(૨) ઘણાખરા શિક્ષકોએ વિષયો શીખવવાની રીતોનો સંપૂર્ણ ખ્યાલ મેળવ્યો હોતો નથી, અથવા તેઓ એમ સમજે છે કે બાળકને શિક્ષણ આપવામાં પદ્ધતિસર શીખવવાની રીતોની જરૂર નથી. શિક્ષક એમ વિચારે છે કે શિક્ષણ આપવામાં વળી પદ્ધતિની શી જરૂર? તાલીમ સમયે શીખવેલી પદ્ધતિઓ પ્રમાણે કામ કરવાની નોંધ કાઢવી પડે છે, અને કેવી રીતે શીખવવું તેની આંટીઘૂંટી શોધી કાઢવામાં ઘણો સમય જાય છે. એટલી બધી માથાકૂટ દૈનિક અભ્યાસના કાર્યક્રમ માટે શા માટે કરવી? પદ્ધતિ વગર પણ બાળકને આપણે શીખવી શકીએ છીએ, અને બાળક શીખી શકે છે, તો પછી પદ્ધતિનો ઉપયોગ કરવાથી શો લાભ? આ વિચારશ્રેણીમાં શિક્ષકની ગેરસમજ તો એ છે કે એ એમ ધારી લે છે કે પદ્ધતિ વિના બાળક સારી રીતે શીખી શકે છે. કોઈ સમયે શિક્ષકે આ બાબતનો પ્રયોગ કરી જોયો છે? બન્ને બાબતની સરખામણી કરી જોઈ છે? આ બાબતનો સાચો જવાબ ક્યારે આવે કે જ્યારે આપણે પદ્ધતિ વગર બાળકને શીખવીએ, અને તે જ બાળકને પદ્ધતિસર શીખવીએ. કઈ રીતથી બાળક સરળતાથી શીખી શકે છે અને ઊંચી કક્ષાનુ જ્ઞાન ધરાવી શકે છે? આપણને માલૂમ પડશે કે પદ્ધતિસર શીખવીએ તો બાળક વધારે સારી રીતે જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. દા. ત., આપણે કોઈ સ્વતંત્ર ધંધો લઈએ. એ ધંધામાં જેને શાસ્ત્રીય જ્ઞાન હોય છે, અને તેને અમલમા મૂકવાની આવડત હોય છે, તેને આપણે હોશિયાર ગણીએ છીએ. દરેક ધંધામાં માન કોણ પ્રાપ્ત કરી શકે છે? જેનામાં ધંધાની આવડત હોય છે, અને જે ખંતથી સારું કામ કરતો હોય છે તે. એ જ રીતે શિક્ષકમાં પણ પોતાના ધંધાની આવડત જોઈએ. શિક્ષકની આવડત એટલે બાળકને સમજણ પડે એ રીતે શીખવવાની શિક્ષકમાં આવડત. જેમ ધંધામાં પદ્ધતિસર કામ

કરવાથી ધંધાની આવડત આવે છે, તેમ શિક્ષક પણ પદ્ધતિસર કામ કરવાનો મહાવરો પાડે તો શિક્ષણની આવડત સહજ થાય છે. જેવી રીતે કોઈપણ ધંધામા આવડત અને સહજતા પ્રાપ્ત કરવા માટે શરૂઆતમા મહેનત, ખંત, ચીવટ અને કાળજીથી કામ કરવુ પડે છે, તેવી રીતે શિક્ષકે શરૂઆતમા મહેનત, ખંત, ચીવટ અને કાળજીથી શીખવવાનું કામ કરવુ જોઈએ. આમ ખંતથી અને કાળજીપૂર્વક કામ કરવાથી ધીમે ધીમે આવડતમા એવી કક્ષામા પહોચાય છે કે તે સહજ થઈ જાય છે પછી બાળકને શીખવવાનુ કામ રમત જેવુ થાય છે આ મુજબ જે શિક્ષક કામ કરે છે તેની સમાજમા કદર થાય છે, અને તેને સમાજ તરફથી માન મળે છે

(૩) શિક્ષક બાળકને સમજાવતી વખતે અધીરો બની જાય છે, અને જો બાળકને કોઈ બાબત આવડતી નથી, તો તે તેને શારીરિક અથવા તો બીજા પ્રકારની શિક્ષા કરે છે. આવો શિક્ષક જૂના કાળથી ચાલી આવતી કહેવત યાદ કરે છે અને કહે છે, "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ઘમઘમ." માટે શિક્ષા કર્યા વિના શિક્ષણ અસંભવિત છે, અથવા બાળકને સારી રીતે કેળવવુ હોય તો શિક્ષાનો ઉપયોગ કરવાની જરૂર છે. કેટલાક માબાપ આવી બાબતમા સંમત હોય છે. પણ ખરી રીતે બાળકને જ્ઞાન આપવા માટે શિક્ષાની જરૂર છે? બાળકને કોઈ પણ વિષયની કોઈ પણ બાબત નથી આવડતી હોતી તેમા શું બાળકનો દોષ હોય છે? ના, હરગિજ નહિ બાળકને આવડતુ નથી તેના બે કારણો હોય છે એક તો, શિક્ષકને બરાબર સમજાવતા આવડતુ હોય નહિ, અને તેથી બાળકને સમજણ પડી હોય નહિ તે. બીજુ કારણ, બાળક બેધ્યાન હોય અને તેથી તેની સમજ બહાર વાત ગઈ હોય તે. કોઈ એમ કહે કે બાળકને અમે મારીએ છીએ તે એનું ધ્યાન એકાગ્ર કરવા માટે. પણ ધ્યાન એકાગ્ર કરવાની આ રીત ખોટી છે ખરી રીતે મારથી કે બીજી કોઈ શિક્ષાથી એનું ધ્યાન એકાગ્ર થતુ નથી, પણ બાળક એકાગ્ર ધ્યાન રાખવાનો

ઢોંગ કરતો થઈ જાય છે. સાચી રીતે બાળકનું ધ્યાન મારથી એકાગ્ર થતું નથી, પણુ જે વિષય શીખવતા હોઈ એ તે વિષયમાં તેને રસ પડવાથી, તેમજ એ વિષય એના જીવનને ઉપયોગી છે એમ ભાન થવાથી એનું ધ્યાન એકાગ્ર થાય છે. આ કારણથી પ્રથમ તો શિક્ષકે વિષયના કોઈપણુ મુદ્દાનો જીવન સાથે સંબંધ છે તે બાળકને સમજાવવું જોઈએ. જ્યાં સુધી બાળકને તે વિષયની ઉપયોગિતાનું ભાન થતુ નથી, ત્યાં સુધી તેના પ્રત્યે એને સદ્દભાવ ઉત્પન્ન થતો નથી, અને સદ્દભાવ ઉત્પન્ન થતો નથી એટલે એને રસ પડતો નથી.

આ બાબતો ધ્યાનમાં લઈ શા કારણથી એને નથી આવડતું તે શિક્ષકે શોધી કાઢવુ જોઈએ, અને બાળકને તેની ઉપયોગિતા સમજાવવી જોઈએ, અને એને રસ પડે એ રીતે શીખવવુ જોઈએ. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે શિક્ષકને શિક્ષણપદ્ધતિ મુજબ કામ કરવાની ખાસ આવશ્યકતા છે. બાળકને નહિ આવડતું હોય તો તે માટે તેને માર મારવાની જરૂર નથી; ધીરજથી તેની મુશ્કેલીઓ સમજી તેને ફરીથી સમજાવવા પ્રયાસ કરવો જોઈએ. એમ ખંતથી મંડયા રહેવાથી તો ગમે તેવા બાળક પર સારી અસર થયા વિના રહેતી નથી, અને જે બાળક અગાઉ ઠોઠ માલૂમ પડ્યુ હોય છે તે સમય જતાં હોશિયાર થયેલુ માલૂમ પડે છે. કોઈપણુ બાળક કુદરતી રીતે ઠોઠ નથી. શિક્ષક માર મારીને એટલે તેને શીખવવાનો ખોટો માર્ગ ગ્રહણ કરીને તેને ઠોઠ બનાવે છે. આપણને બાળક બે રીતે ઠોઠ જણાય છે. એક તો આપણે તેનામાં અમુક કક્ષાનું જ્ઞાન હોવુ જોઈએ એવી કલ્પના કરી લઈએ છીએ. આ કલ્પનાની કસોટીમાં બાળક નીચુ પડતુ માલૂમ પડે છે કે આપણે તેને ઠોઠ કહીએ છીએ. પણ સાચા શિક્ષકનુ કર્તવ્ય એ છે કે બાળકમાં કેટલુ જ્ઞાન છે તેનું માપ કાઢી ત્યાંથી આગળ તેને શીખવવું; કારણ કે કેળવણીકારોએ કહ્યું છે કે, 'Go from the known to the unknown.' બાળક જે બાબત જાણતો હોય તે પરથી તેને નહિ જાણતો હોય તે બાબત

શીખવવી. આનો અર્થ એ થયો કે જ્યારે બાળક શાળામાં આવે ત્યારે તે અમુક કક્ષાનું જ્ઞાન લઈને આવે છે; કારણ કે જન્મથી પછી બાળક પાંચ કે છ વર્ષ ઘરમાં રહી માબાપ, સગાં વહાલાં, અને અડોશી પડોશી તેમ જ કુદરતની બીજી વસ્તુઓમાંથી જ્ઞાન મેળવે છે; એટલે એટલી કક્ષાનું જ્ઞાન માબાપ અને આસપાસનાં મનુષ્યોનું હોય છે, તેટલું જ્ઞાન બાળકમાં આવે છે—કદાચ ઓછું પણ હોઈ શકે; વધારે તો હોઈ શકે જ નહિ. હવે શાળામાં જુદાં જુદાં કુટુંબોનાં બાળકો આવે છે, એટલે પ્રથમ વર્ષમાં કામ કરનાર શિક્ષકની પ્રથમ ફરજ તો એ છે કે બધાં બાળકોના જ્ઞાનનું માપ કાઢી તેમને શાળાના વાતાવરણમાં એક કક્ષાના જ્ઞાનવાળાં બનાવવા પ્રયાસ કરવો. આમ એક કક્ષામાં લાવ્યા પછી અભ્યાસક્રમનું શિક્ષણ શરૂ કરવું, એટલે કોઈ બાળક ઠોઠ માલૂમ પડશે નહિ. વળી બાળક ઠોઠ જણાવાનું બીજું એ કારણ હોય છે કે જુદાં જુદાં કુટુંબમાંથી આવેલાં બાળકોનું જુદા જુદા પ્રકારનું જ્ઞાન હોય છે. કોઈ વેપારીનું બાળક હોય તો તેને વેપાર સંબંધી સંસ્કાર પડયા હોય, એટલે તેને જો ખેતીવાડી વિષે પૂછવામાં આવે તો તે કાંઈ જવાબ આપી શકે નહિ, અને જો આપે તો મૂર્ખાઈભરેલો જવાબ લાગે, એટલે આપણને એ બાળક ઠોઠ લાગે. પણ એને જો વેપાર સંબંધી કોઈ વાત પૂછવામાં આવે તો એ તરત કાંઈ ને કાંઈ જવાબ આપવા મંડી પડે; એટલે એ બાળક હોશિયાર લાગે. આમ હોશિયારી કે ઠોઠપણું કુટુંબના સંસ્કારના પ્રકાર પર અને શાળામાં તેને વિકસવાનું કે દાબી દેવાનું—જેવું વાતાવરણ હોય તેના પર આધાર રાખે છે; એટલા માટે કોઈપણ બાળકને ઠોઠ ગણી તેના પ્રત્યે તિરસ્કાર બતાવવો નહિ, કે તેને શીખવવાના પ્રયાસમાં પાછી પાની કરવી નહિ. માત્ર શિક્ષકે ઉપર્યુક્ત કારણોના આધારે બાળકના ઠોઠપણાનાં કારણો શોધી કાઢવાં, અને તે કારણોને ધ્યાનમાં લઈ તેને શીખવવા પ્રયાસ કરવો. થોડા સમય પછી ઠોઠ બાળક પણ બીજાની સપાટીએ આવી જશે, અને પછી એનું ઠોઠપણું જતું રહેશે.

(૪) બાળકો તોફાન કે ઘોંઘાટ કરતાં હોય અને ભણવા પર ધ્યાન આપતાં ન હોય, તો તેમને જુદા જુદા પ્રકારની શારીરિક શિક્ષા કરવામાં આવે છે, અથવા કોઈક કડક પગલાં લઈ વર્ગમાં બાળકોને ભણવા પ્રત્યે લક્ષ આપતાં કરવાનો પ્રયાસ કરવામાં આવે છે. આ શું વાસ્તવિક છે? શિક્ષક કહે છે, " જો અમે એમ ન કરીએ તો શું કરીએ? પાંચ છ કલાક સુધી તોફાની, ઊથલપાથલ કરનાર, અને અશાંત બાળક સાથે કામ લેવાનું હોય છે. એટલે બધો સમય શિક્ષકે શિક્ષા કર્યા વિના બાળકોને કેવી રીતે શાંતિ રાખતાં અને ધ્યાન દઈ ભણતાં કરવાં? વર્ગમાં શાંતિ હોય નહિ તો બાળક ધ્યાનપૂર્વક શી રીતે ભણી શકે? કેટલાંક તોફાની બાળકો ઘોંઘાટ કરે તેને લીધે સારાં બાળકોના ભણતરમાં વિક્ષેપ પડે છે. તો શું તેવાં બાળકોને શિક્ષા કરી તોફાન અને ઘોંઘાટ કરતાં અટકાવવાં નહિ? શિક્ષા કરી અટકાવવામાં અમને કાંઈ ખોટું લાગતું નથી. ધાંધલિયા માણસોને શાંત કરવા અને બધા લોકોનો વહેવાર શાંતિથી ચલાવવા સરકારને જુદા જુદા પ્રકારની શિક્ષા કરવાની જરૂર પડે છે, તો પછી શિક્ષકનો શો દોષ?" આવી અનેક દલીલો શિક્ષાની તરફેણમાં શિક્ષક તરફથી કરવામાં આવે છે, પણ આ બાબતમાં શિક્ષકની ગેરસમજ થાય છે. તોફાની કે ઘોંઘાટિયા બાળકને સામાન્ય ગુનેગાર સાથે સરખાવવો એ ભૂલભરેલું છે. સામાન્ય ગુનેગાર કોઈ કારણને લઈને ગુનો કરે છે, ત્યારે તોફાન કે ઘોંઘાટ કરવામાં બાળક ઘણુંખરું નિર્દોષ હોય છે. બાળકનાં તોફાન કે ઘોંઘાટ શિક્ષકને કે બીજાં બાળકોને હેરાન કરવા ખાતર હોતાં નથી, પણ એ એના કુદરતી સ્વભાવને લીધે હોય છે. દરેક બાળકને પ્રવૃત્તિ ગમે છે, અને એના સ્નાયુઓ સ્ફૂર્તિવાળા અને ચપળ હોય છે. એક કામમાં તેને ઝાઝો સમય સ્થિર રહી કામ કરવું ગમતું નથી. થોડો સમય એક કામ કર્યા પછી એને બીજી પ્રવૃત્તિમાં જવું ગમે છે. એનામાં કામ કરવાની સ્થિરતા લગભગ નવ વર્ષ પછી આવે છે. સ્વાભાવિક રીતે સ્થિરતાને

સમય આવે તે પહેલાં તેને શારીરિક શિક્ષા કરી સ્થિર કરવા પ્રયાસ કરવો એ અકુદરતી છે, અને એ સ્થિતિ બાળકના વિકાસમાં હાનિકારક નીવડે છે સ્નાયુઓની ચંચળતા જુદી જુદી પરિસ્થિતિમાંથી પસાર થઈ જુદા જુદા અનુભવ મેળવવા માટે હોય છે, એટલે એ રીતે બાળકની ચપળતાને યોગ્ય માર્ગે વાળવામા આવે તો બાળક પોતાના જ્ઞાનવિકાસના કાર્યમા ઘણો લાભ મેળવી શકે એટલા માટે જ સાતથી નવ વર્ષના બાળકના શિક્ષણનો પ્રબંધ રમત દ્વારા હોવો જોઈએ વળી એક પ્રકારના શિક્ષણનો સમય ઝાઝો સમય હોવો જોઈએ નહિ આમ બાળકના કુદરતી સ્વભાવને બંધ બેસતી રીતે અભ્યાસક્રમ મુજબ શીખવવાની પદ્ધતિ અખત્યાર કરવામા આવે તો નિર્દોષ બાળકને જે કારણે શિક્ષા કરવાની જરૂર પડે છે, અને જેને માટે ખરી રીતે એ જવાબદાર નથી, તેને માટે એને શિક્ષા કરવાની જરૂર પડે નહિ આપોઆપ વર્ગમા શાંતિ જળવાય, અને બાળકો ધ્યાનપૂર્વક શીખતા થઈ જાય આ વિષે વધુ વિગત શિસ્તના પ્રકરણમા આપવામા આવી છે

(૫) શિક્ષકનું જીવન સાદુ હોવુ જોઈએ એટલે એનો ખોરાક સાદો, એનો પોશાક સાદો અને એની રહેવાની તમામ સગવડો સાદી હોવી જોઈએ શા માટે? એમ શિક્ષકને પ્રશ્ન થવા સંભવ છે. બીજા ધંધાદારીઓ અને વેપારીઓ પોતાની આર્થિક સ્થિતિ મુજબ સારી સારી વસ્તુઓ ખાય છે, સારા મોઘી કિંમતના કપડા પહેરે છે, સારા મકાનોમા રહે છે ગાડીઘોડે ફરે છે અને એવી રીતે અનેક પ્રકારની મોજમજા કરે છે તો શિક્ષકને એ બધાથી વંચિત રહેવાનુ શા માટે કહેવામા આવે છે? સારી રીતે દ્રવ્ય ખર્ચી શકે એવા વર્ગને સમાજમા માન મળે છે, ત્યારે શિક્ષકને કોઈ માન આપતુ નથી તો પછી શિક્ષકે સાદાઈમાં રહેવુ એ શું યોગ્ય છે? આ વિચારશ્રેણીમા શિક્ષકની શી ભૂલ થાય છે તે આપણે તપાસીએ અંગ્રેજીમા કહેવત છે કે, 'Plain Living and High Think

ing' અર્થાત્ જેનું જીવન સાદું હોય છે, તેનામા ઉચ્ચ વિચારોની સભાવના છે. જેનું જીવન મોજશોખવાળુ હોય છે તેનામા કદી ઉચ્ચ વિચારો આવતા નથી તમે કહેશો, કેવી રીતે ? જે મોજશોખમા રચ્યોપચ્યો રહે તેને મોજશોખના ખર્ચના પૈસા યેન કેન પ્રકારેણુ મેળવવા પડે અને તેથી તેને ચૂસણુનીતિ અખત્યાર કરવી પડે તેનુ લોકો પ્રત્યેનુ વર્તન અહકારી, જોહુકમીવાળુ, અને અસભ્ય થઈ જાય જયારે સાદાઈથી રહેનારને ખર્ચ ઓછો આવે, એટલે તેને ચૂસણુનીતિની જરૂર પડે નહિ, અને તે દરેક સાથે સભ્યતા, નમ્રતા અને માયાળુપણાથી વર્તે વળી સાદાઈને લીધે વધારે પૈસા કમાવાના ધાધલમા આખો દિવસ રોકાયલા રહેવુ પડે નહિ એને નવરાશનો સમય મળે નવરાશના સમયે એને અનેક વિચારો આવે છે, અને એનુ સાદુ જીવન હોવાથી એને આત્માની ઉન્નતિના વિચાર આવે છે, અને તેથી એના જીવનનો ઉત્કર્ષ થાય છે જે શિક્ષકનું જીવન ઉન્નત હોય છે તે જ શિક્ષક બાળકનુ જીવન ઉન્નત બનાવી શકે છે આપણે બાળકને શિક્ષણુ આપીએ છીએ તે શા માટે ? માત્ર જીવનનિર્વાહ કરનાર સ્વાર્થી મનુષ્ય બનાવવા ખાતર નહિ, પણુ પોતાના જીવનને ઉન્નત બનાવવા માટે એટલા માટે જ એરિસ્ટોટલનુ સાદુ જીવન હોવા છતા સિકદર જેવા મહાન પાદશાહ એમને ગુરુ તરીકે માન આપતા હતા

શિક્ષક સાદાઈમા રહેતો હોય તો તેનુ માન સમાજમા હોતુ નથી એ વાત ખોટી છે. સાચુ માન વિદ્વત્તા, સમાજસેવા, અને એવા કોઈ વિશેષ ગુણુને લીધે હોય છે મહાત્મા ગાધીજીનુ સાદુ જીવન હોવા છતા એમને સૌ કોઈ માન આપતા હતા એમનો પોશાક કેટલો સાદો હતો-એક નાની ધોતડી અને એક ઉપરણુ (જરૂર પડે ત્યારે). એટલું પહેરીને તે ઇગ્લડના શહેનશાહને મળ્યા હતા, અને સાદો પોશાક છતા એમને શહેનશાહે માન આપ્યુ હતુ. ભર્તૃહરિએ કહ્યું છે કે —

विद्यानाम् नरस्य रूपमधिकम् प्रच्छन्न गुप्तं धनम् ।
विद्या भोगकरी यश सुखकरी, विद्या गुरूणां गुरु ॥
विद्या बन्धुजना विदेशगमने विद्या पर दैवतम् ।
विद्या राजसु पूजिता न तु धनम् विद्याविहीन पशु ॥

અર્થ -વિદ્યા મનુષ્યનું અનેક ગણુ રૂપ વધારે છે વિદ્યા એ સરક્ષિત ગુપ્ત ધન છે વિદ્યા ભોગ, કીર્તિ અને સુખ આપનાર છે વિદ્યા ગુરુનો પણ ગુરુ છે પરદેશના પ્રવાસમા વિદ્યા સ્વજનની ગરજ સારે છે, એટલે એ મોટી શક્તિ છે રાજાઓ પણ વિદ્યાની પૂજા કરે છે, ધનની નહિ વિદ્યા વિનાનો મનુષ્ય પશુ જેવો છે

ધનવાન પોતાના ક્ષેત્રમા કે સ્વદેશમા પૂજાય છે, ત્યારે સાદા જીવનવાળો, સાદા ખોરાક, સાદા પોશાક અને સાદી રહેણીકરણી વાળો વિદ્વાન મનુષ્ય સર્વત્ર પૂજાય છે

(૬) શિક્ષકોની ટેવો આદર્શરૂપ હોવી જોઈએ શિક્ષક નિયમિત નિશાળે ન આવે, બીડી પીએ, શાળામા બાળકો સમક્ષ ચાપાણી કરે, અને વર્ગમા બીજા સાથે ગપ્પાં મારવા બેસે, ગાલિપ્રદાન કરે અને લપકાદાર પોશાક પહેરે એ બધી કુટેવો કહેવાય શિક્ષકે એ કુટેવો ત્યજવી જોઈએ વળી શિક્ષકના દાત સ્વચ્છ હોય નહિ, તે નિયમિત નખ કાપી નખ સ્વચ્છ રાખતો ન હોય, તેના વાળ ગમે તેમ હવામા ઊડતા હોય, ટૂકમા શિક્ષકમા જાત-સ્વચ્છતાની ટેવો ન હોય, શિક્ષક શિક્ષણનું કાર્ય કરવાને બદલે બીજા કામમાં, વર્ગમા ટાંટિયા પર ટાટિયા ચઢાવી બેસવામા કે ઊઘવામા વખત ગાળનો હોય તો એ બધી કુટેવો બીજા માટે કદાચ ક્ષમ્ય ગણાય, પણ શિક્ષક માટે તો એ જગાએ ક્ષમ્ય ગણાય નહિ, ગણાવી જોઈએ નહિ એનું કારણ એ છે કે અત્યારની શિક્ષણ આપવાની પ્રથા મુજબ ૬૨ વર્ષે એક શિક્ષકના હાથ તળે ઘણા બાળકો શિક્ષણ લેવા આવે છે સરેરાશ વર્ગના ત્રીશ બાળક ગણીએ તો શિક્ષકની ઓછામા ઓછી ત્રીશ વર્ષની નોકરીમા નવસો બાળકો એના હાથ

તળે શિક્ષણ લઈ જાય. બાળકમા અનુકરણની પ્રેરણા તીવ્ર હોય છે. શિક્ષક બાળકના સહવાસમા દિવસનો મોટો ભાગ રહે છે અને બાળક શિક્ષકને અનુકરણીય ગણે છે. તેથી શિક્ષક ઓછામા ઓછા નવસો બાળકોનુ જીવન બગાડે છે. આ કારણથી શિક્ષકે પોતાની નજીવી ગણાતી કુટેવોને ત્યજવી જોઈએ, અને સારી ટેવો કેળવવી જોઈએ કે જેથી બાળકોમા કુટેવો દાખલ થાય નહિ, પણ શિક્ષકની સારી ટેવોનો આવિર્ભાવ થાય વળી જે બાળકમા ખરાબ ટેવો હોય તે સુધારવા માટે શિક્ષક બાળકને દબાણથી કહી શકે, અને બાળક પર શિક્ષકના આદર્શ વ્યક્તિત્વને લીધે સારી ટેવોની છાપ પડે, અને બાળકનો સાચી રીતે ઉત્કર્ષ થાય તે માટે પણ શિક્ષકે સારી ટેવો કેળવવી જોઈએ

બાળકને માત્ર અભ્યાસક્રમ મુજબ વિષયોનુ શિક્ષણ આપવામા આવે એટલાથી શિક્ષકની ફરજ અને જવાબદારી પૂરી થતી નથી. ખરુ કામ બાળકના ચારિત્ર્ય ઘડતરનુ છે, એટલે એનામા સારી ટેવો દૃઢ કરવાનુ છે, અને એની લાગણીઓને સાચા માર્ગે વાળવાનુ છે, અત્યારે માબાપોને શિક્ષક પ્રત્યે જોઈએ તેટલું માન હોતુ નથી અને એના પ્રત્યે સહાનુભૂતિનુ વલણ હોતુ નથી એનુ કારણ માત્ર એટલું જ છે કે માબાપોએ બાળક તરીકે શિક્ષકમા જે ઊણપો જોયેલી હોય છે અને જેને લીધે પોતાના ઉત્કર્ષમા ખામી માલૂમ પડેલી હોય છે, તેવા શિક્ષકનો કોઈ પ્રશ્ન તેમની પાસે ઉકેલ માટે આવે, ત્યારે જૂની વાતો એમના મગજમા તરવરી ઊઠે છે અને તેથી તેમને સહાનુભૂતિ દાખવવાનુ મન થતુ નથી. વળી શિક્ષકે બાળકના શિક્ષણ પ્રત્યે બેદરકારી દાખવી હોય છે તથા તેને ખોટી રીતે શિક્ષા કરી હોય છે, અથવા તેમનામા શિક્ષકના જીવનના અનુકરણથી ખોટી ટેવો રહી ગયેલી હોય છે, કે દુર્ગુણો ઘર ઘાલી બેઠા હોય છે, તો તેથી એ શિક્ષક પ્રત્યે બેદરકાર રહે છે, અથવા એને શિક્ષક પ્રત્યે ધૃણા આવે છે

આ ઉપરથી એટલી વાત સ્પષ્ટ છે કે: (૧) દરેક શિક્ષકે વિદ્યા વિશારદ થવા પ્રયાસ કરવો જોઈએ, (૨) શિક્ષણ આપવામાં નિષ્ણાત થવુ જોઈએ, (૩) તેને પોતાનુ જીવન આદર્શ બનાવવુ જોઈએ, (૪) નજીવી મનાતી કુટેવોને પણ મહત્ત્વની ગણી એ ટેવો સુધારવા પ્રયાસ કરવો જોઈએ, (૫) બાળક પ્રત્યે પોતાનુ વર્તન વહાલભર્યું રાખવુ જોઈએ, (૬) ધીરજ અને સહાનુભૂતિથી બાળકને શીખવવુ જોઈએ, (૭) બે બાળકો વચ્ચેનો પ્રશ્ન હોય ત્યારે નિષ્પક્ષ પ્રમાણે તેનો નિકાલ કરવો જોઈએ. ટૂંકમા શિક્ષકનું વર્તન માબાપ જેવુ, બલ્કે માબાપ કરતા પણ વધારે સારુ હોવુ જોઈએ. એક જ કુટુબના બાળકો હોય તે રીતે પરસ્પર વર્તાવ રાખવાનુ બાળકોને શીખવવુ જોઈએ બાળક માદુ પડે તો તેની સારવાર કરવાને પણ શિક્ષકે અચકાવુ જોઈએ નહિ

આ રીતે વર્તવાથી જ શિક્ષક પ્રત્યે અભ્યાસ કરનાર બાળકને પ્રેમ ઉત્પન્ન થાય છે, અને એ મોટો થઈ ગમે તે સ્થિતિમા હોય છે તોપણ શિક્ષક પ્રત્યે એટલો જ પ્રેમ રાખે છે, કારણ કે એ સમજે છે કે, (૧) અજ્ઞાનના અધકારમાથી શિક્ષકે મને જ્ઞાનના પ્રકાશમા આણ્યો છે, (૨) મારુ જીવન ઉજ્જવળ બનાવવાનું કાર્ય કર્યું છે, (૩) મારી સાથે પ્રેમભર્યો વર્તાવ રાખ્યો છે, (૪) પુત્ર સમાન ગણી રોગ અને દુ ખ સમયે મને જોઈતી મદદ આપી છે, (૫) મારા અજ્ઞાન સામુ જોયા વગર, અને મારી ભૂલો પર ગુસ્સે થયા વગર માગી આથે ધીરજ અને ખતથી કામ લઈ મને જીવન પ્રકાશ આપ્યો છે. આ ઋણનો બદલો મારે યોગ્ય રીતે વાળવો જ જોઈએ આ રીતે શિક્ષક અને બાળક પ્રેમગાઠથી આખુ જીવન જોડાયેના રહે છે. જયારે બાળક માદુ થાય છે, અને કાઈ આફત કે દુ ખમા આવી પડે છે, ત્યારે તે શિક્ષકની સલાહ લેવા જાય છે, અને શિક્ષક તેને વિના સકોચે સલાહ આપે છે જયારે શિક્ષક કોઈ આફત કે દુ ખમા આવી પડે છે, ત્યારે તે પોતાના હાથ નીચે શીખી ગયેલા શિષ્ય

પાસે જાય છે, અને તે શિષ્ય ગમે તે હોદ્દા પર હોય તો પણ તે ગર્વ વગર તેને માન આપે છે, અને દુઃખ નિવારવામા તેને મદદ કરે છે.

હવે એક પ્રશ્ન એ રહે છે કે બાળકને શિક્ષકે પોતાનુ અંગત કામ કરવાનુ સોપવુ કે નહિ, અને બાળકે શિક્ષકનુ કામ કરવુ કે નહિ. જો શિક્ષક કોઈપણ પ્રકારનુ મહેનતાણુ લીધા વિના ભણાવતો હોય તો પછી બાળકની ફરજ છે કે શિક્ષણના મહેનતાણા તરીકે તેણે શિક્ષકનુ કામ કરવુ. પણ જો બાળક તરફથી શિક્ષકને ભણાવવા બદલ મહેનતાણુ મળતુ હોય તો પછી બાળક પાસે શિક્ષકે અંગત કામ કરાવવુ કે નહિ એ એક ગૂઢ પ્રશ્ન છે. આર્થિક દૃષ્ટિએ એનો વિચાર કરીએ તો શિક્ષકનુ અંગત કામ આવા સંજોગોમા બાળકે નહિ કરવુ જોઈએ, અને શિક્ષકે તેને અંગત કામ નહિ સોપવુ જોઈએ એ બરાબર છે. પણ નૈતિક દૃષ્ટિએ જોતા, એ કામ કરવુ જોઈએ. શિક્ષક જે શિક્ષણ આપે છે તે માત્ર આર્થિક દૃષ્ટિથી વિચાર કરી આપતો નથી. આપણે એવી અપેક્ષા રાખતા નથી કે શિક્ષકે આર્થિક દૃષ્ટિએ જ શિક્ષણ આપવુ. અભ્યાસક્રમ મુજબ શિક્ષણ આપવુ એ કદાચ આર્થિક પ્રશ્ન ગણાય, પણ ચારિત્ર્ય ઘડતર એ આર્થિક પ્રશ્ન નથી, પણ નૈતિક પ્રશ્ન છે. એ કામના બદલામા ગમે તેટલુ દ્રવ્ય આપીએ તે ઓછુ છે, એટલે એનું મૂલ્યાકન મહેનતાણાથી થઈ શકે નહિ. શિક્ષકનુ માનસ આર્થિક દૃષ્ટિ તરફ રહ્યુ છે તેનુ એક કારણ એ છે કે શિક્ષકને મહેનતાણુ આપવામા આવે છે તે તરફ સમાજ જુએ છે, અને એ મહેનતાણાથી તેના કામનો સંપૂર્ણ બદલો આવી જાય છે એમ ગણે છે. આ વિચાર શ્રેણીમા સમાજની ભૂલ છે, અને તેના પરિણામે શિક્ષકો બાળકના ચારિત્ર્ય ઘડતર પ્રત્યે બેદરકાર થયા છે, એટલે માબાપોએ અને સમાજે શિક્ષક પ્રત્યેની પોતાની ભાવનામા યોગ્ય ફેરફાર કરવાની જરૂર છે. વળી માબાપોએ બાળકમા શિક્ષક પ્રત્યે શુભ ભાવના

જગાડવાની જરૂર છે. એ બાળકમાં એવી ભાવના પ્રગટ થાય કે શિક્ષક મારાં માતાપિતા તુલ્ય છે, અને તેથી મારે એમની સેવા કરવામાં તત્પર રહેવું જોઈએ, અને માબાપ બાળકની એ પ્રકારની ભાવના ઉત્પન્ન કરવામાં અને તેને વિકસાવવામાં શિક્ષકને સહાયભૂત થાય તો પછી બાળકને શિક્ષક અંગત કામ સોંપે અને બાળક તે મુજબ અંગત કામ કરે તેમાં માબાપે કે બાળકોએ વાંધો ઉઠાવવો જોઈએ નહિ. એ પ્રકારનું કરેલું કામ એક પ્રકારે બાળકની ઉન્નતિનું સાધન થાય છે. બાળકનું જીવન સેવાભાવી થાય છે. એની અસર ઘરકામમાં પણ પડે છે, અને બાળક ઘરનું કામ ખંત અને ઉત્સાહથી કરવા તત્પર થાય છે. જેવી રીતે શિક્ષકનું અંગત કામ કરવાની બાળકની ફરજ છે, તેવી રીતે શિક્ષકની ફરજ છે કે બાળકને હદ બહાર કામ સોંપવું નહિ કે જેથી એના અભ્યાસમાં ખલેલ પહોંચે. આ બાબત શિક્ષકે ખૂબ ધ્યાનમાં રાખી જે કામ કરવાનો સમય પોતાને મળે એમ ન હોય તે જ કામ બાળકને સોંપવું.

ઉપર્યુક્ત ચર્ચા બાદ એટલું સ્પષ્ટ છે કે અધ્યાપન મંદિરમાં ઉપર દર્શાવેલી બાબતો ધ્યાનમાં લઈ શિક્ષકને યોગ્ય તાલીમ મળવાની વ્યવસ્થા હોવી જોઈએ, અને શિક્ષકોએ એ તાલીમને ભાવના, ઉત્સાહ, ખંત અને સંપૂર્ણ કાળજીથી લેવા પ્રયાસ કરવો જોઈએ.

અધ્યાપન મંદિરમાં જે શિક્ષક તાલીમ લેવા આવે છે તેણે ઘણુંખરું શિક્ષક તરીકે કોઈ એક શાળામાં કામ કર્યું હોય છે, એટલે તે જ્યારે અધ્યાપન મંદિરમાં આવે છે, ત્યારે તેને એવો ભ્રમ હોય છે કે તે શિક્ષક છે. તે શિક્ષણ આપવાની વિદ્યા પ્રાપ્ત કરવા આવ્યો છે. એટલે તે વિદ્યાર્થી છે, અને તેના વર્તનમાં વિદ્યાર્થીનાં બધાં લક્ષણો હોવાં જોઈએ એ વાત તે ભૂલી જાય છે. બાળક સાથે કેવું વર્તન રાખવું, બાળકની બુદ્ધિનો કેવી રીતે વિકાસ કરવો, તેનું સમગ્ર વ્યક્તિત્વ કેવી રીતે ખીલવવું એની તાલીમ લેવા તે આવેલો

હોય છે, એટલે તેનું કાર્ય સામાન્ય વિદ્યાર્થી કરતાં અતિ મહત્ત્વનું છે, અતિ ગહન છે. તેણે અધ્યાપન મંદિરમાંથી એવા વિચારો લઈને જવાનું છે, અને એવા વિચારો કેળવવાના છે કે જેથી તે બાળકોનો શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ સાધી શકે. ઉપરાંત તે ત્રણે વિકાસનો બાળકના જીવનમાં સમન્વય કરી તેનું સમગ્ર વ્યક્તિત્વ એવી રીતે ખીલવી શકે કે બાળકો મોટાં થઈ સમાજને ઉપયોગી કામ કરી શકે. દરેકનું મૂલ્યાંકન તેની ઉપયોગિતા પર છે. જેને જે વસ્તુનો ઉપયોગ કે ખપ હોય તે વસ્તુ મેળવવા તે ગમે તે મૂલ્ય આપવા તૈયાર થાય છે. પશુને હીરો ખપનો નથી એટલે તેને તે પથરા જેવો ગણે છે. મનુષ્ય હીરાને ઉપયોગી ગણે છે એટલે તેની તે કિંમત આંકે છે. હીરાને પાસાદાર બનાવી તેનું તેજ વધારવા પ્રયાસ કરે છે. જેમ એના પાસા સારા પડે છે અને એનું તેજ વધે છે, તેમ એની કિંમત વધતી જાય છે. આ જ રીતે શિક્ષક સમાજને ઉપયોગી માલૂમ પડે છે; કારણ કે તે બાળકની ઉન્નતિ કરવામા સંપૂર્ણ ભાગીદાર હોય છે. પણ જેમ હીરાને પાસા પાડવાથી એની ઉપયોગિતા વધે છે, અને કિંમત વધે છે, તેમ શિક્ષક સારી રીતે તાલીમ લઈ શિક્ષણમા વિશારદ અને નિષ્ણાત થાય તેમ જ ચારિત્ર્યવાન બને તો જ તેની કિંમત ઘણી વધે છે. સમાજ તેને સર્વત્ર પૂજે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે ઉપયોગ વગર કે ઉપયોગ જાણ્યા વગર કોઈ કશાની કિંમત ગણતું નથી

શિક્ષકો અધ્યાપન મંદિરમા તાલીમ લઈ બાળકોના વિકાસ કાર્યમાં ખપ લાગવાના છે, એટલે તેમની કિંમત છે. જે પ્રમાણમાં તેમનું કાર્ય એ દિશામાં હશે તે પ્રમાણમા તેમની કિંમત અંકાશે. આ પ્રકારના કાર્યમાં કુશળતા મેળવવાની ભાવનાથી શિક્ષકો અધ્યાપન મંદિરમાં જશે, તો તેમની તાલીમનું ઉત્તમ પરિણામ આવશે.

આ રીતે જે શિક્ષક અધ્યાપન મંદિરમા તાલીમ લેવા જાય

તેણે શિક્ષક મટીને શિક્ષક–વિદ્યાર્થી થવું જોઈએ, અને એ જ રીતે વર્તાને તેણે કામ કરવું એ જ બરાબર છે. શિક્ષક તરીકેની આવડત મેળવવા માટે અધ્યાપન મંદિરમાં તાલીમ લેવા તે ગયો છે એ બાબત તેણે સતત ધ્યાનમાં રાખવી જોઈએ.

શિક્ષક–વિદ્યાર્થી તરીકે શિક્ષકનાં કેવાં લક્ષણો હોવાં જોઈએ? આપણામાં કહેવત છે કે, ' કૂવામાં હોય તો હવાડામાં આવે. ' એ જ આધારે બાળકના સમગ્ર વ્યક્તિત્વના વિકાસ માટે અધ્યાપન મંદિરમાં તેણે તેનું સમગ્ર વ્યક્તિત્વ ખીલવવું પડશે. શારીરિક વિકાસ ખાતર એકલી કસરત કરી તેણે બળ મેળવવાનું નથી; પણ શરીરનેય તેણે સુઘડ બનાવવાનું છે.

સુઘડતામાં જાત–સ્વચ્છતા એ પહેલી બાબત છે. તેને માટે શરીરના દરેકે દરેક અવયવને સ્વચ્છ રાખતાં શીખવું પડશે. દરેકે જાતે શ્રમ કરવો પડશે; નિયમિત થવું પડશે; અને ખંત રાખવી પડશે. સુઘડતામાં બીજી બાબત એ છે કે આપણે જે ઘરમાં રહેતા હોઈએ, અને જે શાળામાં કામ કરતા હોઈએ તેની સ્વચ્છતા રાખવી, ઘર વાળીઝૂડી સાફ કરવું, આંગણું સાફ કરવું, તેમજ શાળા સ્વચ્છ રાખવી, અને તેની આજુબાજુનો ભાગ સાફ કરવો. આપણે ઘર, શાળા વગેરે સાફ કરીએ, પણ એમાં મૂકેલી વસ્તુઓ વ્યવસ્થિત ગોઠવવાનું ધ્યાન આપીએ નહિ, તો આપણી સ્વચ્છતા ઝાઝો સમય ટકી શકે નહિ. અવ્યવસ્થિત રહેવા દીધેલી વસ્તુઓ તળે કચરો ભરાઈ રહે અને અસ્વચ્છતાનું વાતાવરણ ઉત્પન્ન કરે. આ કારણથી વ્યવસ્થા અને સ્વચ્છતા જુદાં પાડી શકાય નહિ. દરેક શિક્ષક અધ્યાપન મંદિરમાં જઈ જાતે પોતાના રહેવાના સ્થળની, આજુબાજુના ભાગની, અધ્યાપન મંદિરની અને તેની આજુબાજુના ભાગની સ્વચ્છતા અને વ્યવસ્થા રાખતાં શીખે એ આવશ્યક છે. વળી પોતાની દૈનિક જરૂરિયાતો હાથે પોતાના શ્રમથી પૂરી પાડતાં શીખવુ એ ખાસ જરૂરનું છે. દાતણ વડે દાતને ઉપર,

નીચે, અંદર, અને બહાર ઘસવા, તેને પીળા પડવા દેવા નહિ. આંખ, મો, કાન, નાક, વગેરે અવયવોમાંથી કચરો કે ગંદકી દૂર કરવાં. આખા શરીરને ચોળી મસળી નાહવુ. એનાથી શરીરના દરેક ભાગને મેલ જતો રહે છે, એટલુ જ નહિ, પણ દરેક અવયવ મસળવાથી તેમાં તાજગી આવે છે, અને શરીરમાં શક્તિ અને સ્ફૂર્તિ માલૂમ પડે છે. નાહતી વખતે માથાના વાળ ખૂબ ચોળવા કે જેથી માથામાં કચરો રહે નહિ માથાને ભાગ મસળવાથી અંદર રહેલો મગજને ભાગ શક્તિશાળી અને સ્ફૂર્તિવાળો થાય છે, અને તે આપણા વિચાર અને કાર્યમાં સંપૂર્ણ રીતે મદદગાર થાય છે. આપણી હોશિયારી વધે છે. નાહ્યા પછી માથાના વાળ ઓળવા. ઓળવાથી આપણા ચહેરાને દેખાવ સારો લાગે છે. કેટલાક વાળની ટાપટીપમાં ઘણો વખત લે છે, અને માથામા ખૂબ તેલ નાખે છે તે ખોટું છે. વાળને સુવાળા કરવા જેટલુ જ તેલ નાખવુ જોઈએ, વધારે નહિ; કારણકે કુદરતી રીતે વાળમા એકજાતનો ચીકણો પદાર્થ વહે છે જે એને સુવાળા રાખે છે. જેના વાળમાં એની ઊણપ હોય છે તેને જ તેલની જરૂર પડે છે. તેલ ખોપરી પર મસળવુ કે જેથી એ ભાગને પોષણ મળે અને તે ભાગ મજબૂત થાય. ઉપર્યુક્ત બાબતો પર જ ધ્યાન આપવાથી વધારે વખત જતો નથી. માત્ર દરેક કામ કરવામા કાળજી અને ખંતની જરૂર હોય છે દરરોજ દરેક જણુ આ કામ કરે તો છે જ, પણ આ કામો કેવી રીતે કરવા તે પર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. એક વખત કામ કરવાની ટેવ પડી ગઈ કે પછી અત્યારે ટેવ પાડયા વિના એવા કામોમા જે સમય જાય છે તેનાથી ઓછો સમય જશે.

આ ઉપરાત શરીર કમાયેલું તેમ જ સુઘડ કરવા માટે બીજી કેટલીક બાબતો જાતે કરવાની ટેવ પાડવી પડશે.

શરીરને કસાયલું કરવુ, એટલે ગમે તે કામ કરી શકે એવું કરવુ. કસાયલું શરીર સુઘડ થાય છે. હાથે કપડાં, ધોવાં, રસોઈ

કરવી, શાક સમારવુ વાસણ માંજવા, વગેરે આ બધા કામો જેટલી કાળજીથી આપણે કરીએ તેટલી કાળજીથી બીજા કરે નહિ, કારણ કે તેનું એમા ખાસ હિત હોતુ નથી જો કામ કરવાની આપણને ટેવ પડશે તો એકલા હઈશુ તો પણ આપણને બિલકુલ અગવડ લાગશે નહિ આપણે બીજાને કાલાવાલા કરવા પડશે નહિ, અને કોઈની રાહ જોઈ બેસી રહેવુ પડશે નહિ

આ સિવાય આપણે આપણા ઘર પાસે કે જ્યા રહેતા હોઈએ ત્યા તેની પાસે આવેલી જમીનનો ઉપયોગ ફૂલછોડ કે શાકભાજીના છોડ ઉગાડવામા કરીએ તો તેનાથી આપણને કસરત મળે એટલું જ નહિ, પણ આપણા માનસિક અને નૈતિક વિકાસને લાભદાયી નીવડે. ફૂલછાડ કે શાકભાજીના છોડનુ અવલોકન કરીએ તો આપણી બુદ્ધિના વિકાસને પૂરેપૂરો અવકાશ મળે છે, અને એ કામમા રસ ઉત્પન્ન થાય છે જો કોઈ છોડનો સારો વિકાસ થયો કે કોઈ છોડ બગડ્યો તો આપણે તેના કારણો શોધી કાઢવા જોઈએ જમીનના પ્રકાર, છોડના વિકાસ માટે અનુકૂળ સંજોગો અને જોઈતી વસ્તુઓ, જીવ જંતુ, પશુપક્ષી, વગેરેની તેના પર અસર વગેરે માહિતી મેળવવાનું આપણને મન થશે છોડનો ઇતિહાસ એટલે આ છોડ મૂળ ક્યાનો, અને કેવી આબોહવામા સારી રીતે ઊછરે માણસને કઈ રીતે એ ઉપયોગી છે તે પરથી તેની આયાત, નિકાસ, વગેરે બાબતોની માહિતી મેળવીએ એટલે ભૂગોળનુ જ્ઞાન પ્રાપ્ત થાય તેના ઉછેરમા થતુ ખર્ચ, અને લાભાલાભનો વિચાર ગણતરી કરીને કરો એટલે ગણિતની વાત થઈ આમ, આપણે ઘણા વિષયમા પ્રવેશ કરી વિવિધ પ્રકારનુ જ્ઞાન મેળવી શકીએ બુદ્ધિ-વિકાસ માટે આ રીતે આપણને જોઈતી તકો મળી રહે વળી છોડના ઉછેરના કામ પરત્વે આપણે છોડને વખતસર પાણી પાવુ, તેને કોઈ રોગ લાગુ ન પડી જાય તેની કાળજી રાખવી, વગેરે બાબતોથી આપણામા ધીરજ, ખંત, કાળજી, ચીવટથી જોવાની ટેવ, વગેરે ગુણો કેળવાય છે એ

કેળવાયેલા ગુણો આપણને આપણાં બીજાં કાર્યોમાં મદદરૂપ થઈ પડે છે, અને આપણું નૈતિક બળ વધે છે. આ સાદી બાબત પરથી આપણા ધ્યાનમા ઊતરશે કે જો કોઈપણ ઉદ્યોગ બુદ્ધિપૂર્વક કરવામાં આવે તો તેમાંથી માણસનો શારીરિક, માનસિક તેમજ નૈતિક વિકાસ થાય છે, એટલે એનું સમગ્ર વ્યક્તિત્વ ઘડાય છે.

અત્યાર સુધી આપણે જીવનનાં વ્યક્તિગત કાર્યોની વાત કરી. પણ આપણું જીવન એકલા વ્યક્તિ વિકાસ માટે નથી, સાથે રહેવાની કે સમૂહમાં કામ કરવાની આપણામાં પ્રેરણા હોય છે, એટલે સમૂહ-માં રહેવાનુ આપણને ગમે છે. પણ આપણને એવા સમૂહમાં રહેવા-નું ગમે છે કે જે સમૂહની દરેકે દરેક વ્યક્તિ પ્રત્યે આપણને પ્રેમ હોય; દરેકે દરેકનો એકબીજા પ્રત્યે વિશ્વાસ હોય; દરેકે દરેક એક-બીજાને મદદગાર થવાને તૈયાર હોય; ટૂંકમાં દરેકે દરેકની અંતર-ભાવના એક હોય, એટલે જે સમૂહમાં સહકાર, વિશ્વાસ, અને પ્રેમ હોય, જે સમૂહમાં કુટુંબભાવના હોય, તે સમૂહમાં દરેકને રહેવું ગમે છે. આ કારણથી દરેકની ફરજ છે કે જે સમૂહમાં આપણે રહેતા હોઈએ તેમાં એવું વાતાવરણ ઉત્પન્ન કરવુ.

જે શિક્ષકો અધ્યાપન મંદિરમાં તાલીમ લેવા જાય તેઓ છાત્રાલયમાં સાથે રહેવાના છે, સાથે જમવાના છે, સાથે અભ્યાસ કરવાના છે; એટલે છાત્રાલયમાં સારું જીવન ગાળવા માટે દરેક શિક્ષકે ત્યાં સહકાર, પ્રેમ અને સમાનતાની ભાવનાથી જવું જોઈએ, કુટુંબભાવનાથી જવું જોઈએ, અને એકબીજા સાથે સમભાવથી વર્તવુ જોઈએ.

આપણામાં એવુ ઝેરી વાતાવરણ ફેલાઈ ગયેલું છે કે સમૂહનું કામ એટલે આપણુ પોતાનુ કામ નહિ, પણ પારકું કામ. આપણામાં અમુક પ્રકારની આવડત હોય, અને તે સમૂહકાર્યમાં ખપ લાગે એવી હોય તો તેનો ઉપયોગ કરવામાં સંકોચ રાખવો, વહીવટ કરવામાં અપ્રામાણિકતા બતાવવી એ ખોટું છે. એનાથી પોતાનુ

હિત બગડે છે, અને બીજાનું હિત બગડે છે. અંદર અંદર અવિશ્વાસ ઉત્પન્ન થાય છે, અને તેના પરિણામે ઝઘડા થાય છે. દરેક શિક્ષકે અધ્યાપન મંદિરમા જતા પહેલાં અને છાત્રાલયમાં રહેતા પહેલાં એ નિશ્ચય કરવો કે જે મને કાઈ કામ સોપવામાં આવશે તો તે હું ખંતથી સેવાભાવે કરીશ, અને વહીવટ અંગે પૈસાનો ખોટો વ્યય થવા દઈશ નહિ, અથવા તેમાથી હુ પોતે કાઈ લેવાની લાલચ રાખીશ નહિ. વળી જે કામ સોપવામા આવશે તે કરવાને તત્પર રહીશ. જો શિક્ષકો તાલીમ દરમિયાન પ્રામાણિક, પ્રેમાળ, સહકારી ભાવનાવાળું જીવન ગાળશે, તો તાલીમ લીધા પછી તેઓ બાળકમા એવી જીવન ભાવના રેડી શકશે. શિક્ષકમાં એ ભાવના નહિ હોય તો બાળકમા તે કેવી રીતે લાવી શકાશે ? બાળકોના જીવનમાં સુધારો ન થાય, અને તેમનામાં ખોટી ટેવો, ખોટાં વિચારો અને આચારો દાખલ થઈ જાય, તો પછી તે બાળકો મોટા થઈ સમાજના અંગરૂપ બનવાના છે તેમા પણ એ દોષો રહી જાય. સમાજમા આપણે જે દોષો જોઈએ છીએ તેની પુનરાવૃત્તિ થાય. માટે અધ્યાપન મંદિરમા રહી પ્રામાણિકતા, વિશ્વાસ, સહકાર, પ્રેમ અને સમભાવ કેળવવા જોઈએ. એનો વિકાસ કરવાને દરેક કાર્યમાં રસ અને ઉત્સાહથી ભાગ લેવો જોઈએ.

આ બધા પરિશ્રમના કાર્યોમાથી આરામ મેળવવા મનોરંજન કાર્યક્રમો થવા જોઈએ, કારણ કે કાર્યનો ફેરફાર આરામદાયક છે. મહિનામા એકાદ પ્રસંગ તો આનંદનો યોજવો જોઈએ. પૂર્વ તૈયારી રૂપે બહુ જહેમત ઉઠાવી કે એની પાછળ સમય ગાળી ઉજવણી કરવાની જરૂર નથી, કારણ કે એનાથી આરામનો અને આનંદનો હેતુ માર્યો જાય છે દૈનિક અભ્યાસમાથી અને આપણે મેળવેલી આવડત પરથી એનો કાર્યક્રમ યોજવો જોઈએ. જેને સંવાદો પ્રત્યે શોખ હોય તે શીખી ગયેલા સંવાદોમાથી એકાદ ભજવી બતાવે, કોઈ ભજન કે ગીત ગાઈ બતાવે, કોઈ શારીરિક દાવપેચના પ્રયોગો

કરી બતાવે, કોઈ કાઈક હાસ્ય ઉપજાવે એવુ કહી કે કરી બતાવે, એમ તરતનો યોજી કાઢેલો કાર્યક્રમ હોવો જોઈએ. એમાથી આપણે આપણા ગુણદોષ જોઈ શકીએ છીએ. આપણે જે બાબતો ખંતથી કરી હોય છે તે જણાઈ આવે છે, અને આપણી ખામીઓ પણ જણાઈ આવે છે.

અધ્યાપન મંદિરનો આદર્શ 'શ્રમમાંથી શિક્ષણ' હોવો જોઈએ. ઉદ્યોગમા ચ્ચ્યાપચ્યા રહેવુ, શાળામા અને શાળા બહાર સ્વચ્છતા અને વ્યવસ્થા રાખવા, વહીવટમા પ્રામાણિકતા અને સહકારથી કામ કરવા, બાળકો સાથે અને એકબીજા પ્રત્યે પ્રેમ અને સમભાવ કેળવવો–આ બધા સારા શિક્ષકના લક્ષણો છે. આ આદર્શની ઇચ્છા શિક્ષકમા પ્રગટ થવી જોઈએ, અને એનામા ભાવના, ઉત્સાહ અને શ્રમ ઉઠાવવાની શક્તિ જાગ્રત થવી જોઈએ.

આવુ વાતાવરણ અધ્યાપન મંદિરનુ થાય તો પછી તેમાથી જે શિક્ષકો તાલીમ લઈ બહાર આવે તે શિક્ષકો બાળકનો સારી રીતે વિકાસ કરવામા સાચી રીતે મદદરૂપ થાય એમા શંકા નથી, અને સમાજમાથી અપ્રામાણિકતા, અસભ્યતા, અસ્વચ્છતા, વગેરેનું વાતાવરણ ચાલ્યુ જાય અને તેને બદલે પ્રામાણિકતા, સભ્યતા, સ્વચ્છતા, વગેરેનું વાતાવરણ પ્રગટે, અને બાળશિક્ષણમાં યોગ્ય સુધારો આપ મેળે થઈ જાય.

---

થતો હોય છે. દા. ત., બાળકના જીવનમાં રોજબરોજનો ફેરફાર થતો માલૂમ પડે છે, અને તેથી એના જીવનમાં પ્રગતિ અને વિકાસ સાધી શકાય છે. આ પ્રમાણે જે બાળકમાં રોજબરોજ ફેરફારો થયા કરે છે તેનું જીવન ચૈતન્ય રહે છે.

આ ઉપરાંત દરેક વસ્તુને સ્વયંપ્રકાશ હોય છે. જડ વસ્તુનો શરૂઆતનો પ્રકાશ ધીમે ધીમે નાશ પામે છે. પણ ચૈતન્ય વસ્તુનો પ્રકાશ એના ચૈતન્ય જીવનને લીધે અર્થાત્ એનામાં થતાં ક્રાંતિ, પ્રગતિ, અને વિકાસને લીધે, ધીમે ધીમે વૃદ્ધિ પામતો જાય છે. એનું ઓજસ પ્રબળ થતું જાય છે, એનું તેજ અથવા નૂર વધે છે.

દરેક વસ્તુમાં આ સિવાય બીજો એક ગુણ હોય છે. તે બીજા પર પોતાના સંસ્કારની અસર પાડે છે, અને તેને લીધે તેના જીવનમાં પરિવર્તન થાય છે, (આ જ બાબત પર જ્યોતિષ ફળાદેશ રચાયેલું છે.) જડ ગણાતી વસ્તુઓમાં પણ આ ગુણ હોય છે. જુદાં જુદાં ટેબલો-તેમનાં રંગ, રૂપ, આકાર, જાત, વગેરેના સંસ્કરણથી આપણામાં જુદી જુદી અસર પાડે છે. એક ટેબલને જોઈ માણસનું મન પ્રફુલ્લિત થાય છે, ત્યારે બીજા ટેબલને જોઈ મન ખિન્ન થાય છે. એ જ રીતે એક ટેબલની બીજા ટેબલ પર પણ અસર પડે છે, અને ટેબલના જીવનમાં એને લીધે કાંઈક ફેરફાર થાય છે. આમ જડ વસ્તુ કે ચૈતન્ય વસ્તુ જીવનમય હોવાથી અસર કરનારી હોય છે, પણ જડ વસ્તુની અસર મૂક હોય છે, અને તેની કે આપણી અસર આપણને કે તેને જાહેર લાગતી જણાતી નથી, ત્યારે ચૈતન્ય વસ્તુને મૂક તેમ જ સચેત અસર હોય છે. આપણા કાર્યની બીજા પર અસર થાય છે, અને તેથી તેને તે પ્રમાણે કરવાની પ્રેરણા મળે છે. આ મૂક અસર છે. વાતચીત, ભાષણ કે વિચારની આપલે અને પ્રચારથી જે અસર બીજા પર થાય છે તે સચેત અસર કહેવાય છે. આપણે બીજા પર અસર કરવા પ્રયત્ન કરીએ છીએ અને તેથી તેના પર અસર થાય છે, પણ જો એ પ્રચાર પાછળ કાર્યનું પીઠ-

બળ હોતુ નથી તો તેની જોઈએ તેવી અસર થતી નથી, અને એ અસર સચેત હોવા છતાં એના પ્રચારના ફળનુ પરિણામ જોઈએ તેવુ આવતું નથી. આ અસર એ જ આપણો સ્વયંપ્રકાશ છે.[૧] આપણા વિચાર અને કાર્યરૂપી કાષ્ઠોના સુમેળ ઘર્ષણથી આપણામા જ્ઞાનરૂપી અગ્નિ ઉત્પન્ન થાય છે, અને તેનો પ્રકાશ ચારે તરફ ફેલાય છે. જેમ વિચાર અને કાર્યની સુમેળતા વધારે તેમ આપણું ઓજસ, આપણો પ્રભાવ, આપણી અસર બીજા પર વધારે પ્રમાણમા પડે છે.

આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે શાળાની અસર બરાબર થાય એટલા માટે એ શાળા ક્રાતિશીલ, પ્રગતિશીલ, વિકાસશીલ, સ્વયપ્રકાશિત અને તેજસ્વી હોવી જોઈએ, અને તે માટે એ ચૈતન્ય સ્વરૂપ બનવી જોઈએ, એટલે એના વિચાર અને કાર્યનો સુમેળ હોવો જોઈએ. એના રોજબરોજના કાર્યમા ક્રાતિ હોવી જોઈએ, એનું તેજ રોજબરોજ વધતું જવુ જોઈએ, એટલે એના પ્રગતિ અને વિકાસ જણાવાં જોઈએ. એનુ વાતાવરણ આજુબાજુ રહેનાર સર્વેને અસર કરનારું હોવુ જોઈએ.

**શાળાનુ સ્થળ:**

શાળા ગામ બહાર એવી જગ્યાએ હોવી જોઈએ કે જયા ગામ લોકોનો ઘોઘાટ થતો ન હોય, અર્થાત્ જયા શાત વાતાવરણ હોય, કારણ કે શાળાની આસપાસ શાત વાતાવરણ હોય તો જ તે શાળા કુદરતી વાતાવરણમા છે એમ કહી શકાય. સ્વચ્છ હવા, સારો પ્રકાશ, અને શાત વાતાવરણ બાળકના વિકાસાર્થે અનિવાર્ય છે બાળકો કુદરતના ખોળે રહી શાળાના સમયે કુદરતમાંથી જ્ઞાન મેળવી શકે, અને પશુ, પંખી, અને વનસ્પતિના સાહજિક સહવાસથી તેમની દ્વારા અનુભવ મેળવી શકે, એ ખાસ અગત્યની

૧. જેવી રીતે અનુકૂળ કાષ્ઠોના ઘર્ષણથી અગ્નિ પ્રદિપ્ત થાય છે તેવી રીતે.

પરસ્પર પ્રેમભાવના રાખવાથી એકરાગ ઉત્પન્ન કરી શકે છે, અને તેના પરિણામે બાળકોનો સર્વાંગી વિકાસ સાધી શકાય છે

મુખ્ય શિક્ષક તથા અન્ય શિક્ષકોએ બાળક સાથે પ્રેમથી વર્તવુ જોઈએ બાળકો પાસે જે કામ કરાવવામા આવે તે એમના હિતમા છે એમ તેમને સમજાવવુ જોઈએ, અને તે કામ કરવામા બાળકો સાથે ભાગીદાર બની કામ પ્રત્યેની તેમની સૂગ તેમનામાથી કાઢી નાખવા પ્રયત્ન કરવો જોઈએ બાળકોના મનમા એવી ભાવના ઉત્પન્ન થવી જોઈએ કે શિક્ષકો (ગુરુઓ) જે અમને કહે છે, જે કામ અમારી પાસે કરાવે છે, તે અમારા હિત માટે છે કોઈપણ શિક્ષક પોતાના સ્વાર્થ ખાતર અમારી પાસે કોઈપણ કામ કરાવતા નથી, તેથી અમારે અમારુ કામ ઉત્સાહ અને ખતથી કરવુ જોઈએ. અમારા ગુરુજને એમ ન લાગવુ જોઈએ કે 'હુ કામચોર છુ' વ્યક્તિગત તેમજ સમૂહમા બાળકે પોતાનુ કામ પોતાની શક્તિ અનુસાર બિલકુલ સકોચ રાખ્યા વિના કરવુ જોઈએ આમ ત્રણે તત્ત્વો એટલે શાળાની આત્મારૂપ ત્રિપુટી–'ગુરુ દત્તાત્રેય'–સ્વરૂપ ધારણ કરે તો જ શાળામા સહકારમૂલક સમાજ જીવન પ્રાપ્ત થઈ શકે, અને બાળકોનો સર્વાંગી વિકાસ થાય આવી રીતે જે શાળાના મુખ્ય શિક્ષક, અન્ય શિક્ષકો અને બાળકો એકરાગ, સહકાર અને પ્રેમથી કામ કરતા હોય છે તે શાળા શક્તિશાળી અને તદુરસ્ત થાય છે. અને એવી શાળા પ્રાણવાન અને જીવત કહેવાય એ નિર્વિવાદ છે

### શાળાનુ શિક્ષણ

શાળામા એકલુ શાબ્દિક જ્ઞાન અપાવુ જોઈએ નહિ, કારણ કે શાળામાથી જ આપણે શ્રમના સૂગની દીવાલ તોડવી છે, અને શ્રમ અને બુદ્ધિનો સમન્વય સાધવો છે શરીરમા હૃદયનુ જેટલુ અગત્ય છે તેટલુ અગત્ય શાળાના શિક્ષણમા ઉદ્યોગને અપાવુ જોઈએ, કેમકે જેવી રીતે હૃદયના ધબકારા વિના ચૈતન્ય જીવન હોઈ શકતુ જ નથી, તેવી રીતે ઉદ્યોગના ધબકારા વિના શાળામાં બાળકનુ શિક્ષણ ચાલે

છે એમ કહી શકાય જ નહિ. એ ઉદ્યોગ તે ગૃહઉદ્યોગ હોવો જોઈએ; યંત્રઉદ્યોગ નહિ. ગૃહઉદ્યોગની પસંદગી નીચે જણાવેલી બાબતો ધ્યાનમાં રાખી કરવામા આવવી જોઈએ. એક બાબત એ કે તે ગૃહ-ઉદ્યોગ ગામમાં ચાલતો હોવો જોઈએ કે જેથી શિક્ષણનું કામ સરળ બને. જો ગામમા કોઈપણ ગૃહઉદ્યોગ ન હોય તો પણ ખેતીવાડી તો હોય છે જ, એટલે એ ઉદ્યોગ શાળામાં દાખલ કરી ચલાવી લેવું; નહિ તો ખેતીવાડી ઉપરાંત બીજો કોઈ એક ઉદ્યોગ પસંદ કરવો. બીજી બાબત એ કે જે હસ્તઉદ્યોગ કે ઉત્પાદક કામ પસંદ કરવામાં આવે તે એવુ હોવુ જોઈએ કે તેના દ્વારા કેળવણી આપવાનો પુષ્કળ અવકાશ હોય, અને એ કામનો અગત્યની માનવી પ્રવૃત્તિઓ અને હિતોની સાથે સ્વાભાવિક સંબંધ હોય, ત્રીજી બાબત એ કે એ કામ એવું હોવું જોઈએ કે તેનો વિસ્તાર શાળાના આખા અભ્યાસક્રમ જેટલો થઈ શકે એમ હોય વળી ઉદ્યોગ એવી રીતે શીખવવો જોઈએ કે બાળક બીજું કોઈ કામ ન કરે તો પણ એ ઉદ્યોગમાથી પોતાનો જીવન નિર્વાહ ચલાવવાની શક્તિ પ્રાપ્ત કરી શકે, એટલે બાળક સ્વાવલંબી બની શકે (૧) કાતણકામ (૨) વણાટકામ (૩) બાગ-કામ (૪) ખેતીવાડી (૫) સુથારીકામ (૬) પૂઠાકામ (૭) લુહારીકામ–આ બધા ઉદ્યોગો ઉપરની સરતો પૂરી પાડી એ દ્વારા શિક્ષણ આપી શકાય એમ છે

શાળામાં ઉદ્યોગ પછી બીજું મહત્ત્વનુ શિક્ષણ નાગરિક જીવનની તાલીમ છે એ ફેફસારૂપે છે. જેવી રીતે ફેફસા ખરાબ લોહીને શુદ્ધ કરે છે તેવી રીતે એ તાલીમ શાળાને, બાળકના જીવનને તેમજ ગામને સ્વચ્છ રાખે છે. નાગરિક જીવનની તાલીમ અંગે જે જે ક્રિયાઓ કરવામા આવે તે એનો શ્વાસ (પ્રાણવાયુ) છે. જેવી રીતે શ્વાસ વિના (પ્રાણવાયુ વિના) ફેફસા કાંઈ ઉપયોગી બની શકતાં નથી, તેવી રીતે ક્રિયા વિના નાગરિક જીવનની તાલીમ બાળકને, શાળાને તેમ જ સમાજને ઉપયોગી થઈ શકતી નથી.

આ ઉપરાંત બાળકને ઉપયોગી જુદા જુદા વિષયોનું જ્ઞાન બાળકના જીવન સાથે એ વિષયોના મુદ્દાઓનો સંબંધ સમજાવી એને આપવુ જોઈએ. શાળાને નિરંતર પ્રગતિશીલ રાખવા માટે નીચે જણાવેલા અંગો સાથે એનો ગાઢ સંબંધ બાંધવો જોઈએ

**શાળા અને ઘર :**

શાળામા સ્વચ્છતા, વ્યવસ્થા, શિસ્ત, વગેરે બાબતોની બાળકોને ટેવ પાડી હોય તો બાળકના ઘર પર તેની અસર પડે એવી વ્યવસ્થા કરવી જોઈએ; એટલે શાળા માફક પોતાનું ઘર પણ સ્વચ્છ, વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ રાખવાની ટેવ બાળકમાં પડવા દેવી જોઈએ તેને માટે બાળકોને ઘર સ્વચ્છતા, આંગણાંની સ્વચ્છતા, ઘરની વ્યવસ્થિત ગોઠવણ, ઘરના દરેક પ્રત્યે સભ્ય વર્તન, વગેરે બાબતો વિષે સમજણ પાડવી જોઈએ, અને તે મુજબ બાળકોને કરવા સૂચના આપવી જોઈએ. બાળકો એ મુજબ કરે છે કે નહિ ને જોવા શિક્ષકે અવાર-નવાર બાળકના ઘરની મુલાકાત લેવી જોઈએ, અથવા કોઈ કોઈ વખત આખા વર્ગને ઘેરઘેર લઈ જઈ કોના ઘરની સ્વચ્છતા અને વ્યવસ્થા સૌથી સારા છે અને શા માટે તે બાબત બાળકોના ધ્યાન પર લાવી તેમને સુધારો કરવાની સૂચના આપવી જોઈએ, અને એ મુજબ થાય છે કે નહિ તેની તપાસ યોગ્ય બાળકો દ્વારા વારંવાર કરાવવી જોઈએ.

**શાળા અને ગામ :**

આખા ગામ પર શાળાની છાપ પડી છે એમ જણાઈ આવવું જોઈએ, ગામમા પેસતા જ ' આ ગામ કેટલુ સુઘડ છે ! ' એવા ઉદ્ગાર કોઈપણ પ્રવાસીના મુખમાંથી નીકળવા જોઈએ. આવું ગામનુ વાતાવરણ સર્જવા માટે બાળકોએ મહોલ્લા પ્રમાણે ટુકડીઓ પાડી ગામના રસ્તા સ્વચ્છ કરવાની વ્યવસ્થા કરવી જોઈએ. વળી મહોલ્લાનુ નામ તથા તેના વિષે માહિતી પાટિયા પર લખી તેને યોગ્ય સ્થળે મુકવુ જોઈએ કે જેથી પ્રવાસીને તરત

જ મહોલ્લાના નામની ખબર પડે તેમજ એના વિષે હકીકત જાણવાની મળે. એ ઉપરાંત ગામનુ પાદર સ્વચ્છ જણાય એવી રીતે ઉકરડા વગેરે રાખવાની યોગ્ય વ્યવસ્થા કરવી જોઈએ. જાજરૂ જવા માટે ખાડા ખોદી ખસેડી શકાય એવાં જાજરૂ મૂકવાં જોઇએ અને જાજરૂ જઈ આવ્યા પછી માટી નાખવાની વ્યવસ્થા રાખવી જોઈએ કે જેથી દુર્ગંધ થાય નહિ, અને ગામને એમાથી જ સારુ ખાતર મળી શકે. ગામ અને ગામના સમાજ સાથે સંપર્ક સાધવાનો બીજો માર્ગ ઉત્સવ છે. ગામના ઉત્સવોમાં બાળકોને ભાગ લેવડાવવાથી ઉત્સવ વિષેની ઘણી ઘણી બાબતો તે બાળક સમજી શકે છે. જો બાળકો ગામલોકોને ગામના ઉત્સવોમાં મદદ કરે તો પછી ગામ લોકો ઘણી ઘણી રીતે બાળકોને મદદ કરતા રહે.

**શાળા અને કુદરત :**

બાળકને શાળામાં રહેવાથી જ શિક્ષણ મળે છે એમ માનવું ભૂલભરેલુ છે. બાળક એકલો કે બેચાર બાળકો સાથે હરીફરીને કુદરતમાથી ઘણું જ્ઞાન મેળવી શકે છે, માટે બાળકોને ગામ બહાર ફરવા જવાનુ ઉત્તેજન આપવુ, અને કેટલીક બાબતો કુદરત પાસેથી શીખી લાવવા બાળકને શિક્ષકે સૂચના આપવી. કેટલીક નવીન વસ્તુઓ ફરતાં ફરતાં મળી આવે તો તે વસ્તુ શાળાના સંગ્રહસ્થાન માટે લાવવા કહેવુ. કેટલીક વખત શિક્ષકે પર્યટન માટે બાળકોને બહાર લઈ જવાં અને કુદરત પાસેથી અવલોકન કરીને કેવી રીતે જ્ઞાન મેળવવુ તેની તાલીમ આપવી. પર્યટન અને પ્રવાસ બન્ને પ્રત્યક્ષ અને સાચુ જ્ઞાન મેળવવા માટે અગત્યનાં છે, અને જે શાળાના શિક્ષકો આવા પર્યટન કે પ્રવાસની યોજના વધારે કરી શકે છે તે શાળા વધારે પ્રગતિશીલ થાય છે.

**શાળા અને પુસ્તકાલય :**

શાળામાં પુસ્તકાલયનુ સ્થાન અગત્યનુ છે. પુસ્તકાલય વિના

સારી શાળા કહી શકાય નહિ, પણ એ પુસ્તકાલયમા એવા પુસ્તકો હોવા જોઈએ કે જેમા બાળકના અભ્યાસક્રમના મુદ્દાઓને વધારે સ્પષ્ટ રીતે સમજાવેલા હોય, અથવા એના વિષે વધારે માહિતી આપેલી હોય, તેમ જ બાળકનુ સામાન્ય જ્ઞાન–દૂરદૂરના પ્રદેશો વિષેનું જ્ઞાન–સમૃદ્ધ બનાવે એવી નક્કર હકીકતો એમા આપેલી હોય આ પુસ્તકોની ભાષા બાળકોની ભાષાની કક્ષા મુજબની હોય, અને પુસ્તકના અક્ષરો બાળકોની દૃષ્ટિની કક્ષા ધ્યાનમા લઈ છાપવામા આવ્યા હોય તો બાળકોને વાંચવામા મુશ્કેલી નડે નહિ. આમ ભાષા અને અક્ષર બન્નેમા પુસ્તકો બાળકને અનુકૂળ હોય તો જ તે પુસ્તકો સુગમતાથી બાળક વાંચી શકે અને રસ અને ધ્યાનથી પુસ્તકોને વાચી પૂરતુ જ્ઞાન પ્રાપ્ત કરી શકે

આ ઉપરાત શાળામા બાળકોના શારીરિક વિકાસ પર પૂરતુ ધ્યાન અપાવુ જોઈએ; કારણ કે શરીર અને મનનો વિકાસ એકબીજા પર આધાર રાખે છે ઉદ્યોગ અને નાગરિક જીવનની તાલીમથી આપણે બાળકને શ્રમનુ ગૌરવ સમજાવીએ છીએ પછી રમત અને કસરત દ્વારા આપણે બાળકમાં નિયમોનુ પાલન, સહકાર, ખેલદિલી, તાલબદ્ધતા, વગેરે ગુણો કેળવી શકીએ છીએ. બાળકોમા આ ગુણો કેળવવાની ખાસ આવશ્યકતા છે

# ઉદ્યોગ

બાળજીવનમાં પ્રવૃત્તિ અગત્યનો ભાગ ભજવે છે. બાળક જન્મે છે ત્યારથી તેને પ્રવૃત્તિમય થવાની જરૂર પડે છે. પોતાનુ જીવન ટકાવી રાખવા તે હાથપગ હલાવે છે, અને ગળામાંથી અવાજ કાઢે છે. દરેક કામ હાથે કરવાની પ્રેરણા બાળકમાં જાગૃત થાય છે, અને તેથી તેને કાંઈ ને કાંઈ કામ હાથે કરવુ ગમે છે. તેને નવરા બેસી રહેવુ ગમતુ નથી. કામની બરાબર આવડત નહિ હોવાથી ગમે તેમ કામ કરી બેસે છે, અને તે આપણને કેટલીક વખત હાનિકારક લાગે છે, તેથી આપણે તેને વઢીએ છીએ, અને કામ કરતો અટકાવીએ છીએ. પણ એમ કરવાથી આપણે એની કામ કરવાની પ્રેરણાને દબાવી દઈએ છીએ. એ પ્રેરણાનુ બીજુ સ્વરૂપ રમત છે. કામ કરવાની પ્રેરણા એને રમવા પ્રેરે છે શરૂઆતમા એ રમત અવ્યવસ્થિત અને અસ્થિર હોય છે. હાથે કામ કરવાની પ્રેરણા તેમજ રમત તરફની પ્રીતિને લીધે એને કાંઈ ને કાંઈ ક્રિયા કરવી ગમે છે. આ પ્રેરણાને યોગ્ય રસ્તે વાળવા માટે બાળકને કોઈ ને કોઈ ઉદ્યોગ શીખવવાની આપણને આવશ્યકતા રહે છે, એટલે બાળજીવનમા તેના સર્વાંગી વિકાસ માટે ઉદ્યોગ અગત્યનો ભાગ ભજવે છે, કારણ કે એનાથી શરીર અને બુદ્ધિનો સુમેળ થવાનો સંભવ રહે છે એ ઉદ્યોગ માત્ર ઉદ્યોગ ખાતર શીખવાય તો એ ફળ પ્રાપ્ત થતુ નથી; પણ જો એ ઉદ્યોગને બુદ્ધિ વિકાસનુ સાધન બનાવી બાળકને ઉદ્યોગ શીખવવામા આવે તો એનાથી એનામા કામ કરવાની વૃત્તિ રહે છે, અને સાથે સાથે એની બુદ્ધિનો વિકાસ થાય છે. એ ઉદ્યોગ એવો પસંદ કરવો જોઈએ કે જે હાથ વડે કરી શકાય. ઉદ્યોગથી જે ઉત્પાદન થાય તે જ ખરું દ્રવ્ય છે, માટે એ ઉદ્યોગ એવો હોવો જોઈએ કે તેમાંથી જે ઉત્પાદન થાય તે પ્રજાજનને ખાસ જરૂરનું

હોય પોતાનું જીવન સુખી કરવા માટે માણસને ત્રણ મૂળભૂત જરૂરિયાતો હોય છે ખોરાક, પોશાક, અને રહેઠાણ એ ત્રણ જરૂરિયાતો પૂરી પાડનાર જે ઉદ્યોગો છે તે ખાસ મહત્ત્વના છે એ ઉદ્યોગો ખેતીવાડી, કાંતણવણાટ, સુથારી, અને લુહારી કામ વગેરે. વળી આ ઉદ્યોગો એવા છે કે જેની મારફતે બાળકને જોઈતું બુદ્ધિ જ્ઞાન આપી શકાય એમ હોય છે એ ઉદ્યોગ દ્વારા બાળકનો સર્વાંગી વિકાસ સાધી શકાય એમ હોય છે.

હવે પ્રશ્ન એ રહે છે કે બાળકના શિક્ષણમા ઉદ્યોગને સ્થાન આપવુ તે કેવી રીતે આપવુ બીજા વિષયો શીખવીએ છીએ તેમ ઉદ્યોગ પણ એક વિષય રાખવો, અને તેના અભ્યાસક્રમ મુજબ તે ઉદ્યોગ શીખવવો, કે પછી ઉદ્યોગ શીખવતા તેનો બીજા વિષયો સાથે સમન્વય સાધવો આપણે એ વિચાર કરવાનો રહે છે કે ઉદ્યોગથી શરીરશ્રમ અને બુદ્ધિ વિકાસનો સુમેળ પ્રાપ્ત થાય છે કે નહિ. શરીરશ્રમ અને બુદ્ધિ વિકાસનો સુમેળ એટલે શું ? શરીરશ્રમ અને બુદ્ધિ વિકાસનો સુમળ ત્યારે થયેલો કહેવાય કે ઉદ્યોગની ક્રિયા કરીએ તે સમયે તેમાથી પ્રાપ્ત થતા અનુભવો અને નિર્ણયોનો, વિચાર કરતા જઈએ, અને એ રીતે ઉદ્યોગ વિષે પ્રાયોગિક ઉપરાંત વૈજ્ઞાનિક જ્ઞાન મેળવીએ બાળક જાતે ક્રિયા કરે, અને તે પરથી અનુભવ મેળવી જે નિર્ણય કરે અને જે નવી બાબતો શોધી કાઢે તે જ ખરુ શિક્ષણ કહેવાય આ સિદ્ધાંત ધ્યાનમાં રાખી આપણે જોઈશુ તો માલૂમ પડશે કે વિષયોને છૂટા શીખવવાથી તેમ થઈ શકતુ નથી. ઉદ્યોગ સાથે બીજા વિષયોનો સબંધ સમજ્યા વિના જે શીખે છે તે ઉદ્યોગથી જુદુ રહે છે દા ત, ઇતિહાસ કે ભૂગોળ કે કોઈપણ વિષય શીખવીએ પણ તેમાની ઘણી બાબત એને જીવનમા ઉપયોગી લાગતી નથી તેથી એને એમ થાય છે કે આ મારી મહેનત નિરર્થક છે મેળવેલું શાબ્દિક જ્ઞાન ક્રિયા દ્વારા અનુભવની કસોટીએ ચઢેલુ હોતુ નથી, એટલે એના વિષે એને

મણુગમે ઉત્પન્ન થાય છે. કેટલાક એમ માને છે કે જે જે વિષયોને પરસ્પર સંબંધ હોય તે તે વિષયોનુ સંયોગીકરણ 'Coordination' કરી શીખવીએ તો પછી તે સંબંધવાળું શિક્ષણ થાય છે, અને તેથી મેળવેલા જ્ઞાનની જરૂરિયાત તેને સમજાય છે. આ જ બાબતમાં આપણી એ ભૂલ થાય છે કે આ રીતે આપેલા શિક્ષણમાં ઘણી નિરર્થક બાબતો શીખવાઈ જાય છે, અને તેની જીવનમાં જરૂરિયાત જણાતી નહિ હોવાથી તેના પ્રત્યે તેને અરુચિ ઉત્પન્ન થાય છે. પણ જો એના જીવન સાથે સંબંધ ધરાવતું શિક્ષણ આપવામાં આવે તો તે શિક્ષણની તેને જરૂર જણાય છે, અને તે મેળવવામાં તેને રસ પડે છે. આપણે આગળ જોઈ ગયા કે ઉદ્યોગ એ એનો જીવનસાથી છે, અને ઉદ્યોગ સાથે સંબંધવાળું શિક્ષણ આપવામાં આવે તો તે શિક્ષણ લેવામાં તેને રસ પડે છે. દા. ત., ઉદ્યોગ સાથે સંબંધવાળો ઇતિહાસ, એટલે માણસોએ બે હાથનો ઉપયોગ કરી નવી વસ્તુઓનું સર્જન કર્યું અને પોતાનું જીવન ટકાવી રાખ્યું ત્યારથી માંડીને અત્યાર સુધીની યંત્રની મદદથી થતી પ્રગતિનો ઇતિહાસ, અર્થાત્, સમાજ વિકાસનો ઇતિહાસ. ઉદ્યોગ સાથે સંબંધવાળી ભૂગોળ, એટલે ઉદ્યોગમા વપરાતાં બધાં સાધનોનાં પેદાશ, ઉત્પાદન (કુદરતી રીતે કે લોકોએ આદરેલા ધંધા દ્વારા) આયાત, નિકાસ, વાહનવ્યવહાર વગેરે. લોકજીવન અને તેમના રીતરિવાજ, તહેવાર વગેરે બાબતો એમાં આવી જાય. ઉદ્યોગ સાથે સંબંધવાળું ગણિત શિક્ષણ એટલે ગણિત, ભૂમિતિ અને નામાની ઉદ્યોગ સાથે સંબંધ ધરાવતી બધી વિગતો. ઉદ્યોગ સાથે સંબંધવાળું વિજ્ઞાન એટલે ઉદ્યોગ અંગે જે જે વિજ્ઞાનના સિદ્ધાંત સમજાવવાની જરૂર પડે તે. આ રીતે જોતા કોઈપણ વિષયનો કોઈપણ મુદ્દો શીખવાયા વિનાનો રહેતો નથી. ઉદ્યોગ સાથે આકાશ દર્શન, ચિત્રકામ, સંગીત, શારીરિક તાલીમ બધાને સંબંધ છે. ફેર માત્ર એટલો જ છે કે આપણે વિષયોના મુદ્દાઓ શીખવવાનો જે ક્રમ

ઉદ્યોગની ક્રિયા કરતી વખતે જે જે પ્રશ્ન ઉપસ્થિત થાય તે તે પ્રશ્નો તે સમયે ઉદ્યોગ બંધ રાખી ચર્ચવા અને તેનો ઉકેલ કાઢી પછી ઉદ્યોગ શરૂ કરવો, કે ઉદ્યોગની ક્રિયા સતત ચાલુ રાખવી, અને ઉદ્યોગ સમયે કાં તો જે પ્રશ્નો ઉપસ્થિત થાય તેની નોંધ કરતા જવું, અથવા મોંએ રાખી છેવટે નોંધ કરવી અને ઉદ્યોગની ક્રિયા પૂરી થયા બાદ એ પ્રશ્નો વિષે ચર્ચા કરવી અને તેનો ઉકેલ લાવવો. આ બેમાંથી એકે રીત સમગ્ર રીતે સ્વીકારી શકાય એમ નથી. પહેલી રીતથી ઉદ્યોગની સતત ક્રિયામાં વિક્ષેપ પડે છે, અને તેથી ઉદ્યોગ સારી રીતે થઈ શકતો નથી. બીજી રીત મુજબ બધા પ્રશ્નોની ચર્ચા મુલતવી રાખવી પડે છે, અને તેને લીધે જે પ્રશ્નો તરત ઉકેલ માગતા હોય તે પ્રશ્નો પણ ચર્ચા માટે મુલતવી રાખવા પડે છે, અને તેથી ઉદ્યોગનું સારું કામ થઈ શકવાની શક્યતા ઓછી થાય છે. વળી ઉદ્યોગની ક્રિયાઓ એવી હોય છે કે સતત થવી જોઈએ. આવા સંજોગોમાં શિક્ષકે પ્રશ્નોના વિવેચન અને ચર્ચાનો સમય નક્કી કરવો, પણ એટલું તો ધ્યાનમાં રાખવા જેવું હોય છે કે જે પ્રશ્નો ઉપસ્થિત થાય તે પ્રશ્નોનો ઉકેલ તે જ સમયે ઉદ્યોગ કરી રહ્યા પછી લાવવો જોઈએ. ખાસ કારણ સિવાય પ્રશ્નોનો ઉકેલ મુલતવી રાખવો જોઈએ નહિ. ઉપલા બે માર્ગો જેમને ઠીક લાગ્યા નહિ તેમણે ત્રીજી રીત શોધી કાઢી છે. તેમના માનવા મુજબ ઉપલી બે રીતોથી અપાતું શિક્ષણ નક્કી કરેલા ક્રમ મુજબ હોતું નથી, અને તેથી તે શિક્ષણ અસ્તવ્યસ્ત જણાય છે. એ કારણથી તેમણે પ્રથમ અભ્યાસક્રમ નક્કી કરીને પછી તેને જ્યાં જ્યાં પ્રવૃત્તિ કે પ્રસંગ સાથે જોડી દેવાતો હોય ત્યાં તે રીતે પ્રવૃત્તિ અને પ્રસંગના અનુસંધાનમાં શીખવવો નક્કી કર્યો. બાકી અભ્યાસક્રમનો ભાગ સામાન્ય શિક્ષણપદ્ધતિ મુજબ શીખવવો નક્કી કર્યો. આ રીતમાં ઉદ્યોગ અને શિક્ષણ છૂટાં પડી જવા સંભવ છે. તે ભય દૂર કરવા અને ઉદ્યોગમાં રસ પૂરવા તેમણે નાની નાની યોજનાઓ બાળક સમક્ષ રજૂ

કરવાનું સૂચવ્યું દા ત, પહેલા ધોરણના બાળકને કહેવું કે તમારે વર્ષ આખરે પહેરવાની ખાદીની ટોપી બનાવવાની છે, અથવા અમુક શાકભાજી ઉછેરવાનાં છે ટોપી બનાવવા કેટલું સૂતર જોઈશે તે નક્કી કરી દરરોજ બાળકે કેટલું સૂતર કાંતવું જોઈએ તે નક્કી કરવું ને દરરોજ તેની પાસે તેટલું સૂતર કંતાવવું. એ કાંતણ પ્રવૃત્તિ દરમિયાન અનુસંધાનથી અભ્યાસક્રમનો જે ભાગ શીખવી શકાય એમ હોય તે શીખવવો. આ પદ્ધતિ ઉદ્યોગ દ્વારા શિક્ષણ કહેવાય નહિ, પણ એ અમેરિકામાં ચાલતી પ્રોજેક્ટ પદ્ધતિ કહેવાય આ પદ્ધતિમા ઉદ્યોગ સાથે સબંધવાળુ ઘણુ શીખવવાનુ રહી જવાનો સંભવ છે. વળી આમ કરવાથી શરીરશ્રમ અને બુદ્ધિ વિકાસનો સંપૂર્ણ રીતે સુમેળ સાધી શકાતો નથી, કારણ કે બાળક એમ સમજે છે કે શિક્ષણનો ઉદ્યોગ સાથે સમગ્ર સબંધ નથી ઉદ્યોગ વગર પણ શિક્ષણ મેળવવાની જરૂર છે, એટલે ઉદ્યોગ પ્રત્યે રસ ઉત્પન્ન થતો નથી. જ્યારે બાળકને એમ સમજાય કે કોઈપણ જ્ઞાન કે અનુભવ ઉદ્યોગ મારફતે જ મેળવવાનાં છે, ત્યારે એને ઉદ્યોગની જરૂરિયાત નજર સમક્ષ રહે છે, અને એ કામ કરવામાં એને રસ પડે છે પ્રથમ સ્થાન અભ્યાસ ક્રમને આપવાથી બાળક પર ખોટી અસર થાય છે ઉદ્યોગ કરાવી તેના અનુસંધાનમા શિક્ષણ આપવામા આવે અને તેટલુ જ જ્ઞાન આપવામા આવે તો બાળકને ખાતરી થાય કે ઉદ્યોગ એ ખરેખર જ્ઞાનનુ વાહન છે એને પ્રાપ્ત કર્યા વિના આપણને સાચુ શિક્ષણ મળવાનું નથી આપણો સર્વાંગી વિકાસ થવાનો નથી આપણા જીવનમા શરીર, બુદ્ધિ અને આત્માનો સુમેળ સધાવાનો નથી, માટે આપણે ઉદ્યોગ શીખવો જ જોઈએ એમ બાળકને ખાતરીપૂર્વક લાગે અને ઉદ્યોગ કરવાને પ્રેરાય.

---

## પ્રકરણ પાંચમું

# શિસ્ત

શિસ્ત એટલે વ્યવસ્થા શિસ્ત વિના શિક્ષણ આપવું અશક્ય બને છે એટલે શિક્ષણમાં શિસ્તનું મહત્ત્વ ઘણું છે આ શિસ્તનો પ્રચલિત અર્થ શું છે અને સાચો અર્થ શું હોઈ શકે તેની ચર્ચા કરી શાળામાં કેવા પ્રકારનું શિસ્ત ઇચ્છનીય છે તે નક્કી કરીએ. પ્રચલિત અર્થ મુજબ શિસ્ત વિષે લોકોનો અને ખાસ કરીને શિક્ષકનો કેવો ખ્યાલ છે તે અહીં શિક્ષકના જ શબ્દોમાં આપવામાં આવ્યો છે એક શિક્ષકે કહ્યું, "તમે કહો છો કે બાળકોને મારવા નહિ પ્રેમથી બાળક સાથે વર્તવું પણ તેનું પરિણામ શું આવે છે? બાળકો એમ સમજે છે કે શિક્ષક નબળા છે તેઓ વર્ગમાં ઘોંઘાટ કરે છે, અને જે શીખવીએ છીએ તે પર બરાબર ધ્યાન આપતા નથી જ્યારે તેમને ધોલથાપટ કરીએ છીએ, અથવા સોટી ચમકાવીએ છીએ, ત્યારે જ તેઓ સીધા અને શાંત બેસે છે, ત્યારે જ તેઓ ભણવા પર ધ્યાન આપે છે, ત્યારે જ તેઓ તેમનો પાઠ તૈયાર કરીને આવે છે એ તો 'સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ધમધમ' એ કહેવત શું અનુભવ વગર થઈ હશે? વળી આપણે બાળકોને શીખવવા ઘણી મહેનત કરતા હોઈએ તો પણ જો બાળકો ઘોંઘાટ કરતા હોય તો જે નિરીક્ષક સાહેબો શાળામાં આવે છે તે માને છે કે આ શિક્ષક બાળકો પર ધાક બેસાડી શકતા નથી, એટલે અમે શું કરીએ? શિક્ષા કરી ધાક બેસાડીએ તો જ બાળકો શાંત રહે અને નિરીક્ષક સાહેબોનો અમારે માટે સારો અભિપ્રાય બંધાય અને કહે કે આ શિક્ષક શિસ્તપાલન બરાબર કરાવે છે"

ઉપરના કથનમાં શિસ્તપાલનનો સામાન્ય ખ્યાલ કેવો છે તે જણાઈ આવે છે બાળકો શાંત અને સીધા બેઠા હોય તો તેઓ શિસ્ત પાળે છે એમ ગણાય છે તેઓ ધ્યાનથી શીખે છે એમ

મનાય છે. માર મારી ધાક બેસાડવા જ શિસ્ત જળવાય છે એવો સામાન્ય ખ્યાલ હોય છે.

આ વિચારોમાં ક્યાં ખામીઓ છે તે હવે જોઈએ, અને સમજીએ. બાળકો શાંત અને સીધાં બેઠાં હોય એટલે આપણે માની લઈએ છીએ કે બાળકો ધ્યાન આપે છે. જ્ઞાન મેળવવામાં ધ્યાનની કેવી સ્થિતિ જોઈએ તે આપણી સમજમા આવેલું હોતું નથી, તેથી જ આપણો ધ્યાન માટે આવો ખ્યાલ બંધાયેલો હોય છે. જ્ઞાન મેળવવા ઇન્દ્રિયોમા ચંચળતા અથવા ચૈતન્ય આવવુ જોઈએ. ઇન્દ્રિયો શાંત, જડ કે શિથિલ ન થવી જોઈએ. અવલોકનથી મેળવવાના જ્ઞાન પ્રત્યે આપણી આંખ ફરતી રહેવી જોઈએ. સાંભળીને મેળવવાના જ્ઞાન પ્રત્યે સાંભળવાને કાન તત્પર રહેવા જોઈએ. નાકની ઇન્દ્રિય પણ પોતાનુ કાર્ય બજાવવા તત્પર રહેવી જોઈએ. આમ બધી ઇન્દ્રિયો પોતાનું કાર્ય કરવાને તૈયાર હોય એવી સ્થિતિમાં બાળક હોય તો જ તે બાળક ખરી રીતે એકધ્યાન છે એમ કહી શકાય. મારથી કે મારની ધાકથી ઇન્દ્રિયોની શી સ્થિતિ થાય છે તે સમજીએ. માર મારવાથી જે ભાગમા બાળકને વાગે છે તે ભાગનું લોહી બાઝી જાય છે, અને તેથી તે અંગનો વિકાસ થતો અટકે છે; એટલુ જ. નહિ પણ તે ભાગમા ખોડખાપણ આવી જવાનો સંભવ રહે છે. વળી એ ભાગની સ્ફૂર્તિ અને ચંચળતા શિથિલ થતાં જાય છે. ડરથી ઇન્દ્રિયોની શી સ્થિતિ થાય છે તેનો વિચાર કરીએ. તમે આ ઉમ્મરે પણ ડર તો અનુભવ્યો હશે. તમારામા ડર ઘર ઘાલી બેઠો હોય તો તમારા હાથપગ ધ્રૂજવા માંડે છે. તમે ધ્રૂજતા હાથેપગે હાથ પગનો કે બીજી ઇન્દ્રિયોઓનો ઉપયોગ કરી શકશો ? એની મદદ વડે તમે ધ્રૂજતા ધ્રૂજતા જ્ઞાન મેળવી શકશો ? ડર વખતે આખ કોના તરફ હોય છે ? ડરની વસ્તુ તરફ. એટલે બાળકની નજર (આખ) માર મારનાર શિક્ષક તરફ હોય છે, અને એ કઈ વખતે કોના પર પ્રહાર કરવા જાય છે તે જોયા કરે છે. આવી

સ્થિતિમા બાળકની આખ જ્ઞાન મેળવવાનુ કામ કરી શકશે ? આવી જ રીતે કાન, નાક અને સ્પર્શનો વિચાર કરી લો આ ઉપરથી તમને સમજાયુ હશે કે માર મારવાથી બાળકમા ખરુ ધ્યાન આવતુ નથી કે જેની પ્રાપ્તિ માટે આપણે બાળકને માર મારી શાત અને સીધા બેસાડીએ છીએ

બાળકોને ખરી રીતે ધ્યાનસ્થ કરવા માટે બીજા ઉપાયો જરૂરના છે જે ઉપાયોથી બાળકોની બધી ઇન્દ્રિયોમા યોગ્ય સમયે પોતાનું કાર્ય કરવાનુ ચૈતન્ય આવે તે ઉપાયોથી કેટલીક વખત ઘોઘાટ પણ થાય, પણ તે સગીતના જેવો હોવો જોઈએ; તાલબદ્ધ અને સુરબદ્ધ બેસૂરો ઘોઘાટ અવ્યવસ્થાની નિશાની છે તાલબદ્ધ ઘોઘાટ ઉત્પન્ન કરવાને કયા ઉપાયો લેવા જોઈએ ? પહેલું તો એ કે બાળક અવ્યવસ્થિત થાય છે તેનું કારણ એ છે કે એને કામ જોઈએ છે એની બધી ઇન્દ્રિયો કામ કરી અનુભવથી જ્ઞાન મેળવવા તત્પર હોય છે એટલે શિસ્ત જાળવવા શિક્ષકની પહેલી ફરજ એ છે કે બાળકોને ક્રિયાશીલ બનાવવા બાળકોને કામ સોપવુ શિક્ષકે કામ સોપવા માટે યોજના ઘડી કાઢવાની પૂર્વતૈયારી કરવી જોઈએ સોપવાના કામમા કઈ કઈ નાની મોટી ક્રિયાઓ છૂટી પાડી શકાય તેની યાદી કરવી જોઈએ દરેક બાળકને દરેક છૂટી ક્રિયા કરાવવી કે ટુકડીઓ પાડી ક્રિયાઓ કરાવવી તેનો અગાઉથી શિક્ષકે વિચાર કરી રાખવો જોઈએ, અને બાળકો સમક્ષ એ યોજનાની એવી રીતે ચર્ચા કરવી કે બાળકોને એમ લાગે કે એ યોજનાના ઘડતરમા અમે ફાળો આપીએ છીએ એ યોજના અમારી તૈયાર કરેલી છે અમારે દરેકે એ પ્રમાણે કામ કરવું જોઈએ આમ સમજપૂર્વક બાળકો કામમા પરોવાય તો તેમાથી બાળકો યોગ્ય અનુભવ મેળવી અને એ સબધી શિક્ષક બીજી જે સમજ પાડે તે બાળકો પૂર્વક સાંભળે અને એ મુજબ કામ કરવા પ્રયત્ન કરે કામ કરતી વખતે મધમાખીના સુરીલા ગણગણાટ જેવો ઘોઘાટ થશે, પણ

એની હરકત નહિ એ ઘોઘાટ સુરીલા ચૈતન્યનો છે બાળકના ખરા વિકાસનો છે. આ પ્રમાણે કરવાથી તમે બાળકને ધ્યાનસ્થ બનાવી શકશો, અને વર્ગનું શિસ્ત જાળવી શકશો

શિસ્ત જાળવવા શુ કરશો ? બાળકોને કામ સોંપો અને તે કરવાની યોજના સમજાવો, અને તે યોજના યોગ્ય રીતે અમલમા મૂકો.

આપણે અત્યાર સુધી શિસ્તની એક બાજુની જ વાત કરી. એની બીજી બાજુ પણ છે. બાળકમા કેટલીક ટેવો ઘર કરી બેઠી હોય છે, અને તે ટેવો શિસ્ત જાળવવામા વિઘ્નકર્તા હોય છે એને માટે શિક્ષક જવાબદાર નથી, એના માબાપ જવાબદાર હોય છે. પણ શિક્ષકને બાળકની જે ટેવોથી પોતાના કાર્યમા વિક્ષેપો આવતા જણાય તે ટેવો સુધારવા પ્રયાસ કરવો જોઈએ, અર્થાત્ બાળકના ચારિત્ર્યનું ઘડતર કરવુ જોઈએ. કેટલાક એમ માને છે કે એ ટેવો બાળકને શિક્ષા કરવાથી સુધરી શકે છે, પણ એ વાત અશક્ય છે શારીરિક શિક્ષાથી કેવા અનર્થો થાય છે તે બાબત આપણે ઉપર ચર્ચી ગયા છીએ એ ઉપરાત ટેવ સુધારવા શિક્ષા કરવાથી બાળક ટેવ છુપાવવા પ્રયત્ન કરે છે, અને શિક્ષાની બીક જતી રહે છે ત્યારે અદશ્ય થઈ ગયેલી ટેવ બમણા જોરથી એનામા વૃદ્ધિ પામે છે. ઉપર્યુક્ત હકીકત પરથી સમજાશે કે શારીરિક શિક્ષા કરી ટેવ સુધારવા પ્રયત્ન કરવાથી ખરી રીતે ટેવ સુધરતી નથી, પણ એમ કરવાથી ઊલટુ નુકસાન થાય છે.

ત્યારે ટેવો સુધારવા શુ કરવુ એ પ્રશ્ન રહે છે એના ઉપાયો શા ? વળી દરેક બાળકની ટેવ સુધારવાની જરૂર શી ? બાળકને વ્યક્તિગત જીવન ઉપરાત બીજા બાળકોના સહવાસમા રહેવાનું જીવન હોય છે. વળી મોટા થઈ બીજા મનુષ્યોના સહવાસમા રહેવાનું પણ જીવન હોય છે એ નાનપણમા બાળસમાજની વ્યક્તિ છે, અને મોટપણે માનવસમાજની વ્યક્તિ છે. આ કારણથી બાળકની જે ટેવો બાળસમાજને અવરોધક હોય કે ભવિષ્યમા માનવસમાજને

બાળકોમા સમાજ સહકારનુ ભાન આવે છે, અને તેથી બીજા યોગ્યથી સમૂહ સુધારાની વ્યવસ્થા શરૂ કરવી જોઈએ, કારણ કે એકબીજાના ટોકવાથી અને સમગ્ર શાળાના વાતાવરણથી બાળકમા જે સુધારો થાય છે તે શિક્ષકના કહેવાથી થતો નથી. પોતાના સમોવડિયામા પોતાનુ માન જાળવી રાખવાની ચીવટ દરેક બાળકમા હોય છે, તેથી સમગ્ર બાળસમાજ નૈતિક બળમા આગળ આવે છે સમૂહ સુધારાની વ્યવસ્થા માટે વર્ગ પચાયત અને શાળા પચાયતની વ્યવસ્થા એ સારામા સારી રીત છે વર્ગ પચાયત અને શાળા પચાયતના હેતુઓ નીચે મુજબ હોવા જોઈએ

(૧) બાળકને સ્વચ્છતા અને વ્યવસ્થા રાખતા શીખવવુ, (૨) બાળકોની કુટેવો સુધારવી, (૩) બાળકોમા રહેલી શક્તિઓને જાગૃત કરવી, (૪) બાળકોને પોતાની ફરજ અને જવાબદારીનુ ભાન કરાવી તેની તાલીમ આપવી, (૫) યોજનાઓ ઘડતા શીખવવુ, અને (૬) બાળકોના સસ્કારની અસર તેમના ઘેર પહોચાડવી

વર્ગ પચાયત કે શાળા પચાયતના સભ્યોની ચૂટણી કરવી જોઈએ પણ ચૂટણી કરતા અગાઉ બાળકોને સભ્યોના ગુણધર્મની સમજણ પાડવી જોઈએ પચાયતના સભ્ય થવુ એ જવાબદારીનુ કામ છે બીજા બાળકોને સુધારવાની ફરજ એને બજાવવાની હોય છે એટલે સભ્યમા બે પ્રકારના ગુણ હોવા જોઈએ એક તો એની પોતાની ટેવો સારી હોવી જોઈએ બીજુ, એનામા બીજાને સુધાર વાની ચીવટ હોવી જોઈએ આવા ગુણવાળા બાળકને સભ્ય તરીકે ચૂટી કાઢવો જોઈએ ચૂટી કાઢયા પછી તેના કહ્યા પ્રમાણે કરવાને દરેક બાળકે તત્પર રહેવુ જોઈએ ચૂટી કાઢયા બદલ તેને દબાણમા રાખવો જોઈએ નહિ ચૂટાનારા સભ્યે પણ કોઈની શેહમા તણાવુ જોઈએ નહિ, પણ પોતાની ફરજ બરાબર બજાવવી જોઈએ દરેકમા સારી ટેવો પાડવા માટે દરેક સભ્યને જવાબદારીનુ કામ સોપવુ જોઈએ અને દરેક બાળક પોતાનુ કામ યોગ્ય રીતે કરે છે કે નહિ

ને સભ્યે ધ્યાનમા રાખવુ જોઈએ, અને ખામીઓ સમજાવીને તેનામા સારી ટેવો પાડવા પ્રયાસ કરવો જોઈએ કેટલીક વખત સભ્યે બીજાનુ કામ કરી બતાવવુ જોઈએ મુકદ્દમ તરીકે નહિ પણ માર્ગ-દર્શક તરીકે કામ કરવુ જોઈએ.

આ પંચાયતનુ કાર્યક્ષેત્ર શાળા પૂરતુ મર્યાદિત ન હોવુ જોઈએ. બાળકના શાળા બહારના વર્તન પર એનું વર્ચસ્વ હોવુ જોઈએ. દરેક બાળકે પચાયતનું વર્ચસ્વ પોતાના હિતમા સ્વીકારવુ જોઈએ. શાળા કે વર્ગ પંચાયતની રચના કરતી વખતે આ બાબતો બાળકોને સ્પષ્ટ સમજાવવી જોઈએ. આવી જાતનું તંત્ર ઊભુ કરવાથી બાળ સમાજનું નૈતિક ધોરણ ઊંચુ આવે છે, અને શાતિથી હળીમળીને રહેવાની ટેવ બાળકો કેળવી શકે છે, એટલુ જ નહિ, પણ તેઓ મોટા થઈ માનવસમાજમા એ જ રીતે કામ કરી સમાજનું નૈતિક ધોરણ ઊંચુ લાવી શકે છે, અને સમગ્ર સમાજ શાતિમય જીવન ગાળી શકે છે

## ષષ્ઠમ ખંડ

# બાળવિકાસ દર્શન

પ્રકરણ પહેલું

## વિકાસ સ્વરૂપ

બાળવિકાસનું સ્વરૂપ વ્યક્તિગત વિકાસ જેવું હોવું જોઈએ કે વ્યક્તિ સમાજને ઉપયોગી થાય એવું હોવું જોઈએ? આ પ્રશ્ન કેળવણીની યોજના નક્કી કરવા માટે ઘણો અગત્યનો છે. આપણે અગાઉ જોઈ ગયા તે મુજબ દરેક દેશમાં આ બાબતના વિચારનાં ઘર્ષણો થયાં છે, અને કેળવણીકારોએ વ્યક્તિના વિકાસની કે સમાજને ઉપયોગી થવાની કેળવણી એમાંથી એક વિષે પોતાનાં મંતવ્યો રજૂ કર્યા છે. પણ આ બાબતમાં સૌથી શ્રેષ્ઠ માર્ગ બન્નેનો સુમેળ સાધવાનો છે, અને તે ગાંધીજીએ વર્ધા યોજના દ્વારા બતાવ્યો છે.

તૃતીય ખંડમાં આપણે કેળવણીની યોજના સંબંધી જે સમાજનાં અંગોની વાત કરી તે દરેક વિષે આપણે જોયું કે તેઓ બાળકને એક કાચી વસ્તુ સમજી પોતાના ઉપયોગને અનુકૂળ તેને બનાવવા અને પોતાના આદર્શ મુજબ તેને પાકો બનાવવા પ્રયાસ કરતાં

હતા હજી પણ લગભગ બધે ઠેકાણે એ જ મુજબ વર્તન રાખી બાળકને કેળવણી આપવામા આવે છે

ધર્માચાર્યો અને ધર્મમા પૂર્ણ શ્રદ્ધા ગખવાવાળા પુરુષો બાળકને ધર્મશિક્ષણ આપવાની હિમાયત કરે છે, અને ધર્મશિક્ષણ સિવાયની કેળવણી અપૂર્ણ ગણે છે એમ કહેવામા તેમનો મુદ્દો એવો હોય એમ જણાય છે કે બાળક તેમના ધર્મ સિદ્ધાતો શીખી તે ધર્મને કાયમ રાખે અથવા તેનો પ્રચાર કરે અને તેવી રીતે ધર્મના અધિકારીવર્ગ સુખે આજીવિકા મેળવી શકે, એટલુ જ નહિ પણ પૂર્ણ વૈભવ ભોગવી શકે બાળકે જે ધર્મનું શિક્ષણ લીધુ હોય તેને મોટા થયા પછી ટકાવી રાખવાની તેનામા શ્રદ્ધા રહે એટલા માટે તેને વ્યક્તિના વિકાસ અગે શુ કરવુ જોઈએ તે શીખવવામા આવે છે, અને જો એ તે મુજબ વર્તન રાખશે તો સ્વર્ગ કે મોક્ષ મળશે એવી લાલચ આપવામાં આવે છે વળી એ સબધમા એમ કહેવામા આવે છે કે જો મનુષ્ય આ જીવનમા પોતાના વર્તનમા અમુક સ્થિતિએ પહોંચશે તો મરણ પછીના જન્મ સમયે તે તેટલી ઊંચી કક્ષાએ જન્મ પામશે, અને અતમા જન્મ મરણના ફેરામાથી મુક્ત થશે આનો અર્થ એ થયો કે મનુષ્યજીવન એ ગુલામી દશા છે એમાથી મુક્ત થવા માટે એણે વ્યક્તિગત રીતે પ્રયત્ન કરવો જોઈએ મનુષ્યજીવનને ગુલામી અવસ્થા કલ્પવાથી મનુષ્યને જીવન પ્રત્યે તિરસ્કાર ઊપજે છે, અને વર્તમાન પરિસ્થિતિમાથી તેણે જે આનદ મેળવવો જોઈએ તે આનદ તે મેળવી શકતો નથી

અત્યારની સ્થિતિએ મનુષ્યનુ મગજ એવુ છે કે એને જે સસ્કાર પ્રથમ મળે છે તે ખરા છે એમ એને લાગે છે (બાળકને ખરાખોટાનો વિચાર કરવાની વિવેકબુદ્ધિ કેળવાયેલી હોતી નથી, એટલે) વારવાર એક જ પ્રકારના સસ્કાર પડે તો તે સસ્કારો દૃઢ થતા જાય છે પછી બીજી કોઈ વ્યક્તિ પ્રથમ પડેલા સસ્કારની

વિરુદ્ધ વાત કરે તો તે વાત તેના માનવામા આવતી નથી, એટલે પ્રથમ મૂળ ઘાલી બેઠેલા સસ્કારો તેના મગજમાંથી ભૂસાઈ શકતા નથી પાછળથી જેમ જેમ વિવેકબુદ્ધિ કેળવાય છે, તેમ તેમ પ્રથમના સંસ્કારમા આમ તેમ ફેર પડે છે, પણ તેની અસર સદતર જતી નથી, અને તે મૂળ સ્વરૂપમા કોઈ કોઈ પ્રસગે જણાઈ આવે છે.

આ પ્રમાણે ધાર્મિક તત્ત્વો પર રચાયેલી કેળવણીથી મનુષ્ય એટલો અતડો, એકલપથી, રૂઢિચુસ્ત અને જૂની પ્રણાલિકામા માનનારો થઈ જાય છે કે તે સમાજજીવનને ઉપયોગી રહેતો નથી, કારણ કે એવો માણુસ લાગણીઓ કે ઊર્મિઓ સાથે કલ્પનાના ઘોડા પર બેસી પોતાની જીવનયાત્રા શરૂ કરે છે, એટલે એની દૃષ્ટિ પૃથ્વી પર રહેલા બીજા મનુષ્યો તરફ રહેવાને બદલે ગગન તરફ રહે છે, અને તેથી એ પોતાના વર્તનથી છૂદાયેલા મનુષ્યોને જોતો નથી કદાચ કોઈના વર્તનથી એને આચકો લાગે છે તો તે તેના પ્રત્યે ઘૃણા બતાવે છે, અને તેને એક કોરે ફગાવી દઈને પોતાનો માર્ગ કરવા પ્રયાસ કરે છે જો કદાચ ધર્મિષ્ઠ મનુષ્ય આચકો મારનાર મનુષ્ય તરફ દયા બતાવી તેને મદદ કરવાની વૃત્તિ બતાવે છે તો તે માત્ર તે અધમને ઉદ્ધારવાના વિચારથી હોય છે આ વર્તન પાછળ એનો બીજા મનુષ્યો માટેનો હલકો વિચાર જણાઈ આવે છે. આ પ્રમાણે કેળવાયેલો અને વર્તન રાખતો મનુષ્ય બીજા મનુષ્યો કે સમાજને ખરી રીતે ઉપયોગી થતો નથી

આમ જ્યારે ધર્માચાર્યો બાળકને ધર્મભક્ત બનાવવા પ્રયાસ કરે છે, ત્યારે ગજદ્વારી પુરુષો બાળકને રાજ્યભક્ત બનાવવા પ્રયાસ કરે છે જે સિદ્ધાત પર રાજ્યમધારણુ થયુ હોય તે કાયમ રાખવા બાળકને તે બધારણના લાભ શીખવવામા આવે છે, અને તેને તે બધારણ માટે માન અને પ્રેમ કાયમ રહે એવુ શિક્ષણ આપવામા આવે છે વળી તેનામા સ્વદેશાભિમાનની વૃત્તિનુ પોષણ કરી તેને પોતાના દેશ પ્રત્યે એટલે સ્થાપિત રાજ્યબધારણ પ્રત્યે વફાદાર

રહેવાનું શીખવવામાં આવે છે. આને લીધે તે સ્થાપિત રાજ્યબંધારણ અચળ રાખવા પ્રયત્ન કરે છે, એટલું જ નહિ, પણ જીતેલા દેશોને કાયમી ગુલામગીરીમાં રાખવા પ્રયાસ કરે છે. તેને એમ લાગે છે કે જિતાયેલા દેશો આપણા હાથમાંથી જશે તો પછી આપણો દેશ સ્વતંત્ર રહી શકશે નહિ. આ કારણથી બીજો કોઈ દેશ બળમાં વધતો માલૂમ પડે છે કે તેને દાબી દેવાના પ્રયાસો શરૂ થઈ જાય છે, અને શિક્ષણમાં એવી રીતે અભ્યાસની વિગતો દાખલ કરવામાં આવે છે કે એવા દેશો પ્રત્યે દરેક બાળકને તિરસ્કારની લાગણી ઉત્પન્ન થાય છે. આમ રાજદ્વારી પુરુષો પોતાનો માંડેલો ખેલ સફળ કરવા બાળકના શિક્ષણનો અભ્યાસક્રમ પોતાને ફાવતો ગોઠવે છે. આ શિક્ષણમાં બાળકને તેમ જ તેમનાં માબાપોને રસ પડે તે માટે તેમને એમ સમજાવવામાં આવે છે કે જો તમે યોજેલા અભ્યાસક્રમ મુજબ શિક્ષણ લઈ ખરા નાગરિક બનશો નહિ, તો જે સંગઠન આપણા દેશમાં અત્યારે છે તે રહેશે નહિ, અને સંગઠનના અભાવે આપણું બળ ઓછું થઈ જશે, અને આપણે પરતંત્ર થઈશું. જો દેશ પરતંત્ર થશે તો પછી દરેક વ્યક્તિ પણ પરતંત્ર થઈ જશે; એટલે હાલની કેળવણીની યોજના દરેક વ્યક્તિને પોતાની આજીવિકા મેળવવા માટે તેમ જ પોતાનો વિકાસ કરવા માટે લાભદાયક છે. જે વ્યવસ્થાથી તમે તમારી આજીવિકા મેળવી શકો છો અને તમારો વિકાસ કરી શકો છો ને વ્યવસ્થા અથવા રાજબંધારણ કાયમ રાખવા અત્યારે ચાલે છે તે જ યોજના અનુકૂળ છે. જો તમે તેમાં ફેરફાર કરવા મથશો તો તેનું પરિણામ ખરાબ આવશે.

આમ જે કાર્યો ધર્માચાર્યો અને રાજદ્વારી પુરુષો પ્રત્યક્ષ રીતે કરે છે તે કાર્યો મૂડીવાદીઓ પરોક્ષ રીતે કરે છે. જૂની ચાલી આવતી પ્રણાલિકાવાળાં ધર્મ અને રાજ્યને ટકાવી રાખવાનો તેમનો ખાસ ઉદ્દેશ હોય છે, કારણ કે તેઓ જાણે છે કે ધર્મ અને રાજ્યના સિદ્ધાંતો અમુક રીતે કાયમ રહેવાથી ચાલી આવતી આર્થિક

વ્યવસ્થા પણ કાયમ રહેવાની છે. જો ધર્મ અને રાજ્યના સિદ્ધાંતોમાં પ્રગતિ કે ક્રાંતિ થશે તો તેની અસરને લીધે સાથે સાથે આર્થિક વ્યવસ્થામાં પણ ક્રાંતિ થયા વિના રહેવાની નથી. જો અર્થ વ્યવસ્થામાં ફેરફાર થશે તો તેમની મેળવેલી સત્તા અને લાગવગ નાબૂદ થશે. જો મૂડીવાદીઓએ પોતાની સત્તા અને લાગવગ કાયમ રાખવી હોય તો તેમણે સ્થાપિત ધર્મ અને રાજ્યને મદદ કરવી જોઈએ કે જેથી તેઓ હરહંમેશ જૂની પ્રણાલિકા ચાલુ રાખવા યોગ્ય શિક્ષણ આપી શકે. આ રીતે ધર્માચાર્યો, રાજદ્વારી પુરુષો અને મૂડીવાદીઓ જૂની પ્રથા ચાલુ રાખવા એકબીજાને સહાયક થાય છે, અને બાળકને અમુક પ્રકારનું શિક્ષણ આપી તેમને જૂની પ્રથા ટકાવી રાખવાનાં પ્યાદાં બનાવે છે. આ કારણથી બાળક ન તો ખરો વ્યક્તિ વિકાસ સાધી શકે છે, ન તો સમાજને ખરી રીતે ઉપયોગી થઈ શકે છે.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે વ્યક્તિ વિકાસ કરવા અને સમાજને ઉપયોગી થવા બાળકને બાળક તરીકે ગણી કેવા પ્રકારની કેળવણી આપવાની જરૂર છે. અત્યાર સુધી ચાલી આવતી બધી શિક્ષણ પ્રણાલિકામાં બાળકને કેન્દ્રિત ગણી કેળવણીનો હેતુ નક્કી કરવામાં આવેલો હોતો નથી, પણ અમુક વર્ગનો હેતુ સધાય એ મુદ્દાથી કેળવણીની યોજનાઓ ઘડાઈ છે. એ હેતુથી પર જઈ આપણે બાળકના હિત માટે જ કેળવણી આપવા કઈ કઈ બાબતો ધ્યાનમાં લેવી જોઈએ તે તપાસીએ.

કેળવણીની યોજના ઘડતી વખતે (૧) બાળકની શક્તિઓ, (૨) બાળકનો વિકાસક્રમ, (૩) મનુષ્ય તરીકેની તેની જરૂરિયાતો, અને (૪) કેળવણી લઈને તેને પ્રાપ્ત કરવાનું અંતિમ સાફલ્ય—એ બધી વિગતો ધ્યાનમા લેવાવી જોઈએ.

બાળકની શક્તિઓ વિષે ત્રણ જુદા અભિપ્રાયો છે: (૧) કેટલાક કેળવણીકારો બાળકની શક્તિઓને કોરી સ્લેટ જેવી ગણે છે. (૨)

કેટલાક પૂર્વજન્મના કર્મ પ્રમાણે દરેક બાળકમા શક્તિઓ હોય છે એમ માને છે. (૩) કેટલાક એમ સમજે છે કે બાળકને વારસામા શક્તિઓ બીજરૂપે મળે છે, અને તેનો ધીમે ધીમે વિકાસ થાય છે

પ્રથમ આપણે ત્રણે અભિપ્રાયો તપાસી કુદરતી રીતે બાળકની તે શક્તિઓ કેવા પ્રકારની છે અને તે કેવી રીતે મળેલી છે તે નક્કી કરીએ

પ્રથમ અભિપ્રાય મુજબ એમ છે કે બાળક જન્મે છે ત્યારે તે મનુષ્યને હોવી જોઈએ તેટલી અને તેવી બધી શક્તિઓ સાથે જન્મે છે, પણ એ શક્તિઓ કોરી સ્લેટ જેવી હોય છે એના પર કોઈ જાતના પૂર્વ સસ્કાર હોતા નથી જન્મ્યા પછી બાળક જેમ જેમ આ દુનિયાના સહવાસમા આવતો જાય છે તેમ તેમ એનામા સસ્કાર પડતા જાય છે, એની કોરી સ્લેટ જેવી શક્તિઓ ધીમે ધીમે કોતરાય છે, અને એનો સાસ્કારિક વિકાસ થતો જાય છે આ પ્રકારના બાળકની શક્તિ વિષેના વિચાર પાછળ એ મુદ્દો રહેલો જણાય છે કે બાળક જન્મે છે ત્યારે તેની શક્તિઓ શૂન્ય જેવી હોય છે બધા બાળકો એક જ પ્રકારની શક્તિઓથી જન્મે છે, અને એ શક્તિઓનો વિકાસ થવાની બધી શકયતાઓ એમનામા હોય છે આ અભિપ્રાય તદ્દન સત્ય હોય એમ લાગતુ નથી, કારણ કે આપણે જોઈએ છીએ કે બધા બાળકો જન્મથી એક જાતની શક્તિ ધરાવતા હોતા નથી દા ત, એક જ શિક્ષક બે બાળકને એક સાથે ભાષાનું અને ગણિતનું શિક્ષણ આપે છે એક બાળક બીજા બાળક કરતા ભાષાજ્ઞાન સારુ મેળવે છે, ત્યારે બીજો બાળક ગણિતના જ્ઞાનમા ચઢિયાતો થાય છે એક બાળક ભાષા વિશે બધી વિગતો સહેલાઈથી સમજી શકે છે અને યાદ રાખી શકે છે, ત્યારે તેને ગણિતની સાદામા સાદી બાબતો સમજવી અઘરી પડે છે, અને તે પ્રત્યે તેને અણગમો રહે છે બીજું, બાળક ગણિતની અટપટી બાબતો પણ સહેલાઈથી સમજી જાય છે, ત્યારે સાદી વાકય રચના કરવી પણ તેને મુશ્કેલ

જણાય છે. કેટલાક બાળકો બન્ને વિષય સારી રીતે સમજી શકે છે. આ ઉપરથી એમ સ્પષ્ટ રીતે સાબિત થાય છે કે બાળકની શક્તિઓ કોરી સ્લેટ જેવી નથી પણ બીજ જેવી છે. એક જ જાતના બે બીજમા વિકાસની બધી શકયતાઓ હોય છે, તેમ છતા અમુક કારણને લીધે બે બીજમા ફેર પડે છે. આ જ રીતે એક જાતના મનુષ્યનાં બે બાળકોમા ફેર હોય છે. જેની રીતે એક જ જાતના બે જુદા ગુણવાળાં બીજને એક જ જાતનુ વાતાવરણ અને પોષણ મળે છતા એમની વૃદ્ધિ, અને ફળ આપવાની શક્તિમા ફેર પડે છે, તેવી રીતે બાળકની શક્તિના વિકાસમા અને પરિણામમા ફેર પડે છે. આમ બાળકની શકિતઓ સ્પષ્ટ રીતે બીજરૂપે બાળકમા રહેલી છે, અને તે બીજમા રહેલી શકયતાઓ પ્રમાણે યોગ્ય વાતાવરણ અને યોગ્ય પોષણ મળવાથી તેમનો સારો વિકાસ થાય છે યોગ્ય વાતાવરણ એટલે સાનુકૂળ ભૌગોલિક પરિસ્થિતિ, સજ્જન માબાપ અને કુટુંબીજનો તથા સારા શિક્ષક. યોગ્ય પોષણ એટલે બાળકની શક્તિઓના વિકાસને અનુકૂળ અને બાળકની શક્તિઓને તંદુરસ્ત રાખે એવી કેળવણીની યોજના. આ કારણથી બાળકનો સુવિકાસ થવા માટે યોગ્ય વાતાવરણ અને યોગ્ય પોષણ જોઈ એ, એટલે કેળવણીની યોજના ઘડતી વખતે આપણે આ બાબતો પણ ધ્યાનમા રાખવી જોઈએ.

ઉપર કહ્યા મુજબ બાળકમા શક્તિઓ બીજરૂપે હોય છે એ વાત ખરી, પણ એ બીજમા ભિન્ન ભિન્ન પ્રકારનો ગુણ કેવી રીતે ઉદ્દભવે છે તે તપાસવાનુ રહ્યું.

કેટલાકનું માનવુ એવુ છે કે દરેક મનુષ્યને જન્મ–મરણ–જન્મ એમ રેંટ ચક્રની માફક એક સ્થિતિમાથી બીજી સ્થિતિમા પસાર થવુ પડે છે, એટલે બાળક જન્મે છે ત્યારે તે બાળક પોતાના આગલા જન્મના કર્મને લઈ ને અમુક સંસ્કાર અને શક્તિઓ સાથે જન્મે છે. જન્મ્યા પછી એ સંસ્કાર અને શક્તિઓમા આ જન્મના

તે બધી શક્તિઓનો વારસો બાળકને મળેલો હોય છે (૪) ભૌગોલિક પરિસ્થિતિ, માબાપ, કુટુમ્બી જનો વગેરેની અસરના વાતાવરણને લીધે એ બીજરૂપ મળેલી સામાન્ય શક્તિઓના ગુણમા ફેરફાર પડે છે, અને તેથી જુદા જુદા પ્રદેશના બાળકોમા શક્તિના વિકાસમાથી ઉત્પન્ન થયેલુ બળ જુદુ હોય છે એ બળ કુદરતના તત્ત્વોને અંકુશમાં લેવાથી વધારી શકાય છે, એટલે જ્યારે અમુક ભૌગોલિક પરિસ્થિતિમા રહેનારા મનુષ્યો સાનુકૂળ ભૌગોલિક પરિસ્થિતિમા રહી કુદરતના તત્ત્વોને અંકુશમા લેનાર મનુષ્યોના સહવાસમા આવે છે અને તેઓ તે તત્ત્વોને અંકુશમા આણતા શીખે છે ત્યારે એમના બળમા પણ વધારો થાય છે આ પ્રમાણે સાનુકૂળ વાતાવરણ બાળકના વિકાસ માટે અગત્યની બાબત છે, અને તે વાતાવરણ ઉત્પન્ન કરવા મનુષ્યે મનુષ્યના સહવાસમા આવવાની જરૂર પડે છે આ કારણથી વ્યક્તિગત વિકાસ સાધવા કરતા સમાજની સાથે રહીને સમાજને અનુકૂળ થાય એવો વિકાસ સાધવો વધારે સારો છે, કારણ કે બાળકના જીવન પર બીજાના જીવનની શારીરિક અને માનસિક અસર થયા વિના રહેતી નથી એના જીવનનુ સાચુ ઘડતર બીજાના જીવન સાથે પોતાના જીવનનો સહકાર સાધી શકે છે ત્યારે જ થઈ શકે છે જે માણસ વ્યક્તિગત વિકાસ સાધી પોતાનું જીવન સાફલ્ય માનતો હોય તેના જીવન તરફ જરા દૃષ્ટિ નાખો તમે બારીકાઈથી એમનું જીવન તપાસશો તો તમને માલૂમ પડશે કે તે માણસ બીજાનુ શોષણ કરી પોતાનુ જીવન નભાવી રહ્યો હોય છે ગમે તેટલી ઊંચી કક્ષાએ પહોચ્યો હોય છતા તે બીજાના પરિશ્રમનો રોટલો ખાય છે, અને બીજાના શ્રમથી ઉત્પન્ન થયેલી વસ્તુઓનો ઉપભોગ કોઈપણ પ્રકારના શ્રમનો સાચો બદલો આપ્યા વગર કરતો માલૂમ પડે છે આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે વ્યક્તિ પોતાનો એકલાનો વિકાસ પોતાના પરિશ્રમ વિના સાધવા પ્રયત્ન કરે તો તેમા તે સફળતા પ્રાપ્ત કરી શકતો નથી, કારણ કે તેને ઘણી બાબતોમા

બીજાના પરિશ્રમ પર જીવવુ પડે છે, અને તેનો યોગ્ય બદલો તે બીજાને આપી શકતો નથી માત્ર એ કાલ્પનિક બીજી દુનિયામાં મળવાના બદલાની અથવા બીજા જન્મમા મળવાના સેવાના ફળની વાત કરે છે. આવી વાત જેને માટે કોઈપણ પ્રકારનો પ્રત્યક્ષ પુરાવો નથી તે સત્ય માની તેના પર કેટલો ભરોસો રાખવો એ વિચારવા જેવી વાત છે.

બાળકમા બીજરૂપે ત્રણ પ્રકારની શકિતઓ હોય છે: (૧) શરીર સબંધી શકિતઓ, (૨) પ્રેરણાની શક્તિઓ, અને (૩) મગજની શકિતઓ. શરીરની શકિતઓ કેળવવાથી શરીરબળ વધે છે. પ્રેરણા અને મગજની શકિતઓ કેળવવાથી બુદ્ધિ બળ વધે છે જે પ્રકારની શક્તિઓને કેળવણીનું પોષણ મળે છે તે પ્રકારનું બળ એ શકિતઓ-માથી બાળકને પ્રાપ્ત થાય છે. જે પ્રકારનુ એને વિશેષ પોષણ મળે છે તે પ્રકારનું વિશેષ બળ એને પ્રાપ્ત થાય છે પણ આ શકિતઓ એક-બીજાથી સ્વતંત્ર નથી, અને કરી શકાય એમ પણ નથી. એક પ્રકારની શકિતઓ કેળવવા પ્રત્યે સમગ્ર ધ્યાન આપવાથી બીજા પ્રકારની શક્તિઓને માઠી અસર થાય છે. જો માત્ર શારીરિક શકિતઓ જ કેળવવામા કોઈ માણસ પોતાનો કાળ વ્યતીત કરે તો તેની પ્રેરણા અને મગજની શકિતઓ કુંઠિત થાય છે, અને તેનું જીવન રાક્ષસી બને છે. જો કોઈ માણસ એકલી પ્રેરણાની શકિતઓ કેળવવામાં પોતાનો કાળ વ્યતીત કરે તો પ્રેરણાની કેળવણીથી ઉત્પન્ન થયેલા બળને શરીર સંપત્તિનો સધિયારો નહિ મળવાથી, અને એનામા બુદ્ધિ નિયમનનો અભાવ હોવાથી, તે પ્રેરણાની શકિતઓને અંકુશમાં રાખી શકતો નથી, અને તેથી એનો પ્રત્યાઘાત એના શરીર પર થાય છે, અને તે અનેક રોગોનો ભોગ થઈ પડે છે વળી જો કોઈ માણસ માત્ર પોતાની મગજની શક્તિઓનો વિકાસ કરવામા પોતાનો કાળ વ્યતીત કરે તો તે કર્મશૂન્ય થઈ જાય છે સમાજ સુધારા માટે કે બીજા કોઈ ક્ષેત્રના કાર્ય માટે તે મોટા મોટા વિચારો કરે છે,

અને મોટી મોટી યોજનાઓ ઘડે છે, પણ પ્રેરણા બળ નહિ હોવાથી તે યોજનાઓ આગળ ધપાવવાની તેનામા ધગશ ઉત્પન્ન થતી નથી, અથવા એને માટે પરિશ્રમ કરવાની એનામા શરીર શક્તિ હોતી નથી, એટલે એ વિચારો અને યોજનાઓ એને વ ધ્યા રાખે છે, અને તેથી એને અતિશય દુ ખ થઈ એનાં વિચાર અને વર્તન પર ખરાબ અસર કરે છે

શરીર શક્તિઓ દ્વારા મેળવેલું બળ મનુષ્યને પરિશ્રમ ઉઠાવી કાર્ય પાર પાડવા માટે જરૂરનુ હોય છે પ્રેરણાની શક્તિઓ કેળવી મેળવેલું બળ એનામા કાર્ય કરવાની તીવ્ર ઇચ્છા અને ધગશ ઉત્પન્ન કરવા જરૂરનુ છે મગજની શક્તિઓ કેળવી મેળવેલુ બળ ઉપરની બન્ને શક્તિઓના બળને નિયમનમાં રાખી યોગ્ય દિશાએ વાળવાને જરૂરનુ છે આમ ત્રણેનો યોગ્ય મેળાપ થવાથી કાર્યની સાચી સફળતા પ્રાપ્ત થાય છે.

આ રીતે જોતા સ્પષ્ટ થાય છે કે શરીરની શક્તિઓ કેળવાયેલી હોય નહિ તો બુદ્ધિએ નિર્ણિત કરેલુ કાર્ય યોગ્ય રીતે થઈ શકતુ નથી પ્રેરણાની શક્તિઓ કેળવાયેલી હોય નહિ તો તે કાર્ય માટે જોઈતી ધગશ તેનામા આવતી નથી, અને તે કરવામાં આનદ અને રસ પ્રાપ્ત થવો જોઈએ તે થઈ શકતો નથી આ કારણથી બુદ્ધિપૂર્વક યોજેલુ કામ શરીરની અને પ્રેરણાની નબળાઈને લીધે પાર પાડી શકાતુ નથી

કેળવણીનું ખરું કાર્ય ત્રણે પ્રકારની શક્તિઓને એવી રીતે યોગ્ય પોષણ આપવાનુ છે કે પ્રેરણાના બળને લીધે તે કોઈ પણ કાર્યની શરૂઆત કરી શકે શારીરિક બળને લીધે તે કામ સફળ કરવા ગમે તેટલી જહેમત ઉઠાવવા તૈયાર રહે, અને બુદ્ધિબળ વડે કાર્યની શરૂઆતથી ને કાર્યની સફળતા સુધી એવી રીતે નિયમન થી યોજનાપૂર્વક કામ કરે કે તેનાથી ધારેલું કાર્ય પાર પાડયા વિના રહે નહિ આને લીધે દરેક બાળકની ત્રણે પ્રકારની શક્તિઓ

આ સામાન્ય કેળવણીનો અર્થ શો ? શું બધા બાળકોને એક જ પ્રકારની કેળવણી આપવી ? ના સામાન્ય કેળવણીનો અર્થ એ થાય છે કે મનુષ્ય તરીકે બધા બાળકોને કેળવણી લેવાનું અંતિમ ધ્યેય સામાન્ય હોવું જોઈએ, પણ અંતિમ ધ્યેય શું ? મનુષ્યને પોતાના જીવનમા બે બાબત સાધ્ય કરવાની હોય છે, એક તો પોતાની આજીવિકા મેળવવી બીજી, જીવનમા સુખ અને આનંદ મેળવવા આજીવિકા મેળવવાનો એક માર્ગ ચાલી શકે નહિ, એટલે આજીવિકા મેળવવાના જેટલા માર્ગ હોય તે બધાનું શાસ્ત્રીય જ્ઞાન મેળવવાની બધા બાળકોને સગવડ હોવી જોઈએ કે જેથી જે બાળકને આજીવિકા માટે જે સાધન અખત્યાર કરવુ હોય તે સ્વતંત્ર રીતે કરી શકે આ પ્રમાણે કેળવણીની વ્યવસ્થા કરવાથી હરીફાઈને સ્થાન રહે નહિ સમાજને ઉપયોગી ધંધાઓના શિક્ષણની શાળાઓ હોય, અને તે શાળાઓમા અભ્યાસ કરવાની દરેકને સરખી સગવડ મળતી હોય એટલે એવી રીતે કેળવાયેલા બધા બાળકો મોટા થઈ, સમાજને ઉપયોગી થવાનો પ્રયત્ન કરે, અને જે સગવડો તેમને મળી છે તે સગવડો પોતાના બાળકો માટે કાયમ રાખવા તેઓ પોતાના બળનો હિસ્સો આપવાની વૃત્તિ રાખે, કારણ કે તેઓ સમજે કે એમ કરવાથી જ વિચારી કાઢેલી નવી કેળવણીની વ્યવસ્થા નભી શકશે

આ પ્રમાણે હરીફાઈ જેવુ રહે નહિ, અને બધા લોકો સહકારથી કામ કરે, એટલે પ્રત્યેક મનુષ્યને સુખ અને આનંદ મળ્યા વગર રહે નહિ એટલું જ નહિ, પણ સમાજમા સુખ, શાતિ અને આનંદ લેવામા આવે

આજીવિકાના સાધનો મેળવવા સરખી સગવડો કરી આપવાથી કેળવણીની વ્યવસ્થા પૂર્ણ થતી નથી ધંધાદારીના શિક્ષણ ઉપરાત શરીર, પ્રેરણા અને મગજની શક્તિઓ કેળવવાની વ્યવસ્થા હોવી

જોઈએ. ધંધાનું શિક્ષણ લેવામાં શરીર કેળવાય છે, પણ તે બસ નથી. એ ઉપરાંત શારીરિક શિક્ષણ અંગે વ્યાયામ, રમત, કવાયત વગેરેની વ્યવસ્થા હોવી જોઈએ. શિસ્ત પાલન એ પ્રેરણાની શકિત ઓને અંકુશમાં રાખવાનું મુખ્ય સાધન છે. જે કાર્ય કરવાનું હોય તેમાં કાંઈ હેતુ હોવો જોઈએ, અને તે હેતુ પોતાનાં તેમજ સમાજનાં બીજાં બધાંના હિત માટે કાંઈક કરવાનો હોવો જોઈએ. આ બાબત ટેવથી બાળકમાં એટલી બધી સ્પષ્ટ થવી જોઈએ કે બાહ્ય બળ-જબરી વગર બાળક શિસ્ત પાળી શકે. આ પ્રમાણે શિસ્તપાલન જે બાળકમાં ઉદ્‌ભવે તે બાળક માટે એમ સમજવું કે એનામાં શરીર, પ્રેરણા, અને મગજના બળનો સુમેળ થયો છે. એ રીતે યોગ્ય શિસ્તપાલન કરાવવા કેવા પ્રકારનો અભ્યાસક્રમ યોજવો જોઈએ તે હવે પછી અન્ય યોગ્ય સ્થળે ચર્ચવામાં આવશે.

---

## પ્રકરણ બીજું

# વિકાસક્રમ

જેવી રીતે વનસ્પતિનો વિકાસક્રમ હોય છે, જેવી રીતે પ્રાણીઓનો વિકાસક્રમ હોય છે કે જેને આપણે પ્રાણીઓની અવસ્થાઓ કહીએ છીએ, તેવી રીતે મનુષ્યનો પણ વિકાસક્રમ હોય છે. આપણામા કહેવત છે કે 'ઉતાવળે આંબા પાકતા નથી,' એટલે અમુક મુદતે આંબાના ઝાડની ક્રમવાર વૃદ્ધિ થઈ એના પર કેરીનું ફળ આવે છે, તેવી રીતે મનુષ્યના જીવનમાં જન્મથી માંડી અમુક સમયે અમુક અમુક ફેરફારો થાય છે. એ ફેરફારોમાંથી અમુક શક્તિઓનો વિકાસ થાય છે. અમુક શક્તિઓ દૃઢ થાય છે, અને એવી રીતે ધીમે ધીમે મનુષ્ય જીવન વિકાસ પામી માનવ સમાજને, બલ્કે આખી દુનિયાને, ફળદાયી નીવડે છે. જો ફેરફારનો સમય ધ્યાનમાં રાખ્યા વિના એની શક્તિઓ વિકસાવવામાં આવે તો જેવી રીતે અકાળે કેળવેલો કોઈપણ વનસ્પતિનો છોડ કુંઠિત થઈ જાય છે, તેવી રીતે મનુષ્ય જીવન પણ કુંઠિત થઈ જાય છે એમાં શંકા જેવું નથી. બાળકેળવણીમાં બાળકના વિકાસક્રમની બાબત ધ્યાનમાં લીધા વિના અભ્યાસક્રમ ઘડી કાઢવામાં આવે અને શિક્ષણ પદ્ધતિ અખત્યાર કરવામાં આવે તો તે વાસ્તવિક સ્વરૂપમાં એ બાળકમાં જેવા ફેરફાર થવા જોઈએ તેવા ફેરફાર થવામા વિઘ્નરૂપ નીવડે. એના જીવનમાથી જે મીઠાં ફળ મેળવવાં જોઈએ તે મેળવી શકાય નહિ. દા. ત., બાળકના વિકાસક્રમ મુજબ એનું મન સ્થિર થયું હોય નહિ, એના સ્નાયુઓ હજી અસ્થિર દશામાં હોય, તે સમયે આપણે બાળકને મૂળાક્ષરો લખાવવાનો પ્રયાસ કરીએ તો એના અક્ષરોમાં સ્થિરતા આવે નહિ, અક્ષરો ધ્રૂજતા માલૂમ પડે, વાંકાચૂકા આવે, નાના મોટા અક્ષરો નીકળે–એવી અનેક ખામીઓ એના અક્ષરોમાં આવે. એ ખામી જીવનપર્યંત રહે, અને તેથી એના અક્ષર બેડોળ, ઊકલે

નહિ એવા, અને આંખને ગમે નહિ એવા જણાય. પણ એના બદલે જે બાળકના વિકાસક્રમ મુજબ એના સ્નાયુઓ સ્થિર થઈ જાય પછી અક્ષરો લખવાનું શીખવવામાં આવે તો તેના અક્ષરો કરેલા, સરખા કદના, અને આંખને ગમે એવા આવે, અને તેથી એના સારા અક્ષરોને લીધે એના લખાણનું કામ સરળ થાય. એટલા માટે પ્રાથમિક શિક્ષણના સમયે કયારે, કઈ બાબત, અને કેટલી શીખવવી તે વિકાસક્રમ મુજબ નક્કી કરવું જોઈએ. શરૂઆતનાં અમુક વર્ષ વ્યક્તિગત વિકાસનાં જ હોવાં જોઈએ. અમુક વર્ષ પછી જયારે એનામાં સામાજિક ભાવનાના અંકુરો ફૂટે ત્યારે સમાજને ઉપયોગી થાય એવાં તત્ત્વો એના અભ્યાસક્રમમા દાખલ કરવામા આવે તો તેનાથી એનામાં સમાજસેવાના કાર્યો કરવાનો સાચો વિકાસ થાય, અને એ સહજે સમાજને ઉપયોગી થઈ પડે. આ કારણથી એના વિકાસક્રમના જુદા જુદા તબક્કાનો વિચાર પ્રથમથી જ કરવો જોઈએ.

**બાળકના વિકાસનો પહેલો તબક્કો :—**

આ તબક્કો બાળકના જન્મથી ત્રણ વર્ષની ઉમ્મર સુધીનો છે. બાળક જન્મે છે ત્યારે તેને નવા વાતાવરણમાં જીવંત રહેવાની પડી હોય છે. આત્મરક્ષણની પ્રેરણાથી એ એવાં કાર્યો કરવાની શરૂઆત કરે છે કે એનું જીવન ટકી રહે. ગર્ભાશયનું વાતાવરણ જુદું હોય છે. બાળક ગર્ભાશય બહાર પડે છે ત્યારે એ નવા વાતાવરણમાં આવ્યુ હોય એમ એને લાગે છે. એનાં ફેફસા ગર્ભાશયના વાતાવરણમાં ત્યાંની સ્થિતિ મુજબ કાર્ય કરવાને ટેવાયેલા હોય છે. ગર્ભાશયની હવા જુદા પ્રકારની હોય છે. બાળક ગર્ભાશયની બહાર પડે છે, ત્યારે બહારની શ્વાસ લેવાની હવા એને જુદા પ્રકારની માલૂમ પડે છે, અને તેથી બાળકનાં ફેફસાને નવા વાતાવરણમાં કાર્ય કરવા માટે નવી જાતની હવા લેવા માટે એનાં ફેફસાના તત્ત્વો ટેવાઈ જાય, અને શ્વાસનળી બરાબર કામ કરતી થઈ જાય એટલા માટે એને પોતાના હાથ હલાવવા પડે છે, અને શ્વાસનળીમાંથી અવાજ કાઢવો પડે છે.

તે અવાજ રડવા જેવો લાગે છે શ્વાસનળીમાંથી શ્વાસની હવાને જવાનો માર્ગ અનુકૂળ કરવા માટે બાળક રડે છે રડવાનું બીજુ કાઈ કારણ હોતુ નથી હાથ હલાવવાથી અને રડવાથી ફેફસા જે રીતે ગર્ભમા કાર્ય કરતા હતા તેનાથી વધાર ઝડપથી કામ કરવાની શક્તિવાળા થાય છે, અને ઝડપથી શ્વાસ લેનાી ધીમે ધીમે નવા વાતાવરણની હવામા ટેવાઈ જાય છે જે બાળકના ફેફસા એ રીતે ટેવાઈ જાય છે તે જીવતુ રહે છે; નહિ તો નવા વાતાવરણમા ફેફસાની શક્તિ મદ પડતી જાય છે અને ધીમે ધીમે એ કારણથી બાળકનું મૃત્યુ નીપજે છે

ફેફસાની ક્રિયા શરૂ થયા પછી બાળક પગ હલાવતો માલુમ પડે છે, કારણ કે બાળકને ગર્ભાશયમાં નાળ દ્વારા જે ખોરાક મળતો હતો તે ખોરાક અને બહાર આવ્યા પછી જે ખોરાક ગળથૂથીથી કે સ્તન દ્વારા એને મળે છે તેમા ફેર હોય છે, એટલે એને પચાવવા જઠરને શક્તિમાન કરવા એને પગ હલાવવાની જરૂર પડે છે આમ મનુષ્યના ત્રણ મુખ્ય અગ—ફેફસા હૃદય અને જઠર શક્તિશાળી બનાવવા અને નવા વાતાવરણને અનુકૂળ બનાવવા બાળક હાથપગ હલાવ્યા કરે છે, અને ઉહા ઉહા અવાજ કર્યા કરે છે

બાળકના જન્મ સમયે બધી ઇન્દ્રિયો સુષુપ્તાવસ્થામા હોય છે જેમ જેમ બાળકને ઇન્દ્રિયોની જરૂર પડતી જાય છે તેમ તેમ અમુક કારણને લઈને ઇન્દ્રિયો એક પછી એક જાગૃતાવસ્થામા આવે છે, અને ત્યારબાદ એ જે કામ કરે છે તે કાઈક હેતુપૂર્વક હોય છે ઇન્દ્રિયો દ્વારા વસ્તુઓ વગેરેનો પરિચય થવાથી મગજમાં જાગૃતિ આવે છે, અને ધીમે ધીમે જ્ઞાનતતુઓ અને કર્મતતુઓ દ્વારા મગજની ક્રિયાઓ શરૂ થાય છે બાળકમા અનુભવની સપત્તિનો સગ્રહ થતો જાય છે આ કાર્યમા આ બધા સ્નાયુઓની જેટલી શક્તિ વારસામા મળી હોય છે તેટલી એને મદદરૂપ થાય છે, અને દરેક બાળકનો જુદો પડતો વિકાસ આ વારસાની શક્તિના તફાવતને લીધે હોય છે

હવે આપણે ઇન્દ્રિયોમાં જાગૃતિ કેવી રીતે આવે છે તેનો વિચાર કરીએ. બાળક એક હાથમાંથી બીજાના હાથમાં જાય છે, એટલે એની સ્પર્શશક્તિ જાગૃત થાય છે, અને બાળક સ્પર્શથી પોતાની માતા છે કે બીજું કોઈ છે તે ઓળખવા લાગે છે. પછી આજુબાજુનાં તેજનાં કિરણો એનાં ચક્ષુઓ પર પડવાથી તેજના તફાવતને લીધે એનાં ચક્ષુઓ જાગૃત થાય છે. પછી બાળક વસ્તુઓ હાથમાં લેવાનો પ્રયાસ કરે છે, અને હાથમાં પકડી તેને ચક્ષુ વડે જોવાનો પ્રયાસ કરે છે. વસ્તુ હાથમાંથી પડે અને જુદી જુદી વસ્તુના પડવાથી જુદા જુદા અવાજ થાય એ સાંભળવાથી એના કાન જાગૃત થાય છે, અને તે ધીમે ધીમે જુદા જુદા અવાજને પારખી શકે છે. માતાનું દૂધ, ખોરાકની બીજી વસ્તુ, તથા બીજી ગમે તે વસ્તુ જીભ વડે ચાટે છે કે ચૂસે છે, એટલે એની રસેન્દ્રિય સતેજ થાય છે. પછી જુદી જુદી ગંધના અનુભવમાથી એની નાકની ઇન્દ્રિય સતેજ થાય છે. આમ પહેલા વર્ષ દરમિયાન બાળક પાંચે ઇન્દ્રિયોનો ઉપયોગ કરી પોતાના પરિચયમાં આવતી વસ્તુઓનો અનુભવ મેળવે છે. અનુભવની પરંપરાથી ઇન્દ્રિયોની અને મગજની શક્તિ વધતી જાય છે અને જ્ઞાનનો વિકાસ થતો જાય છે. એક જ પ્રકારના અનુભવ વારંવાર થવાથી અનુભવ દૃઢ થતા જાય છે. બાળક જે કાર્યો કરે છે તે કાર્યો વારંવાર કરવાથી તેની ટેવો બંધાય છે, ને તે બાળકમાં એવી દૃઢ થાય છે કે તે જો કુટેવો હોય તો તેને કાઢવા માટે શિક્ષકને અથાગ પ્રયત્ન કરવો પડે છે. જો શિક્ષક ખંત અને ધીરજથી તેને કાઢવા પ્રયાસ કરે છે તો તે લાંબા કાળે જાય છે, અથવા તે ટેવ વિષે સમજાવીને બાળકને બીજી ટેવ તરફ વાળે તો જ તે ટેવ જાય છે. માટે શરૂઆતમાં જ બાળકની ટેવો પ્રત્યે ખાસ કાળજી રાખવી જોઈએ.

આમ પહેલાં ત્રણ વર્ષમાં બાળકની પાંચે ઇન્દ્રિયો જાગૃત થાય છે, બાળક અનુભવ મેળવતુ જાય છે, અને કાર્ય કરવાની ટેવો પાડતું જાય છે. તેની સાથે બાળકની બીજી પ્રવૃત્તિઓ પણ ચાલુ થાય છે:

(૧) પોતાની આસપાસ રહેતા મનુષ્યો માફક બે પગે ચાલવાની, (૨) તેમની માફક બોલતાં શીખવાની, (૩) હાથે ખાવાપીવાની, (૪) ઝ વસ્તુઓને હાથમા પકડી તેમને ઓળખવાની, ઘ. તેમના નામ, જાણવાની, (૫) આસપાસના મનુષ્યો અને પ્રાણીઓને ઓળખવાની, અને તેમનાં નામ જાણવાની. પહેલી બે પ્રવૃત્તિઓમા તેની પ્રગતિ ધીમી પણ જોરદાર હોય છે પહેલા પેટે ચાલે છે, પછી ઘૂટણીએ, અને પછી ઊભો થઈ ડગલા ભરવા માડે છે જ્યારે ડગલા ભરવા માડે છે, ત્યારે તેને એક મહાન જીત મેળવવા જેવો સતોષ થાય છે એ જ રીતે તે અવાજ કાઢવાનો પ્રયાસ કરે છે પહેલા જુદા જુદા અવાજ, પછી એક અક્ષરના શબ્દો, પછી બે અક્ષરના, એમ ધીમે ધીમે પ્રગતિ કરે છે જ્યારે બાળકની બોલી આપણે સમજી શકીએ છીએ એમ બાળકને લાગે છે ત્યારે એને અનેરો આનદ થાય છે આ બધુ એની અનુકરણની પ્રેરણાના અકુરો ફૂટે છે તેથી તે કરી શકે છે. આની સાથે ત્રીજી પ્રવૃત્તિ પોતાના પરિચયમા આવતી દરેક વસ્તુને ઓળખવી અને તેના નામ જાણવા એ છે ઇંદ્રિયોની મદદથી બાળક તેને ઓળખવાનું કરે છે, અને 'આ શુ છે' એમ પ્રશ્ન પૂછી તેના વિષે આપણા અનુભવનુ જાણવા બાળક પ્રયાસ કરે છે એની જિજ્ઞાસાની પ્રેરણાના અકુરો ફૂટવા માડે છે આ સમયે આપણે જો ચિડાઈને જવાબ આપવામા કરગળીએ, અને તેને ધમકાવીએ, તો આપણે તેની જિજ્ઞાસાની પ્રેરણાને દાબી દઈએ છીએ, અને એને મળતા અનુભવમા આડખીલીરૂપ બનીએ છીએ. હાથનો ઉપયોગ કરતા શીખવાની એની ચોથી પ્રવૃત્તિ છે દરેક વસ્તુ તે હાથે ખાવા માગે છે, અને હાથે પાણી પીવા માગે છે જો આપણે એને વહાલને લીધે ખાવા અને પાણી પીવામા હાથનો ઉપયોગ કરવા દેતા નથી તો તેનામા હાથની સ્ફૂર્તિની ખામી રહી જાય છે, અને તે ખામી તેને જીવનભર નડે છે બાળક હાથે ખાઈ પોતાનું શરીર બગાડે એ ધાસ્તીથી કેટલાક માબાપો શરીર બગાડે એટલે તેને ધમકાવી હાથે

ખાતો બંધ કરે છે. એ રીતે પણ એના હાથની કાર્ય કરવાની આવડતમાં ખામી આવી જાય છે. આમ, બાળકને હાથે કામ કરતાં અટકાવવાથી તેની અનુકરણ શક્તિ ખીલવાને બદલે ચીમળાતી જાય છે. એની પાંચમી પ્રવૃત્તિ સહવાસમાં આવતાં મનુષ્યોને ઓળખવાની હોય છે. તેમના વર્તન મુજબ એનામાં તેમના પ્રત્યે લાગણી ઉદ્ભવે છે, અને તે લાગણીનો વિધ્વંશ કરનાર કોઈ કારણ ઉપસ્થિત થાય નહિ, તો તે લાગણી જીવનભર રહે છે, અને મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધમાં વિઘ્નરૂપ બને એવી ગ્રંથિઓ કે પ્રેમાળ ગ્રંથિઓ બાળકમાં બંધાઈ જાય છે. તે પછી કેમે કરી ગમે તેટલો પ્રયત્ન કર્યા છતાં તે ગ્રંથિઓ નીકળતી નથી. આ બધું એ પ્રેમની પ્રેરણાને લીધે કરે છે. આની સાથે માલિકીની પ્રેરણાના પણ અંકુરો ફૂટે છે, અને તેથી બાળક આ વસ્તુ મારી છે એમ કહે છે. આ પ્રેરણાના અંકુરો ફૂટતા જણાય કે તરત તેમને સાચા માર્ગે વાળવાના પ્રયાસ શરૂ થવા જોઈએ.

આ મુજબ જન્મ પછીનાં ત્રણ વર્ષ ઘણાં અગત્યનાં છે. જીવનભર એને જે કાર્ય કરવાનું છે, પોતાનો ઉત્કર્ષ સાધવાનો છે, તેના પાયારૂપ આ ત્રણ વર્ષ છે. એમાં જેટલી ખામી રહી જાય છે, તેટલી ખામી જીવનભર એનામાં રહે છે. એ ખામીઓ એટલી દૃઢ થાય છે કે તેને દૂર કરવા આસમાન જમીન એક કરવા જેટલો અથાગ પ્રયત્ન કરવો પડે છે. જો એ ખામીને સાચા રાહે વાળવાનો પ્રયત્ન કરવામા આવે છે તો આ ખામી જાય છે ખરી; પણ જો તેને બળજબરીથી દૂર કરવા પ્રયાસ કરવામા આવે છે તો તે વધુ બળથી તેનામા દૃઢ થાય છે માટે ત્રણ વર્ષ પછી બાળકમાં જણાતી ખામીઓને બળજબરીથી કાઢવા પ્રયાસ કરવો નહિ, પણ તેમને વાળવા પ્રયાસ કરવો. આ સમયના બાળકના અભ્યાસ પર માબાપ સિવાય બીજા કોઈની દેખરેખ હોઈ શકે નહિ, ચાલી શકે નહિ માબાપે જ બાળકના ઘડતર પર આ સમયે ધ્યાન આપવુ જોઈએ. માબાપે આ બાબતમાં પોતાની જવાબદારી બરાબર સમજવી જોઈએ.

બાળકના વિકાસનો બીજો તબક્કો —

આ તબક્કો ત્રણથી છ વર્ષની ઉમર સુધીનો છે. આ ઉમ્મર દરમિયાન પહેલા ત્રણ વર્ષમા બાળકે પ્રાપ્ત કરેલું જ્ઞાન મહાવરાથી વધારે દૃઢ થાય છે. જિજ્ઞાસા અને અનુકરણની પ્રેરણા વધુ તીવ્ર બને છે એનામા ચાલવાની વધુ શક્તિ આવેલી હોવાથી ને જાત પરિચયથી જેટલી બને તેટલી વસ્તુઓનો અનુભવ મેળવવા પ્રયાસ કરે છે, એટલે એ એક વસ્તુ પરથી બીજી વસ્તુ પર દોડયા કરતુ જણાય છે. વસ્તુઓનુ અવલોકન કરી એના વિષે 'શુ' અને 'કેવી રીતે' વગેરે પ્રશ્નો પૂછી જેમ બને તેમ ગૂઢ અનુભવ મેળવવા એ પ્રયાસ કરે છે બાળકની સ્મરણશક્તિ આ કામ દરમિયાન ઠીક ઠીક વિકસિત થયેલી હોય છે જે બાબત બાળકના અનુભવમા આવે છે ને તે ભૂલી જતુ નથી એક વસ્તુ હાથમા આવી કે તરત જ તે રમત કરી તેનો અનુભવ મેળવવાનો પ્રયત્ન કરતુ હોય, ત્યા તો એના જોવામા બીજી વસ્તુ આવે છે કે પાછુ તરત તે પહેલી વસ્તુને મૂકી દે છે અને બીજી વસ્તુ લેવા દોડે છે. આમ એનું ધ્યાન અસ્થિર અને ચચળ જણાય છે આ જ રીતે બાળક એક કામ કરતુ હોય અને બીજા કોઈને બીજી કોઈ ક્રિયા કરતુ જુએ કે તરત એ તરફ એનુ ધ્યાન જાય છે, અને તે કરવા તે પ્રેરાય છે. એમ એક વસ્તુ પરથી બીજી વસ્તુ પર અને એક ક્રિયા પરથી બીજી ક્રિયા પર એ જાય છે જો વસ્તુ અને ક્રિયાનો સારો અનુભવ થાય છે, તો ફરી ફરીને તે વસ્તુ લેવાનુ અને ક્રિયા કરવાનું એને મન થાય છે. જો ખરાબ અનુભવ થાય છે તો તે વસ્તુને તે એકદમ ફેંકી દે છે, અને ક્રિયા કરવા તરફ તિરસ્કાર બતાવે છે એને જે વસ્તુ સારી લાગે છે તે વસ્તુ તે પોતાની પાસે રાખવાનું કરે છે કેમે કરીને તે વસ્તુને તે છોડતુ નથી આમ માલિકીની પ્રેરણા સાથે સગ્રહની પ્રેરણા પણ જાગૃત થાય છે વળી હરીફાઈ અને હિસાની પ્રેરણાઓ પણ જાગૃત થાય છે બીજા બાળક કરતા હુ સારુ કરુ છુ એ

પ્રેરણાથી પ્રેરાઈ બાળક બીજાને એ ક્રિયા કરવા દેતું નથી. જો બીજું બાળક વચમાં દખલ કરતું માલૂમ પડે છે તો તરત તે બાળક લડવા તૈયાર થાય છે. આ સમયે આ બધી પ્રેરણાઓને યોગ્ય માર્ગે વાળવી જોઈએ. આ વર્ષો દરમિયાન જે પ્રેરણાઓ જાગૃત થાય છે કે જાગૃત થયેલી હોય છે તે પ્રેરણાઓને યોગ્ય રસ્તે વાળવાના ત્રણ માર્ગો છે : (૧) બાળકને સમજાવીને અને પરસ્પર પ્રેરણાઓનો ઉપયોગ કરીને (આ બાબત વિગતવાર બીજા પ્રકરણમાં ચર્ચવામાં આવી છે). (૨) બોધપ્રદ વાર્તાઓ કહીને (આ સમયે બાળકને કલ્પનાવાળી વાર્તાઓ કે પશુપંખીઓ અને બાળકોની બોધપ્રદ વાર્તાઓ રસપૂર્વક કહેવામાં આવે તો તે તેને બહુ ગમે છે). (૩) નાટ્યપ્રયોગ કરાવીને (આનાથી અનુકરણ કરીને તે મુજબ કરવાની બાળકને મજા પડે છે). પણ આ સમયે એની કામ કરવાની અસ્થિરતાને લીધે કોઈ હેતુસરનું કામ કરાવવાનો પ્રયાસ કરવો જોઈએ નહિ. બાળકને પોતાને જે ગમે તે કરવા દેવું; તેમાં વચમાં પડવું નહિ. જો એની પાસે કોઈ વસ્તુનો પરિચય કરાવવો છે એમ આપણને લાગે, તો આપણે તે વસ્તુ એની નજર સમક્ષ મૂકવી કે એનું એ વસ્તુ તરફ ધ્યાન જાય. જો કોઈ ક્રિયા કરાવવી હોય તો આપણે તે ક્રિયા કરવા માંડવી કે બીજાને કરવા કહેવું, એટલે એનું ધ્યાન એ ક્રિયા કરવા તરફ વળે. આ રીતે આપણે એના વિકાસક્રમથી ઉત્પન્ન થતા સ્વભાવ સાથે અનુકૂળ થઈ બાળકને શીખવવાનો પ્રયાસ કરવો જોઈએ. માબાપ બાળમાનસ સમજતાં નહિ હોવાથી બાળકના વિકાસમાં ઘણી રીતે વિઘ્નરૂપ થાય છે. વધારે પડતા ઉત્સાહથી વધુ પડતુ એને શીખવવા પ્રયાસ કરે છે, અથવા બાળકમાં શીખવાની વૃત્તિ હોય તેને હરેક વખતે વઢી દાબી દે છે. આ કારણથી બાળકને આ વર્ષો દરમિયાન યોગ્ય કેળવણી આપવાના પ્રયોગો થયા છે. તેમાંથી ત્રણ પ્રયોગો પદ્ધતિરૂપે વિકાસ પામ્યા છે. ત્રણથી છ વર્ષનાં બાળકો માટે જે શાળાઓ કાઢવામાં આવે છે તેને બાળ-

(૩) કેળવણીના સિદ્ધાંતો—વ્યવસ્થા ને પદ્ધતિ-ધર્મશિક્ષણ વગેરે.

મૉન્ટેસોરી પદ્ધતિ —

ડૉ૦ મૉન્ટેસોરી મૂળ ઇટાલીના વતની હતા તે સમયનો તે દેશનો સમાજ સ્ત્રી શિક્ષણની વિરુદ્ધ હોવા છતા એમણે વિદ્યાભ્યાસ ચાલુ રાખ્યો હતો, અને ડૉક્ટરની ડિગ્રી મેળવી હતી ડૉક્ટર થતા પછી એમણે મિલમજૂરોના બાળકોની દુર્દશા જોઈ કેળવણીનું કાર્ય હાથમા લીધુ હતુ ડૉક્ટરનો ધધો છોડી શિક્ષણના કાર્યમા ઝપલાવ્યુ હતુ તેમણે મિલમજૂરોના ત્રણથી છ વર્ષના બાળકો માટે એક શાળા કાઢી હતી એવા નાના બાળકોને યોગ્ય શિક્ષણ આપવા સાધનો તૈયાર કર્યા, અને એ સાધનો દ્વારા શિક્ષણ આપવા માડ્યુ શિક્ષણનું ધ્યેય બાળકને સુઘડ, સભ્ય અને બુદ્ધિશાળી બનાવવાનું રાખ્યુ હતુ. બાળકોની જાતસ્વચ્છતા પ્રત્યે ધ્યાન આપીને, તથા સાધનો વાપરવામા કાળજી રખાવીને તેમને સુઘડ બનાવ્યા દરેક બાળકે એકબીજા સાથે, શિક્ષક સાથે, અને માબાપ સાથે કેવી રીતે વર્તવુ તે શીખવી સભ્ય બનાવ્યા સાધનોનો ઉપયોગ કરાવી તેમને ગણિત, ભાષા વગેરેનું પ્રાથમિક જ્ઞાન આપ્યુ એમના બનાવેલા સાધનો કીમતી હોય છે, પણ એવા સાધનો આપણે થોડી કિંમતે લાકડા કે માટીમાથી બનાવી શકીએ છીએ આ પદ્ધતિથી બાળકોમા શિસ્ત આવે છે, અને અભ્યાસ કરવાની તમન્ના જાગે છે (હાલમા એ પદ્ધતિના શિક્ષકો તયાર કરવાનો તાલીમવર્ગ અડિયાર ખાતે ચાલે છે)

પ્રિ-બેસિક પદ્ધતિ.—

જાતજાતની તકલીઓ વગેરે ઉદ્યોગનાં સાધનો ઓરડામા બાળકની નજર પડે એ રીતે મૂકી બાળકને સાધનોનો પરિચય કરાવવામા આવે છે તેને ગોળ પિંડા વાળતા તથા તકલી પર સૂતર ઉકેલતા અને અટેરણ પર વીંટતા શીખવવામા આવે છે. જમીન પર અને

પૂઠા પર ડાબા અને જમણા હાથની આંગળીઓથી તકલી ફેરવવાનો મહાવરો કરાવવામા આવે છે.

ગામ બહાર જુદા જુદા સ્થળોએ તથા બગીચા અને ખેતરોમાં લઈ જઈ એને વસ્તુઓનો પ્રત્યક્ષ પરિચય કરાવવામાં આવે છે. બાળકને પર્યટનમાં લઈ જઈ ત્યાં છૂટા મૂકી દેવામાં આવે છે. બાળકને જેના વિષે જેવો પ્રશ્ન પૂછે તેવો તેને ઉત્તર આપવામાં આવે છે. રમતોદ્વારા અને વાર્તાઓદ્વારા તેમનામાં સારા ગુણો કેળવવા પ્રયાસ કરવામાં આવે છે.

જાત સ્વચ્છતા રાખવા તેમને યોગ્ય મદદ આપવામાં આવે છે. જાત સ્વચ્છતા માટે જરૂરનાં સાધનોનો યોગ્ય ઉપયોગ સંજોગ પ્રમાણે શીખવવામાં આવે છે. બીજાની સેવા કરવાની ટેવ પાડવામાં આવે છે. દરેકને સભ્યતાથી બોલાવવાની ટેવ પાડવામાં આવે છે.

આ રીતે બાળકને સુઘડ, સભ્ય, સેવાભાવી, અને ઉદ્યોગમાં રસ લેતું, અને સંસ્કારી બનાવવાનો પ્રયાસ કરવામાં આવે છે. આનાથી એ દરેક બાબતમાં એવી કક્ષાએ પહોંચે છે કે એ પાયાની કેળવણી ( બેસિક શિક્ષણ ) લેવા યોગ્ય થાય છે.

ઉપર જણાવેલી પદ્ધતિઓથી બાળકમાં સ્થિરતા આવવા માડે છે, અને તે છ વર્ષની ઉમ્મરના બાળકને જે પ્રકારનુ શિક્ષણ મળવું જોઈ એ તે મેળવવા તૈયાર થાય છે. પણ જે બાળકો આવી પદ્ધતિ મુજબ છ વર્ષની ઉમ્મર પહેલાં શીખેલાં હોતાં નથી તેનાં બાળકો કુદરતી રીતે પોતાના ઘરનાં સંબંધીજનોના વર્તનના આઘાત પ્રત્યાઘાતથી અમુક પ્રકારનું શિક્ષણ મેળવે છે. તેમાં સારી અને ખરાબ ટેવોનુ મિશ્રણ હોય છે. ઘણાંખરાં બાળકોમાં સુઘડતા, સભ્યતા કે બુદ્ધિવિકાસનો અંશ હોતો નથી. બાબકમાં ન તો શિસ્ત માલૂમ પડે છે કે ન તો અભ્યાસ કરવાની તમન્ના. કેળવણીની દૃષ્ટિએ એવા બેડોળ સ્વરૂપવાળાં બાળકો છ વર્ષની ઉમ્મરે શિક્ષક પાસે આવે છે.

કેટલાક માબાપ બાળકના ઘરના તોફાનથી કંટાળી પાચ વર્ષ બેમતા કે પાચ વર્ષ પૂરા થતા બાળકને નિશાળે ભણવા મોકલી દે છે એ બધા શાળાનું પ્રાથમિક શિક્ષણ લેવાને અપરિપકવ કહી શકાય, કારણ કે આપણે ઉપર બતાવ્યુ તે મુજબ છ વર્ષે બાળકમા ધ્યાનની સ્થિરતા આવે છે, તો તે અગાઉ બાળકને પ્રાથમિક શાળામા શિક્ષણ લેવા મોકલવો એ કાચી કોઠીએ દાણા ચઢાવવા જેવુ છે.

**બાળકના વિકાસક્રમનો ત્રીજો તબક્કો:—**

આ તબક્કો છથી નવ વર્ષની ઉમ્મરનો છે આ કાળ દરમિયાન શરીરની વૃદ્ધિ સારા પ્રમાણમા થાય છે, અને તેની સાથે મગજનો વિકાસ પણ થાય છે મનની અસ્થિરતા ઓછી થતી જાય છે, અને સ્થિરતાનુ પ્રમાણ વધતુ જાય છે આ કારણથી બાળકને પ્રત્યક્ષ વસ્તુઓનું અવલોકન કરવુ બહુ ગમે છે તેવી વસ્તુઓ વિષે વધુ હકીકત સમજવા પ્રયાસ કરે છે, અને ઘણી સાધારણ કઠિન બાબતો સમજી શકે છે, અને તેને વિષે સારી રીતે હકીકત ગ્રહણ કરી શકે છે. વળી પ્રત્યક્ષ વસ્તુઓ કે, ચિત્રો કે નમૂનાઓ હોય તેનું અવલોકન કરવાનુ બહુ ગમે છે આ રીતે અવલોકન શક્તિના વિકાસકાળનો લાભ લઈ તેને પર્યટન દ્વારા પ્રત્યક્ષ વસ્તુઓ બતાવી તે વસ્તુઓનું જ્ઞાન અવલોકન દ્વારા આપવુ જોઈએ

રમત એ બાળકનુ જન્મસાથી છે એમ કહીએ તો ચાલે, કારણ કે એ જે કાઈ કરે છે તે જાણે રમત કરતુ હોય એમ આપણને લાગે છે પણ આ રમતની પ્રેરણા મનની અસ્થિરતાની માફક છ વર્ષ સુધી અસ્થિર રહે છે પછી મનની સ્થિરતા સાથે રમતમા સ્થિરતા આવે છે, અને તેથી તે જે કાઈ ક્રિયા કરે છે તે ઝાઝો સમય કરી શકે છે એમ છતા શારીરિક ક્રિયાવાળી રમતો કરવાની બાળકને આ કાળ દરમિયાન વધુ ગમે છે જેમા વિચાર કરવાનો હોય તે રમત પર બાળકનુ ઓછું ધ્યાન હોય છે શારીરિક

ક્રિયા કરવાથી રૂપાંતર થતું જતું હોય એ બાબત બાળકને બહુ ગમે છે. એટલે જ છ વર્ષ પૂરાં થતાં શારીરિક ક્રિયાથી થતો કોઈ પણ ઉદ્યોગ બાળકને કરાવીએ તો નવ વર્ષ પૂરાં થતાં સુધીમાં એમાં તે કુશળતા મેળવી લે છે. કોઈપણ ક્રિયા વિષે વિચારો આવવાનો તબક્કો નવ વર્ષ પછી આવે છે. આ અગાઉના કાળ દરમિયાન પરીઓ તેમજ પશુપખીઓ વગેરે જે પ્રત્યક્ષ જોતું હોય તેના વિષેની વાતો બાળકને બહુ ગમે છે. પણ આ કાળ દરમિયાન દૂર દેશના લોકોની વાતો પણ ગમે છે. અહીંનાં લોકો એણે નજરે જોયેલા હોય છે, અને તેમના વિષે અનુભવ મેળવેલો હોય છે, એટલે હવે દૂર દૂર બીજા દેશોમાં બાળકો અને લોકો રહેતાં હોય તે કેવી રીતે રહેતા હશે તે જાણવાની બાળકને જિજ્ઞાસા હોય છે. આ રીતે બાળક પોતાની આસપાસની પરિસ્થિતિના અનુભવ પરથી દૂર દૂર આવેલા દેશોમા કેવી પરિસ્થિતિ હોય છે, દૂર દૂર કેવા દેશો આવેલા છે, તેમા રહેનાર બાળકો, સ્ત્રીઓ અને પુરુષો શું કામ કરે છે વગેરે બાબતો જાણી એના જ્ઞાનમાં ખૂબ વધારો કરી શકે છે. આ જ દરમિયાન એને આકાશમાં દેખાતા સૂર્ય, ચંદ્ર, તારા વગેરે વિષે વાર્તાઓ સાભળવાનું મન થાય છે, અને તે વાર્તાઓ તે ધ્યાનપૂર્વક સાંભળી આકાશી પદાર્થો વિષે ઘણું શીખે છે.

આ કાળ દરમિયાન બાળક જે કાંઈ કરે છે તેમા વ્યક્તિગત વિકાસની કે જ્ઞાન મેળવવાની દૃષ્ટિ હોય છે. હજી એની દૃષ્ટિ વિશાળ થયેલી હોતી નથી દૂર દૂર દેશની તથા આકાશી પદાર્થોની વાતો એ જેમ વધારે સાભળે છે તેમ એનામાં દૃષ્ટિની વિશાળતા આવતી જાય છે, અને ધીમે ધીમે તે વ્યક્તિ પરથી સમાજ તરફ દૃષ્ટિ કરતું થાય છે.

**બાળકના વિકાસક્રમનો ચોથો તબક્કો :—**

આ તબક્કો નવથી બાર કે ચૌદ વર્ષની ઉમર સુધીનો છે. આ કાળને કેટલાક બાર વર્ષની ઉમ્મર સુધી ગણે છે, અને બારમા વર્ષને અગત્યનુ વર્ષ ગણે છે. કેટલાક ચૌદ વર્ષ આ કાળ પૂરો

થાય છે એમ સમજે છે, અને ચૌદમા વર્ષને અગત્યનું વર્ષ ગણે છે ડૉ૦ રવીન્દ્રનાથ ઠાકુરે બારથી ચૌદ વર્ષના બાળકનો કાળ તે વિચિત્ર કાળ ગણેલો છે, કારણ કે તે કિશોરાવસ્થામાંથી યુવાવસ્થાના પ્રથમ કાળમા દાખલ થાય છે આ સમય એના જીવન પરિવર્તનનો અગત્યનો સમય છે, એટલે બાળક આપણને વિચિત્ર અને અવનવી બાબતો કરતુ માલૂમ પડે છે

આ કાળ દરમિયાન બાળકમા સામાજિક દૃષ્ટિ જાગૃત થયેલી હોય છે સંગ્રહ, અનુકરણ અને જિજ્ઞાસાની પ્રેરણાઓ ખૂબ બળવાન હોય છે સાત વર્ષની ઉમ્મરથી તર્કશક્તિના અંકુરો ફૂટે છે, એટલે ક્રમે ક્રમે એનો વિકાસ થઈ નવ વર્ષની ઉમ્મર પછી એ તર્કનો ઉપયોગ સારા પ્રમાણમા કરી શકે છે, એટલે એનામા વિવેકબુદ્ધિનો વિકાસ થતો જાય છે સાચી કઈ અને ખોટી કઈ સારી કઈ અને ખરાબ કઈ એ બાબતો તે જાતે પારખી શકે છે આને લીધે એ સ્વતંત્ર વિચારો કરતુ થાય છે, પણ તે વિચારો હજી શરૂઆતની દશામા હોય છે તે લગભગ ચૌદ વર્ષની ઉમ્મરે દૃઢ થાય છે વસ્તુઓ, મનુષ્યો, પ્રાણીઓ, ઘટનાઓ વગેરે વિષે નિર્ણયો કરી શકે છે એટલે એનામા તેના વિષે સારા કે ખરાબ ભાવો બંધાય છે તે ભાવો મહાવરાથી દૃઢ થાય છે અને ભાવગ્રંથિઓ બંધાય છે

ત્યારબાદ બારથી ચૌદ વર્ષની ઉમ્મર દરમિયાન જીવનનુ સમગ્ર દૃષ્ટિબિન્દુ બદલાવા માંડે છે વિજાતીય તરફ લક્ષ જાય છે, અને એને લીધે અનેક ભાવગ્રંથિઓ (Sentiments) બંધાય છે, જે પાછળના જીવનમા કાર્યોને દોરવણીરૂપ થાય છે શરીરનો સારો વિ[illegible] થાય છે તર્કશક્તિ ખીલેલી હોવાથી દરેક બાબત વિષે નિર્ણય [illegible] અને લોકોના વધુ સહવાસથી અને વાચન વગેરેના [illegible] કરી [illegible] વસ્તુની કસોટી કરીને તેને સાચી કે ખોટી માને [illegible]ને આ [illegible] અવાજમા ફેરફાર થવા માંડે છે એના [illegible] રસન પ[illegible]ાય છે, તેથી આ ઉમ્મરના બાળકનાં

વાણી અને વર્તન ઘણાને પ્રિય લાગતા નથી. આ ક્રમને બાળકના પરિવર્તનના કાળ સમજી બાળક પ્રત્યે બહુ કઠોર થવુ નહિ, તેમજ તેના પ્રત્યે કઠોર વર્તન રાખવુ નહિ.

### બાળકના વિકાસક્રમનો પાંચમો તબક્કો :—

આ તબક્કો ચૌદથી પચીસ વર્ષની ઉમ્મર સુધીનો છે. આને ઘણા લોકો ગધ્ધાપચીસીનો કાળ કહે છે બાળકનું જીવન પચીસ વર્ષે તદ્દન પાકુ થાય છે. તે અગાઉનો સમય એના પાકા થવાને લગતાં કારણોની ક્રાંતિ–ઉત્ક્રાંતિનો સમય છે.

આ કાળ દરમિયાન શરીરવૃદ્ધિ લગભગ વીસ વર્ષ સુધી ચાલુ રહે છે. આપણામા કહેવત છે કે ' વીસે વાન ', એટલે વીસ વર્ષની ઉમ્મરે શરીરની જેવી સ્થિતિ હોય છે તેવી સ્થિતિ પછી જીવન પર્યંત કાયમ રહે છે. ખાસ કરીને શરીરની ઊંચાઈ વીસ વર્ષ પછી ભાગ્યે જ વધે છે ખોરાક મુજબ શરીર જાડું કે પાતળું થાય છે, પણ સામાન્ય રીતે શરીરનો બાંધો કાયમ થઈ જાય છે. પછી તેમા ઝાઝો ફેરફાર થતો નથી. જેવી રીતે શરીરવૃદ્ધિ થાય છે તેવી રીતે શરીરની શક્તિઓ પણ આ સમયે સંપૂર્ણપણે ખીલી જાય છે, અને તે શક્તિ ઘણા લાબા કાળ સુધી રહે છે.

વળી આ કાળ દરમિયાન અવાજમા સંપૂર્ણ ફેરફાર થાય છે, અને જેવો અવાજ આ સમયે હોય છે તેવો અવાજ પછીના જીવનમા ઘણા લાબા કાળ સુધી રહે છે. મગજની શક્તિ પણ આ કાળ દરમિયાન જેટલી ખીલવાની હોય તેટલી ખીલી જાય છે આપણામાં કહેવત છે કે ' સોળે સાન ', એટલે સોળ વર્ષની ઉમ્મરે પૂરેપૂરી સમજણની સ્થિતિ આવી જાય છે ત્યારબાદ બાળક જે શિક્ષણ લે છે તે સમજપૂર્વક લે છે, અને તેનાથી જે ભાવગ્રંથિઓ બંધાય છે તે જીવનપર્યંત રહે છે. પ્રેરણાઓનો પણ વિકાસ એનામા સારા કે માઠા માટે સંપૂર્ણપણે થયેલો હોય છે. સોળ વર્ષ પછી ભાવિના

વિચારો પાકટ થાય છે, અને એણે જીવનમાં કયો માર્ગ લેવો તેનો નિર્ણય થાય છે. ભવિષ્યની આશાઓ બંધાય છે, અને એ અંગેનાં અનેક સ્વપ્ના સેવાય છે.

## બાળકના વિકાસક્રમનો છઠ્ઠો અર્થાત્ છેલ્લો તબક્કો :—

બાળક મટી હવે એ પુરુષ કે સ્ત્રીરૂપે થયું હોય છે. તેના વિકાસક્રમનો પચીસ વર્ષથી ઠેઠ જીવનપર્યંતનો છઠ્ઠો કે છેલ્લો તબક્કો ગણાય છે. આ કાળ દરમિયાન ભાવગ્રંથિમા કે કોઈપણ પ્રકારની શક્તિમા ઝાઝો ફેરફાર થતો નથી, તેમ છતા પ્રેરણા, બળ અને બીજાં બળોની ક્રિયાઓ ઘડપણ સુધી થાય છે. ઘડપણથી એટલે સામાન્ય રીતે સાઠ વર્ષથી તે શિથિલ થવા માંડે છે, એટલે જ કહેવત છે કે 'સાઠે બુદ્ધિ નાઠી', એટલે સાઠ વર્ષની ઉમ્મર પછી કોઈ પ્રકારનો ફેરફાર થતો નથી. મનુષ્ય નવા વિચારો ને આચારો ગ્રહણ કરી શકતુ નથી.

આ પ્રમાણે વિકાસક્રમ સર્વસામાન્ય છે. તેમ છતા જેવી રીતે એક જ જાતના પ્રત્યેક છોડમા કાંઈ ને કાંઈ તફાવત જોવામા આવે છે, તેવી રીતે પ્રત્યેક બાળકમાં કાંઈ ને કાંઈ તફાવત હોય છે એ તફાવતના કારણે શિક્ષણમા વ્યક્તિગત ધ્યાન આપવાની આવશ્યકતાને વધુ મહત્ત્વની ગણવામા આવેલી છે, અને એ સિદ્ધાંત મુજબ પ્રાચીન કાળમા ભારતમા શિક્ષણયોજના ઘડવામા આવી હતી, એટલે વ્યક્તિગત તફાવતો ધ્યાનમા લઈ દરેકને શિક્ષણ આપવામા આવતું હતુ. આ વ્યક્તિગત તફાવતો કયા કારણોને લઈને હોય છે તેની હવે ચર્ચા કરીએ

(૧) દરેક બાળકની જન્મથી શરીર રચનામાં ફેર હોય છે, ~ ~ તેની શરીરવૃદ્ધિમા ફેર પડે છે, અને તેથી તેની શક્તિઓના વિકાસમા ફેર પડે છે (૨) કુટુંબના સસ્કારના તફાવતને લીધે કાર્ય કરવાની રીતમા ફેર પડે છે, અને તેથી પણ બાળકના વિકાસમા

ફેર પડે છે. (૩) વળી શરીરમાં મૂળથી જે ગ્રંથિઓ હોય છે તેની શક્તિ પર તેના વિકાસનો આધાર હોય છે, અને તે મુજબ શરીરના સ્વરૂપમાં અને વિકાસમાં તફાવત હોય છે.

આ સઘળા તફાવતોના પરિણામે મનુષ્યનાં માનસિક બળ અને ગુણ સ્વભાવમાં તફાવત પડે છે. વારસામા ઊતરી આવેલા સંસ્કાર સાથે પ્રાપ્ત કરેલા સંસ્કારનો સુમેળ થાય છે તો તેમાંથી બાળકનો વિકાસ સારી રીતે થયેલો જણાય છે. જેનામાં એક અથવા બીજી બાબતની ખામી હોય છે, અથવા તેનો સુમેળ થયેલો ન હોય તો તેનામાં તેને લીધે વિકાસ સારી રીતે થઈ શકતો નથી. આ બધાં તત્ત્વો શિક્ષણ આપવાના કાર્યમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે.

આ કારણથી બાળકનો વિકાસક્રમ તેમજ વ્યક્તિગત તફાવતો ધ્યાનમાં લઈ જુદા જુદા પ્રકારના શિક્ષણનો અભ્યાસક્રમ ઘડી કાઢવો જોઈએ. વ્યક્તિગત તફાવતોથી બાળક કયા ધંધા માટે યોગ્ય છે તે જાણી શકાય છે. કોઈપણ અભ્યાસક્રમ ઉપર્યુક્ત સિદ્ધાંત મુજબ ઘડવાથી જ બાળકનો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ થઈ શકે છે, અને બાળક સમાજને ઉપયોગી થવાની શક્તિ પ્રાપ્ત કરી શકે છે.

---

પ્રકરણ ત્રીજું

## વિકાસક્રમ પ્રમાણે અભ્યાસક્રમની યોજના કેવી હોય?

બાળકના જીવનના પ્રથમ ત્રણ વર્ષનો અભ્યાસક્રમ નક્કી કરવાની જરૂર રહેતી નથી. કુદરતે એ સમયનો બાળકનો અભ્યાસક્રમ નક્કી કરેલો હોય છે. કોઈપણ વ્યક્તિ એ સમયનો અભ્યાસક્રમ ઘડવાનો પ્રયાસ કરે અને તે મુજબ બાળકને શિક્ષણ આપવાનો પ્રયાસ કરે તો તેમા થાપ ખાધા વિના રહે નહિ, બાળકને શક્તિશાળી અને બુદ્ધિશાળી બનાવવાને બદલે નમાલું અને જડ બનાવી મૂકે એ સમય દરમિયાન માબાપ અને કુદરત સાચામા સાચા શિક્ષક થઈ શકે. બાળકનો સાચો શિક્ષક તો કુદરત છે માબાપ પોતાની અનાવડત અને લાડને લીધે એને બગાડી મૂકે નહિ, તો સાર. આ સમય દરમિયાન માબાપનું કાર્ય તો એ છે કે એ જે શીખે તે જોયા કરવુ, અને જરૂર પડે ત્યા તેને મદદ કરવી પણ માબાપ બાળકના સ્વશિક્ષણના પ્રયત્નમા જેટલી દખલગીરી કરે તેટલુ બાળકને નુકસાન થાય છે, અને તે સ્વશિક્ષણમા પાછુ પડે છે. માબાપે તેટલા માટે તટસ્થ રહેવુ, અને કુદરતને એનું કાર્ય કરવા દેવુ

બીજા તબક્કા દરમિયાન, અર્થાત્ ત્રણ થી છ વર્ષની ઉમ્મર દરમિયાન પણ બને ત્યાં સુધી બાળકને કુદરત પર છોડી દેવુ જોઈએ માબાપમા આવડત હોય, અને બાળમાનસના અભ્યાસને લીધે એની પ્રેરણાઓને વાળવાની અભિલાષા રાખતા હોય તો તેમણે બાળકના આ કાળના શિક્ષણનું કામ માથે લેવુ જો આવડત વગર માબાપ બાળકના કુદરતી શિક્ષણમા દખલગીરી કરે તો બાળકના ભવિષ્યના વિકાસમા એ વિઘ્નરૂપ થઈ પડે એમા શકા નથી આ કાળ દરમિયાન સ્વશિક્ષણ વધારે જોર પકડે છે જો માબાપથી કાંઈ એવા કાર્યો થઈ જાય કે જેથી બાળકનું સ્વશિક્ષણ અટકી જાય કે ઊધા રસ્તે ચાલ્યું જાય તો તે બાબત બાળકના વિકાસને હાનિ-

કાઢ્ક નીવડે છે આ કાળ શિક્ષણની દૃષ્ટિએ શિક્ષણનાં બળોને એકત્રિત અને સંગઠિત કરવાનો છે, એટલે એ કાળ દરમિયાન માબાપનુ વર્તન એના શિક્ષણમા અગત્યનો ભાગ ભજવે છે. આ કારણથી કેળવણીકારોએ બાળકના સ્વશિક્ષણને મદદરૂપ થાય અને માબાપની જગા લઈ બાળકના વિકાસના કાર્યમાં બાળકને શિક્ષણ આપવામા કુદરતને સહાય કરે એવી પદ્ધતિઓ શોધી કાઢી છે, અને તે મુજબ બાળકને કેળવવાની સંસ્થાઓ કાઢવાની યોજનાઓ ઘડી કાઢી છે. એક યોજના કિન્ડર ગાર્ટનની પદ્ધતિ છે, બીજી ડૉ મોન્ટેસોરીના વિચાર મુજબના બાલમંદિરો છે, ત્રીજી પ્રિ-બેસિક પદ્ધતિ છે ત્રણેના ધ્યેય સમાન જ છે અને તે બાળકને સ્વશિક્ષણ લેવામાં મદદ કરવાના એટલે એનામા સ્વશિક્ષણની પ્રેરણા હોય છે તેને વેગ આપી એનું જ્ઞાન વિસ્તૃત અને ઊંડું બનાવવાના. આ ત્રણે પદ્ધતિ વિષેની ચર્ચા ' બાળકના વિકાસક્રમ 'ના પ્રકરણમા કરવામા આવી છે. એ પદ્ધતિઓ મુજબ કામ કરનાર શિક્ષક કે શિક્ષિકાની આવડત પર એ પદ્ધતિની સફળતાનો આધાર છે જો શિક્ષક કે શિક્ષિકા ધીરજ ગુમાવી બાળકને જલદી શીખવી દેવાનો પ્રયાસ કરે અથવા બાળક સાથે ચિડાઈ જાય તો એ પદ્ધતિનો આદેશ માર્યો જાય, અને બાળકને લાભ થવાને બદલે હાનિ પહોચે, એટલા માટે જેણે એ કામ કરવાની જવાબદારી લીધી હોય તેણે પૂરેપૂરી સાવચેતીથી કામ કરવુ જોઈએ

ત્રીજા તબક્કાથી, અર્થાત્ બાળકનુ લગભગ છઠ્ઠું વર્ષ પૂરું થાય ત્યારથી તેને શાળામા મૂકવુ જોઈએ. કેટલાક માબાપો ચાર વર્ષ પૂરા થયા પછી બાળકને શાળામા મૂકવાની તરફેણ કરે છે, પણ ૭ વર્ષ પહેલા બાળકને નિશાળે મોકલવો એ હરેક રીતે બાળકને નુકસાનકારક છે આપણે બાળકના વિકાસક્રમના પ્રકરણમાં ચર્ચા કરી ગયા છીએ કે ૭ વર્ષ અગાઉ બાળકમા શરીર અને મનની સ્થિરતા આવતી નથી. એ અસ્થિરતા અમુક કુદરતી કારણને લીધે

હોય છે. તેની મુદત પૂરી થયા અગાઉ બાળકને શાળામા મોકલવામા આવે તો ને અસ્થિરતા સાથે જે રીતનો એનો વિકાસ સધાળાયેલો છે તે અટકી જાય, અને એના શરીર, બુદ્ધિ અને આત્માને નુકસાન પહોચે. આ કારણથી બાળકને છ વર્ષ પૂરા થયા પછી શાળામા મુકવામા આવે તો જ સારુ

શાળામા મૂકયા પહેલા ઘણાખરા બાળકોએ જે જુદી જુદી બાબતના અનુભવ અને જ્ઞાન મેળવેલા હોય છે તે સામાન્ય રીતે માબાપ પાસેથી તેમજ આસપાસની પરિસ્થિતિના સજોગો મુજબ મેળવેલા હોય છે, એટલે જે બાળકો શાળામા શિક્ષણ લેવા આવે છે તે જુદી જુદી કોટીના અનુભવ અને જ્ઞાનવાળા તેમ જ જુદી કક્ષાના બુદ્ધિ વિકાસવાળા હોય છે, એટલે વાસ્તવિક રીતે શાળામા વ્યક્તિગત શિક્ષણ આપવાની વ્યવસ્થા હોય તો બાળકના સાચા વિકાસ માટે અનુકૂળ વાતાવરણ મળી રહે છે, પણ અત્યારની શાળાઓમા વ્યક્તિગત શિક્ષણ આપવાની વ્યવસ્થા થઈ શકવાનો સભવ નથી જે શિક્ષણ અપાય છે તે સમૂહ રીતે અપાય છે એટલા માટે સૌથી પ્રથમ આપણે અભ્યાસક્રમમા એવી વ્યવસ્થા કરવી જોઈએ કે જેથી શરૂઆતમા શાળામા ભણવા આવેલા બધાં બાળકોની અનુભવ, જ્ઞાન અને બુદ્ધિવિકાસની કક્ષા જેમ બને તેમ સમાન થાય આ ધોરણ પ્રાપ્ત કરવા માટે શરૂઆતમા બાળકનો અભ્યાસક્રમ મુખપાઠનો હોવો જોઈએ વાચવા, લખવા ને ગણવાની શક્તિ લાવવા લેખનથી શરૂઆત કરવી એ ખોટુ છે શરૂઆતમા આપણે એકડો, બગડો, વગેરે સખ્યા ઘૂટાવીને અને ક, ખ, ગ, વગેરે મૂળાક્ષરો ઘૂટવાનુ કામ કરાવીને શિક્ષણની શરૂઆત કરીએ છીએ તે ખોટુ છે, એટલે લેખનથી હરગિજ શરૂઆત નહિ કરવી જોઈએ, પણ બાળકની કક્ષામા આવે એવી આસપાસની જુદી જુદી પરિસ્થિતિમાથી બાળકના અનુભવમા આવે એવી સામાન્ય વાતચીત કરવી જોઈએ આસપાસની પરિસ્થિતિથી બાળકને પરિચિત કરવા

સૌથી પ્રથમ પ્રયાસ કરવો જોઈએ. આ ધ્યેય પ્રાપ્ત કરવા બાળકને ગામમા અને ગામ બહાર થોડે દૂર સુધી પર્યટનો કરાવવાં જોઈએ. પર્યટનો દરમિયાન બાળક સાથે વાતચીત કરી તેનુ ભાષાજ્ઞાન વધારવું જોઈએ, અર્થાત્, પ્રત્યક્ષ વસ્તુઓ બતાવી તેના પર વાતચીત કરી ટૂંકાં ટૂંકાં સાદા વાકયોનુ તેમજ શબ્દોનુ ભંડોળ વધારવા શિક્ષકે પ્રયાસ કરવો જોઈએ. મોએ સંખ્યા ગણત્તરી કરતાં શીખવવુ જોઈએ. સાદા ચિત્રો અને નકશાઓ બનાવતા શીખવવુ જોઈએ. સાદી સાદી ટૂંકી ટૂંકી પશુપક્ષીઓના અને જીવજંતુના જીવનની અને ઐતિહાસિક–હિંમત, સાહસ, ઉદારતા, પરોપકાર, વગેરે સદ્‌ગુણો બતાવતી વાર્તાઓ બાળકને પ્રસંગોપાત્ત કહેવી જોઈએ. ટૂંકી સાદી પ્રાર્થના, કવિતા, વગેરેનો મુખપાઠ કરાવવો જોઇએ. પ્રત્યક્ષ વસ્તુઓનો સામાન્ય વિજ્ઞાનની દૃષ્ટિએ પરિચય કરાવવો જોઈએ. રમતો કરાવીને કે બાળકને જુદા જુદા વિષયના પર્યટનો દ્વારા મેળવેલા જ્ઞાનનો વાતચીત કરાવીને મહાવરો કરાવવો જોઈએ. પર્યટનમાથી મેળવેલી વસ્તુઓનો વ્યવસ્થિત સંગ્રહ કરતાં શીખવવુ જોઈએ. ગામને કે શહેરને અનુકૂળ હોય એવા એકાદ ઉદ્યોગની શરૂઆત કરી બાળકની ઇંદ્રિયો અને બુદ્ધિનો સમન્વય કરવા ઉદ્યોગની ક્રિયાઓ કરાવવી જોઈએ. બાળકને જાતે સ્વચ્છતા રાખતાં શીખવવુ જોઈએ, અને વર્ગ અને શાળાની સ્વચ્છતામાં એમને મોટા બાળકોને નાની નાની બાબતોમા મદદ કરતા કરી નાગરિક જીવનની તાલીમના પ્રાથમિક સંસ્કારો પાડવા જોઈએ. આ પ્રમાણે મોઢેથી ભાષા, ગણિત, ઇતિહાસ, સામાન્ય વિજ્ઞાન, ચિત્રકામ અને શારીરિક શિક્ષણના પ્રાથમિક તત્ત્વોનુ જ્ઞાન બાળકોને આપવુ જોઈએ. ક્રિયાઓથી જ ઉદ્યોગ તથા નાગરિક જીવન જીવવાની કળા શીખવી સાચા સંસ્કાર પાડવા પ્રયાસ કરવો જોઈએ. આ બધી બાબતો મોઢે શીખવવાથી અને વાતચીત દ્વારા પ્રશ્નો પૂછી તેના ઉત્તરો મેળવી શીખવવાથી, અને ઉદ્યોગ તથા નાગરિક જીવનની કળાની

ક્રિયાઓ કરાવવાથી બાળકોની સામાન્ય બુદ્ધિવિકાસ કક્ષા સમાન થવાનો સભવ છે આ પ્રમાણે મોઢે શીખવવાનુ કાર્ય એક વર્ષ સુધી કરવામા આવે તો સારુ, નહિ તો ઓછામા ઓછા છ મહિના એ રીતે બાળકોને મૌખિક શીખવવુ જોઈએ ત્યારબાદ શબ્દ અને વાકય વાચન અને લેખનનો તથા સખ્યા વાચન લેખનનો અભ્યાસ કરાવવો જોઈએ આ બધા અભ્યાસક્રમમા પ્રથમ મૌખિક, પછી વાચન, અને છેલ્લું લેખન લેવુ જોઈએ. આનાથી શિક્ષણનો કુદરતી ક્રમ-શબ્દનો પરિચય, વાચન અને લેખન એ ક્રમ બરાબર જળવાય છે વળી લગભગ છ વર્ષ પૂરા થવાથી અને ઉદ્યોગ વગેરેની ક્રિયાઓ કરવાથી બાળકના આગળા સ્થિર કામ કરવાને લાયક થાય છે બાળકના આગળા સ્થિર થયા પછી જે લેખન શીખવવામા આવે તો બાળકથી અક્ષરો અને આક કરેલા, એક ઘાટીના અને સીધી લીટીઓવાળા લખી શકાય છે, અને તેથી સુદર મરોડદાર અક્ષરો લખવાની બાળકને ટેવ પડે છે.

આ પ્રમાણે નવ વર્ષ સુધી બાળકના અભ્યાસક્રમમા મૌખિક શિક્ષણની વ્યવસ્થા વધારે પ્રમાણમા હોવી જોઈએ વાચન અને લેખન જેમ બને તેમ ઓછું હોવું જોઈએ આમ કરવાથી બાળકની સ્મરણશક્તિ તેમજ સમજશક્તિ ખૂબ વિકાસ પામે છે મૌખિક થઈ શકે તેવી બાબતો લખાણ કરાવીને કરાવવાથી બાળકનો વધારે સમય જાય છે જે કામ સહેલાઈથી થોડા સમયમાં થઈ શકે તેને માટે એને વધારે સમય ગુમાવવાની ખોટી ટેવ પડે છે એ ટેવ દૃઢ થઈ જવાથી કાયમ માટે એને હાનિકારક નીવડે છે

સાતથી નવ વર્ષ સુધીનો બાળકનો જે અભ્યાસક્રમ નક્કી કરવામા આવે તેમા ઉદ્યોગ, રમત, પર્યટન અને નાગરિક જીવનની તાલીમને અગ્રસ્થાન આપવુ જોઈએ, એટલે દરરોજના શિક્ષણના સમયપત્રકમા આ બાબતની ખાસ જોગવાઈ રાખવી જોઈએ બીજા વિષયો જેવા કે-ભાષા, ગણિત, ચિત્રકામ, સગીત, સામાન્યવિજ્ઞાન,

ઇતિહાસ અને ભૂગોળ–ઉપર જણાવેલી ચાર બાબતમાંથી ફલિત થાય, અથવા એ બાબતો દ્વારા જુદા જુદા વિષયના જુદા જુદા મુદ્દાઓનો મહાવરો થઈ શકે એ રીતે સમયપત્રકમાં બીજા વિષયોનું શિક્ષણ રાખવું જોઈએ ઉદ્યોગ કરાવતી વખતે ગણિત, સામાન્યવિજ્ઞાન, નાગરિક જીવન, ઇતિહાસ, ભૂગોળ, ભાષા, ચિત્રકામ, વગેરેના મુદ્દાઓ શીખવી શકાય એમ હોય છે. રમત સાથે ગણિત, ભાષા, ચિત્રકામ, સંગીત, વગેરેના મુદ્દાઓ સાંકળી શકાય એમ હોય છે. તે જ મુજબ પર્યટન અને નાગરિક જીવનની તાલીમ સાથે ઇતિહાસ, ભૂગોળ, સામાન્યવિજ્ઞાન, ગણિત, ચિત્રકામ, વગેરે વિષયોના મુદ્દાઓ શીખવી શકાય એમ હોય છે વિગતવાર અભ્યાસક્રમ ઉપર દર્શાવેલા સિદ્ધાંત મુજબ ઘડવામા આવે તો બાળકનો સારી રીતે બુદ્ધિ વિકાસ થઈ શકે છે.

નવ વર્ષ સુધીના અભ્યાસક્રમમા મૌખિક શિક્ષણ પર વધુ ધ્યાન આપવાની જરૂર હોવાથી અભ્યાસના સમયને અંતે એટલે દરેક વર્ષના અંતે તેમની બુદ્ધિકક્ષાની કસોટી માટે જે પરીક્ષાની યોજના તૈયાર કરવામા આવે છે તે ઘણીખરી મૌખિક લેવાની હોવી જોઈએ. લેખનકામ કેવું કરી શકે છે તે જાણવાને લેખનની પરીક્ષા હોવી જોઈએ. વિષયોની પરીક્ષા તો મૌખિક જ રાખવી જોઈએ આ સમયે બાળકનું વધુ ધ્યાન રમત પર હોય છે, એટલે એને લખવા કરતા મોઢે કે રમતથી કામ કરવાનું વધુ ગમે છે, માટે મૌખિક પરીક્ષા આ ઉમ્મરના બાળકો માટે ખાસ જરૂરની છે.

ચોથા તબક્કામા એટલે નવ વર્ષ પછીના બાળકના કાળમાં એનામા તન અને મનની ચોક્કસ સ્થિરતા આવી ગઈ હોય છે. તર્ક શક્તિ જાગૃત થયેલી હોય છે, એટલે બાળક લેખનકામ વધારે પ્રમાણમાં કરી શકે છે. તેમ છતા બાળકને મૌખિક શિક્ષણમાંથી એકદમ લેખિત શિક્ષણમા કે ખૂબ વાચન શિક્ષણમા લઈ જવાનું નથી. ક્રમે ક્રમે મૌખિક શિક્ષણ ઓછું કરતા જવું જોઈએ, અને વાચનનો અભ્યાસ અને લેખિત શિક્ષણ વધારતા જવું જોઈએ.

એનો અર્થ એ થયો કે નવ વર્ષ પહેલા લગભગ ૮૦ થી ૯૦ ટકા મૌખિક શિક્ષણ રાખ્યુ હોય તો નવ વર્ષ પછી એક વર્ષ ૬૦ થી ૭૦ ટકા મૌખિક શિક્ષણ હોવુ જોઈએ બીજા વર્ષે ૪૦ થી ૫૦ ટકા મૌખિક શિક્ષણ હોવુ જોઈએ ત્રીજા વર્ષે ૨૦ થી ૩૦ ટકા મૌખિક શિક્ષણ રાખવુ જોઈએ ચોથા વર્ષે મૌખિક શિક્ષણ નહીં હોય તો ચાલે આ મુજબ પહેલા ત્રણ ધોરણમા લગભગ બધુ મૌખિક શિક્ષણ હોવુ જોઈએ, અને તે ચોથાથી ઓછુ થઈ જઈ સાતમા ધોરણના મૌખિક શિક્ષણ નામનુ રહેવુ જોઈએ એ જ રીતે પરીક્ષામા પણ મૌખિક અને લેખિત એમ બે ભાગ રાખવા જોઈએ સાતમા ધોરણમા તદ્દન લેખિત પરીક્ષા થાય તો ચાલે

શાળાના સાત ધોરણના અભ્યાસથી બાળકની બુદ્ધિનો એટલો વિકાસ થાય છે, અને એનુ જ્ઞાન એ કક્ષાએ પહોચે છે કે તે પોતાનુ સામાન્ય જીવન સરળતાથી ગાળી શકે છે, અને પોતાનો જીવન નિર્વાહ કરવાની સપૂર્ણ શક્તિ એનામા આવે છે આપણે અભ્યાસ ક્રમ વિષે ઉપર જે ચર્ચા કરી તે મુજબ ગમે તે ઉદ્યોગમાં બાળકને સાત ધોરણ સુધીમા સંપૂર્ણ કુશળતા પ્રાપ્ત થઈ જાય એવુ ધ્યેય આપણે રાખવાનુ છે, એ ઉપરાત ઉદ્યોગને લગતુ સમાજ અને કુદરત સબધી સામાન્ય જ્ઞાન પણ બાળકને મળી જાય એવી યોજના કરવાની છે વળી સમાજ વ્યવહાર એટલે નાગરિક જીવન જીવવાની સપૂર્ણ કળા એ પ્રાપ્ત કરી શકે એવી વ્યવસ્થા કરવાની છે ગાધીજીએ એ જ વિચારો પોતાના કેળવણીના પુસ્તકમા રજૂ કર્યા છે આ કારણથી આટલા અભ્યાસથી જીવન વ્યવહારમા પડવામા એને કાંઈ વાધો આવતો નથી આટલુ શિક્ષણ તો દરેક બાળકને તેના વિકાસ માટે મળવુ જોઈએ કે જેથી તે સહકારમૂલક સમાજ બનાવી શકે અને તેમા પોતાનુ જીવન સફળતાથી વિતાવી શકે આ પ્રાથમિક અને જીવનનો મહત્ત્વનો તબક્કો બારથી ચૌદ વર્ષની ઉમ્મરે પૂરો થાય છે

શાળા કેળવણીનો બીજો તબક્કો ચૌદ વર્ષની ઉમ્મર પછી શરૂ

થવો જોઈએ, અને તે લગભગ પચીસ વર્ષ સુધી ચાલવો જોઈએ. પચીસ વર્ષ પહેલાં બાળકમા સંપૂર્ણ પાકટ બુદ્ધિ થઈ જાય છે, અને શરીરનો વિકાસ પણ સંપૂર્ણપણે થઇ જાય છે. જે બાળકને પૂર્ણ વિકસિત કરવુ હોય તો દરેક બાળકને પચીસ વર્ષ સુધી અભ્યાસ કરવાની તક અને સગવડ મળવી જોઈએ, પણ અત્યારના સામાજિક, આર્થિક અને રાજકીય સંજોગોને લીધે એ બાબત શકય નથી, એટલે પ્રથમ તબક્કાનુ શિક્ષણ દરેકને મળે એટલી વ્યવસ્થા તો સમાજ કે રાજય તરફથી થાય તો તે ઇચ્છવા યોગ્ય છે, બલ્કે ખાસ આવશ્યક છે.

અત્યારની કેળવણીની યોજનામાં પ્રાથમિક, માધ્યમિક અને ઉચ્ચ એમ શિક્ષણના ત્રણ વિભાગ પાડવામા આવ્યા છે પણ તે અકુદરતી છે, કારણ કે એ વિભાગો અંગ્રેજી ભાષાનુ શિક્ષણ તેમજ અંગ્રેજી ભાષા દ્વારા બીજા વિષયોનુ શિક્ષણ આપવા ખાતર રાખવામાં આવ્યા હતા એમા વિષયોના મુદ્દાઓનુ પુનરાવર્તન જ થયુ હતુ. વિષયોના જ્ઞાનમા ખાસ વધારો થતો નહોતો. હવે અંગ્રેજી ભાષા દ્વારા બીજા વિષયોનું શિક્ષણ આપવાને બદલે માતૃભાષા દ્વારા એ શિક્ષણ અપાય છે. વળી અંગ્રેજીનુ મહત્ત્વ આપણા દેશમા રાજકીય ક્ષેત્રમા ઓછુ થવા માડ્યુ છે, અને એનું સ્થાન હિંદીને આપવાનું છે, એટલે અંગ્રેજ લોકોએ અંગ્રેજી ભાષાના તથા ભાષા દ્વારા ઇતર વિષયોના શિક્ષણને લીધે શિક્ષણ આપવાના જે વિભાગો કર્યા તે યોગ્ય નથી, તેમા ફેરફાર કરવાની જરૂર છે. અંગ્રેજોએ ઇંગ્લંડમાં બાળકના સાત વર્ષના અભ્યાસ પછી ઉચ્ચ કેળવણી આપવાની વ્યવસ્થા કરી છે તે રીતે સાત ધોરણની પ્રાથમિક શાળાના શિક્ષણ પછી, અત્યારની માધ્યમિક શાળાના શિક્ષણની જરૂર નથી પ્રાથમિક શિક્ષણ પછી તરત જ ઉચ્ચ કેળવણી આપવાની વ્યવસ્થા થવાની જરૂર છે.

બાળકના વિકાસક્રમની અગાઉ ચર્ચા કરી ગયા તે પરથી એમ સ્પષ્ટ થાય છે કે, કેળવણીની યોજનામા બાળકને શિક્ષણ આપવાના

બે મુખ્ય વિભાગ પાડવા જોઈએ પહેલે વિભાગ બાળકની ચૌદ વર્ષની ઉમ્મરે પૂરો થાય, અને બીજો વિભાગ પચીસ વર્ષની ઉમ્મરે પૂરો થાય. ચૌદ વર્ષે એસ. એસ સી જેવી શાળાંત પરીક્ષા કે ઉચ્ચ કેળવણી લેવાની લાયકાત માટેની પરીક્ષા રાખવી જોઈએ ત્યારબાદ શિક્ષણની જુદી જુદી શાળાઓમા જુદા જુદા વિષયનુ ખાસ જ્ઞાન આપવાની વ્યવસ્થા થવી જોઈએ જે બાળકને સાક્ષરી જ્ઞાન લેવુ હોય તે તે પ્રકારની ઉચ્ચ કેળવણીની સસ્થામા જોડાય, જે બાળકને 'ટેકિનકલ' (Technical) જ્ઞાન મેળવવુ હોય તે તે પ્રકારની 'Technical' સસ્થામા જઈ અભ્યાસ કરે, જે બાળકને વૈદકીય જ્ઞાન લેવુ હોય કે વૈજ્ઞાનિક શિક્ષણ લેવુ હોય તે તેને માટે યોગ્ય સસ્થામા દાખલ થઈ શિક્ષણ લે આની રીતે જ્ઞાનની જુદી જુદી શાળાઓની જુદી જુદી સંસ્થાઓ સ્થાપવી જોઈએ આ કારણથી અત્યારની કેળવણીની યોજનામા મૂળભૂત ફેરફાર કરવાની જરૂર છે. માધ્યમિક શાળાઓને કાઢી નાખવાની જરૂર છે જો માધ્યમિક શાળા રાખવી હોય તો તે ઉચ્ચ કેળવણીના પ્રાથમિક તબક્કાનુ જ્ઞાન આપવાને રાખવી જોઈએ અત્યારે માધ્યમિક શાળાનું શિક્ષણ ઉચ્ચ કેળવણી લેવાના ક્રમમા દાખલ થવાની લાયકાત મેળવવા માટેનું શિક્ષણ ગણાય છે તે ધ્યેય બદલી માધ્યમિક શાળાને ઉચ્ચ કેળવણીના પ્રાથમિક તબક્કાનુ શિક્ષણ આપવાની સસ્થા કરી નાખવી જોઈએ, એટલે એ મુજબ એના અભ્યાસક્રમમા મૂળભૂત ફેરફાર કરવાની જરૂર રહે છે. જ્યા સુધી એવી રીતે કેળવણીની યોજનામા ફેરફાર કરવામાં આવશે નહિ ત્યાં સુધી કુદરતી વિકાસ ક્રમ મુજબ કેળવણી આપવાની વ્યવસ્થા થયેલી કહેવાશે નહિ

આ ઉચ્ચ કેળવણીના વિભાગમા પ્રાથમિક તબક્કો ત્રણ કે ચાર વર્ષનો, બીજો તબક્કો ત્રણ કે ચાર વર્ષનો, અને ત્રીજો તબક્કો બે કે ત્રણ વર્ષનો રાખવો જોઈએ. અત્યારની માધ્યમિક શાળાઓને ઉચ્ચ કેળવણીના પ્રથમ તબક્કાના અર્થાત્ નીચલી કક્ષાના મહા

વિદ્યાલયો બનાવવાં જોઈએ. તેમાં ઉપર કહ્યા મુજબ જુદા જુદા વિષયોમાંથી થોડા વિષયોનુ પ્રથમ તબક્કાનુ જ્ઞાન આપવાની વ્યવસ્થા હોવી જોઈએ. એનો અભ્યાસક્રમ ત્રણથી ચાર વર્ષનો રાખવો જોઈએ. એ સંસ્થાની છેલ્લી પરીક્ષામાં પાસ થનારને બીજા તબક્કાની ઉચ્ચ કેળવણીની સંસ્થામાં દાખલ કરવાની જોગવાઈ હોવી જોઈએ. એ મધ્ય કક્ષાનાં મહાવિદ્યાલયો ગણાવાં જોઈએ. એમાં ત્રણથી ચાર વર્ષનો અભ્યાસક્રમ રાખવો જોઈએ. એ અભ્યાસને અંતે પાસ થનારને સ્નાતકની પદવી આપવી જોઈએ. ત્યારબાદ ઉચ્ચ કક્ષાનાં મહાવિદ્યાલય રાખવા જોઈએ. એમાં સ્નાતક થયેલા વિદ્યાર્થીઓને માટે બેથી ત્રણ વર્ષનો અભ્યાસક્રમ રાખવો જોઈએ; અને એમા સૌથી ઉચ્ચ કોટિનું જ્ઞાન આપવુ જોઈએ. એ સંસ્થાના અભ્યાસને અંતે પાસ થનારને નિષ્ણાતની પદવી આપવી જોઈએ આ રીતે લગભગ પચીસ વર્ષે બાળક કોઈપણ વિષયનું નિષ્ણાત થઈ બહાર પડે એવી સમગ્ર કેળવણીની વ્યવસ્થા થવી જોઈએ. આવા પ્રકારની કેળવણીની યોજના થાય તો જ તે બાળકના વિકાસક્રમને અનુકૂળ થાય અને તેને લીધે બાળકની બધી શક્તિઓનો સારી રીતે વિકાસ સધાય, અને તો જ એ સારી રીતે સમાજને ઉપયોગી કાર્ય કરી શકે.



## પ્રકરણ ચોથું

# અભ્યાસના માર્ગો

બાળક માફક શિક્ષકે પણ પોતાનો સર્વાંગી વિકાસ સાધેલો હોવો જોઈએ, તો જ તે શિક્ષક બાળકને તેનો સર્વાંગી વિકાસ સાધવામા સહાયભૂત થઈ શકે. એટલા માટે અહીં દર્શાવેલા અભ્યાસના માર્ગો બાળક માફક શિક્ષકને પણ અગત્યના છે. જેટલા પ્રમાણમા એ માર્ગો શિક્ષકે ગ્રહણ કર્યા હશે તેટલા પ્રમાણમા તે વિષયોના જ્ઞાનમા સંપૂર્ણ થઈ શકશે અને બાળકને સંપૂર્ણ બનાવી શકશે.

અભ્યાસ કરવામા, એટલે વાચવા લખવા, અવલોકન કરવા, ક્રિયા કરવા કે બીજા કોઈ પ્રકારમા—એકાગ્ર ચિત્ત અથવા ધ્યાન એ સૌથી મહત્ત્વનુ છે. ધ્યાન કે એકાગ્ર ચિત્ત વિના કોઈપણ જ્ઞાન પ્રાપ્ત થતુ નથી. ધ્યાન કે એકાગ્ર ચિત્ત કેવી રીતે પ્રાપ્ત કરી શકાય તેનો આપણે વિચાર કરીએ. મૂળમા તો ધ્યાન પ્રાપ્ત કરવાને બાળકની મગજશક્તિ બળવાન અને નીરોગી જોઈએ. તેનો સ્વભાવ સ્થિર (ચંચળ નહિ) હોવો જોઈએ. વારસામા ઊતરી આવેલા અને પ્રાપ્ત કરેલા સંસ્કાર સારા હોવા જોઈએ, અર્થાત્ સારી ટેવો પાડેલી હોવી જોઈએ. જો ઉપર્યુક્ત બાબતો બાળકમાં સુદૃઢ થયેલી હોય તો તે સહેલાઈથી ધ્યાન રાખી શકે છે. કોઈપણ અભ્યાસના મુદ્દા પર બાળકનુ એકાગ્ર ચિત્ત કરવા માટે મૂળ તો બાળકને તે શીખવાના તરતના કે ભાવિના હેતુ વિષે ભાન થવુ જોઈએ. સારા જીવન વિકાસની જરૂરિયાત એને માલૂમ પડે અને આ મુદ્દાથી સારા જીવન વિકાસનો તરત કે ભવિષ્યમા હેતુ સરે એમ જો એનુ લાગે તો એ બાબત શીખવા પ્રત્યે એનુ વલણ થાય. એટલે બાળકને એ શીખવામાં રસ પડે. પણ આ રીતે જાગૃત થયેલી ભાવના સંપૂર્ણ ધ્યાન કેન્દ્રિત કરવા પૂરતી નથી. એને માટે વધારામાં બાળકની ઇચ્છાશક્તિ

પ્રબળ જોઈ એ બધી બાબત પોતાના હિતમા છે એમ એને સમજાય છતા જો પ્રમાદી જીવન હોય, એટલે ઇચ્છાશક્તિ બળવાન ન હોય તો એ જાગૃત થયેલી ભાવના (રસ) ધીમે ધીમે મંદ થતી જાય છે, એટલા માટે બાળકને ધ્યાનસ્થ કરવા ઇચ્છાશક્તિનું બળ અનિવાર્ય છે પણ ઇચ્છાશક્તિનું બળ હોય તેમ છતા પ્રયત્ન કરવામા મોળાશ હોય તો તે પણ બાળકને એકાગ્રચિત્તથી અભ્યાસ કરવામા વિક્ષેપરૂપ થાય છે આ કારણથી બાળકને ધ્યાનસ્થ કરવા હેતુસૂચક કે પૂરક ભાવના, ઇચ્છાશક્તિ અને પ્રયત્ન જરૂરના છે. આમ કોઈપણ પ્રકારના અભ્યાસમા આ બધી બાબતોનો સમન્વય થઈ બાળક ધ્યાનસ્થ થાય તો જ તે સંપૂર્ણ રીતે શીખી શકે છે, અને તેનો સર્વાંગી વિકાસ થવાનો સંભવ રહે છે વર્ગમા શિક્ષક બાળકને અભ્યાસક્રમ મુજબ શિક્ષણ આપે તેટલાથી કાંઈ બાળકનો સર્વાંગી વિકાસ સાધી શકાતો નથી એ વિકાસ પ્રાપ્ત કરવા માટે બાળકે અભ્યાસના વિવિધ માર્ગો ગ્રહણ કરવા જોઈ એ.

**૧. ચર્ચા, અધ્યયન અને મનન :**

સૌથી પ્રથમ માર્ગ તો શિક્ષક પાસેથી અભ્યાસક્રમ મુજબ વર્ગમા પ્રાપ્ત કરેલા જ્ઞાનને પચાવીને જ્ઞાનને બુદ્ધિ સાથે એકરૂપ કરી દેવુ. મેળવેલું જ્ઞાન પચાવવાની ત્રણ રીતો છે (૧) ચર્ચા, (૨) અધ્યયન, (૩) મનન શાળામાથી ઘેર ગયા પછી અથવા શાળામા નવરાશની વેળાએ બાળકોએ ભેગા મળી જે મુદ્દાઓ શિક્ષકે શીખવ્યા હોય તે વિષે ચર્ચા કરી જવી આનાથી સત્યાસત્યનો તેમજ દરેક બાળક કેટલુ અને કેવા પ્રકારનુ ગ્રહણ કરી શકયુ છે તેનો બરાબર ખ્યાલ આવે છે, અને ચર્ચાથી દરેક બાળકનું જ્ઞાન વધારે સ્પષ્ટ થાય છે શિક્ષક આ કાર્ય માટે બાળકોને જુદા જુદા મંડળો રચવાની પ્રેરણા આપી તેમનું જ્ઞાન દૃઢ કરવામા તેમને મદદરૂપ થઈ શકે છે બીજો માર્ગ અધ્યયનનો છે અધ્યયન એટલે આપણે જે વાચ્યું કે સાભળ્યુ હોય તેનો વિચાર કરી જવો આને માટે વર્ગમા શિક્ષણનૂં

કાર્ય ધીમે ધીમે થવુ જોઈએ કે જેથી બાળકને શિક્ષક પાનેથી મળેલી બાબતોનું અધ્યયન કરવાનો સમય મળે શિક્ષક ઉતાવળે વિવેચન કરી જાય તે ખોરાકને ઉતાવળા ઉતાવળા ગળી જવા જેવુ છે શિક્ષક ધીમે ધીમે શીખવે અને બાળકને વિચાર કરવાનો સમય આપે તો તે ખોરાકને ચાવી ચાવીને ખાવા જેવુ છે જે પહેલી વીને શિક્ષકે શીખવ્યુ હોય તો તે જ્ઞાન દૃઢ કરવા માટે મનન કરવુ પડે, એટલે વાગોળીને પાછું ચાવી જવુ પડે, એટલે એકાતમા બેસી એના વિષે વિચાર કરી જવો પડે આ મુજબ ચર્ચા અધ્યયન અને મનન જ્ઞાન દૃઢ કરવાના અગત્યના સાધનો છે તેમનો ઉપયોગ શિક્ષકે તેમજ બાળકે અવશ્ય કરવો જોઈએ

૨. અવલોકન અને પ્રયોગ :

મનુષ્યો બીજા પ્રાણીઓથી ખાસ કરીને ત્રણ બાબતમા જુદા પડે છે. એક તો મનુષ્યોમા જે પ્રકારની અવલોકનશક્તિ હોય છે તેવી બીજા પ્રાણીઓમાં હોતી નથી મનુષ્ય અવલોકનશક્તિ દ્વારા અનુકરણ કરી વિવિધ પ્રકારના સાધનો તૈયાર કરી શકે છે, તેનો ઉપયોગ પ્રયોગથી ઉપજાવી કાઢે છે પ્રેરણા, કલ્પના અને સમજનો સમન્વય સાધી નવુ નવુ સર્જન કરી શકે છે જે બાબતોનું અસ્તિત્વ નરી આંખે જણાતુ હોય તેવી બાબતોને કલ્પનાથી મિશ્ર કરી કદી પણ કોઈના જોવામા ન આવ્યુ હોય તેવી રીતે તેને મનુષ્યો સમક્ષ નવા સ્વરૂપમા રજૂ કરી શકે છે મનુષ્યે અવલોકનશક્તિથી કુદરતની અકળિત બાબતોને તેમને સમજાય એવી કરી છે ઘણીયે બાબતો જે પ્રાચીન કાળમા અદ્ભુત રહી હતી તે હાલ સામાન્ય થઈ ગઈ છે

વળી મનુષ્યોમા પ્રયોગ કરવાની શક્તિ છે એ શક્તિથી મનુષ્ય જુદી જુદી બાબતો વિષે અગાઉ ન સમજાયેલા હોય અથવા ન જણાયેલા હોય એવા નિર્ણયો કરે છે, અને એ રીતે પોતાના જીવનની સગવડો પૂરી પાડી શકે છે ત્રીજુ, મનુષ્ય જે સાધનો તૈયાર કરે છે તેનો હાથ દ્વારા ઉપયોગ કરી શકે છે આ શક્તિનો વિકાસ થવાથી

રાખવુ એ વધારે અગત્યનું છે. વળી દેશમા થતાં ધાન્યો, ખનિજ પદાર્થો, દેશની કારીગીરીની વસ્તુઓ, ઐતિહાસિક નમૂનાઓ, વગેરે દરેક ગામના સંગ્રહસ્થાનમા મૂકવામા આવે તો તે બાળકને અભ્યાસ માટે બહુ ઉપયોગી થઈ પડે. દેશ કે પરદેશના સારા નમૂનાઓ પ્રદર્શનરૂપે વારંવાર ગામના ચોરામા, શાળામા કે બીજી કોઈ જગાએ મૂકવામા આવે તો તે બાળકને જ્ઞાન મેળવવામા અતિ ઉપયોગી થઈ પડે. શિક્ષકો શાળામાં બાળકોના વિવિધ કામની વસ્તુઓ કે લખાણુ કામોનું પ્રદર્શન કરે તો તેનાથી બાળકોમા હરીફાઈ જાગ્રત થાય અને તેના પરિણામે નમૂનાનું કામ જોઈ અનુકરણથી સારું કામ કરવા બાળક પ્રેરાય.

૭. વર્તમાનપત્રો અને ચોપાનિયાં

બાળકે એકાદ દૈનિક પત્ર વાચી પોતાની આસપાસ, પોતાના જિલ્લામા, પોતાના પ્રાતમા, પોતાના દેશમા, અને અન્ય દેશોમા શી રાજકીય, આર્થિક અને સામાજિક ઘટનાઓ બને છે તેનાથી વાકેફ રહેવુ જોઈએ વળી આપણા દેશના તેમજ અન્ય દેશોના મહાન રાજપુરુષો, અર્થસચિવો, અને તત્ત્વચિંતકો વગેરે શી વાતો કરે છે તે વાચી જુદા જુદા વિષયોનું આપણું જ્ઞાન વિસ્તૃત બનાવવુ જોઈએ વળી નવી નવી શોધખોળો થતી હોય, નવાં નવા સાહસો કરી નવી નવી બાબતોનું જ્ઞાન મેળવાતું હોય તે બધી બાબતો બાળક વર્તમાનપત્રો અને ચોપાનિયા દ્વારા જાણી શકે છે.

૮. ક્રિયાશીલ પ્રવૃત્તિઓ ( Hobbies ):

દરેક બાળકને ખાસ કરીને એકાદ પ્રવૃત્તિ કરવાનો શોખ હોવો જોઈએ, અને નવરાશનો ઘણોખરો વખત તે એવી કોઈ પ્રવૃત્તિમાં ગાળતુ હોવુ જોઈએ. આ મુજબ કરવાથી એના[illegible]ક પ્રકારની વિશેષતા આવે છે, અને અમુક પ્રકારના જ્ઞાનમા [illegible]ત બનાવે છે. એ પ્રવૃત્તિઓ નીચે દર્શાવ્યા મુજબની કોઈ [illegible]એ.

(૧) પ્રવાસ, (૨) કુદરતનો અભ્યાસ, (૩ [illegible] ‘ુ કે

બતાવવાની ફિલ્મો જો અભ્યાસને લગતી હોય, અથવા પોતાના દેશ વિષેનું તેમજ અન્ય દેશ વિષેનું જ્ઞાન વિસ્તૃત કરે એવી હોય તો તેવી ફિલ્મો બતાવવાથી બાળકને ઘણો લાભ થવા સંભવ રહે છે. પણ જો તે ફિલ્મો બાળકના જ્ઞાન અને ચારિત્ર્યના વિકાસ માટે બીનઉપયોગી હોય તો એવી બતાવવી નિરર્થક છે. એટલે તેવા ચિત્રો કે ફિલ્મો બાળકોને બતાવવા નહિ. કેળવણીમાં વૃદ્ધિ કરે એવા જ ચિત્રો ને ફિલ્મો બતાવવા જોઈએ.

૫. પ્રવાસ અને પર્યટન :

બાળકેળવણીમાં પ્રવાસ અને પર્યટનનું ઓછું અગત્ય નથી. પર્યટન ઓછા અર્થમાં પ્રત્યક્ષ જ્ઞાન મેળવવાનું સારામાં સારું સાધન છે. પણ જો કોઈપણ પ્રકારની નેમ વિના પ્રવાસ કે પર્યટન કરવામાં આવે તો આપણે એનાથી જેટલો લાભ થવાનો માનીએ છીએ તેટલો લાભ થતો નથી, છતાં નેમ વગર પણ પ્રવાસ કે પર્યટન કરવામાં આપણે કુદરત અને સમાજ સાથે સંસર્ગમાં આવીએ, એટલે ઘણી વસ્તુઓ આપમેળે શિખાઈ જાય છે. પણ જો નેમપૂર્વક પ્રવાસ કે પર્યટન ગોઠવવામાં આવે તો તેનાથી બાળકને ઘણું શીખવાનું મળે છે. શિક્ષક એમાં બાળકને બહુ સારી મદદ કરી શકે છે. તેમ છતાં જો બાળક પ્રવાસ કે પર્યટનના વર્ણનો લખવાં, પ્રવાસ કે પર્યટન દરમિયાન નોંધ લખતા જવું, ચિત્રો પાડતા જવું, નકશાઓ, આલેખો વગેરે પાડતા જવું—એ બધા કામ કરે તો હંમેશા માટે બહુ ઉપયોગી સાહિત્ય તૈયાર કરી શકે, અને બીજાને એનો લાભ આપી શકે. પ્રવાસ કે પર્યટન સમયે જે ઉપયોગી કે અદ્દભુત વસ્તુઓ મળે તેનો સંગ્રહ કરે તો પણ તે બાળકને અભ્યાસમાં ઘણું લાભદાયી નીવડે.

૫. સંગ્રહ અને પ્રદર્શન :

પ્રવાસ કે પર્યટન સમયે વસ્તુઓનો સંગ્રહ કરવો એ ખાસ જરૂરનું છે, અને તેને એક સ્થાન પર તેના વિષે હકીકત લખી મૂકી

રાખવું એ વધારે અગત્યનું છે વળી દેશમાં થતાં ધાન્યો, ખનિજ પદાર્થો, દેશની કારીગીરીની વસ્તુઓ, ઐતિહાસિક નમૂનાઓ, વગેરે દરેક ગામના સંગ્રહસ્થાનમા મૂકવામા આવે તો તે બાળકને અભ્યાસ માટે બહુ ઉપયોગી થઈ પડે દેશ કે પરદેશના સારા નમૂનાઓ પ્રદર્શનરૂપે વારવાર ગામના ચોગામા, શાળામા કે બીજી કોઈ જગાએ મૂકવામા આવે તો તે બાળકને જ્ઞાન મેળવવામા અતિ ઉપયોગી થઈ પડે. શિક્ષકો શાળામાં બાળકોના વિવિધ કામની વસ્તુઓ કે લખાણ કામોનું પ્રદર્શન કરે તો તેનાથી બાળકોમા હરીફાઈ જાગ્રત થાય અને તેના પરિણામે નમૂનાનું કામ જોઈ અનુકરણથી સારું કામ કરવા બાળક પ્રેરાય.

૭. વર્ત્તમાનપત્રો અને ચોપાનિયાં

બાળકે એકાદ દૈનિક પત્ર વાચી પોતાની આસપાસ, પોતાના જિલ્લામા, પોતાના પ્રાતમા, પોતાના દેશમાં, અને અન્ય દેશોમા શી રાજકીય, આર્થિક અને સામાજિક ઘટનાઓ બને છે તેનાથી વાકેફ રહેવુ જોઈ એ વળી આપણા દેશના તેમજ અન્ય દેશોના મહાન રાજપુરુષો, અર્થસચિવો, અને તત્ત્વચિંતકો વગેરે શી વાતો કરે છે તે વાચી જુદા જુદા વિષયોનું આપણુ જ્ઞાન વિસ્તૃત બનાવવુ જોઈએ વળી નવી નવી શોધખોળો થતી હોય, નવા નવા સાહસો કરી નવી નવી બાબતોનુ જ્ઞાન મેળવાતુ હોય તે બધી બાબતો બાળક વર્તમાનપત્રો અને ચોપાનિયા દ્વારા જાણી શકે છે.

૮. ક્રિયાશીલ પ્રવૃત્તિઓ ( Hobbies ) :

દરેક બાળકને ખાસ કરીને એકાદ પ્રવૃત્તિ કરવાનો શોખ હોવો જોઈએ, અને નવરાશનો ઘણોખરો વખત તે એવી કોઈ પ્રવૃત્તિમાં ગાળતુ હોવુ જોઈએ. આ મુજબ કરવાથી એનામા એક પ્રકારની વિશેષતા આવે છે, અને અમુક પ્રકારના જ્ઞાનમા એને નિષ્ણાત બનાવે છે એ પ્રવૃત્તિઓ નીચે દર્શાવ્યા મુજબની કોઈક હોવી જોઈએ.

(૧) પ્રવાસ, (૨) કુદરતનો અભ્યાસ, (૩) ઝાડ પર ચઢવુ કે

જ ગલમા ગખડવુ, (૪) વનસ્પતિનો પરિચય કરવો, (૫) ખેતીવાડી કરવી, (૬) ફૂલ ઉછેરનું કામ કરવુ, (૭) શાકભાજીનુ કામ કરવુ, (૮) પશુપક્ષીની બોલી શીખવી, (૯) બાલવીર પ્રવૃત્તિ કરવી, (૧૦) સાયકલિંગ કે મોટરિ ગનું કામ કરવુ, (૧૧) આકાશ દર્શન કરવુ, (૧૨) જુદી જુદી ભાષાઓ શીખવી, (૧૩) રમત ગમત કરવી, (૧૪) વ્યાયામ કરવો, (૧૫) સ ગીતકળા મેળવવી, (૧૬) નાટયકળા મેળવવી, (૧૭) મૂક અભિનય કરતા શીખવુ, (૧૮) લેખો કે નવલકથાઓ લખવાં, (૧૯) કાવ્યા તૈયાર કરવા, (૨૦) રોજનીશી લખવી, (૨૧) પત્રકારત્વનું કામ કરવુ, (૨૨) વત માનપત્રો ને સામયિકોનું વાચન કરવુ, (૨૩) ચિત્રકામ, કાતરકામ, માટીકામ, ફોટોગ્રાફી, ફ્રેટવુડવર્ક, વુડકરવર્ક, શીવણુ, ભરતગૂ થણુ, ર ગોળી, પાકશાસ્ત્ર-એવી પ્રવૃત્તિઓ કરવી, (૨૪) ચલચિત્રો જોવા ને તેના પર ટીકા લખવી, (૨૫) ચિત્રોનો સ ગ્રહ કરવો, (૨૬) પોસ્ટ ટિકિટોનો સ ગ્રહ કરવો, (૨૭) વ્યાપાર શિક્ષણ મેળવવું, (૨૮) ગજકારણુનો અભ્યાસ કરવો, (૨૯) 'મિકેનો'ના ઉપયોગ કરવો, (૩૦) પરદેશી મિત્રો વધારવા અને તેમની સાથે પત્ર વ્યવહાર કરવો, (૩૧) સમાજસેવાનું કામ કરવુ, (૩૨) જૂના સિક્કા અને જૂની વસ્તુઓનો સ ગ્રહ કરવો, અને (૩૩) વક્તૃત્વ કળા ખીલવવી.

જે કોઈ આ મુજબ કોઈ એક શોખની પ્રવૃત્તિ (Hobby) મા ખ ત, ધીરજ અને ચતુરાઈથી કામ કરી નિપુણતા મળવે છે ન પોતાના દેશમા કે દુનિયામા ખ્યાતિ મેળવે છે

૯. પુસ્તકોનુ વાચન.

પુસ્તકાલય સ બ ધી ચર્ચા કરવામા પુસ્તકો વિષેની કેટલીક હકીકત આવી જાય છે જ્ઞાન મેળવવા માટે પુસ્તકોનુ વાચન અગત્યનો ભાગ ભજવે છે એ કે પુસ્તકો દ્વારા પરિપક્વ અને અનુભવી લેખકો ને કવિઓના વિચારો આપણુને મળે છે, તો પણ પુસ્તકોમા બીજાના અનુભવના વિચારો હોઈ તેના અભ્યાસ પછી વિચાર આપણુને ભાગ્યે જ આવે છે, અને ઘણુંખરું બાળકો તો તે

વિચારોને સત્ય માની લે છે, અને તેમની ચકાસણી કર્યા વિના કે તેમના વિષે સારાસારનો વિચાર કર્યા વિના સત્ય માની લે છે એનાથી વાચકમા જે માલિકતા આવવી જોઈએ તે આવી શકતી નથી જો પુસ્તકોનો ઉપયોગ માત્ર બીજાના વિચારો શા છે તેમજ એ વિચારોમા કેટલી પ્રગતિ થઈ છે તે જાણવા માટેજ કરવામા આવે તો વાચકની મૌલિકતા રહેવાનો સભવ રહે છે, પણ જો પુસ્તકોનો ઉપયોગ પ્રથમથી જ્ઞાન મેળવવાના ઉદ્દેશથી કરવામા આવે તો તેનાથી બાળકને નુકસાન થાય છે એક તો તેનામા સત્ય વિચારની શક્તિ આવતી નથી, તેમ જ જે મૌલિક અને સર્જકશક્તિ બાળકમા હોવી જોઈએ તે હોતી નથી વળી બીજી એક રીતે પણ પુસ્તકોના વાચનથી બાળકને નુકસાન થવાનો સભવ છે લેખકો અને કવિઓ ઘણી વાતો કલ્પનાથી ઊભી કરે છે જેનામા આપણી માફક વાણીની શક્તિ નથી તેને આપણી માફક બોલતા વર્ણવે છે, અને તેની બાળકોને એવી છાપ પડે છે કે તે અમુક સજોગોમા બોલતા હશે. વર્ણનો, પાત્રો, પરિણામો અને નિર્ણયો બધા અનુભવ કે કલ્પનાના મિશ્રણવાળા હોય છે, અને તે કારણથી સત્ય વાત ન હોવા છતા બાળકો તેને સત્ય માની લે છે, દા ત , નાગકન્યા, હનુમાન, વગેરે નાગકન્યાના વર્ણનમા સ્ત્રી જેવુ મુખ અને પગને બદલે પાછગનો ભાગ નાગના પૂછડા જેવો વર્ણવ્યો હોય છે અને તેવા જ ચિત્રો તે પુસ્તકોમા પાડેલા હોય છે, એટલે બાળકમા એવા સસ્કાર પડે છે કે સર્પના પૂછડાવાળી નાગકન્યાઓ થતી હશે, અને તે મનુષ્ય સાથે પરણતી હશે આવા અકુદરતી જૂઠાણાના સસ્કાર બાળકમા પડવાથી તે વહેમી બને છે એવી જ રીતે હનુમાન પૂછડાવાળા માની જાણે રામચદ્રજીને વાંદરાઓએ મદદ કરી હોય એમ માને છે, અને એવા ખોટા સસ્કારોથી સત્ય પારખવાની શક્તિ કુઠિત થાય છે આ કારણથી કપોલ કલ્પિત વર્ણનો, લેખો, કાવ્યો, અને ચિત્રો બાળક સમક્ષ રજૂ કરવા જોઈએ નહિ જે સત્ય

બીનાની વાર્તાઓ હોય તેવી જ વાર્તાઓ કહેવી જોઈએ, અને જેમા સત્ય આલેખવામા આવ્યું ન હોય તેવા ચિત્રો બાળકને બતાવવા જોઈએ નહિ

**૧૦. યોજના ઘડવાનુ કામ :**

યોજના કરવી એટલે કેવી રીતે કામ કરવુ તેનો અગાઉથી વિચાર કરી જવો તથા તેની રૂપરેખા તૈયાર કરવી કોઈપણ કામ કરવામા તેની યોજના કરવી અને તેમા મહાવરાથી આવડત મેળવવી એ બાળક માટે બહુ જ અગત્યની વાત છે યોજના કરવાથી તે બાળકને પોતાના કામમા કયા કયા સાધનોની જરૂર પડશે તેની ખબર પડે છે, અને તે મુજબ એ સાધનો મેળવવાની એ કોશિશ કરે છે વળી કામમાં આવવાની મુશ્કેલીઓની પણ એને જાણ થાય છે, અને તે દૂર કરવા એ પ્રયાસ કરી શકે છે યોજના ઘડવાથી કામ પરત્વે ધારેલા અ તિમ ધ્યેયમા ભાગ્યેજ એને નિષ્ફળતા સાંપડે છે યોજના ઘડતી વેળા નીચે જણાવેલી બાબતો ધ્યાનમા રાખવી

(૧) કામથી શું ફળ પ્રાપ્ત કરવુ છે ? અ તિમ ધ્યેય નક્કી કરવુ

(૨) કામને કેટલા જુદા જુદા વિભાગોમા વહેચવુ જોઈએ કે જેથી કામ સરળતાથી અને વ્યવસ્થાપૂર્વક કરી શકાય

(૩) દરેક વિભાગને અમલમાં મૂકતી વેળા કયા કયા સાધનોની જરૂર પડશે, અને તે કેવી રીતે મેળવી શકાશે એ નક્કી કરવુ

(૪) એમા કઈ કઈ મુશ્કેલીઓ આવવાનો સ ભવ છે, અને તે કેવી રીતે દૂર કરી શકાય એનો વિચાર કરવો

(૫) કામમાં કેવા પ્રકારના મનુષ્યોની કેટલે અંશે જરૂર પડશે તે નક્કી કરવુ

(૬) એક વ્યક્તિથી થઇ શકે એવું કામ છે કે સમૂહમા કરવાની જરૂર છે એ નક્કી કરવું

(૭) કેટલો ખર્ચ થાય એમ છે તેનો અડસટ્ટો કાઢવો, અને તે કેવી રીતે મેળવી શકાય એમ છે તે નક્કી કરવું

---

# સપ્તમ ખંડ

# કેળવણીનું પ્રાયોગિક દર્શન

## પ્રકરણ પહેલુ

## શિસ્તબદ્ધ વ્યવસ્થા

વ્યવસ્થા સ્વચ્છતાનું એક સ્વરૂપ છે. અથવા સ્વચ્છતા વ્યવસ્થાનું એક સ્વરૂપ છે વ્યવસ્થા રાખવામા આપણે શુ કરીએ છીએ ? ગમે તેમ પડેલી ચીજોને તેની યોગ્ય જગાએ મૂકી દઈએ છીએ. સ્વચ્છતા માટે કચરાનું પણ એમ જ કરીએ છીએ રસ્તા પર પડેલો કચરો, દીવાલ, બારીબારણા અને બીજે સ્થળે વળગેલા ધૂળ ને જાળા માટે એ યોગ્ય જગા નથી, માટે ત્યાથી તેને ખસેડી યોગ્ય જગાએ, અર્થાત્ કચરાપેટીમા મૂકીએ છીએ, અથવા બાળવા જેવી વસ્તુઓને બાળી દઈએ છીએ આ બધુ કરવામા આપણે એક સ્થિતિ જે આપણને પસદ નથી તેમાથી તેને બીજી સ્થિતિમા મૂકીએ છીએ કે જે આપણને પસદ છે વ્યવસ્થા પણ એ જ છે કોઈપણ વસ્તુ એક સ્થિતિમા હોય તેને બીજી સ્થિતિમા એવી રીતે મૂકવી કે જેથી આપણી આખને તે સુખમય લાગે તે મુજબ જ બાળકો

શાળામા એવી સ્થિતિમા રાખવા કે જેથી તે બાળકો આપણને યોગ્ય કામ કરતા લાગે અને આનદમય લાગે

'Cleanliness is next to Godliness'

અર્થાત્ સ્વચ્છતાને પરમેશ્વરનુ બીજુ સ્વરૂપ ગણવામા આવે છે. આ જ રીતે વ્યવસ્થાને પણ ઈશ્વરનુ બીજુ સ્વરૂપ ગણવુ જોઈએ, અને જેટલી ચીવટ આપણામા સ્વચ્છતા રાખવાની હોય તેટલી ચીવટ વ્યવસ્થા માટે હોની જોઈએ.

વ્યવસ્થા એટલે શિસ્ત; કારણ કે જડ પદાર્થને અમુક રીતે ગખવાથી સારુ લાગે છે, તેવી રીતે ચૈતન્ય સ્વરૂપ બાળકો અને મનુષ્યો એક વખતે એક સ્થિતિમાં રહે તો તે સારુ લાગે છે વ્યવસ્થાના ગર્ભમાં નિયમપાલન રહેલુ છે, અને શિસ્તના ગર્ભમા પણ નિયમપાલન રહેલુ છે નિયમપાલનવાળા શિસ્ત અને વ્યવસ્થા શિક્ષામાથી ઉત્પન્ન થાય છે શિક્ષાનો અર્થ શો ? શિક્ષા એટલે સમજણ શિક્ષાનો સામાન્ય રીતે એવો અર્થ કરવામા આવે છે કે, 'શારીરિક દુખ આપવુ', 'શરીરને કબજે કરવુ' નિયમ ભગ કરનારને એટલે શિસ્તભગ કરનારને વ્યવસ્થા મુજબ નહિ ચાલનારને શિક્ષા કરવામા આવે છે એટલે એને માર મારવામા આવે છે, લાબો સમય ઊભો રાખવામા આવે છે, એનો બહિષ્કાર કરવામા આવે છે, અથવા એની પાસે વેઠ લાગે એવુ કામ કરાવવામા આવે છે તેને લખવાનું આપવામા આવે છે, તે થાકી જાય ત્યા સુધી તેને અમુક સ્થિતિમા અગૂઠા પકડાવી કે બીજી રીતે ઊભો રાખવામા આવે છે કે દળવાનું વગેરે કામ કરાવવામાં આવે છે. શરીરને દુખ આપવાથી એનામાં સમજણ આવે છે એ વિચાર પરથી આ બધી રીતો ઉત્પન્ન થયેલી છે બાળક કે મનુષ્યને નિયમ મુજબ જ કામ કરવાની સમજણ આવે એટલે એ શિસ્તબદ્ધ કે વ્યવસ્થિત થાય છે એમ આપણે માનીએ છીએ આ વિચાર સાચો છે કે ખોટો તેની

તુલના આપણે કરવી જોઈએ; કારણ કે આ રીતો આપણે ઘણા લાંબા કાળથી અજમાવી રહ્યા છીએ, અને એના પરિણામો આપણી નજર સમક્ષ મોજૂદ છે. જે બાળક કે મનુષ્યને પ્રચલિત અર્થ મુજબ શિક્ષા કરવામા આવે છે તેનાથી તેનામા ખાસ સુધારો થતો નથી એ આપણે જોઈએ છીએ એની વિરુદ્ધમા એનામાં વધારે બગાડો થતો આપણને માલૂમ પડે છે. સમાજ બહિષ્કારનું અતિમ હથિયાર હિંદુ સમાજે છૂટથી વાપર્યું છે, અને સમાજના કેટલાકને તેમના ગુનાની શિક્ષા વંશપરંપરાગત ભોગવવાનું કર્યું છે. એનાથી એક એવો મોટો વર્ગ ઊભો થયો છે, અને તે એવી અધમ દશાએ પહોંચી ગયો છે કે તેના ઉદ્ધારનું કાર્ય બહુ વસમુ થઈ પડ્યુ છે. એના પરિણામે હિંદુ સમાજ માનવનીતિની કસોટીએ કેટલો નીચો ગણાય છે તેનો ખ્યાલ દુનિયામા જે લોકો જુદા જુદા દેશોમા ફરે છે તેમને આવેલો હોય છે । આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે પ્રચલિત અર્થમા શિક્ષા કરવાથી શિસ્ત કે વ્યવસ્થાને લાભ થતો નથી, પણ હાનિ થાય છે, એટલા માટે એના બીજા અર્થમાં એટલે શિક્ષાને સમજણના અર્થમાં સમજી શિસ્ત અને વ્યવસ્થાના ઉપાયો યોજવા જોઈએ.

બાળક કે મનુષ્યને એવી સમજણ પડવી જોઈએ કે નિયમ-પાલન, શિસ્ત અને વ્યવસ્થા મારા હિતમા છે, એનાથી મને અને સમાજને લાભ થાય એમ છે આ સમજણ પાડવા માટે બાળક સમક્ષ આપણે એક એવી યોજના રજૂ કરવી જોઈએ કે તે યોજના મુજબ કામ કરવાથી વ્યવસ્થા જળવાય, અને નિયમોનું પાલન થાય એના પોતાના કામનો એવો નમૂનો એની સમક્ષ ખડો થવો જોઈએ કે તેના પરથી બાળકને વ્યવસ્થા રાખવાનુ ભાન થાય, અને વારંવાર એ મુજબ કાર્ય કરવાથી એનામાં વ્યવસ્થિત કાર્ય કરવાની ટેવો કેળવાય. આ ટેવો શાળામા શાળા પચાયત અને વર્ગ પંચાયત સ્થાપવાથી કેળવી શકાય છે

**શાળા પંચાયત અને વર્ગ પંચાયતની યોજના :**

શાળા પંચાયતનુ બંધારણ —એનુ બંધારણ પ્રાંતની કારોબારી સભા જેવુ રાખવાનું હોય છે ફેર માત્ર એટલો કે પ્રાંતની ધારાસભાના સભ્યો લોકોએ ચૂટી કાઢેલા પ્રતિનિધિઓ હોય છે તેમાથી જે પક્ષ બહુમતીમા હોય તેમાથી કારોબારી સભાના સભ્યો નક્કી થાય છે ત્યારે અહીં સમગ્ર શાળા ધારાસભા છે અને તે શાળાના બધા બાળકો પક્ષાપક્ષી વગર કારોબારીના સભ્યો ચૂટી કાઢે છે એ *કારોબારી સભાને શાળા પંચાયત નામ આપવાનુ છે* એના સભ્યોની સખ્યા શાળાની પ્રવૃત્તિઓની સખ્યા મુજબ રાખવાની હોય છે

મતાધિકાર —શાળાના દરેક બાળકને એક મત આપવાનો અધિકાર આપવો કે જેથી વિવિધ વિચારો ધરાવતા બધા બાળકોના પ્રતિનિધિઓ એમા આવી શકે.

મત આપવાની રીત —દરેકે ગમે તે એકનુ નામ લખીને આપવુ મતગણતરીમા જેમના મત વધારે આવે તેમને ચૂટાયેલા ગણવા

સભ્ય થવાની લાયકાત —શાળાના કોઈપણ બાળકને સભ્ય થવાનો હક્ક છે પણ (૧) એ સભ્યમા કાર્ય કરવાની ધગશ જોઈએ (૨) બીજા પાસેથી કામ લેવાની આવડત જોઈએ (૩) દરેકના કાર્ય માટે નિષ્પક્ષ અભિપ્રાય આપવાની હિંમત જોઈએ (૪) સત્યવક્તા જોઈએ (૫) જરૂર પ્રામાણિકતાવાળો હોવો જોઈએ દરેકે આ બાબતની લાયકાત અગે પ્રતિજ્ઞાપત્ર પર સહી કરેલી હોવી જોઈએ પછી લાગવગથી કે દાબદબાણથી દોરવાયા વિના પસદ કરેલા ઉમેદવારને પોતાનો મત આપી શકે એવુ વાતાવરણ રહેવુ જોઈએ

શાળા પંચાયતના કાર્યો —(૧) સફાઈકામ, (૨) શણગાર, (૩) મનોરંજન, (૪) શિસ્ત અને વ્યવસ્થા, (૫) સેવા, અને (૬) સજનો સાથે સંપર્ક.

૧. સફાઈ કામ :—કારોબારીના ચૂંટાયેલા સભ્યોમાંથી એકને એ પ્રવૃત્તિ સોંપવી. આ કાર્ય પર દેખરેખ રાખનારને સફાઈ પ્રધાન નામ આપવુ. સફાઈ પ્રધાને દરેક વર્ગની સ્વચ્છતા બરાબર થાય છે કે નહિ તે પ્રત્યે ધ્યાન આપવાનુ. એ ઉપરાંત શાળાના ઈતર ભાગોની સફાઈ, કમ્પાઉન્ડની સફાઈ, મુતરડી અને જાજરૂની સફાઈ તેમ જ પાણી પીવાની ઓરડીની સફાઈ પ્રત્યે લક્ષ આપવાનુ. આને માટે પા કલાકનો સમય રાખવો જોઈએ. વર્ગસફાઈનુ કામ વર્ગ વ્યવસ્થાના પ્રકરણમા આપ્યા મુજબ કરાવવુ. બાકીનુ કામ કરવાને શાળાના તમામ વર્ગોમાંથી ટુકડીઓ પાડી કામ સોંપવુ. દર મહિને તેમના કામમા ફેરફાર કરવો.

૨. શણગાર :—આ કાર્યના કારોબારી સભ્યને શણગાર પ્રધાન નામ આપવુ. એણે આ મુજબ કાર્યોની દેખરેખ રાખવી. (૧) તોરણ બાંધવાં, (૨) રંગોળી કરવી, (૩) ઉત્સવ સમયે ઉજવણીના સ્થળને શણગારવુ. આ કામો માટે જુદી જુદી ટુકડીઓ રાખવી.

૩. મનોરંજન :—આ કાર્યના કારોબારી સભ્યને મનોરંજન પ્રધાન નામ આપવુ. એણે આ પ્રમાણે કાર્યોની દેખરેખ રાખવી. (૧) જયંતી કે તહેવારની ઉજવણી કરવી. (૨) જુદી જુદી પ્રવૃત્તિના દિન ઉજવવા; જેવા કે, કવિદિન, વિજ્ઞાનદિન, લાયબ્રેરીદિન, શાળાદિન વગેરે. (૩) કોઈ મહાન વ્યક્તિની મુલાકાત સમયે મનોરંજન કાર્યક્રમ ગોઠવવો વગેરે આ કામ કરવાને ટુકડીઓ પાડવી.

૪. શિસ્ત અને વ્યવસ્થા :—આ કાર્યના કારોબારી સભ્યને વ્યવસ્થા પ્રધાન નામ આપવુ. એણે આ પ્રમાણે કાર્યોની દેખરેખ રાખવી. (૧) જ્યારે કોઈ ઉત્સવની ઉજવણી થતી હોય ત્યારે શિસ્ત અને શાંતિ જાળવવાં. (૨) શાળામાં છુટ્ટીના સમયે વ્યવસ્થા જાળવવી. આને માટે ટુકડીઓ પાડી કામ સોંપવુ.

૫. સેવા :—આ કાર્યના કારોબારી સભ્યને સેવા પ્રધાન નામ આપવુ. એણે આ પ્રમાણે કાર્યોની દેખરેખ રાખવી. (૧) કોઈ ને કોઈ

પ્રકારની મદદ જોઈતી હોય તો આપવી (૨) માંદાની માવજત કરવી વગેરે

૬. ગ્રામજનોનો સંપર્ક —આ કાર્યના કારોબારી સભ્યને સંપર્ક પ્રધાન નામ આપવું એણે આ પ્રમાણે કાર્યોની દેખરેખ રાખવી (૧) ગામની સ્વચ્છતા અને ઉત્સવની ઉજવણીમા બાળકોને ભાગ લેવડાવવો (૨) બાળકો પોતાના ઘરની સફાઈ, શણગાર વગેરે કરે છે કે નહિ તથા ગામ સ્વચ્છતામા ભાગ લે છે કે નહિ તે જોવુ

જેટલા મુખ્ય કાર્યો અને પેટા કાર્યો નક્કી કર્યા હોય તે કરવાને શાળાના બધા બાળકોમાથી ટુકડીઓ પાડીને તેમને કામ સોંપવુ તે કાયના પ્રધાને તે ટુકડીઓ સાથે રહેવુ આ ટુકડીઓના કામની દર મહિને ફેરબદલી કરવી દરેક ટુકડીના નાયક અને ઉપનાયક નીમવા એ ઓધ્ધેદારો દેખરેખ રાખે એ ઉપરાત ટુકડીની સાથે કામ પણ કરે મહિનામા જે સમયે જેનુ જે કામ હોય તે સમયે તેણે તે કામ કરવાનુ

આ બધા કારભાર પર દેખરેખ રાખવા કારોબારીના પ્રમુખ અને ઉપપ્રમુખની ચૂટણી કરવી તેમનુ કાર્ય સામાન્ય દેખરેખ રાખવાનુ દરેક વિભાગના પ્રધાનને સલાહ અને માર્ગદર્શન આપવા શાળાના શિક્ષકોમાથી સલાહકારો નીમવા એ સલાહકારોના પ્રમુખ તરીકે મુખ્ય શિક્ષકે કામ કરવુ આ રીતે કાર્યનું સચાલન અને કાર્ય બાળકો કરે મુખ્ય શિક્ષક અને અન્ય શિક્ષકો તેમના સચાલન અને કાર્યમા સલાહ અને માર્ગદર્શન આપે

વર્ગ પંચાયતનુ બધારણ —શાળા પંચાયતની રીતે જ દરેક વર્ગમા વર્ગ પચાયતની ચૂટણી કરવી વર્ગમા દરેકને સભ્ય થવાનો હક્ક અને દરેકને મત આપવાનો અધિકાર મતગણતરીની પણ એવી જ તથા એમ કાર્યો પણ એ જ પ્રકારના

વર્ગ પંચાયત વર્ગના કામ માટે વર્ગમાંથી જુદી જુદી ટુકડીઓ પાડી જુદાં જુદાં કામો સોંપે. શાળા પંચાયતની ટુકડીઓ માટે દરેક વર્ગ એક ટુકડી જેટલાં બાળકો અલાયદાં પાડે. દરેક વર્ગના અલાયદા રખાયેલા બાળકોમાંથી શાળા પંચાયતના કાર્યો માટેની ટુકડીઓ પાડવામા આવે. દર મહિને ટુકડીઓ બદલાય. શરૂઆતનો પા કલાક શાળાનુ સામાન્ય કામ કરવાનો સમય રાખવો. દશ મિનિટમાં કામ પૂરું કરી બધાએ હાથ, પગ, મોં ધોઈ લૂછી પ્રાર્થના માટે વ્યવસ્થિત ઊભા રહેવુ. પ્રાર્થના પહેલાં જાત સ્વચ્છતાની તપાસ કરી લેવી. એ તપાસ પૂરી થયા પછી પ્રાર્થના શરૂ કરવી. પ્રાર્થના પછી હારમાં બાળકોએ પોતપોતાના વર્ગમાં જવુ અને શિક્ષણ અંગેની પ્રવૃત્તિઓ શરૂ કરવી.

આ યોજના મુજબ કામ કરવાને દરેકને પોતાને કરવાનાં કાર્યોની, પોતાની ફરજ અને જવાબદારીની સમજણ હોવી જોઈએ. શરૂઆતમા શિક્ષકોએ અને મુખ્ય શિક્ષકે તકેદારી અને ચીવટ રાખી કામ કરાવવુ જોઈએ. ધીમે ધીમે એવુ વાતાવરણ જામશે કે પછી આપોઆપ સ્વયંપ્રેરિત આખી શાળાનું સંચાલન થયે જશે, અને કોઈને એનો બોજો લાગશે નહિ.

**છાત્રાલયની વ્યવસ્થા:**—છાત્રાલયમા પણ શાળા પંચાયતની રાહે કામની યોજના કરવી જોઈએ, તેમ છતાં શાળા અને છાત્રાલયના કેટલાંક કાર્યોમાં ફેર પડશે છાત્રાલયનાં કાર્યો : (૧) સફાઈ, (૨) શણગાર, (૩) રસોડાનો વહીવટ, (૪) મનોરંજન, (૫) સેવા, (૬) વ્યવસ્થા, અને (૭) ગ્રામજનો સાથે સંપર્ક.

છાત્રાલયના કાર્યોમા છ કાર્યો સામાન્ય છે; અને એક કાર્ય છાત્રાલયમાં વધારાનું છે, અને તે રસોડાનો; વહીવટ. એ વહીવટ ચલાવવાને જુદી જુદી સમિતિઓ નીમવી જોઈએ. (૧) અનાજ લાવનાર સમિતિ, (૨) મરીમસાલા લાવનાર સમિતિ, (૩) લાકડાં અને કેરોસીન સમિતિ, (૪) સીધું આપનાર સમિતિ, (૫) હિસાબ

રાખનાર સમિતિ, (૬) સામાન્ય દેખરેખ રાખનાર સમિતિ. આ ઉપરાંત કુટુમ્બની માફક રસોડાનું કામ કરવા માટે (૧) પાણી ભરવાનુ કામ કરનાર ટુકડી, (૨) શાક સમારનાર ટુકડી, (૩) અનાજ વીણી સાફ કરનાર ટુકડી, (૪) રસોઈ કરનાર ટુકડી, (૫) પીરસનાર ટુકડી આ બધી ટુકડીઓના ફેરફારની મુદત એવી રાખવી કે જેથી પ્રત્યેકને હરેક પ્રકારનું કામ કરવાનું મળી રહે

આ મુજબ છાત્રાલય, વર્ગ અને શાળાની વ્યવસ્થા કરવાથી શિક્ષા કરવાનો પ્રશ્ન નાબૂદ થવાનો સભવ રહે છે કુટુમ્બમા જેમ કુટુમ્બીજનો ઘરના જુદા જુદા કામો કરી લે છે, અને તેથી આખુ કુટુમ્બ સુખ અને સગવડ પામે છે, તેવી રીતે છાત્રાલયમા પણ સુખ અને સગવડ પ્રાપ્ત થાય છે શાળામા વ્યવસ્થા જળવાય છે આ રીતે ઉત્પન્ન થયેલી વ્યવસ્થા તે શિસ્તબદ્ધ વ્યવસ્થા છે.

## પ્રકરણ બીજું

# શાળા વ્યવસ્થા

**૧. સામાન્ય :**

શાળાનુ યોગ્ય સંચાલન કરવા માટે શાળાના પ્રત્યેક અંગનો વિચાર કરવો જોઈ એ. શાળાના મુખ્ય અંગો નીચે પ્રમાણે છે: (૧) શાળાનુ મકાન, (૨) શાળાના સાધનો, (૩) મુખ્ય શિક્ષક, (૪) અન્ય શિક્ષકો, (૫) બાળકો, (૬) માબાપ અથવા વાલી, અને (૭) સંચાલકો અથવા નિરીક્ષકો

શાળાનું મકાન અને શાળાના સાધનો એ જડ વસ્તુઓ છે, પણુ તેમ છતા તેમની વ્યવસ્થાની અસર બીજાં અગો પર પડે છે. જો શાળાનું મકાન સગવડવાળું હોય, અને સાધનો પૂરતા હોય તો શાળાની વ્યવસ્થા રાખવાનુ કામ સગ્ળતાથી થઈ શકે છે; પણુ જો તેમા ઊણુપો હોય તો તે બન્નેની ઊણુપોને નિવારવા કેવા પ્રકારની સગવડ ઊભી કરવી તે બાબત બીજાં અંગોના કાર્યદક્ષતા અને ઉત્સાહ પર આધાર રાખે છે.

મકાન અને સાધનો સિવાયના બીજાં અંગો ચૈતન્ય છે એ અગોને પોતપોતાના આદર્શો, લાગણીઓ, ભાવગ્રથિઓ, કાર્ય કરવાની કુશળતા તથા આવડત, અને અગત હિતો હોય છે, અને તે મુજબ તેઓ કામ કરવા પ્રેરાય છે. પણુ જો આ બધા અગોના વિવિધ લક્ષણોનો સમન્વય થાય. એટલે જો દરેક અગ પોતાના હિતો, લાગણીઓ અને ભાવગ્રંથિઓને દબાવી શાળાનો સામાન્ય આદર્શ પાર પાડવા પ્રયત્ન કરે તો શાળા વ્યવસ્થા યોગ્ય રીતે ચાલવામા કશો વાંધો આવે નહિ હ્કકાણુમા, શાળાના દરેક અંગે પોતાના આદર્શોને ગૌણુ બનાવી શાળાના આદર્શને પાર પાડવાનું નજર સમક્ષ રાખવું જોઈએ શાળાના આદર્શો ક હેતુઓ નીચે પ્રમાણે હોવા જોઈ એ

(૧) બાળકના જ્ઞાનની વૃદ્ધિ કરવી, (૨) બાળકનો બુદ્ધિવિકાસ કરવો, (૩) બાળકમા કાર્ય કરવાની કુશળતા અને આવડત આણવી, (૪) બાળકના ચારિત્ર્યનુ ઘડતર કરવુ, (૫) બાળકને સ્વચ્છ, સુઘડ અને શિસ્તપાલક બનાવવું, અને (૬) શાળાના પ્રત્યેક અંગનો ઉત્કર્ષ થાય એવો પ્રયાસ કરવો

ઉપર્યુક્ત હેતુઓને પાર પાડવા દરેકે પોતપોતાના અંગત હિતોનું બલિદાન આપવું જોઈએ, અને સમાનભાવે સહકારવૃત્તિથી શાળાની દરેક પ્રવૃત્તિમાં ભાગ લેવો જોઈએ આ રીતે દરેક અંગનો પરસ્પર સમન્વય થવો જોઈએ, અર્થાત્ બધા અંગો એકરૂપ જણાવા જોઈએ

## ૨. શાળાનુ મકાન

શાળાના પ્રકરણમા જણાવ્યા મુજબ શાળાનું મકાન ગામ બહાર ઊંચી જગાએ હોવુ જોઈએ મકાન અમુક રંગથી રંગેલું હોવુ જોઈએ કે જેથી એ રંગની અસરથી શાંત વાતાવરણ ઉત્પન્ન થઈ શકે ભૂરો અને લીલો રંગ શાંત વાતાવરણ ઉત્પન્ન કરે એવા હોય છે, માટે આગલા પ્રકરણમા જણાવ્યા મુજબ શાળાના થાંભલા ભૂરા રંગના અને દીવાલો લીલા રંગની, અથવા થાંભલા લીલા રંગના અને દીવાલો ભૂરા રંગની એમ કરવુ જોઈએ એના છાપરા પર શાળાના પ્રતીકની ધજા ફરકતી હોવી જોઈએ કે જેમા એ શાળા છે એમ સ્પષ્ટ માલૂમ પડે એ મકાન દેખાવમા સાદુ હોય છતા એને બાંધવામા એવા પદાર્થોનો ઉપયોગ થયેલો હોવો જોઈએ કે જેથી એ મકાનમા ભેજ હોઈ શકે નહિ બાળકો ઓરડામા બેઠા હોય કે શાળાના ગમે તે ભાગમા ફરતા હોય તોપણ તેમના શરીર અને મન પર માઠી અસર થાય નહિ, પણ તેમના શરીર અને મન નીરોગી અને પ્રફુલ્લ રહે

શાળા સાત ધોરણની હોય તો તેમા સાત વર્ગના સાત ઓરડાઓ હોવા જોઈએ એ સિવાય ઉદ્યોગનો એક સામાન્ય ઓરડો

હોવો જોઈએ. સાધન મૂકવાના ત્રણ ઓરડાઓ હોવા જોઈએ. તેમાનો એક ઓરડો મુખ્ય ઉદ્યોગના સાધનો માટે, બીજો ઓરડો ગૌણ ઉદ્યોગનાં સાધનો માટે, અને ત્રીજો ઓરડો શિક્ષણનાં સાધનો માટે. એક ઓરડો મુખ્ય શિક્ષક માટે, અને બીજો એક ઓરડો અન્ય શિક્ષકોને બેસવા માટે. એ ઉપરાંત એક ઓરડો સામાન્ય પુસ્તકાલય અને વાચનાલય માટે, અને બીજો એક ઓરડો સંગ્રહ-સ્થાન અને પ્રદર્શન માટે. શાળાની આજુબાજુ ફૂલછોડના જુદી જુદી ભાતના ક્યારા બનાવી શાળાની આજુબાજુનો ભાગ સુશોભિત બનાવવા જમીન હોવી જોઈએ એ ભાગ મૂકી એક બાજુ શાળાના રમતનુ મેદાન તથા બીજી બાજુ કસરત શાળા હોવા જોઈએ. એનાથી દૂર એક બાજુ પેશાબખાના અને જાજરાં હોવા જોઈએ. શાળાના ચોગાનમા કે શાળાથી થોડે દૂર ખેતીવાડી કે શાકભાજીના વાવેતર માટે પૂરતી જમીન હોવી જોઈએ. શાળાની સામાન્ય દેખભાળ માટે શાળાના ચોગાનની એક બાજુ શાળાના એક શિક્ષકને રહેવાની વ્યવસ્થા હોવી જોઈએ. બાળકોને પાણી પીવાની વ્યવસ્થા અગે એક ઓરડી શાળાના મકાનની એક બાજુ હોવી જોઈએ. વર્ગના તેમજ ઉદ્યોગના ઓરડાઓમા આવતા પ્રકાશ વિષે ખાસ ધ્યાન આપવુ જોઈએ. ઓરડામા બાળક બેઠા હોય તેમની આગળથી કે પાછળથી આવતો પ્રકાશ સારો કહેવાય નહિ, કારણ કે આગળથી આવતો પ્રકાશ આંખને ઝાંખ આણે છે ને નુકસાન કરે છે, અને પાછળથી આવતો પ્રકાશ આગળ અંધારું પાડે છે. વધારે પ્રકાશ બાળકની જમણી બાજુએથી અને થોડો પ્રકાશ બાળકની ડાબી બાજુએથી આવે તો સારું. છત પર પ્રકાશ પડી નીચે પથરાય તે પણ સારું.

ઓરડાઓ· દરેક વર્ગમાં ત્રીસ બાળક દાખલ કરવાના છે એ હિસાબે ઓરડાના માપની ગણતરી કરી ઓરડાઓ તૈયાર કરાવવા જોઈએ. દરેક બાળકે રેંટિયાથી સૂતર કાંતતાં શીખવાનુ

હોય છે, એટલે બાળક રેંટિયો મૂકી કાંતી શકે, તથા બીજા બાળકોને આજુબાજુ ફરી શકવામાં અડચણ નડે નહિ એ બધો વિચાર કરી, દર બાળક દીઠ ૫ થી ૨ ચોરસ ફૂટ જગા જોઈએ એમ અંદાજ નીકળે છે આ મુજબ ગણતા એક ઓરડામાં બાળકોને બેસવા માટેની જગા (૪૫૦) ચારસો પચાસ ચો. ફૂ. જોઈએ ઓરડાનો ઓછામાં ઓછો ૧/૩ ભાગ શિક્ષકને બેસવા માટે, કા૦ પા૦ અને બીજા સાધનો મૂકવા માટે હોવો જોઈએ, એટલે ૪૫૦ × ૧/૩ = ૧૫૦ ચો. ફૂ. જગા જોઈએ આ ગણતરી મુજબ એક ઓરડો ૬૦૦ ચો. ફૂ. હોવો જોઈએ, એટલે તે ૩૦ ફૂટ લાંબો અને ૨૦ ફૂટ પહોળો હોવો જોઈએ દરેક ઓરડાની ઊંચાઈ ઓછામાં ઓછી ૧૩' હોવી જોઈએ, કારણ કે દરેક બાળકને સ્વચ્છ હવા લેવા માટે ૨૦૦ ઘનફૂટ જગા જોઈએ (૨૦૦ ઘ ફૂ × ૩૦ = ૬૦૦૦ ઘ ફૂ અને ચો ફૂ ૪૫૦ × ૧૩ = ૫૮૫૦ ઘ ફૂ + ઓરડાનો ૧/૩ ભાગ) ઓરડામાં સારી રીતે હવાની આવજા થઈ શકે એટલા માટે બારી બારણા ઓરડાની બેઉ બાજુએ હોવા જોઈએ એનું ક્ષેત્રફળ ઓરડાના ૧/૪ કે ૧/૬ ભાગ જેટલું હોવું જોઈએ, એટલે ૬૦૦ ચો ફૂના ઓરડામાં ૬૦૦ ચો. ફૂ × ૧/૪ = ૧૫૦, કે ૬૦૦ ચો ફૂ × ૧/૬ = ૧૦૦ ચો ફૂ હોવું જોઈએ એ ગણતરી મુજબ બે બારણા ૮' × ૪' ના તથા ચાર બારીઓ ૪ × ૩'ની મળી ૬૪ ચો ફૂ + ૪૮ ચો. ફૂ = ૧૧૨ ચો ફૂ. થાય જો સામસામી ત્રણ ત્રણ બારીઓ હોય તો વધારે સારું આ ઉપરાંત ઓરડાને મથાળે કે બારીબારણાં ઉપરથી ૧½ ફૂટ ઊંચા જાળિયાં મૂકેલા હોવા જોઈએ કે જેથી કોઈ કાગણુસર બારીબારણા બંધ કરવાની જરૂર પડે તોપણ હવા અજવાળુ આવી શકે ઓરડાના ખૂણા ગોળ રખાવવા સારા, કારણ કે એમ હોવાથી ખૂણામાં સહેજ પણ કચરો રહેવાનો સંભવ રહે નહિ ૬૦૦ ચો ફૂનો ઓરડો

૧ એની બે બાજુના ઓટલા ૩૦' × ૬' ના ગણીએ તો એક આરડા માટે લગભગ ૧૦૦૦ ચો ફૂ જગા જોઈએ આવા સાત

ઓરડા માટે ૭૦૦૦ ચો ફૂટ થયા. એ ઉપરાંત ઉપર જણાવેલા ખાકીના ઓરડાઓ માટે વર્ગના ત્રણ ઓરડા જેટલી જગા જોઈએ અંદાજ નીચે મુજખ છે :

૧ સાધનો માટે ત્રણ ઓરડાનું માપ = ૧૨½' × ૨૦' × ૩
= ૭૫૦ ચો ફૂ (ઓટલા સાથે).

૨ મુખ્ય શિક્ષકના ઓરડાનું માપ = ૧૨½' × ૧૨'
= ૧૫૦ ચો ફૂ (ઓટલા સાથે)

૩ અન્ય શિક્ષકોના ઓરડાનું માપ = ૧૫' × ૨૦'
= ૩૦૦ ચો ફૂ (ઓટલા સાથે)

૪ પુસ્તકાલય અને વાચનાલયના ઓરડાનુ માપ = ૨૫' × ૩૬'
= ૯૦૦ ચો ફૂ (ઓટલા સાથે)

૫. સંગ્રહસ્થાન અને પ્રદર્શનના ઓરડાનું માપ = ૨૫' × ૩૦'
= ૭૫૦ ચો ફૂ (ઓટલા સાથે).

૬ પાણી પાવાની ઓરડીનું માપ = ૧૫' × ૧૦' = ૧૫૦ ચો ફૂ

કુલ ૩૦૦૦ ચો. ફૂ

આ બધા ઓરડાઓ માટે ૩૦૦૦ ચો ફૂ. જગા જોઈએ. ઉદ્યોગનો ઓરડો ઓછામા ઓછો ૫૦' × ૨૦' નો હોવો જોઈએ. એટલે ખન્ને બાજુના ઓટલા સાથે ૧૬૦૦ ચો ફૂ જગા રાકાય આ રીતે મકાન માટે ૧૧૬૦૦ ચો ફૂ જગા જોઈએ એની આજુ ખાજુ બાગ બનાવવાને મકાનની આજુબાજુ ૧૦ ફૂટ જગા રાખીએ તો લગભગ ૯૦૦૦ ચો ફૂ જમીન જોઈએ રમતનુ મેદાન ૮૫૦ છોકરાઓ માટે લગભગ ૧૨૦૦ ચો ફૂ જોઈએ કસરત શાળા, જાજરા અને પેશાબખાના સામાન્ય રીતે ૪૫૦ ચો ફૂ. જગા રોકે શિક્ષકને રહેવાના મકાન માટે ૧૫૦૦ ચો ફૂ જગા જોઈએ, એટલે શાળા માટે આખુ ચોગાન ૨૫૫૫૦ ચો ફૂ = આશરે ૨૮૪૦ ચો વાર = અડધા એકરથી થોડી વધારે જમીન જોઈએ. શાકભાજીના

વાવેતર માટે એક એકર જમીન જોઈએ. આ મુજબ સાત ધોરણની શાળા માટે ઓછામાં ઓછી દોઢ એકર જમીન જોઈએ.

## ૩. સાધનો :

શાળામાં કેટલાક વર્ગ પ્રમાણે અને કેટલાંક સામાન્ય સાધનો હોવાં જોઈએ. સાત ધોરણના સાત વર્ગ માટે શિક્ષકને બેસવાના સાત બાજઠ, સાત કા૦ પા૦, નકશા ભેરવવાની સાત દોડીઓ, સાત પેટી અથવા કબાટ—આ વસ્તુઓ દરેક વર્ગ માટે જરૂરની છે. મુખ્ય શિક્ષક અને અન્ય શિક્ષકોને બેસવા માટે ગાદી તકિયા અને આસનિયાંની ગોઠવણ હોવી જોઈએ. પુસ્તકાલય માટે પુસ્તકની સંખ્યા મુજબ તેને કાળજીપૂર્વક રાખવા માટે કબાટો જોઈએ. દૈનિક ખબરપત્રો અને ચોપાનિયા મૂકવા માટે ઢળતા ટેબલની ગોઠવણ જોઈએ. સંગ્રહસ્થાનની વસ્તુઓ મૂકવા માટે જરૂરિયાત મુજબ ઘોડીઓ અને કબાટો હોવાં જોઈએ. પાણી માટે માટલાં, ઢાંકણાં, પાણી ભરવાના પીપ, ગળણાં, પાણી લેવાની ડોઈ અને પવાલાં ( પૂરતી સંખ્યામાં ) રાખવાં જોઈએ.

કસરતનાં સાધનોમાં ડમ્બેલ્સ, મગદળ વગેરે પૂરતા પ્રમાણમાં અને બાળકની કક્ષાને યોગ્ય હોવાં જોઈએ. આ બધી વસ્તુઓ દરેક ઓરડામાં યોગ્ય જગાએ બરાબર ગોઠવેલી હોવી જોઈએ. તેની વસ્તુઓ દરરોજ સાફ થવી જોઈએ.

જે શાળામાં ઉદ્યોગ દ્વારા શિક્ષણ દાખલ કરવામાં આવ્યું હોય તે શાળામાં વધારામાં ઉદ્યોગનાં પૂરતા સાધનો જોઈએ.

શાળામાં જુદા જુદા વર્ગમાં કયાં અને કેટલાં સાધનો જોઈએ, તેમનો કેટલો અર્ચ થાય તેનો અંદાજ નીચે આપવામાં આવ્યો છે :

## કાંતણ

### (પહેલા તથા બીજા ધોરણ માટે વર્ગદીઠ)

**નોંધ :—ત્રીસ બાળકોના વર્ગ મુજબ ગણતરી આપી છે.**

| વસ્તુનું નામ | નંગ | કિંમત | કુલ કિંમત |
|---|---|---|---|
| તકલી | ૮૦ | ૦—૪—૦ | ૨૦—૦—૦ |
| તકલી પેટી | ૩૦ | ૦—૮—૦ | ૧૫—૦—૦ |
| અટેરણ | ૪૦ | ૦—૫—૦ | ૧૨—૮—૦ |
| કામઠી પીંજણ | ૩૦ | શાળામા બનાવવાની | |
| નાનાં પીપ | ૨ | ૩—૮—૦ | ૭—૦—૦ |
| પાસ પાટલી ને વેલણ | ૩૦ | ૧—૮—૦ | ૪૫—૦—૦ |
| પૂણી પાટલા | ૧૫ | ૦—૧૪—૦ | ૧૩—૨—૦ |
| સળિયા | ૩૦ | ૦—૫—૦ | ૯—૬—૦ |
| હાથા | ૧૫ | ૦—૧૦—૦ | ૯—૬—૦ |
| | | | કુલ રૂ. ૧૩૧—૬—૦ |

## ખેતીવાડી

| | | | |
|---|---|---|---|
| અરધડી | ૩૦ | ૧—૪—૦ | ૩૭—૮—૦ |
| તગારા | ૬ | ૨—૮—૦ | ૧૫—૦—૦ |
| કોદાળી, પાવડા | ૬ | ૬—૮—૦ | ૩૯—૦—૦ |
| ઝારા | ૬ | ૭—૦—૦ | ૪૨—૦—૦ |
| ડોલો | ૧૨ | ૨—૦—૦ | ૨૪—૦—૦ |
| નાનુ પીપ | ૧ | ૩—૮—૦ | ૩—૮—૦ |
| | | | કુલ રૂ. ૧૬૧—૦—૦ |

કાતણ અને ખેતીવાડી કુલ રૂ. ૨૯૨—૬—૦

## કાંતણ

### (ત્રીજા અને ચોથા ધોરણ માટે)

નોંધ :—તકલી વગેરે જે પહેલા અને બીજામાં બતાવ્યાં છે તેમનાથી અડધાં સાધનો—અહીં રેંટિયો શરૂ કરવાનો છે. બે વિદ્યાર્થી વચ્ચે એક રેંટિયો રાખવાનો.

| સાધનનું નામ | નંગ | કિંમત | કુલ કિંમત |
|---|---|---|---|
| રેંટિયા | ૧૫ | ૧૪–૮ ૦ | ૨૧૭–૮–૦ |
| ધુઢ પીંજણ | ૨ | ૪–૪–૦ | ૮–૮–૦ |
| નાના પીપ | ૪ | ૩–૮–૦ | ૧૪–૦–૦ |
| | | કુલ રૂ | ૨૪૦–૦–૦ |
| | | ધો ૧લા થી અડધા રૂ | ૧૪૬–૩–૦ |
| | | કુલ રૂ | ૩૮૬–૦–૦ |

નોંધ :—ખેતીવાડીમાં પહેલા અને બીજા ધોરણ મુજબ એક દાતરડું અને એક કુહાડી વધારામાં

### ધો. ૫–૬ અને ૭

આ વર્ગોમાં પહેલાં ચાર ધોરણમા કાંતેલા જાડા સૂતરમાંથી નાડાપટ્ટી, પાટી, આસનિયાં તૈયાર કરાવવા, અને ઝીણા સૂતરમાંથી ખાદી તૈયાર કરાવવી.

નાડાપટ્ટી અને પાટી તૈયાર કરવામાં જે સાધનો વપરાય છે તે હાથે બનાવી શકાય છે. એમા થોડો ખર્ચ થાય છે આસનિયા, અને ખાદી સાળોની જરૂર પડે છે આખા વર્ગની છ છ જે શાળામા ઉભી પાડી શકાય દરેક ટુકડી માટે એક સાળ તે શાળામા વધારામ કામની તૈયારી કરતી વખતે જેને વણાટ સંબંધી શાળામા જુદા ાય, તેણે રેંટિયો લઈ સૂતર કરડવું, અથવા અને તેમનો કેટલો ાણ રાખવા રેંટિયા કે તકલી વડે કાતવુ. એ આવ્યો છે. ાધનો જોઈએ

### વણાટ

| સાધનનું નામ | નંગ | કિંમત | કુલ કિંમત |
|---|---|---|---|
| રેંટિયા | ૧૦ | ૧૪-૮-૦ | ૧૪૫—૦-૦ |
| તાકલી | ૧૫ | ૦-૪ ૦ | ૩-૧૨-૦ |
| ઠરડવા માટે રેંટિયા | ૫ | ૧૬-૦-૦ | ૮૦—૦-૦ |
| ફાળકા ઘોડી | ૫ | ૨-૮-૦ | ૧૨—૮-૦ |
| કાતર, ચપ્પુ, વગેરે સાધનોનો સટ | ૫ | ૧૧-૦-૦ | ૫૫—૦-૦ |
| સાળ અને તેને લગતો સામાન | ૫ | ૨૦૦-૦-૦ | ૧૦૦૦—૦-૦ |
| આસનિયા બનાવવાની સાળ | ૧ | ૧૫૦-૦-૦ | ૧૫૦—૦-૦ |
| નાના પીપ | ૧૦ | ૩ ૮-૦ | ૩૫—૦-૦ |
| | | કુલ રૂ | ૧૪૮૧—૪-૦ |

### ખેતીવાડી

| | | | |
|---|---|---|---|
| ખરપડી | ૩૦ | ૧—૪-૦ | ૩૩—૮-૦ |
| તગારાં | ૧૦ | ૨—૮ ૦ | ૨૫—૦ ૦ |
| કોદાળી | ૧૧ | ૨—૮ ૦ | ૩૭—૮-૦ |
| પાવડા | ૧૫ | ૩—૮-૦ | ૫૨—૮-૦ |
| ચારા | ૧૦ | ૭—૦-૦ | ૭૦—૦-૦ |
| ડોલો | ૧૫ | ૨—૪-૦ | ૩૩-૧૨-૦ |
| દાતરડા | ૫ | ૦-૧૨-૦ | ૩-૧૨-૦ |
| કુહાડી | ૫ | ૪—૮-૦ | ૨૨—૮-૦ |
| નાના પીપ | ૨ | ૩—૮ ૦ | ૭—૦-૦ |
| | | કુલ રૂ | ૨૮૯—૮ ૦ |
| | | કુલ રૂ | ૧૭૭૦-૧૨ ૦ |

આ ઉપરાંત આખી શાળા માટે કાંતણ-વણાટ-ખેતીવાડીને ઉપયોગી નીચે મુજબ સાધનો રાખવાં જોઈએ.

### કાંતણ–વણાટ

| સાધનનું નામ | નંગ | કિંમત | કુલ કિંમત |
|---|---|---|---|
| મોટા પીપ | ૨ | ૧૫–૦–૦ | ૩૦–૦–૦ |
| નાના પીપ | ૪ | ૩–૮–૦ | ૧૪–૦–૦ |
| દબાટ | ૨ | ૧૫૦–૦–૦ | ૩૦૦–૦–૦ |
| ત્રાજવા (મોટા) કાટલા (સટ) દશ શેરથી અધોળ સુધી | | ૭૦–૦ ૦ | ૭૦ ૦–૦ |
| નાના ત્રાજવા ૫ તોલાથી આની સુધીનો સટ | | ૧૬–૦–૦ | ૧૬–૦–૦ |
| દસ કાઢવાનુ સાધન | ૧ | ૩ ૦–૦ | ૩–૦–૦ |
| કાતર | ૧ | ૩ ૦–૦ | ૩–૦–૦ |
| ચપ્પુ | ૧ | ૧–૮–૦ | ૧–૮–૦ |
| | | કુલ રૂ | ૪૧૭ ૮–૦ |

### ખેતીવાડી

| | | | |
|---|---|---|---|
| મોટી કાતર | ૧ | ૭ ૦–૦ | ૭–૦–૦ |
| જતુનાશક દવા છાંટવાનો પમ્પ | ૧ | ૪૫–૦–૦ | ૪૫–૦–૦ |
| | | | ૫૨–૦–૦ |
| | | કુલ રૂ | ૪૮૯–૮ ૦ |

### શાળાના ઉદ્યોગના સાધનોનો કુલ ખર્ચ અંદાજ.

| | | |
|---|---|---|
| ધો. ૧લુ | ૨૯૨—૬–૦ | |
| ધો ૨જુ | ૨૯૨—૬–૦ | |
| ધો ૩જુ | ૩૮૬—૩–૦ | |
| ધો ૪થુ | ૩૮૬—૩–૦ | |
| ધો ૫મું, ધો ૬ઠ્ઠું, ધો ૭મું | ૧૭૩૦ ૧૨–૦ | વણે પીરણ માટે સાળ વગેરે સામાન્ય રાખવા |
| સામાન્ય ખર્ચ | ૪૮૯—૮–૦ | |
| કુલ રૂ | ૩૬૧૭—૬–૦ | |

લગભગ રૂ. ૨૫૦૦ યાંત્રીસસેનો ઉદ્યોગનાં સાધનોનો ખર્ચ ગણવો. રૂ. ૨૫૦ સમારકામ વગેરેનો વાર્ષિક ખર્ચ જુદો.

સુથારીકામ, લુહારીકામ કે પૂઠાકામ દાખલ કરવાને તેમના ખર્ચનો અંદાજ પણ આ મુજબ કાઢી શકાય.

૪. મુખ્ય શિક્ષક:

શાળામા મુખ્ય શિક્ષક આત્મારૂપ છે. એની સંચાલનની રીત પર શાળા વ્યવસ્થાનો આધાર છે. કયા શિક્ષકને કયો વર્ગ આપવો અને બાહ્ય પ્રવૃત્તિનું કયુ કામ સોંપવુ કે જેથી એ શિક્ષક પાસેથી સારામાં સારું કામ મળી શકે એનો પૂરેપૂરો વિચાર કરી કામની વહેંચણી કરવી જોઈએ. આ બાબતમા પક્ષાપક્ષીને સ્થાન હોવુ જોઈએ નહિ. બાળક અને શાળાનુ હિત ખાસ કરીને જોવુ જોઈએ. કામની વહેંચણીમાં ભૂલ થવાથી ગેરવ્યવસ્થા ઊભી થવાનો સંભવ રહે છે. જે શિક્ષક કામ કરવામા પ્રમાદી કે બેદરકાર હોય તેને ભાન કરાવવા મુખ્ય શિક્ષકે ધ્યાન આપવુ જોઈએ. બને ત્યાં સુધી દરેક શિક્ષકને લગભગ સરખુ કામ મળે એ બાબતની મુખ્ય શિક્ષકે કાળજી રાખવી જોઈએ.

દરેક બાબતમાં મુખ્ય શિક્ષકે દાખલારૂપ થવુ જોઈએ. મુખ્ય શિક્ષક પોતાની સત્તાની રૂએ મોડા આવે તો કોઈ પૂછનાર હોતું નથી; તોપણ તેણે પોતાની જવાબદારી માની સમયસર હાજરી આપવી જોઈએ. પોતાની ફરજ બરાબર બજાવવી જોઈએ. આની અસર શિક્ષકો અને બાળકો પર પડ્યા વિના રહેતી નથી.

સમયપત્રક ખાસ કાળજી રાખી તૈયાર કરવુ જોઈએ. સમગ્ર શાળાનું કામ બરાબર વ્યવસ્થિત ચાલે, એકબીજાને કોઈ અંતરાય-રૂપ થાય નહિ એ બાબત પર મુખ્ય શિક્ષકે ખાસ લક્ષ્ય આપવુ જોઈએ. બાળક પર ખોટો બોજો પડી જાય નહિ તે પણ જોવુ જોઈએ. આ બાબતો ધ્યાનમાં લઈ સમયપત્રકનો નમૂનો આપ્યો છે તે રીતે અનુકૂળતા મુજબ સમયપત્રક તૈયાર કરવુ

## ધો. ૧ થી ૭

| સમય | સોમ | મંગળ | બુધ | ગુરુ | શુક્ર | શનિ |
|---|---|---|---|---|---|---|
| ૧<br>૨ | કાંતણ | બાગકામ | કાંતણ | બાગકામ | કાંતણ | કાંતણ |
| ૩<br>૪ | ←——— અનુબંધ શિક્ષણ ———→ | | | | | ભાષા (વક્તૃત્વ |
| | ←——— છુટ્ટી ———→ | | | | | |
| ૫<br>૬<br>૭ | ભાષા<br>ગણિત<br>ઇતિહાસ | ભાષા<br>ગણિત<br>ભૂગોળ | ભાષા<br>ગણિત<br>વિજ્ઞાન | ભાષા<br>ગણિત<br>ઇતિહાસ | ભાષા<br>ગણિત<br>ભૂગોળ | |
| ૮ | ←——— રમત ———→ | | | | | |

નોંધ (૧) ધો. ૫ થી ૭ માટે દરરોજ પહેલા બે પિરિયડ કાંતણ અને બાગકામને બદલે વણાટ અને ખેતીકામ

(૨) વરસાદ આવતો હોય ત્યારે બાગકામ કે ખેતીવાડીને બદલે બાળકોને અઠવાડિયામાં ઉપયોગી થાય એવું ઉદ્યોગકામ કરાવવું

(૩) મુખ્ય શિક્ષકે ઓફિસમાં ત્રણ પ્રકારનાં સમયપત્રકો રાખવાં

(અ) વર્ગ પ્રમાણે આખી શાળાનું સમયપત્રક,

(બ) શિક્ષકના કામનું સમયપત્રક

(ક) નિરીક્ષણ અને માર્ગદર્શનનું સમયપત્રક

મુખ્ય શિક્ષકે સામાન્ય દેખરેખ રાખવા ઉપરાંત દરેક વર્ગમાં થતું કામ જોઈ દરેક શિક્ષકને યોગ્ય દોરવણી આપવી જોઈએ વળી સભાઓ રાખી શિક્ષણ સંબંધી સામાન્ય ચર્ચા કરવી જોઈએ

### ૫ શિક્ષકો :

શાળામાં મુખ્ય શિક્ષક પ્રાણરૂપ છે, તો અન્ય શિક્ષકો શાળાના અગત્યના અવયવો છે તેમની જાગૃતિ, સ્ફૂર્તિ, અને સહાયકારી પ્રવૃત્તિથી શાળાની નમ્રૂ વ્યવસ્થા સારી રીતે ચાલવાનો સંભવ છે જેની રીતે મુખ્ય શિક્ષકની ફરજ દોરવણી આપવાની છે તેવી રીતે અન્ય શિક્ષકોની ફરજ એ દોરવણી ધ્યાનમાં લઈ એનો યોગ્ય અમલ કરવાની છે શિક્ષકોએ સમજવું જોઈએ કે મુખ્ય

શિક્ષક એમના કરતાં વધારે અનુભવી અને બુદ્ધિમાન છે, અને તેથી એમની સલાહ અને દોરવણી યોગ્ય જ હોય. આવાં વફાદારી અને વિશ્વાસ શિક્ષકોમાં હોય તો જ શાળાનું સંચાલન બરાબર ચાલી શકે. શિક્ષકની બેદરકારી શાળા વ્યવસ્થાને હાનિકારક છે.

શિક્ષક બાળકના સીધા સંપર્કમાં આવે છે, એટલે બાળક સાથે એનો સંબંધ ગાઢ હોય છે. આ કારણથી બાળકનાં બુદ્ધિ વિકાસ, શરીર વિકાસ અને ચારિત્ર ઘડતરનો મુખ્ય આધાર શિક્ષકના કર્તવ્યપાલન પર છે. જો શિક્ષક પોતાના ફરજ અને જવાબદારી બરાબર સમજી કામ કરે, બાળકો સાથે યોગ્ય વર્તન રાખે, શિક્ષણ પદ્ધતિનો યોગ્ય અમલ કરી શિક્ષણ આપે, તો બાળક અને શિક્ષક વચ્ચે સાચો સહકાર જામે, અને એ વર્ગની જ્ઞાનસપાટી ઊંચી આવે. એ રીતે જો બધા વર્ગોનું કામ ચાલે તો સમસ્ત શાળાની જ્ઞાનસપાટી ઊંચી આવે, શાળાની અસર ગામલોકોના જીવન પર પડે, અને આખા ગામનો ઉત્કર્ષ થાય.

ઉપર્યુક્ત કારણને લીધે શિક્ષકની પસંદગી ખાસ અગત્યની છે. શિક્ષકો ત્રણ પ્રકારના હોય છે :

(૧) જે શિક્ષકે શિક્ષણનો ધંધો પ્રેમથી સ્વીકાર્યો હોય તે.

(૨) જે શિક્ષક શિક્ષણધંધાને માત્ર અલ્પ સમયના જીવન નિર્વાહનું સાધન ગણી તક મળ્યે બીજા ધંધામા જવાની મહત્ત્વાકાક્ષા રાખે છે તે.

(૩) જે શિક્ષક સંજોગોવશાત આ ધંધો સ્વીકાર્યો હોય તે.

પહેલા પ્રકારના શિક્ષકો પસંદ કરવામાં આવે તો શિક્ષણનું કામ સારામા સારું થાય. બીજા પ્રકારના શિક્ષકો પણ સમય જતાં સારું કામ આપી શકે. પણ ત્રીજા પ્રકારના શિક્ષકો શિક્ષણમા ખાસ અંતરાયરૂપ હોય છે. તેમની બેદરકારીની અસર બીજા પર પડે છે, અને તેથી શિક્ષણનુ કામ બગડે છે, માટે ત્રીજા પ્રકારના શિક્ષકોની પસંદગી કરવી નહિ.

વળી શાળામાં જે શિક્ષકો નિમાય છે તે જુદી જુદી કક્ષાની આવડતવાળા હોય છે (૧) તાલીમ પામેલા અને શિસ્ત રાખનારા, (૨) અમુક વિષયના નિષ્ણાત, અને (૩) નવા અનુભવ વિનાના શિક્ષકો

મુખ્ય શિક્ષકે કામની વહેંચણીમાં ઉપરની વિગતો ધ્યાનમાં લઈ શિક્ષકોને વર્ગનું કામ સોંપવું જોઈએ બીન અનુભવી શિક્ષકોને માર્ગદર્શન કરતા રહેવું જોઈએ, અને તેમને માટે ચર્ચાઓ અને નમૂનાના પાઠોની ગોઠવણ કરવી જોઈએ.

અત્યારની શાળાની સ્થિતિ મુજબ કેટલીક શાળામાં શિક્ષકને એકથી વધારે વર્ગ આપવામાં આવે છે જે શિક્ષકોને વધારે વર્ગો સોંપવામાં આવ્યા હોય, તેમણે સંયુક્ત પાઠની યોજના બરાબર સમજી તે મુજબ શિક્ષણ આપવાની આવડત કેળવવી જોઈએ.

જે શાળામાં વર્ગ દીઠ એક શિક્ષક રાખી શકાય એમ હોય ત્યાં નીચેની રીતોમાંથી કઈ પસંદ કરવી તે ખાસ સમજવાની આવશ્યકતા છે.

(૧) એક શિક્ષકને એક વર્ગ ઘણાં વર્ષો સુધી આપવો

(૨) દરેક શિક્ષક પહેલા ધોરણથી સાતમા ધોરણ સુધી વર્ગ સાથે જાય

(૩) દરેક શિક્ષકને વિષયવાર શિક્ષણનું કામ સોંપવું.

પહેલી રીતથી શિક્ષક નિષ્ણાત થવાનો સંભવ છે, પણ લાંબા સમય પછી શિક્ષણ શુષ્ક લાગવાનો ભય રહે છે જો શિક્ષકમાં વિવિધતા લાવવાની શક્તિ હોય અને દર વર્ષે કંઈ નવું નવું કામ કરે તો તે શિક્ષક રસપૂર્વક શિક્ષણ આપી શકે; નહિ તો શિક્ષકને કંટાળો આવે બીજી રીત મુજબ લાંબો સમય એક જ શિક્ષકના હાથમાં વર્ગના બાળકો રહેવાથી બાળકનું માનસ સંકુચિત થવા સંભવ છે, તથા શિક્ષકના સારા કે માઠા સંસ્કાર ચિરકાળ રહેવાનો સંભવ છે. ત્રીજી રીત મુજબ જુદા જુદા શિક્ષક તરફથી શિક્ષણ મેળવતાં બાળકના સંસ્કારની દૃઢતા રહી શકતી નથી. બાળકની જ્ઞાનાકાંક્ષા

વધવાનો સંભવ રહે છે, પણ ચારિત્ર ઘડતરમાં દઢતા આવી શકતી નથી. ઉપરની બાબતો ધ્યાનમાં લેતા પહેલી બે રીતો પસંદ કરવા જેવી છે.

૬. બાળકો :

બાળક શાળાનું સૌથી મહત્ત્વનું તત્ત્વ છે. તે શાળાનું હોડી છે; કારણ કે એના કાર્ય કરવાના ઉત્સાહ પર શાળાની કીર્તિનો, શાળાના તેજનો મુખ્ય આધાર છે. શાળા માટે બાળકના મનમાં એવો ખ્યાલ હોવો જોઈએ કે "શાળા એ મારી ઉન્નતિ સાધવામાં મદદરૂપ છે અને હોવી જોઈએ. જો હું ઉત્સાહથી અને રસપૂર્વક કામ નહિ કરું, નિયમિત હાજરી નહિ આપું, શિક્ષકો પ્રત્યે વફાદારી અને વિશ્વાસનું વર્તન નહિ રાખું, તો મારો ઉત્કર્ષ થવાનો નથી. માટે મારી ફરજ છે કે શિક્ષકના કહ્યા મુજબ મારે કામ કરવુ. શિક્ષક મારા અહિતનું કાંઈ કરે જ નહિ" જો બાળકો એવુ સમજતા હોય તેમણે એવું વાતાવરણ ઉત્પન્ન કરવુ જોઈએ કે આળસુ અને પ્રમાદી બાળકોને પોતાની ટેવોની શરમ આવે, અને તે પોતાની કુટેવો સુધારી સારાં થવા પ્રયત્નશીલ થાય. શિક્ષકે આવાં બાળકો શોધી કાઢી તેમને પ્રોત્સાહન આપવું જોઈએ અને પોતાના વચન અને વર્તનથી એવાં બાળકોને મદદરૂપ થવું જોઈએ.

શાળામા બાળકોનું બે રીતે વર્ગીકરણ કરી શકાય :

(૧) અભ્યાસ અને ઉંમર પ્રમાણે બાળકોને એક વર્ગમાં રાખવાં અને સમૂહશિક્ષણ આપવું આ પદ્ધતિથી વ્યક્તિગત શક્તિ કે આવડતને પૂરેપૂરો આવકાશ મળતો નથી. મંદ બુદ્ધિવાળાને ગમે તે પ્રકારે મહેનત કરીને આગળ આવવુ પડે છે.

(૨) વિષય પ્રમાણે વર્ગ પાડવા. જે વિષયમાં બાળક પાસ થાય તે વિષયમા તેને ઉપર ચઢાવવું. આ વ્યવસ્થા અઘરી છે, પણ એથી જુદા જુદા વિષયની આવડતવાળાં બાળકો આગળ જઈ શકે છે.

૭. માબાપો અથવા વાલીઓ :

શાળા અને ઘર એકરૂપ થાય તો જ શાળા વ્યવસ્થામાં કોઈ પ્રકારની ખામી રહે નહિ, કારણ કે બાળકની ઘરની કેટલીક ટેવો શાળાને અંતરાયરૂપ થાય છે જે માબાપ કે વાલી શાળાના કામ માટે બેદરકાર રહે છે, જે કોઈ સાંજ પડયે બાળક સાથે શાળા સંબંધી સહેજ પણ વાત કરતું નથી, તે પોતાના બાળકોને બેદરકાર બનાવે છે, અને શાળા સંચાલનમાં વિઘ્નરૂપ થાય છે. આ બાબત પરત્વે શિક્ષકે દરેક માબાપનું ધ્યાન દોરવું જોઈએ. શાળામાં બાળકને કેટલીક બાબતો એવી શીખવવી કે જે બાળક ઘરમાં કરે તો તે માબાપને ઉપયોગી થઈ પડે, અથવા તેમના પ્રત્યે માબાપનું ધ્યાન ખેંચાય અને તેમને સમજાય કે 'અમારું બાળક શાળામાંથી કાઈક શીખી લાવ્યું છે.' આ રીતે માબાપ શાળા પ્રત્યે લક્ષ્ય આપતા શીખે, અને પોતાના બાળકો શાળાને સહકાર આપતા થાય એવી ભાવના તેમનામાં જાગૃત થાય.

૮. નિરીક્ષકો :

શાળાઓનું નિરીક્ષણ કરનારાઓ શાળાની મુલાકાત કોઈક વખત લે છે, પણ એમની મુલાકાતની છાપ શાળાના સંચાલન પર ઊંડી પડી શકે છે જો નિરીક્ષક ઉપરછલ્લું નિરીક્ષણ કરે, જો તે શાળાના સમયે હાજર રહી નિરીક્ષણનું કામ કરે નહિ, પણ કલાક અડધોકલાક આવી ચાલ્યા જાય, તો દરેકને એવી અસર થાય કે "નિરીક્ષક ઘડીભર આવશે અને ચાલ્યા જશે" તેમના મનમાં શંકા થાય છે કે "એટલા સમયમાં એ શું જોઈ શકે? એ પોતાની ફરજ બરાબર બજાવે છે?" આની અસર શિક્ષકો પર માઠી થાય છે જેમનામાં ઉપરની ટાપટીપ બતાવવાની આવડત હોય તેઓ વધારે ફાવે છે. જો નિરીક્ષક શાળામાં વખતસર જાય, અને એક કોરે બેસી શાળાનું આખા દિવસનું કામ નિહાળ્યા કરે તો એને શાળાના સારા કે માઠા લક્ષણોનો સાચો ખ્યાલ આવે શિક્ષણમાં શિથિલતા આવવાનાં

અનેક કારણોમા નિરીક્ષકની શિથિલતા, બેદરકારી, અને અનિયમિતતા ઓછા જવાબદાર નથી. નિરીક્ષક શાળા તપાસી શિક્ષકોના ખગાબ કામ માટે તેમને જાહેર ઠપકો આપી ચેતવણી આપે તો તેનાથી શાળા સુધરવાને બદલે બગડે છે. દરેક શિક્ષકને ખાનગી બોલાવી યોગ્ય સૂચન કરવા જોઈએ, અને તે મુજબ કામ કરવાથી શુ પરિણામ આવે છે તેની નોધ રાખતા રહેવુ જોઈએ. મુખ્ય શિક્ષકને દરેક શિક્ષક વિષે અને આખી શાળાના સચાલન વિષે યોગ્ય સૂચનાઓ આપવી જોઈએ પછી બીજી મુલાકાત સમયે જોવુ જોઈએ કે તે સૂચનાઓનો અમલ કગ્વાથી શુ પરિણામ આવ્યુ છે પરિણામ બરાબર ન આવ્યુ હોય તો તેમા સુધારો કરતા અચકાવુ જોઈએ નહિ આની અસર શિક્ષકો અને બાળકો પગ સારી પડે છે, અને પગ્ણિામે દરેક પોતાનુ કામ કરવામા તલ્લીન થાય છે. નિરીક્ષકે કરેલી સૂચનાઓનો અમલ વફાદારીથી થાય છે

૯ ઉપસંહાર :

શાળા વ્યવસ્થાનું વિશિષ્ટ ધ્યેય એવુ જોઈએ કે બાળકોને જેમ બને તેમ શાળા વ્યવસ્થામા ભાગ લેતા કરવા. આ બાબત માટે શાળા પચાયતની યોજના 'શિસ્તબદ્ધ વ્યવસ્થા'ના પ્રકરણમા આપી છે તેનો અભ્યાસ કરી મુખ્ય શિક્ષક અને શિક્ષકોએ મળી શાળા પચાયત સ્થાપવી જોઈએ, અને તે સફળતાથી કામ કરી શકે તે પ્રત્યે પૂગ્તુ ધ્યાન આપવુ જોઈએ. શિસ્તની બાબતમા તેમજ શાળાની અનેકવિધ બાહ્ય પ્રવૃત્તિઓમા બાળકોને ભાગીદાર બનાવવાથી અને તેમને એમ જણાય કે અમે ભાગીદાર બન્યા છીએ એવુ વર્તન ગખવાથી શાળાનું દરેક કામ સુદર થાય છે અને તે શાળા આદર્શ બને છે

---

## પ્રકરણ ત્રીજુ

# વર્ગ વ્યવસ્થા

વર્ગ શાળાનુ એક અગ છે, એમ છતા વર્ગનુ પોતાનુ વ્યક્તિત્વ છે વર્ગના બાળકો અને શિક્ષકના સહકારથી વર્ગ સુઘડ અને વ્યવસ્થિત રાખી શકાય છે શિક્ષકની બેદરકારી અને બાળકોમા સહકારનો અભાવ—આ બે કારણોથી વર્ગ વ્યવસ્થા બગડે છે અને તેથી વર્ગનું વાતાવરણ મલિન થાય છે આવી રીતે શાળામા એક પણ વર્ગનું વાતાવરણ મલિન થાય તો તેની અસર સમગ્ર શાળાના વાતાવરણ પર પડે છે, અને શાળાનું વાતાવરણ બગડવાનો સભવ રહે છે; એટલા માટે વર્ગવ્યવસ્થા અતિ મહત્ત્વની બાબત છે

**૧. વર્ગ સફાઈ:**

શિક્ષકે આખા વર્ગને સફાઈની વ્યવસ્થામા ભાગીદાર બનાવવો જોઈએ વર્ગનાં બાળકોની ટુકડીઓ પાડી તે દરેક ટુકડીને જુદું જુદુ કામ સોપવુ જોઈએ. તે ટુકડીઓના કામો દર અઠવાડિયે બદલવાં જોઈએ તમામ કામનું એક ચક્ર પૂરુ થાય કે ફરીથી ટુકડીઓ પાડવી જોઈએ કે જેથી બાળકોનું માનસ પોતાની ટુકડી માટેનુ સકુચિત થઈ જાય નહિ ટુકડીમાના બાળકોનો અમુક વખતે ફેરફાર કરવાથી બાળકમા કામ કરવા સબધી વિશાળતા આવે છે, અને આખો વર્ગ બધા કામો પોતાના છે એમ સમજતો થાય છે

વર્ગના તમામ કામોમા વર્ગસફાઈનુ પ્રથમ સ્થાન છે, કારણ કે વર્ગનો ઓરડો સ્વચ્છ ન હોય તો બીજા બધા કામોની મહેનત નિષ્ફળ નીવડે છે સફાઈકામ એટલે ઓરડાનું ભોયતળિયું વાળવુ એટલું જ નહિ, પણ ઓરડાની દીવાલો, છત, બારીબારણા અને વર્ગની વસ્તુઓ સાફ કરવાનો પણ તેમા સમાવેશ થાય છે એટલા માટે સફાઈકામની ટુકડીઓમા બાળકોને વ્યક્તિગત પેટાકામ સોપવા જોઈએ એકને ભોયતળિયુ વાળવાનું કામ, બીજાને છત

સાફ કરવાનું કામ, ત્રીજાને દીવાલો સાફ કરવાનું કામ, ચોથાને બારીબારણાં સાફ કરવાનું કામ, પાંચમાને વસ્તુઓ સાફ કરવાનું કામ, છઠ્ઠાને કચરો નાખી આવવાનું કે બાળી દેવાનું કામ. આ બધાં કામોનો ક્રમ ગોઠવવો જોઈએ. સૌથી પ્રથમ છત સાફ કરવાનું કામ થવું જોઈએ. બીજું, દીવાલો, બારીબારણાં અને વસ્તુઓ સાફ કરવાનું કામ અને છેલ્લું ભોંયતળિયું સાફ કરવાનું કામ, ત્યારબાદ કચરો કચરાપેટીમાં કે ખાતરના ખાડામાં નાખવાનું કામ કે બાળી દેવાનું કામ. આ મુજબ શાળાના સમય અગાઉ ઓરડા સાફ થઈ જવા જોઈએ. શાળામાંથી ઘેર જતાં પહેલાં વર્ગનું ભોંયતળિયું વાળીને સાફ કરવું જોઈએ, અને વસ્તુઓ તેની નિયત કરેલી જગાએ ગોઠવી દેવી જોઈએ.

૭. વર્ગ શણગાર :

શાળા એ સરસ્વતી મંદિર છે. વર્ગ એ સરસ્વતીદેવીનું સ્થાનક છે. દરેક બાળકમાં એ ભાવ કેળવવાની જરૂર છે; કારણ કે એ ભાવ કેળવવાથી શાળા વિષે એને માન અને પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે અને તેથી એના વર્તનમાં ફેર પડે છે. જેવી રીતે મંદિર સ્વચ્છ કરવાની બાળકની પ્રથમ ફરજ છે, તેવી રીતે એને શણગારવાની પણ એની ફરજ છે.

શણગારની રીતો: (૧) બારીબારણે તોરણો બાંધવાં, (૨) બારણાના ઉમરાઓ પૂજવા, (૩) બારણાં આગળ રંગોળી પૂરવી, (૪) વર્ગમાં યોગ્ય ઠેકાણે કૃત્રિમ કે સાચા ફૂલગુચ્છા મૂકવા. ગામડાંની શાળાઓ માટે ઝાડનાં પાંદડાનાં તોરણો યોગ્ય છે. એ તોરણ અમુક જ ઝાડનાં હોવા જોઈએ એવું કાંઈ નથી. દરરોજ ગામમાંથી મેળવી શકાય તેવાં જુદાં જુદાં ઝાડનાં પાદડાંનાં તોરણો કરવાં જોઈએ. લીમડા, આમલી કે ગમે તે બીજું ઝાડ પણ ચાલે. આસોપાલવ જ જોઈએ એવો આગ્રહ રાખવાની જરૂર નથી. કંકુ, ચોખા

અને ફૂલથી ઉમરાઓ પૂછી શકાય રંગોળી માટે બજારમાથી સારા રંગ આણી રંગોળી કરવાનો આગ્રહ રાખવાનો નથી રંગોળી માટે ગામડામાં સહેલાઈથી મળી શકે એવા રંગો વાપરવા જોઈએ છાણનો અને કોલસાનો ભૂકો, રાખ, પાંદડાનો ભૂકો ચૂનાની ફાંક, વગેરે વસ્તુઓ ગામડામા સહેલાઈથી મેળવી શકાય એવી છે, અને એની રંગોળી કરી શકાય ,એમ છે રંગોળી માટે જુદી જુદી જાતનાં અનાજ પણ વાપરી શકાય છે; કારણ કે દરેક અનાજનો રંગ જુદો હોય છે, એટલે અનાજના દાણા યોગ્ય રીતે ગોઠવવાથી સુદર રંગોળી પૂરી શકાય છે

૩ જાત સ્વચ્છતા

બાળકોની અને શિક્ષકની જાત સ્વચ્છતા વર્ગની સુઘડતા માટે ખાસ જરૂરના છે જાત સ્વચ્છતા એટલે અગની અને પહેરેલા કપડાની સ્વચ્છતા આખ ધોવી, કાન સાફ કરવો, દાત સાફ કરવા, નખ કાપવા, શરીર ચોળીને અને કપડા વડે ઘસીને લૂછવુ અને વાળ ઓળવા એ શરીર સ્વચ્છતા માટે જરૂરના છે નાહવાની ક્રિયામા શરીર પર પાણી ઢોળવાની ક્રિયા કરતા શરીર ચોળી મસળીને નાહવુ અગત્યનું છે એનાથી આપણા શરીરનો દરેક ભાગ સ્ફૂર્તિમા આવે છે, અને જીવત થાય છે શરીર સુઘડ અને સુદર દેખાય છે જે બાળકોને વર્ગ શરૂ થાય તે અગાઉ સફાઈકામ કરવાનું હોય તેમણે તે કામ કરી, હાથ, પગ, મો, વગેરે ધોઈ, લૂછી વર્ગમાં બેસવુ પછી સૌથી પ્રથમ શિક્ષકે પોતાના નખ, દાંત વગેરે બતાવવા, અને એ મુજબ દરેક બાળકનુ અગ તપાસી જોવું આ બાબતની બાળકોની નોધ રાખવી, અને જે બાળકો જાત સ્વચ્છતામા બેદરકાર માલૂમ પડે તેમને યોગ્ય ટકોર કરી તેઓ જાત સ્વચ્છતા રાખી શકે એટલા માટે તેમનો માર્ગ સરળ બનાવવાનાં પગલાં લેવા.

બાળકોએ પહેરેલાં કપડાં ગદા કે ફાટેલાં ન હોવા જોઈએ શાળામા કીમતી કે ભપકાદાર કપડાં પહેરી આવવાની જરૂર નથી.

બાળકે સાદા પણ ધોયેલા કપડા પહેરેલા હોવા જોઈએ ઇસ્તરી કરેલા કપડાની જરૂર નથી, તેમજ તદ્દન આખા કપડા હોવાં જોઈએ એ પણ જરૂરનુ નથી ફાટેલા હોય તો તે થીગડુ મારી સીવેલા હોવા જોઈએ જો બાળક ગદા કપડા પહેરતુ હોય તો તેનુ કારણ શોધી કાઢી તેને સ્વચ્છ કપડા પહેરતુ કરવુ જોઈએ ફાટેલા કપડા હોય તો તેને સીવવા માટે વર્ગમા સોય દોરો રાખવો જોઈએ, અને દરેક બાળકને આધતા શીખવવુ જોઈએ. વર્ગમા નખ કાપવાનુ સાધન રાખવુ જોઈએ લૂછવા માટે ટુવાલ રાખવો જોઈએ બધા સાધનો દરરોજ સ્વચ્છ થવા જોઈએ કાસકો દરેકે વાપર્યા પછી સાફ કરી એની જગ્યાએ મૂકવો જોઈએ

**૪. સાધનોની ગોઠવણી:**

ઉદ્યોગ અગે વર્ગમા ઘણા સાધનો રાખવાના હોય છે તકલી પેટી, અટેરણુ, રેટિયા, ફાળકા, પાસપાટલી ને વેલણ પૂણીપાટલા ને હાથા વગેરેની એવી રીતે ગોઠવણ થવી જોઈએ કે વર્ગમા જગા રોકાય નહિ, અને દરેક પોતાની વસ્તુ સહેલાઈથી લઈ શકે

દરેકની વસ્તુ અનુક્રમે ગોઠવેલી હોવી જોઈએ અટેરણને એક સીધી લીટીમા ખીલી પર ભેરવવાની વ્યવસ્થા હોવી જોઈએ ને દરેક પાસે નબર લખેલા હોવા જોઈએ આ મુજબ ફાળકાની બીજી હાર, અને રેટિયાની ત્રીજી હાર તકલી પેટી તથા સળિયા વગેરે પરચૂરણ ચીજો મૂકવા એક એક કોથળી ભેગ્વેશ્રી રાખવી જોઈએ તે કોથળી પર નબર લખવા જોઈએ પાસપાટલી ને વેલણ તથા પૂણીપાટલાને હાથા વર્ગની એક બાજુએ એક પર એક એમ વ્યવસ્થિત ગોઠવવા જોઈએ શિક્ષકનો બાજઠ બરાબર મધ્યમા હોવો જોઈએ એક બાજુ દફતર રાખવાની પેટી, અને બીજી બાજુ પુસ્તકો રાખવા માટે કબાટ, તથા કપાસ, રૂ પૂણી અને સુતર રાખવા માટે પીપો ગોઠવેલી હોવી જોઈએ અને દરેક વસ્તુ એની યોગ્ય જગાએ મૂકવા બાળકોને ટેવ પાડવી જોઈએ.

કાળા પાટિયાની ગોઠવણી પર ખાસ ધ્યાન રાખવાની જરૂર છે, કારણ કે બાળકને શિક્ષણ આપવા માટે એ ઘણું ઉપયોગી સાધન છે એને મૂકવાની જગા, ગોઠવવાની રીત વગેરે બાબતો ખાસ અગત્યની છે, કારણ કે એના પર પ્રકાશ બરાબર પડવો જોઈએ. બાળકો બરાબર જોઈ શકે એવી જગાએ એને મૂકવુ જોઈએ

વર્ગમા ઘોડી પર પાટિયુ મૂકવાની રીત બાકડા પર બાળકો બેસવાના હોય તે પરથી નક્કી થયેલી છે, કારણ કે બાળકની આખની સપાટીથી કા૦ પા૦ અમુક ઊચાઈએ હોવુ જોઈએ, પણ ગામડાની ઘણીખરી શાળાઓમા બાળક ભોય પર બેસે છે, એટલે ઘોડી પર મૂકેલા પાટિયાનું લખાણ જોવા એને આખ ઊચી કરવી પડે છે, તેથી એની આંખને નુકસાન થવાનો સભવ છે જો બાળકો ભોય પર બેઠા હોય, તો કા૦ પા૦ જમીનથી એક ફૂટ ઊચાઈએ મૂકવુ જોઈએ આમ કરવાથી જોકે શિક્ષકને લખતી વખતે અગવડ પડે તો પણ તે અગવડ શિક્ષકે વેઠી લેવી જોઈએ એકની અગવડને લીધે આપણી સામે બેઠલા ત્રીસ બાળકોની આખને નુકસાન થાય એમ કરવુ એ ખોટું છે એ પાટિયુ એવી રીતે મૂકવુ જોઈએ કે એના પર ડાબી બાજુથી પ્રકાશ પડે મધ્યમાં પાટિયું રાખવુ વધારે યોગ્ય છે, કારણ કે એ રીતે બન્ને બાજુએ બેઠેલા બાળકોને સરખુ અતર પડે, અને પાટિયા પર જોવામા કોઈને અડચણ પડે નહિ. બાળકોની પ્રથમ હારથી પાટિયુ અમુક અતરે હોવું જોઈએ એ રાખવાની ગણતરી નીચે મુજબ છે.

$$\frac{\text{પહેલી હારની લબાઈ}}{2} = \text{પહેલી હારથી કા૦ પા૦ નુ અતર}$$

કા૦ પા૦ ચળકતા રોગાનથી કાળુ કરવુ જોઈએ નહિ કાળો રગ ચળકાટ વગરનો હોવો જોઈએ એના પર લખાણના અક્ષરોનું કદ ધોરણ પ્રમાણે કરવુ જોઈએ નીચલા ધોરણમા મોટા અક્ષરે

લખવું જોઈએ. જેમ ધોરણ આગળ જાય, તેમ અક્ષરોનું કદ નાનું થતું જાય. ઓછામાં ઓછું કદ નીચે મુજબ હોવું જોઈએ.

ધો. ૧, ૪ ઇંચના અક્ષરો. ધો. ૩, ૨ ઇંચના અક્ષરો.
ધો. ૨, ૩ ,, ,, . ધો. ૪ અને ૫, ૧·૫ ,, ,, .
ધો. ૬ અને ૭, ·૮ થી ૧ ઇંચના અક્ષરો.

**૫. બાળકોની વ્યવસ્થા :**

વર્ગમાં બાળકોને નિયમ મુજબ બેસાડવા જોઈએ. કદમાં નાનાં બાળકો હોય તેમને સૌથી આગળ બેસાડવાં. વળી જે બાળકોની આંખની કચાશ હોય તેમને આગળ બે બાજુના છેડા પર બેસાડવાં. બાળકોની હાર એવી રીતે ગોઠવવી કે બે બાળક વચ્ચે ઠીક ઠીક અંતર રહે. આગલી હારમાં જેટલાં બાળકો બેસાડચાં હોય તેટલાં બાળકો તેની બરાબર પાછળ બેસાડવાં કે જેથી ગોઠવણી વ્યવસ્થિત લાગે. વર્ગમાં બાળકો બેઠાં હોય તેમની બેઉ બાજુએ જવા આવવાની જગા રાખવી જોઈએ. બાળકોના દફતર કે સાધનો બાળકોએ પોતાની એક જ બાજુએ મૂકેલાં હોવાં જોઈએ, અને તે બધાં બાળકો માટે એક સરખી બાજુ હોવી જોઈએ. બાળકનાં સાધનો આગળ મુકાવવાં કે જમણી બાજુએ મુકાવવાં.

વર્ગમાંથી કોઈ બાળકને બહાર જવું હોય તો તે વર્ગમાં પોતાની ડાબી બાજુએ થઈ બહાર જાય, અને આવે તે પણ પોતાની ડાબી બાજુએ થઈ અંદર આવે. આ નિયમથી વર્ગમાં સાંકડો રસ્તો હોય છતાં અથડામણ થવાનો સંભવ રહે નહિ, અને એ ટેવ એને નાગરિક જીવનમાં પણ ઉપયોગી થઈ પડે. બધાં બાળકોને બહાર જવું હોય ત્યારે પોતાની ડાબી બાજુથી એક પછી એક હારમાં બહાર જવુ જોઈએ, અને અંદર આવવું હોય ત્યારે પોતાની ડાબી બાજુએથી એક પછી એક અંદર આવી બેસવું જોઈએ. જવા આવવામાં બાળકને શાળામાં આવી ટેવો પાડી હોય તો ગામ કે

શહેરમાં નાગરિક તરીકે વાહનમાં બેસવાને તથા વાહનમાંથી ઊતરવાને 'ક્યુ-પદ્ધતિ'નો ઉપયોગ સારી રીતે કરી શકે, અને દરેક સ્થળે વ્યવસ્થા જળવાય.

બાળકોમાં એક સામટા પ્રશ્ન પૂછવાની ટેવ હોય છે. તે ટેવમાં સુધારો કરવા શિક્ષકે ચીવટ રાખવાની જરૂર છે. જ્યારે જ્યારે એવો પ્રસંગ આવે, ત્યારે ત્યારે અટકી જઈ બાળકને નિયમનું સ્મરણ કરાવવું, અને એક પછી એકને પ્રશ્ન પૂછવાનું કહેવું. અને એ રીતે બધાંના પ્રશ્નોના જવાબ આપવા. કોઈનો પ્રશ્ન રહેવા દેવો નહિ. જો બાળકને એમ સમજાય કે શિક્ષક બધાંના પ્રશ્નોના જવાબ આપશે તો પછી તે ઉતાવળું થશે નહિ, અને વર્ગમાં વ્યવસ્થા જળવાશે ચર્ચા સમયે પણ એ જ રીત રાખવી જોઈએ. જેટલાં બાળકોને બોલવું હોય તેટલાં બાળકોને એક પછી એક બોલાવી બોલવા દેવાં. આ પ્રમાણે શિક્ષકે ધીરજ અને શાંતિ રાખી કામ લેવું કે જેથી બાળકોની એક સાથે બોલવાની કુટેવનો વિલય થાય અને વર્ગ વ્યવસ્થામાં વાંધો આવે નહિ.

બાળકોનું શાળા અંદર અને બહારનું વર્તન એ વર્ગવ્યવસ્થાનું એક અંગ છે એમ શિક્ષકે સમજવું જોઈએ; કારણ કે જેવી રીતે આપણા કુટુમ્બના કોઈપણ માણસનું વર્તન આપણને યશ કે અપયશ અપાવે છે, અને આપણા કુટુમ્બની સભ્યતા અને વ્યવસ્થાનો ખ્યાલ આપે છે, તેવી રીતે વર્ગનાં બાળકોના વર્તન માટે વર્ગ જવાબદાર છે. બાળકના વર્તનમાં સુધારો કરવાની ફરજ એકલા શિક્ષકની નથી, પણ વર્ગનાં બધાં બાળકોની છે. શિક્ષક કરતાં બાળકો એક-બીજાના વર્તન પર વધારે અસર કરે છે, અને જો વર્ગનાં સારાં બાળકો શિક્ષક સાથે સહકાર કરી કામ કરે તો ઘણો સુધારો થઈ શકે, અને વર્ગનું એકંદર વર્તન સુધરી જાય. શિક્ષકે વર્ગનાં સારાં બાળકોનો સહકાર મેળવવા પ્રયત્ન કરવો જોઈએ, અને એ રીતે વર્ગના વર્તનમાં સુધારો કરવો જોઈએ. બાળકોને સભ્ય વર્તનની

રીતો શીખવવી જોઈએ. બાળકોની કુટેવો વર્ગવ્યવસ્થાના લાંછન સમી બાળકોએ ગણવી જોઈએ; કેમ કે વ્યવસ્થા એ સ્થૂલ કે શારીરિક છે એમ સમજવાનુ નથી, પણ તેમાં ચૈતન્ય એટલે માનસિક અને આધ્યાત્મિક ગુણભાવનો પણ સમાવેશ થાય છે એમ સમજવાનું છે. આ કારણથી ઉપર આપેલી સૂચનાનો ઉપયોગ બાળકની દરેક કુટેવ સુધારવા માટે કરવાનો છે.

૬. શિક્ષકનુ વ્યક્તિત્વ :

બાળકના જીવન પર, એટલે બાળકના વિચાર અને કાર્ય પર, બાળકની ટેવો પર, શિક્ષકના જીવનની, શિક્ષકના વિચારો અને કાર્યોની, શિક્ષકની ટેવોની બહુ જ અસર થાય છે, એટલે શિક્ષકનુ વ્યક્તિત્વ વર્ગવ્યવસ્થામા એક સૌથી મહત્ત્વનુ અંગ છે. શિક્ષકનુ વ્યક્તિત્વ, એટલે શિક્ષકનો દેખાવ, શિક્ષકનુ વર્તન, શિક્ષણની તૈયારી, શિક્ષણ આપવાની પદ્ધતિ, શિક્ષકની ટેવો વગેરે. શિક્ષકના દેખાવમાં તેનો રૂપાળો કે કદરૂપો ચહેરો અગત્યનો નથી, પણ તેનો હસમુખો કે દિવેલિયો ચહેરો અગત્યનો ભાગ ભજવે છે. દિવેલિયા ચહેરાથી બાળક પર ખરાબ અસર થાય છે અને એ શિક્ષક પ્રત્યે બાળકને પૂજ્યભાવ હોતો નથી. શિક્ષકના હસતા ચહેરાથી આખા વર્ગમાં આનંદનુ મોજું ફરી વળે છે, અને બાળકોમા શારીરિક અને માનસિક જાગૃતિ આવે છે. વળી શિક્ષકના દેખાવમાં એણે પહેરેલા પોશાકનો સમાવેશ થાય છે શિક્ષકે સામાન્ય જનતા પહેરતી હોય તેવો સાદો અને સ્વચ્છ પોશાક પહેરવો જોઈએ. શિક્ષકનો હસમુખો ચહેરો અને સાદો પોશાક સ્ફૂર્તિવાળું અનુકૂળ વાતાવરણ પેદા કરી શકે છે, અને તેથી શિક્ષણનું કાર્ય શિક્ષક સુગમતાથી કરી શકે છે.

આ ઉપરાંત વર્ગવ્યવસ્થા માટે શિક્ષકની શિક્ષણને લગતી પૂર્વ તૈયારી અને શિક્ષણ આપવાની રીત ઓછાં અગત્યનાં નથી. જેમ ભંડોળ વગરનો માણુસ સમાજમાં પોતાનું વર્ચસ્વ જમાવી

શકતો નથી, તેવી રીતે શિક્ષણના ભંડોળ વગરનો શિક્ષક વર્ગમાં પોતાનું વર્ચસ્વ જમાવી શકતો નથી, અને તેથી વર્ગ અસ્તવ્યસ્ત થઈ જવાનો સંભવ રહે છે. આ કારણથી શિક્ષકે પોતાના જ્ઞાનનું ભંડોળ વધારવા ખૂબ મહેનત લેવી જોઈએ. બને તેટલાં પુસ્તકો વાંચવાં જોઈએ, અને આસપાસની પરિસ્થિતિનો અભ્યાસ કરવો જોઈએ. બીજા શિક્ષકો સાથે ચર્ચા કરી સ્વપ્રયત્ને મેળવેલું જ્ઞાનનું ભંડોળ શુદ્ધ અને સ્પષ્ટ કરવું જોઈએ. જ્ઞાન વિનિમય અને જ્ઞાન વ્યવહારથી જ્ઞાનની શુદ્ધતા આવે છે.

આ સિવાય શિક્ષણ આપવાની રીત પણ ખાસ જરૂરની છે. ગમે તેટલું ભંડોળ હોય, પણ તેનો યોગ્ય ઉપયોગ કરતાં ન આવડતું હોય તો તેનું પરિણામ ખરાબ આવે છે, તેવી રીતે જ્ઞાન ભંડોળનો સાચો ઉપયોગ કરતાં શિક્ષકને ન આવડતું હોય તો તેથી બાળકોને લાભ થતો નથી, અને વર્ગ અસ્તવ્યસ્ત થવાનો સંભવ રહે છે. શિક્ષણ આપવાની સૌથી સારી રીત શિક્ષક અને બાળક વચ્ચે જ્ઞાન વિનિમય કે વહેવાર સ્થાપવો, એટલે જે શિક્ષણ આપવું તે શિક્ષણમાં બાળકના અનુભવ અને બાળકની કાર્યશક્તિને કામમાં લઈ બાળકના જ્ઞાનમાં વધારો કરવો. બાળકને એકદું કહી જઈ એનો ભંડોળ વધારવાનો મોહ રાખવો એ કોઈ માણસને નાણાંનો ઉપયોગ કરવાના સારા માર્ગો બતાવ્યા વિના નાણાં આપવા જેવું છે. એનું પરિણામ ખોટું આવે છે, તેમ શિક્ષણમાં પણ ખોટું પરિણામ આવે છે. બાળકો સાચું શિક્ષણ મેળવતાં નથી, અને જેમ મૂડીદારોનો વર્ગ છે, તેમ જ્ઞાનના મૂડીદારોનો વર્ગ ઊભો થાય છે, અને તેનાથી સમાજને કાંઈ લાભ થતો નથી. વર્ગનાં બાળકો આ બધું સમજી શકે છે, અને તેથી એવા શિક્ષકના વર્ગમાં અવ્યવસ્થા દાખલ થઈ જાય છે.

શિક્ષકની ટેવો બાળકના ચારિત્ર ઘડતરમાં અગત્યનો ભાગ ... છે. જો શિક્ષક સુઘડ, સભ્ય અને સારા આચાર-વિચારવાળો હોય તો તેના વર્ગનાં બાળકોને સારી ટેવો પડે છે. જો શિક્ષક ગંદી

ટેવોવાળો, અસભ્ય વાણીવાળો, તોછડો અને વ્યસની હોય તો તેનું જોઈને તેના વર્ગમાં બાળકો પણ તેવા થાય છે; એટલા માટે શિક્ષકમાં સારી ટેવો હોવી જ જોઈએ.

વર્ગવ્યવસ્થામાં બાળકોને ભાગીદાર બનાવવા માટે વર્ગ પંચાયતની સ્થાપના કરવી જોઈએ. એની યોજના માટે જુઓ 'શિસ્તબદ્ધ વ્યવસ્થા'નું પ્રકરણ

---

હોય તો જ તે જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે એ કારણથી બાળકમાં એકાગ્રતા આણવા સૌથી પ્રથમ અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવુ પડે છે. એ પ્રકારનુ અનુકૂળ વાતાવરણ પૂર્વભૂમિકા તરીકે બાળકનો જીવન પ્રસંગ લેવાથી ઉત્પન્ન થઈ શકે છે. બાળકના પોતાના જીવનમા જે બન્યું હોય કે આજુબાજુ સમાજ કે કુદરતમા કોઈ ઘટના બની હોય અને તે એના અનુભવમા આવી હોય તે બાળકનો જીવન પ્રસંગ કહેવાય. તેથી સૌથી પ્રથમ એ પ્રસગ મોજૂદ છે એવુ બાળકને ભાન કરાવવુ જોઈએ. પછી એ પ્રસગ અગે અમુક બાબતો જાણવાની જરૂર છે એમ એના ધ્યાનમા લાવવુ જોઈએ

આ પ્રમાણે પ્રસગ અને જરૂરિયાતના કારણે બાળકને તે બાબત શીખવાની ઇચ્છા થશે એ ઇચ્છા જેટલા પ્રમાણમા પ્રબળ હોય તેટલા પ્રમાણમા બાળક એ બાબત શીખવાને પ્રયત્નશીલ થાય છે. એમ છતા જો શીખવવાની ઢબ બાળકને રસ પડે એવી ન હોય તો ધીમે ધીમે એની ઇચ્છાશક્તિ શિથિલ થતી જાય છે, અને એનો પ્રયત્ન ઢીલો પડતો જાય છે. પછી ધ્યાનની એકાગ્રતા રહેતી નથી, અને તેથી બાળક સ્પષ્ટ જ્ઞાન પ્રાપ્ત કરી શકતુ નથી આ કારણથી શીખવવામા રસ પડે એવી પદ્ધતિનો ઉપયોગ કરવો એ અગત્યની બાબત છે.

જો પ્રેરણાઓ રૂપી કાષ્ઠ સળગાવવામા આવે અને તેમાં ઇચ્છારૂપી જવ, તલ, વગેરેની તથા ધ્યાનરૂપી ઘીની પ્રયત્નરૂપી સ્રુચથી આહુતિ આપવામા આવે તો જ્ઞાનરૂપી અગ્નિ પ્રજ્વલિત થાય છે

પ્રેરણાઓનો શિક્ષણમાં કેવી રીતે ઉપયોગ કરવો એની વિગત-વાર ચર્ચા પ્રેરણાઓના પ્રકરણમા કરવામાં આવી છે. તેનો શિક્ષકે ખાસ કરી શિક્ષણમાં કઈ વખતે કઈ પ્રેરણાનો ઉપયોગ કરવો અને તે કેવી રીતે કરવો તેનો અગાઉથી વિચાર કરવો આવશ્યક

છે. જ્ઞાનપ્રાપ્તિ માટે પ્રેરણાઓ અગત્યનો ભાગ ભજવે છે એ વાત ખરી, પણ એ જ્ઞાન સ્પષ્ટ કરવા માટે બાળક પાસે શિક્ષણ સમયે જેમ બને તેમ વધારે ક્રિયાઓ કરાવવી જોઈએ. શિક્ષણ આપતી વેળા આપણે બાળકને કઈ કઈ બાબતોમાં ક્રિયાશીલ બનાવી શકીશું તેનો પણ વિચાર કરી લેવો જોઈએ. બાળકને નીચે દર્શાવેલી રીતો મુજબ ક્રિયાશીલ બનાવી શકાય છે.

## બાળકને ક્રિયાશીલ બનાવવાની રીતો :

| ક્રિયા | કયા વિષયોમાં ઉપયોગ |
|---|---|
| ૧. ઉદ્યોગ અને તેને લગતી ક્રિયાઓ | ભાષા—ગણિત, વિજ્ઞાન, વગેરે |
| ૨. નાટ્યપ્રયોગ અને અભિનય | ઇતિહાસ, વિજ્ઞાન, ભાષા, નાગરિક જીવનની તાલીમ |
| ૩. ચિત્રો | ઇતિહાસ, વિજ્ઞાન, ભાષા, નાગરિક જીવનની તાલીમ, અને ભૂગોળ |
| ૪. હસ્ત ઉદ્યોગો | કળાના વિષયો |
| ૫. બાગકામ અને ખેતી | વિજ્ઞાન |
| ૬. નમૂનાઓનો સંગ્રહ | ઇતિહાસ, ભૂગોળ, વગેરે |
| ૭. પ્રવાસ અને પર્યટનો | ——એજન—— |
| ૮. તહેવારો ને ઉત્સવોની ઉજવણી | ——એજન—— |
| ૯. પશુપંખી ને જીવજંતુની માવજત | વિજ્ઞાન |
| ૧૦. રમતગમત | ઇતિહાસ, વિજ્ઞાન, ગણિત |
| ૧૧ સમાજસેવા | શાળા પંચાયત અને સહકારી મંડળી ઇત્યાદિ |

બાળકને ક્રિયાશીલ બનાવવાના માર્ગો ઉપર સૂચવ્યા છે તે મુજબ બાળક પાસે ક્રિયા કરાવવાથી કયા કયા લાભ થાય છે અને તેમાં કયા અંગો મદદગાર થાય છે તેનો વિચાર કરીએ. એ મદદગાર તત્ત્વો નીચે મુજબ છે :

(૧) સ્નાયુઓ, (૨) ગ્રંથિઓ, (૩) ઇંદ્રિયો, (૪) જ્ઞાનતંતુઓ, કર્મતંતુઓ અને મગજ અર્થાત્ બુદ્ધિશક્તિ.

આ ચારેની એકતા હોય તો બાળક સારી રીતે ક્રિયા કરી શકે છે. કોઈ પણ કાર્ય ચારેના સહકાર વિના થઈ શકતું નથી. જેમ જેમ બાળક ક્રિયા કરતું જાય છે, તેમ તેમ તેની કાર્યશક્તિ વૃદ્ધિ પામતી જાય છે, અને વિકાસ થતો જાય છે આ વિકાસ તેને માટે જ્ઞાન, અનુભવ, વિચાર, ટેવો, વગેરે પ્રાપ્ત કરવાને અગત્યનો છે

બાળક બીજાના ઉત્તેજનથી કાર્ય કરે છે, તેમજ સ્વયંભૂ પણ એ કાર્ય કરવાને પ્રેરાય છે બાળકને સ્વયંભૂ કાર્ય કરવાની ઉત્તેજનાના ઉત્પત્તિસ્થાનો નીચે મુજબ છે

(૧) સંવેદન-વસ્તુબોધન–Perception (૨) વિચાર બોધન–Thought, (૩) પ્રતિમાન પ્રતિમા બોધન–Imagination (૪) શ્રવણ વિષયક પ્રતિમા સૃષ્ટિ–Auditory Imagery, (૫) સ્પર્શક પ્રતિમાસૃષ્ટિ–Tactual Imagery

બાળકને અમુક વિષયનો અમુક મુદ્દો શીખવતી વખતે વિષયની કેટલી વિગત આપવાની જરૂર પડશે તે પણ વિચારી તેના વિષે સંપૂર્ણ માહિતી મેળવી લેવી જોઈએ કયા કયા સાધનો જોઈશે તે વિચારી કાઢી તેમનો કેવી રીતે કઈ વખતે ઉપયોગ કરવો તે પણ વિચારી જવું જોઈએ શિક્ષણ અંગે આ બધી તૈયારીઓ અવશ્ય કરવી જોઈએ

શિક્ષણમાં એકલી તૈયારી બસ નથી (જોકે એના વિના બરાબર શિક્ષણ આપી શકાય નહિ), પણ તેની રજૂઆત કેવી રીતે કરવી એ ખાસ અગત્યની બાબત છે બાળકને શિક્ષણ પ્રત્યે રસ ઉત્પન્ન કરવાનો આધાર રજૂઆત પર છે રજૂઆતમાં સૌથી પ્રથમ અગાઉ બતાવ્યા મુજબ શિક્ષકે શિક્ષણને અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરવું જોઈએ કે જેથી બાળકો ધ્યાનસ્થ થઈ શકે રજૂઆત અંગે નીચેના નિયમો ખાસ ધ્યાનમાં રાખવા જેવા છે

(૧) પ્રત્યક્ષ વસ્તુનું અવલોકન કરાવી શીખવવું. જો તે વસ્તુ વર્ગમાં લાવી શકાય એમ હોય તો તે વર્ગમાં લાવી બતાવવી; નહિ તો તે વસ્તુ જ્યાં હોય ત્યાં બાળકોને લઈ જવાં (પર્યટનનું અગત્ય). (૨) જો પ્રત્યક્ષ વસ્તુ મેળવી શકાય એમ ન હોય કે પર્યટન કરીને પણ બાળકને તેની પાસે લઈ જવાય એમ ન હોય તો તે વસ્તુના નમૂના કે ચિત્ર બતાવી તેના વિષે શીખવવું. (૩) વર્ણનથી શીખવવું—ચિત્રની માફક આબેહૂબ જોતાં હોય તે રીતે વર્ણન રજૂ થવું જોઈએ.

પ્રત્યક્ષ વસ્તુ બતાવી શિક્ષણ આપવાની રીતને સૌથી વધુ અગત્ય આપવાનુ કારણ એ છે કે, બાળક જેટલું પ્રત્યક્ષ જોવાથી સમજી શકે છે તેટલું નમૂના, ચિત્ર કે વર્ણનથી સમજી શકતું નથી. નમૂના, ચિત્ર કે વર્ણનથી વસ્તુની બધી બાજુઓ બતાવી કે સમજાવી શકાતી નથી, માટે પ્રત્યક્ષ વસ્તુ બતાવવી એ જ શિક્ષણમાં અગત્યની બાબત છે. પ્રત્યક્ષ વસ્તુઓ બતાવવી કયા વિષયોમાં શક્ય છે, તથા નમૂના, ચિત્રો, વર્ણનો, વગેરે કેવી રીતે રજૂ કરવાં, એ બાબતો શિક્ષણ અંગે ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. કુદરતના અભ્યાસ અંગે પદાર્થો, વિજ્ઞાનના પ્રયોગો, ઇતિહાસની ઘટના રજૂ કરતાં ઐતિહાસિક સ્થળો, વગેરે બાબતો પ્રત્યક્ષ કરી શકાય કે બતાવી શકાય. ઉપર્યુક્ત દર્શાવેલી રીત સિવાય બીજી રીતે શિક્ષણ આપવાથી સચોટ અને સંપૂર્ણ જ્ઞાન બાળકને પ્રાપ્ત થઈ શકતુ નથી. માત્ર નમૂના, ચિત્ર કે આલેખ બાળકને બતાવી જવાથી તેને સાચું જ્ઞાન મળતું નથી, પણ નમૂના, ચિત્રો કે આલેખો વિષે પ્રશ્ન પૂછી સમજ પાડવાથી સ્પષ્ટ જ્ઞાન પ્રાપ્ત થઈ શકે છે. જ્યારે મોંએ વસ્તુઓની સરખામણી કરતા હોઈએ, કે વર્ણનો કરતા હોઈએ, ત્યારે તે સાદા, સમજાય એવા, અને રસદાયક શબ્દોમાં કરવાં જોઈએ, કે જેથી બધી હકીકત સ્મરણમાં રહી જાય. સરખામણી કરતી વખતે બહુ દાખલાઓ આપવા નહિ. ટેબલ પર બહુ નમૂના કે ચિત્રો ભેગાં

કરવાં નહિ, પણ જેટલાં ખાસ જરૂરનાં હોય તેટલાં જ રાખવાં. ચિત્રમાં બહુ ઝીણી વિગતો બતાવવી નહિ.

આ ઉપરાંત બીજી અગત્યની બાબત એ છે કે જે રીતે રજૂઆત કરો તે રીતમાં વાતચીતનો જેમ બને તેમ વધુ ઉપયોગ કરવો, એટલે બાળકોને પ્રશ્ન પૂછી તેમના અનુભવની બાબતો સાથે આ બાબતનું અનુસંધાન કરી નવા અનુભવની વિગતો એમને સમજાવવી. અવલોકન કરાવતી વખતે પણ પ્રશ્નો પૂછી તેમની પાસે નિર્ણય કરાવવા. આમ જ્ઞાન મેળવવામાં તમારી સાથે બાળકને ભાગીદાર બનાવવા જોઈએ. પ્રશ્નો કેવા પ્રકારના પૂછવાથી બાળકને સારી રીતે શીખવી શકાય છે અને રસ ઉત્પન્ન કરી શકાય છે તે જાણવું જરૂરનું છે. પ્રશ્નો પૂછવાનો હેતુ બાળકના મનમાં રહેલા જ્ઞાનને બહાર કાઢવાનો અને એના જ્ઞાનમાં વધારો કરવાનો છે, માટે શિક્ષકોને પ્રશ્નો વિષે સાચી સમજ હોવી જોઈએ.

**પ્રશ્નોની સમજ:**

**અ. સારા પ્રશ્નોનાં લક્ષણો:** ૧ સીધા, ૨. સ્પષ્ટ ભાષાવાળા ૩. સરળ શબ્દોવાળા, ૪. બહુ અઘરા નહિ, ૫. બહુ સૂચક નહિ

**આ. ખરાબ પ્રશ્નોનાં લક્ષણો:** ૧. એક પ્રશ્નમાં બેત્રણ બાબત સમાયેલી હોય. ૨. માહિતી મેળવવા માટે પ્રશ્નો : જેમાં ખોટા અનુમાનો કરવાનો અવકાશ રહેતો હોય. ૩. પડઘા પ્રશ્ન : દા. ત., શિવાજી ઈ. સ. ૧૬૩૦માં જન્મ્યો હતો. શિવાજી ક્યારે જન્મ્યો હતો ? (કોઈક વેળા આનો ઉપયોગ કરવામાં આવે તો ચાલે.) ૪. વિચાર પૂરો કરવાના પ્રશ્ન : (બાળક બેધ્યાન હોય તો જ પૂછવા જોઈએ. ૫. અનિશ્ચિત પ્રશ્નો : દા. ત., ચિત્રમાં શું જુઓ છો ? ૬. અસંભવિત પ્રશ્નો : શિવાજીને શંભાજી જેવો ખરાબ કેમ થયો ? ૭. 'હા' 'ના' ના પ્રશ્નો : જે પ્રશ્નોના જવાબ 'હા કે ના' આવે તેવા

પ્રશ્નો પૂછી જૂના જ્ઞાન સાથે નવા જ્ઞાનનું અનુસંધાન કરવુ જરૂરનુ છે શીખવ્યા પછી બાળકે કેટલુ ગ્રહણ કર્યું, તે જાણવા પ્રશ્નો પૂછવા જરૂરના છે તે પ્રશ્નો કેવી રીતે પૂછવા તે માટે નીચેની બાબતો ધ્યાનમા રાખવી જોઈએ.

(૧) ખુશમિજાજમા–મીઠાશ અને પ્રેમથી પ્રશ્નો પૂછવા (૨) મનને જાગ્રત બનાવે એવી રીતે ચપળતાથી પ્રશ્નો પૂછવા. (૩) બાળકને અવલોકન અને વિચાર કરતા કરે એવા પ્રશ્નો પૂછવા. (૪) બાળકોને અધ્યાન થતા અટકાવવા પ્રશ્નો પૂછવા. (૫) આખા વર્ગને સંભળાય એ રીતે પ્રશ્ન પૂછવા. (૬) આખા વર્ગને સંબોધીને પ્રશ્નો પૂછવા. (૭) પ્રશ્ન અને ઉત્તર વારંવાર બોલવા નહિ. (૯) પ્રશ્ન એક રીતે પૂછી ફરી પાછો તેના રૂપમા ફેર કરી પ્રશ્ન પુછવો નહિ (૧૦) પ્રશ્ન પૂછવામા ક્રમ જાળવવો. (૧૧) જુદા જુદા વિષય માટે પ્રશ્ન પૂછવાની રીતમા યોગ્ય ફેરફાર કરવો (૧૨) જ્યારે વાતચીત કરતા હો કે પ્રશ્ન પૂછતા હો ત્યારે વર્ગ સમક્ષ ઊભા રહી બોલવુ અને પ્રશ્નો પૂછવા.

જ્યારે કા૦ પા૦ નો ઉપયોગ કરી શીખવવાનુ હોય ત્યારે કા૦ પા૦ પાસે ઊભા રહી શીખવવુ, પણ જો બાળકો કાંઈ કામ કરતા હોય, લખતા હોય કે ગણતા હોય તો તેમની પાસે જઈ તેઓ શું કરે છે તે જોતા રહેવુ, અને યોગ્ય માર્ગદર્શન આપતા રહેવુ. એનાથી શિક્ષક પ્રત્યે બાળકને માન ઉત્પન્ન થાય છે, અને બાળક તેનુ સાભળી તે મુજબ કામ કરવા પ્રયત્ન કરે છે.

સ્વાધ્યાય માટે બાળકને જે કામ આપો તે એવુ હોવુ જોઈએ કે જે શીખ્યા હોય તેનો ઉપયોગ કરી કાઈક નવુ જ્ઞાન મેળવી શકે. એકલુ મહાવરા કે પુનરાવર્તનરૂપે સ્વાધ્યાયનું કામ ન હોવુ જોઈએ. સ્વાધ્યાયમા જે આપ્યુ હોય તે બીજે દિવસે જોઇ જવાની ટેવ કેળવવી જોઈએ.

ઉપર્યુક્ત વિગતો ધ્યાનમા લઈ શિક્ષકે શિક્ષણ આપવાનો ઉત્સાહ ગખવો જોઈએ આમ કરવાથી બાળકોને શિક્ષણમા રસ

પડશે, શિક્ષકને પણ બાળકોનો ઉત્સાહ જોઈ આનંદ થશે, અને વધુ મહેનત કરવામાં રસ પડશે. વળી શિક્ષકમાં એવી ટેવ કેળવાશે કે થોડા સમય પછી તેને પૂર્વતૈયારી કે રજૂઆત માટે વધારે મહેનત કરવી પડશે નહિ. થોડી તૈયારીથી ઘણું સારું કામ કરી શકાશે.

ઉપર આપણે શિક્ષણ શૈલીનાં કેટલાંક અગત્યનાં તત્ત્વો ચર્ચી ગયા. હવે આપણે શિક્ષણ પદ્ધતિના સામાન્ય હેતુઓ, સિદ્ધાંતો અને પ્રકારની ચર્ચા કરીએ. ત્યાર બાદ આપણે દરેક વિષયની પદ્ધતિ વિષે પૃથક્ પૃથક્ વાત કરીશું, અને દરેક વિષયમાં કેવી પદ્ધતિ વાપરવાથી સચોટ, સરળ અને સ્પષ્ટ જ્ઞાન આપી શકાય તેની ચર્ચા કરીશું.

પદ્ધતિસર શિક્ષણ આપવાનો પ્રથમ હેતુ એ છે કે બાળકને જે જ્ઞાન આપવામાં આવે તેની વ્યવસ્થિત રીતે વૃદ્ધિ થાય. બીજો હેતુ એ છે કે બાળકનો જ્ઞાન પ્રાપ્ત કરવાનો રસ જાળવી રાખવો, તેની જિજ્ઞાસા વૃત્તિનો વિકાસ કરવો, અને તેની સ્વયં પ્રવૃત્તિની ખિલવણી થવા દેવી. આ હેતુઓ પાર પાડવા નીચેના સિદ્ધાંતોનો અમલ કરવો.

(૧) કોઈપણ વિષયના કોઈપણ મુદ્દાની વિગતનું પૃથક્કરણ કરી પછી એકીકરણ તરફ જવું.

(૨) પ્રત્યક્ષ વસ્તુનું અવલોકન કરાવી કે પ્રયોગ કરાવી સામાન્ય નિયમ શોધી કઢાવવો.

(૩) જ્ઞાત બાબત પરથી અજ્ઞાત બાબત પર જવું.

(૪) સાદી બાબત પરથી અઘરી બાબત પર જવું.

(૫) જુદા જુદા નિર્ણયો પરથી એક નિર્ણય પર આવવું.

(૬) શિક્ષણ આપતી વેળા માનસિક ક્રમ ધ્યાનમાં રાખવો.

(૭) જેમ બને તેમ કુદરત પ્રમાણે શિક્ષણ આપવું.

આ સિદ્ધાંતોને અનુરૂપ પદ્ધતિના પ્રકારો નક્કી કરેલા છે તે નીચે મુજબ છે:

(૧) અવગામી અને વિગામી વિકાસ–Deductive & Inductive Development

ચોક્કસ બાબતોની ઝીણવટથી તપાસ કરી સિદ્ધાંત કે નિયમ નક્કી કરવો તે સિદ્ધાંત કે નિયમ બરાબર છે કે નહિ તેની વધુ કસોટી કરવી

(૨) ગતિશીલ પદ્ધતિ–Dynamic method–ક્રિયા કરાવી બાળકને શીખવવુ.

(૩) નાટ્યપ્રયોગ પદ્ધતિ—Dramatic mehod-ઇતિહાસ, ભાષા અને ગણિતના વિષયો શીખવવા આ પદ્ધતિનો ઉપયોગ થઈ શકે.

(૪) ભાષણ પદ્ધતિ—Telling Method } આ બેનુ મિશ્રણ
(૫) પ્રશ્નપદ્ધતિ—Questioning ,, } તે વિવેચનપદ્ધતિ
Discussion Method.

(૬) શોધન પદ્ધતિ—Heuristic Method

બાળકને જેમ બને તેમ ઓછુ કહેવુ અને બાળક પાસે જેમ બને તેમ વધારે શોધાવવુ.

ઉપર જે શિક્ષણ પદ્ધતિના સિદ્ધાંતોની વાત કરી તેને અમલમા મૂકવાના શિક્ષણના ક્રમિક પગથિયાની વિગતવાર વાત કરી જઈએ તો શિક્ષણ સબધી સારો ખ્યાલ આવી શકશે

હાલની પદ્ધતિમા સામાન્ય રીતે નીરસતા કે શુષ્કતા અને જડતા જણાય છે બાળકને શીખવતા હોઈએ તે વખતે તેમને રસ પડતો નથી એમ માલુમ પડે છે એને લીધે બાળકો બેધ્યાન થાય છે, અને વર્ગવ્યવસ્થા રહેતી નથી આનુ કારણ શુ ? કોઈ માણસ આપણી સાથે વાત કરતો હોય તો આપણને તેની વાતમા ક્યારે રસ પડે છે ? જે બાબત આપણને જરૂરની હોય કે ભવિષ્યમા જરૂરની બનવાની હોય એમ લાગે ત્યારે તે બાબત સાભળવામા આપણને રસ પડે છે, એટલે તે બાબત આપણે ધ્યાનપૂર્વક સમજવા પ્રયત્ન કરીએ છીએ એ જ પ્રમાણે બાળકને, બાળક પોતાની

આજુબાજુ, કોઈ બનાવ કે પ્રસંગ જુએ, અને એને માટે એને મનમાં પ્રશ્ન ઉપસ્થિત થાય; એનું મન એ બનાવ કે પ્રસંગ સમજવા તૈયાર થાય તો એ ધ્યાનપૂર્વક એ સંબંધી જે જ્ઞાન લેવાનું હોય તે લે અને આવી રીતે એ જે જ્ઞાન મેળવે તે સચોટ થાય.

જીવનમાં મુખ્ય જરૂરિયાત શાની છે? એકલું જ્ઞાન જીવનને ઉપયોગી છે? એકલા જ્ઞાનવાળો કેવો હોય છે? એ વેદિયા ઢોર જેવો હોય છે. ભણ્યો પણ ગણ્યો નહિ એવો હોય છે. આપણામાં ભગવદ્ ગીતાનો અભ્યાસ ઘણા કરે છે. એના પર મીમાંસા લખે છે. લોકો સમક્ષ એનું વિવરણ કરી એમાંનું રહસ્ય લોકોને બહુ સુંદર રીતે સમજાવે છે. દરેકને બોધ આપે છે કે દરેકે આ સૂત્ર મુજબ વર્તવું જોઈએ. આત્મા અમર છે, એટલે મરણથી ડરવાની જરૂર નથી. પણ મરવાનો પ્રસંગ આવે ત્યારે એ જ બોધ દેનાર મોતથી ડરી નાસી જાય છે કે કાલાવાલા કરી નાસી જવાનું કરે છે. એનું કારણ? એનામાં એકલું જ્ઞાન છે; વર્તન કરવાની ટેવ પડી નથી; મોતનો સામનો કરવાની એણે તાલીમ લીધી નથી. આ પરથી એમ સ્પષ્ટ થાય છે કે તાલીમ કે ટેવ મુખ્ય વસ્તુ છે; જ્ઞાન ગૌણ છે. આ સિદ્ધાંત અનુસાર બાળકને જ્ઞાન આપતાં, પહેલાં એની પાસે કાર્ય કરાવવું જોઈએ, અને કાર્ય કરાવતાં કરાવતાં એના વિષે ક્રમિક પ્રસંગ પ્રમાણે જ્ઞાન આપવું જોઈએ. દા. ત., દાંત વિષે જ્ઞાન આપવું છે. તો બાળકોના દાંત જોઈ બાળકોને એકબીજાના દાંત જોવડાવી સારા દાંતવાળું નીરોગી હોય છે અને ખરાબ દાંતવાળું રોગિષ્ઠ હોય છે એ બાબત એમના ધ્યાન પર લાવવી. આ જોવાથી બાળકના મનમાં કેટલાયે પ્રશ્નો ઉપસ્થિત થશે. દાંતની અસર આપણા ખોરાક પર શા માટે થાય છે? દાંતની રચના કેવી છે? દાંત કેવી રીતે સ્વચ્છ રાખી શકાય છે? આપણા દાંત કેવી રીતે અને કેટલા સમયે ઊગે છે? વગેરે. આ બાબતોનું જ્ઞાન મેળવવાની બાળકને જિજ્ઞાસા થાય છે. ત્યારે જુઓ આપણા પાઠનું પૂર્વજ્ઞાન

શું હોવુ જોઈએ ? પૂર્વજ્ઞાન એટલે પૂર્વ અનુભવ. અગાઉ બની ગયેલો અનુભવ તાજો કરી તેના પરથી નવુ જ્ઞાન આપવુ પણ આ બાબત ભૂતકાળની હોવાથી બાળકને તે જ્ઞાન મેળવવાની સપૂર્ણ જરૂરિયાત જણાતી નથી, એટલે એમા એને રસ પડતો નથી જો તાજો અનુભવ હોય, પ્રત્યક્ષ કે થોડો સમય અગાઉ બની ગયેલો બનાવ હોય, તો બાળકને તેની જરૂરિયાત સ્પષ્ટ જણાય છે, અને તેથી એ ધ્યાન પૂર્વક સમજવા પ્રયત્ન કરે છે એટલા માટે પૂર્વજ્ઞાનને બદલે પૂર્વભૂમિકા આપણા પાઠનુ પહેલું પગથિયુ હોવુ જોઈએ પૂર્વભૂમિકામા દાત તપાસવા અને તેમના આરોગ્યની વાતચીત કરવી એ બન્નેનો સબધ કેવી રીતે છે તે સમજાવવાનો આપણો હેતુ હોવો જોઈએ. આ હેતુસૂચક બીજુ પગથિયુ થયુ આ હેતુ મુજબ દાત અને આરોગ્યની તપાસણી અગે કેટલાક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. (૧) ખોરાક પચાવવામા દાતનો ઉપયોગ અને તે કેવી રીતે કરવો ? (૨) દાતની રચના, (૩) દાતનો ઇતિહાસ, (૪) જુદા જુદા પ્રાણીઓના દાતની સરખામણી, (૫) દાત સ્વચ્છ રાખવાના ઉપાયો, (૬) બીજાં પ્રાણીઓની દાત સ્વચ્છ રાખવાની રીત. આ દરેક મુદ્દાનો વિશેષ હેતુ થયો વિશેષ હેતુ પ્રમાણે એકમ નક્કી કરવો.

જે બાબત શીખવવાની હોય તે બાબતનુ શિક્ષકનું જ્ઞાન સપૂર્ણ હોવુ જોઈએ, અર્થાત્ એની વિગતોના શિક્ષકે ઝીણવટથી અભ્યાસ કરેલો હોવો જોઈએ એના વિષે જેટલી બને તેટલી માહિતી પુસ્તકો દ્વારા કે અવલોકન દ્વારા એણે મેળવેલી હોવી જોઈએ પુસ્તકો દ્વારા મેળવેલી હકીકત પર વિચાર કરી તેના સત્યની બને તેટલી કસોટી એણે કરેલી હોવી જોઈએ. જ્યા શકા પડે ત્યા બીજાને પૂછી એણે શંકાનુ સમાધાન કરેલુ હોવુ જોઈએ કોઈપણ બાબત વિષે બીજાને પૂછવામા એણે ખચકાવુ જોઈએ નહિ. બીજાને પૂછવાથી તેઓ કદાચ મને મૂર્ખ ગણશે એવી શકા એણે રાખવી

નહિ, પણ કોઈપણ જાતના સંકોચ વિના એણે શંકાઓ રજૂ કરવી અને એની સમજૂતી બીજા પાસેથી જાણી લેવી

આપણી ભાષાશક્તિ સંપૂર્ણ હોતી નથી, એટલે કોઈપણ માણસ સંપૂર્ણ રીતે સાચામાં સાચો ખ્યાલ ભાષા દ્વારા આપી શકતો નથી ઘણી વખત શબ્દાર્થની સમજમાં ફેર પડે છે, અને તેથી કહેનાર અને સાંભળનારને એક જ બાબતનો જુદો ખ્યાલ હોય છે આ કારણથી શીખવતાં પહેલાં શિક્ષકે વિચાર કરી લેવો જોઈએ કે શબ્દના અર્થ હું કેવી રીતે સમજું છું બાળકને પણ તેવો જ ખ્યાલ તે શબ્દોના અર્થ માટે હોવો જોઈએ, અને તે મુજબ તેનો ખ્યાલ છે કે નહિ તે જાણી લેવું જોઈએ કે પાઠ આપતી વેળા પ્રશ્ન પૂછી જાણી લેવું જોઈએ આ મુજબ શીખવવાના મુદ્દાની ભાષા અને હકીકત સંબંધી સંપૂર્ણ તૈયારી કરીને મુદ્દાની રજૂઆતના ત્રીજા પગથિયા પર જવું જોઈએ

મુદ્દાની રજૂઆત દરમિયાન જો આપણે આપણું જ્ઞાન બાળકો સમક્ષ ઠાલવી દઈએ તો તે ખોટું છે આપણા શિક્ષણનો હેતુ એવો હોવો જોઈએ કે બાળકને દરેક પ્રકારનું જ્ઞાન અનુભવ દ્વારા આપવું, એટલે એમની પાસે ક્રિયા કરાવવી. ક્રિયા કરાવવાથી બાળકને અનુભવ દ્વારા જ્ઞાન મળે અને કામ કરવાની ટેવ કેળવાય, અને કાર્યકુશળતા આવે બાળકને જ્ઞાન મેળવવામાં ભાગીદાર બનાવવા માટે આપણે એ સંબંધી અગાઉથી વિચાર કરી જવો જોઈએ

જે મુદ્દો શીખવવાનો છે તેમાંથી કઈ બાબત બાળકની કઈ ઇંદ્રિયનો ઉપયોગ કરી શીખવી શકાય એમ છે, એટલે કેટલી હકીકત અવલોકન દ્વારા, કેટલી સ્પર્શ દ્વારા, અથવા ઉદ્યોગ દ્વારા, કેટલી કર્ણ દ્વારા આ ઉપરાંત કેટલી હકીકત બાળકના આગલા પરથી શીખવી શકાય એમ છે, તે વિચારી લેવું જોઈએ બાળકની શક્તિનો વિકાસ કરવાનું આ સારામાં સારું સાધન છે તર્ક- ... છે આગલા અનુભવ સાથે અત્યારની ઘટનાને સરાણે ચઢાવી

તેનો નિર્ણય કરવો તે તર્ક. તમારા શિક્ષણમાં બાળકના આગલા અનુભવની મદદથી અત્યારની ઘટના સમજાવો અને તે પરથી અમુક નિર્ણયો કાઢવાના કહો તો તેનાથી બાળકની તર્કશક્તિનો વિકાસ થાય છે.

કેટલીક બાબતો એવી હોય છે કે માત્ર અનુભવ કરાવી સમજાવી શકાય છે. કેટલીક એવી હોય છે કે આગલા અનુભવથી સમજાવી શકાય છે. કેટલીક એવી હોય છે કે બન્ને રીતે સમજાવી શકાય છે. દા. ત., (૧) દાંત કેવી રીતે સાફ કરવા એ બાબત દાંત સાફ કરવાની જુદી જુદી રીતોથી દાંત સાફ કરાવી બાળકને દાંત સાફ કરવાનુ શીખવી શકાય છે. એને માટે મોઢે વાત કરી જઈએ એ ખોટું છે. એને માટે બાળક પાસે ક્રિયા કરાવવી જ જોઈએ. (૨) દાતણ કરવાની જરૂર એ બાબત બાળકના આગલા અનુભવો અને તે સાથે દાંતની હાલની સ્થિતિ સરખાવી બાળકને નિર્ણય કરાવી શીખવી શકાય. (૩) કેટલાક દાત ફાડવા માટે, કેટલાક દળવા માટે, કેટલાક કાપવા માટે હોય છે. આ બાબત પ્રત્યક્ષ ક્રિયા કરાવી સમજાવી શકાય તેમજ બાળકના અનુભવ પરથી શીખવી શકાય.

આ પ્રમાણે આપણે જોઈશુ કે રજૂઆતના ત્રીજા પગથિયામાં બાળક પાસે ક્રિયા કરાવવી જોઈએ, અથવા આગલા અનુભવની મદદથી બાળક પાસે નિર્ણય કરાવવો જોઈએ, અથવા બન્નેનો સુમેળ સાધી શીખવવુ જોઈએ. ચોથુ પગથિયુ પુનરાવર્તન કે દઢીકરણનું છે. આમા બાળકને જે જ્ઞાન આપ્યુ હોય તેનો એને સચોટ ખ્યાલ આવ્યો છે કે નહિ, તે પ્રશ્નો પૂછી યા ક્રિયા કરાવી નક્કી કરવુ જોઈએ. જ્યાં જ્યાં તેના જ્ઞાનમા ખામી માલૂમ પડે ત્યા ત્યાં ફરીથી ક્રિયા કરાવીને કે બીજી રીતે બરાબર સમજણ પાડવી જોઈએ. આ પગથિયું જ્ઞાનને સુદઢ અને પાકુ બનાવવા માટે ઉપયોગી છે, માટે ઉતાવળા નહિ થતા જ્ઞાન દઢ અને પાકટ થયુ છે કે નહિ તેની કસોટી કરવી.

પાચમુ અને છેલ્લું પગથિયુ સ્વાધ્યાય અથવા પ્રયોગનું છે બાળકને જે જ્ઞાન મળ્યુ હોય, તે અગે વધુ જ્ઞાન મેળવવા તેને ઉત્તેજિત કરવુ જોઈએ એ સબધી બીજા પ્રયોગો કરવા તેને ઉત્તેજન આપવુ જોઈએ આ બાબત તેને સૂચના આપીને કે એ સબધી થોડીક ચર્ચા કરીને વધુ જ્ઞાન મેળવવાના માર્ગોની રૂપરેખા આપવી જોઈએ.

ઉપર દર્શાવેલી વિગતો ધ્યાનમા લઈ બાળકને શિક્ષણ આપવામા આવે તો ખસૂસ સુદર પરિણામ આવે

**શિક્ષણનાં પગથિયાં :**

(૧) પૂર્વભૂમિકા, (૨) હેતુ-વિશેષ હેતુ, (૩) રજૂઆત, (૪) પુનરાવર્તન, (૫) સ્વાધ્યાય

જ્યારે કોઈપણ શિક્ષણ પદ્ધતિ શિક્ષકના આચારવિચારમા ઊતરે છે, ત્યારે એને એ પદ્ધતિથી શીખવવાની ટેવ પડે છે, અને એના જ વિચારો આવે છે જ્યારે પદ્ધતિ શિક્ષકના અગભૂત થાય છે, ત્યારે જ તે શિક્ષક બાળકને સારી રીતે શિક્ષણ આપી શકે છે દરેક શિક્ષકની ફરજ છે કે તેણે દરેક વિષયની યોગ્ય પદ્ધતિ આચારમા ઉતારવા પ્રયત્ન કરવો જોઈએ

## પ્રકરણ બીજું

# વિષયોની શિક્ષણ પદ્ધતિ

અભ્યાસક્રમના જુદા જુદા વિષયો શીખવવાની પદ્ધતિની સવિસ્તર ચર્ચા :

### ૧. ભાષા

ભાષા એ શિક્ષણનુ અગત્યનુ અગ છે. એના વિના બાળક કોઈ પણ વિષયમા નિષ્ણાત થઈ શકતુ નથી કે સ્પષ્ટ અને સચોટ રીતે જ્ઞાન પ્રાપ્ત કરી શકતુ નથી ભાષા વિષયોની હારમાળાના દોરારૂપ છે. ભાષારૂપી દોરાને જેમ બને તેમ મજબૂત કરવો કે જેથી આખી હારમાળા એકત્રિત અને સંગઠિત રહી શકે ભાષા શીખવવાનો હેતુ બાળકની ભાષાને શુદ્ધ અને વ્યવસ્થિત કરવાનો હોવો જોઈ એ, ભાષા શિક્ષણથી બાળકનુ શબ્દભંડોળ વધવુ જોઈએ, અને દરેક શબ્દનો ઉપયોગ એના સાચા અર્થમા આવડવો જોઈ એ ભાષા નીચે દર્શાવેલી બાબતો દ્વારા શીખવી શકાય છે




૪. વ્યાકરણ.

બીજા ધોરણમા નાના વાક્યોથી મોટા વાક્યો પર જવુ જોઈએ, પણ તે વાક્યોના શબ્દો પરિચિત હોવા જોઈએ. ત્રીજા ધોરણથી વાક્યોમા અપરિચિત શબ્દો આવતા જાય તો ચાલે પછી જેમ જેમ બાળક ઉપલા ધોરણમાં જાય તેમ તેમ અપરિચિત શબ્દોનું પ્રમાણ વધવુ જોઈએ. સારા વાચનના લક્ષણો નીચે પ્રમાણે છે.

(૧) વાણી (જીભથી) થી આખ આગળ આગળ ચાલે છે. વાણી પહેલો શબ્દ બોલે છે ત્યારે આખ છેલ્લા શબ્દ પર જ હોવી જોઈએ.

(૨) કોઈ પણ ભૂલ (ઉચ્ચારની) બાળકમા ઘર કરી બેસે નહિ એ જોવુ જોએ.

(૩) શરૂઆતમા શબ્દો વંચાવી વાક્યો વચાવવાં જોઈએ.

કેટલાક બાળકોના કેટલાક મૂળાક્ષરોના ઉચ્ચાર અશુદ્ધ હોય છે. તે ખંત અને ધીરજથી નીચેની યુક્તિ વડે સુધારી શકાય છે.

## ખોડવાળા ઉચ્ચાર સુધારવાની રીત.

| પ્રકાર | અક્ષરો | ભૂલ શાથી કરે છે ? | સુધારવાની રીત |
|---|---|---|---|
| કંઠસ્થ | ક, ખ, ગ, ઘ, ઙ, હ, અ | (૧) જીભને તાળવા સાથે ચોટાડી દે છે.<br>(૨) દાત પહોળા ન કરતા બન્ને બાજુના દાંત ચોટાડી રાખી બોલે છે | પેન્સિલ વડે જીભને નીચે રાખવી, એટલે જીભ નીચે રહેશે અને દાત પહોળા થશે અને કંઠમાથી બરાબર ઉચ્ચાર નીકળશે. |
| તાલુસ્થ | ટ, ઠ, ડ, ઢ, ણ, ષ, શ | તાળવાને જીભ અડાડવાને બદલે દાત સાથે જીભ અડાડે છે | પેન્સિલ વડે જીભને તાળવા સાથે અડાડી ઉચ્ચાર કરાવવો |
| દંતસ્થ | ત, થ, દ, ધ, ન, સ | ઉપલા દાત સાથે જીભને અડાડે છે | જીભ નીચે નીચલા દાતની વચ્ચે રહે તે માટે સળીથી જીભ ધીમેથી દબાવવી |

| | | | |
|---|---|---|---|
| મૂર્ધન્ય | ચ છ જ,ઝ ર ષ, ળ | ઉપલા દાંત સાથે જીભ રાખી અક્ષરો બોલવા જોઈએ તેના બદલે નીચલા દાંત સાથે જીભ રાખી બોલે છે. | પાતળી ચીપ વડે જીભને ઉપરની બાજુએ રાખી બોલાવવુ |
| ઓષ્ઠસ્થ | પ ફ, બ, ભ, મ વ | ઉપલા દાંત નીચલા હોઠ સાથે અડાડીને અથવા ગાલ ફુલાવીને બોલવાની ભૂલ કરે છે | બન્ને હોઠ સાથે રખાવી અક્ષર બોલાવવા ગાલ દબાવી હોઠ પહોળા કરાવવા |

મોટેથી વાચન કરવામા આખ, જીભ અને કર્ણનો સમન્વય સાધીને વાચવુ પડે છે મગજ સાથેનો સબધ કેટલેક અશે ગૌણ રહે છે જોકે વાચન સમયે ત્રણે ઇંદ્રિયો સાથે મગજનો સમન્વય સધાય તો વાચન ઘણુ સારુ લાગે છે. એ વાચન ખાસ કરીને શબ્દોના ઉચ્ચાર, વાચવાની ઢબ અને છટા, વગેરે માટે હોય છે. શાત વાચનનો હેતુ વાચેલા ભાગને સપૂર્ણ રીતે સમજવાનો હોય છે એમા મુખ્યત્વે આખ અને મગજનો સમન્વય સધાય છે એને લીધે એકાગ્ર ચિત્તે વાચેલુ સમજી શકાય છે, અને વાચેલી હકીકત યાદ રાખી શકાય છે

અભ્યાસક્રમ મુજબ જે પુસ્તકો વાચવાના હોય એ ઉપરાત બીજા ઉપયોગી પુસ્તકોનુ વાચન કરવુ એ બાહ્યવાચન છે એનો હેતુ વિચાર અને વાણીનો વિકાસ કરવાનો તથા શબ્દભડોળ વધારવાનો છે. અપરિચિત શબ્દો અને વિચારોને બુદ્ધિપૂર્વક સમજતા શીખવાનો બીજો હેતુ છે

વાતચીતથી શબ્દોનો પરિચય કરાવ્યા પછી કા૦ પા૦ પર તે શબ્દો લખી વાચન કરાવવું, અને ત્યાર પછી તે શબ્દોનું લેખન કરાવવુ લેખન કરાવવામા અક્ષરનો આકાર, મરોડ, અતર, કદ, વગેરે બાબતો ધ્યાનમા રાખી લેખન કરવા કહેવુ બાળક જોઈ જોઈને લખાણ કરે તેને અનુલેખન કહે છે પહેલા ધોરણમા શરૂઆતમા

(૨) ચિત્ર  જેમ શીખવતા જઈએ તેમ ચિત્ર પાડતા જવુ.

(૩) નકશા • રૂપરેખા નકશામા હકીકત પૂરવી

માતૃભાષાના અભ્યાસમા ભાષા અને સાહિત્યના સર્જન અને ઉપયોગિતા એ બન્ને દૃષ્ટિ પ્રત્યે ખાસ ભાર મૂકવો જોઈએ. શિક્ષકે પોતાનુ મૌલિક શિક્ષણ તેમજ વાચન સામગ્રી વિદ્યાર્થીઓના વાસ્તવિક પરતુ પ્રગતિમાન જીવન તથા રસના વિષયોની આસપાસ એવી રીતે ગોઠવવા જોઈએ કે જેથી તેઓ ધીમે ધીમે (૧) પોતાની આસપાસના કુદરતી જીવનની ખૂબીઓનુ ભાન કેળવે (૨) પોતાની શાળાના હુન્નરો તેમજ પોતાના ઘર, ગામ કે શાળાના જીવનની વિવિધ ક્રિયાઓનુ નિરીક્ષણ કરી આબેહૂબ વર્ણન કરે. (૩) સામાજિક જીવનની સામાન્ય પ્રવૃત્તિ તરીકે ધધા સબધી કે અંગત બાબતનો સાદો પત્રવ્યવહાર કરે (૪) પાયાના મૂળ ઉદ્યોગોમા પોતાના ઉદ્યોગોની રોજિંદી નોધ રાખે (૫) શાળાનું માસિક કે રોજિંદુ ખબરપત્ર ચલાવવામા મદદ કરે (૬) સામાન્ય રસના કોઈ વિષય પર ઠીક ઠીક લબાણમાં સ્પષ્ટ અને સુસંગત વ્યાખ્યાન કરે (૭) ઉત્તમ સાહિત્યની કદર કરે.

વાચનમાળાના એવા પાઠો પસદ કરવા કે તેનો ઉદ્યોગ, સમાજવિદ્યા તથા ગ્રામજીવન અને તેની પ્રવૃત્તિઓ સાથે ગાઢ સબધ હોય, અને માતૃભાષાના શિક્ષણની પદ્ધતિ એવી હોવી જોઈએ કે જેથી બાળકને માત્ર જ્ઞાનના જ નહિ પણ જીવનના વાસ્તવિક પ્રસગોએ વાપરવાના સાધન તરીકે માતૃભાષા ઉપર કાબૂ પ્રાપ્ત થાય

## ૨. ગણિત

ભાષા પછી બીજો અગત્યનો વિષય ગણિત છે, કારણ કે, સમાજ વ્યવહારમા જેમ ભાષાની જરૂર પડે છે, તેમ ડગલે ને પગલે ગણિતની જરૂર પડે છે, એટલે બાળકનો ગણિતનો પાયો બાલ

જેટલો જ મજબૂત બનવો જોઈએ. બાળકને ગણિત બહુ જ કાળજી અને ખંતથી શીખવવુ જોઈએ. ગણિતના મુખ્ય ત્રણ વિભાગ છે: અંકગણિત, ભૂમિતિ અને નામુ.

અંકગણિત—આ વિષયના મુદ્દાઓ શીખવવાની શરૂઆત ઉદાહરણથી કરવી જોઈએ. ઉદાહરણો આપી તેના પરથી સિદ્ધાંત પર જવું જોઈએ. પછી એ સિદ્ધાંત બાળકો સમજ્યા કે નહિ તે જાણવા તેમજ તે સિદ્ધાંતનાં બધા તત્ત્વો ધ્યાનમા આવ્યા છે કે નહિ તે જાણવા એ મુદ્દા સબંધી દાખલાઓ મોઢેથી કરાવવા જોઈએ. જે દાખલાનો જે ભાગ મોઢે કરી શકાય એમ હોય નહિ, તે ભાગ સ્લેટ કે કાગળ પર ગણવા કહેવુ જોઈએ. એ સિવાય અંકગણિતનો મહાવરો જેમ બને તેમ મુખપાઠથી કરાવવો જોઈએ દા. ત., શરૂઆતમા એકથી દશ સુધી સંખ્યા શીખવવી સખ્યા ગણવામા આપણે એક એક ઉમેરીને શૂન્ય એટલે કંઈ નહિ, ત્યાથી શરૂ કરીએ છીએ. એનો ખ્યાલ બાળકને શરૂઆતથી જ આવવો જોઈએ. એક, બે, વગેરેનુ લેખન કરાવવા કે ઘૂટાવવાને બદલે મુખપાઠથી સખ્યા શીખવવી જોઈએ. બાળકને કહેવુ જોઈએ કે, જુઓ કાઈ નથી, તેમા એક મૂકીએ એટલે એક સંખ્યા થાય. એકમા બીજી એક ઉમેરીએ તો બે થાય, પછી એક ઉમેરીએ તો ત્રણ થાય, એમ ક્રમવાર સો સુધી કે તેની આગળ મુખપાઠ થી મહાવરો કરાવવો જોઈએ. પછી મુખપાઠથી કોઈ એક સખ્યામા બે, ત્રણ, એમ નવ સુધી ઉમેરવા અને બાદ કરવાનો મહાવરો કરાવવો જોઇએ. ત્યારબાદ દશકનો ખ્યાલ આપવો જોઈએ એ પછી દશક અને એકમવાળી રકમ બીજી દશકને એકમવાળી રકમોમા ઉમેરતા શીખવવુ જોઈએ તેમા વદી વધે નહિ એવી સંખ્યાઓ પસંદ કરી ઉમેરતા કે બાદ કરતા શીખવવુ. પછી દશ દશક ભેગા કરી શતકનો ખ્યાલ આપી એ જ રીતે ઉમેરતા અને બાદ કરતા શીખવવુ. આટલો મહાવરો કરાવ્યા બાદ વદી આવે એવા સરવાળા શરૂ કરવા. આમ

ક્રમવાર સંખ્યા, તેનું વાચન અને લેખન, સરવાળા, બાદબાકી, ગુણાકાર ને ભાગાકાર વગેરે દાખલાઓ શીખવવા આમાં જે જે દાખલાઓ સ્લેટમાં લખ્યા વિના થઈ શકે એવા હોય તે મુખપાઠથી કગવવા માત્ર સંખ્યાલેખન વગેરેનું લેખન કામ કરાવવું જે જે દાખલાઓ અઘરા હોય, એટલે મોએ થઈ શકે એમ ન હોય, તે જ સ્લેટમાં કે કાગળમાં ગણાવવા ઉપલા ધોરણોમાં એકમ પદ્ધતિ, વ્યાજ, નફોતોટો, સરાસરી, વગેરે પ્રકારના દાખલાઓ શિખવાડતા અગાઉ એના નિયમો સમજાવવા મુખપાઠથી થઈ શકે એવા દાખલાઓ બાળક પાસે મોઢે કરાની નિયમો શીખવવા, અને પછી જે મોઢે ગણી શકાય એવા ન હોય તે દાખલાઓ સ્લેટમાં કે કાગળમાં ગણાવવા, અને તે સમયે દરેક પ્રકારના દાખલા માટે લેખન પદ્ધતિ શીખવવી બાળકોને આગળીના વેઢા વાપરીને એકમ ગઠમ ઉમેરવાની ટેવપાડીએ છીએ અને તે ટેવ તેનામાં ઘણુ વખત સુધી રહે છે, એને લીધે અંકગણિતના દાખલા ગણવામાં જે ચપળતા આવવી જોઈએ તે આવતી નથી વ્યવહારમાં હિસાબ ગણવાની ત્વરા બહુ અગત્યની છે નાની નાની રકમોના સરવાળા, બાદબાકી, ગુણાકાર કે ભાગાકાર સ્લેટમાં ગણે તેનાથી વ્યવહારમાં એને કેટલાક ગેરલાભ થાય છે, માટે બાળકને દરેક મુદ્દાના દાખલા મુખપાઠથી કરાવવા જે દાખલાઓ મુખપાઠથી થઈ શકે એમ હોય નહિ તે જ દાખલાઓ સ્લેટ કે કાગળ પર ગણાવવા અત્યારે ઘણેલા દાખલા પણ શિક્ષક કા૦ પા૦ પર ગણે છે, અને બાળક પાસે સ્લેટમાં કે કાગળમાં ગણાવે છે એ ખોટું છે

ભૂમિતિ—ભૂમિતિ એટલે જમીનનું માપ. ભૂ એટલે પૃથ્વી એટલે ઘન પદાર્થ એ ઘન પદાર્થના જુદા જુદા આકાર અને જુદા પ્રકારને માપવાની રીતો હોય છે દા ત, બિંદુ, લીટી, સપાટી, ઘન, લંબાઈ, પહોળાઈ, ચોરસમાપ, ઘન માપ, વગેરે.

ભૂમિતિ શીખવવામા સાધનોનુ સ્થાન મહત્ત્વનું છે સાદામા સાદા સાધનોથી શરૂઆત કરી જે જે સાધનો માપવામાં ઉપયોગી હોય, તેનુ સ પૂર્ણ અને સચોટ જ્ઞાન બાળકને આપવુ જોઈ એ; એટલા માટે બાળક પાસે પ્રત્યક્ષ રીતે એ સાધનો વડે માપ કરાવવા જોઈ એ. જેટલો સાધનોનો સાચો અને યોગ્ય ઉપયોગ કરાવવામા આવે, તેટલો તેના જ્ઞાનમા વિકાસ થતો જાય સાદી રીતે અને સહેલાઈથી મળી શકે એવી સામગ્રીથી કેવી રીતે સાધનો તૈયાર થઈ શકે, તે બધી બાબતો બાળકને શીખવવી જોઈ એ, અને દરેક સાધનનો ઉપયોગ બાળક પાસે જ કરાવી માપ કાઢવુ, આકૃતિ દોરવી, વગેરે બાબતો શીખવવી જોઈ એ વળી શરૂઆતમા પ્રાયોગિક કામ કરાવી તે પરથી સિદ્ધાત પર જવુ જોઈ એ. પ્રાયોગિક કામ કરાવી પ્રમેય પર જવુ જોઈ એ મનુષ્યોએ જે જે બાબતમા ભૂમિતિના સિદ્ધાતોનો ઉપયોગ કર્યો હોય, તે તે બાબતોના દાખલા લઈ પ્રાયોગિક કામ કરાવવુ જોઈ એ. એમ કરવાથી બાળકને ભૂમિતિના સિદ્ધાતોની અગત્ય સમજાશે, અને બાળક એ વિષય ધ્યાનપૂર્વક શીખશે સુથારીકામ, લુહારીકામ, ઘર બાધવાનુ કામ, ભાત પાડવાનુ કામ, સાથિયા, વગેરે એવા અનેક મનુષ્ય જીવનના કાર્યોમા ભૂમિતિનો ઉપયોગ થાય છે, અને જો આપણે એ સિદ્ધાતો બરાબર સમજ્યા હોઈએ, તો આપણા જીવનની અનેક ઉપયોગી અને આનંદદાયક બાબતો આપણે સરળતાથી કરી શકીએ છીએ

નામુ—આ વિષય પણ મનુષ્યજીવનના વ્યવહારમા અગત્યનો છે, કારણ કે એની ઊણપ હોય, તે મનુષ્યને બીજા મનુષ્યોથી છેતરાઈ જવાનો વધુ સભવ છે. વળી દરેક પ્રકારના આર્થિક વ્યવહારમાં નામાનો ઉપયોગ કરવાનો હોય છે. પોતાના ઘરનો હિસાબ દરેકે રાખવો જોઈ એ, અને એ ખાતર પણ બાળકે નામુ શીખવું જોઈ એ. નામુ પદ્ધતિસર નિયમ મુજબ લખવાની ટેવ પડે તે જરૂરનું છે, કારણ કે એમા ભૂલ પડવાથી મનુષ્યને ઘણું નુકસાન વેઠવુ પડે છે,

એટલા માટે બાળકને પદ્ધતિ પર ખાસ ધ્યાન રાખવા કહેવું જોઈએ અને શિક્ષકે ચીવટ રાખી પદ્ધતિસર નામુ લખવાની બાળકને ટેવ પાડવી જોઈએ

### ૩. સમાજશાસ્ત્ર

ગણિત પછી મનુષ્યનો બીજો અગત્યનો વિષય સમાજશાસ્ત્ર છે સમાજશાસ્ત્ર એટલે સમાજની વ્યવસ્થા, વ્યવહાર વગેરેનું જ્ઞાન આ જ્ઞાન મનુષ્ય મનુષ્ય વચ્ચેનો વ્યવહાર બરાબર સમજવાને ઉપયોગી છે આ શાસ્ત્રના વિષયો ઇતિહાસ, ભૂગોળ અને નાગરિકશાસ્ત્ર—બાળકોને એવી રીતે શીખવવા જોઈએ કે તેઓ મોટા થઈ સમાજમા બીજા મનુષ્યના સાથ સમજપૂર્વક સાચો વ્યવહાર રાખી શકે, અને સહકાર મૂલક સમાજજીવન વિકસાવવામા મદદરૂપ થઈ શકે

ઇતિહાસ—ધો૦ પહેલાથી ધો૦ ત્રીજા સુધી વાર્તા દ્વારા જુદા જુદા દેશની પ્રાચીન અને અર્વાચીન સસ્કૃતિનો ઝાંખો ખ્યાલ આપવો જોઈએ છ કે સાત વર્ષના બાળકોને પ્રાક્-ઐતિહાસિક મનુષ્યો કેવી સાદી અને સરળ રીતે જીવન વિતાવતા હતા, તે જાણવામા ખૂબ રસ હોય છે તેઓ કેવી રીતે ખોરાક મેળવતા હતા કુદરતના કોપમાથી બચવા કેવી રીતે આશ્રય મેળવતા હતા, જગલી પશુઓના હુમલામાથી પોતાનુ કેવી રીતે રક્ષણ કરતા હતા, તેમના સમકાલીનો સાથે કેવી રીતે સમૂહમા રહેતા હતા, અને છેવટે તે વખતની પરિસ્થિતિના કેટલાક બળોની સામે કેવી રીતે વિજય મેળવ્યા કે જેથી કરીને પાછળની વધુ સહીસલામત અને વિશાળ જીવનનુ પોતાને માટે ચણતર કરી શક્યા તે બધુ જાણવામાં આ બાળકોને બહુ રસ હોય છે જો આ બધો હેવાલ સાદી કલ્પનાશીલ વાર્તાઓ રૂપે તેમને કહેવામાં આવે તો ખરેખર તેમને અતિશય રસ પડે અને માણસની જરૂરિયાતો વિષે ઉપયોગી માહિતીમાથી ઘણુંખરુ પોતાના ઉતારી શકે માણસો કેવી રીતે પ્રયત્ન કરી પોતાની પાયાની

જરૂરિયાતો સંતોષતા હતા, તથા સહકારની ક્રિયાઓ વડે કેવી રીતે આગળ વધતા હતા, તેની બાળકને સમજ પડે.

આ રીતે બાળકને રસ પડે એવી વાર્તાઓ કહેવા માટે શિક્ષકમા નિરૂપણશક્તિની કુશળતા હોવી જોઈએ, કારણ કે ચિત્રો, આકૃતિઓ, માટીના નમૂનાઓ, અને સામાન્ય અભિનય (આમા બાળકો ઉત્સાહ પૂર્વક સાથ આપશે)ની સહાય વડે તેમની સમક્ષ વાર્તાના પ્રસ ગોને જીવ ત અને પ્રત્યક્ષ બનાવવા જોઈએ.

વળી જુદા જુદા દેશની સ સ્કૃતિની વાર્તાઓમા પણ તે સમય અને દેશનાં કપડા, ખોરાક, આયુધો, લડવાની રીત સામાન્ય રીતભાત, રાજયવ્યવસ્થા, સમાજબધારણ, વગેરે બાબતોનુ સામાન્ય જ્ઞાન બાળકોને વાર્તામાથી મળે એવી રીતે વાર્તા કહેવી જોઈએ વાર્તાના પ્રસ ગ મુજબ પોશાક ખોરાક, રીતરિવાજ, વગેરે બાબનો સાકળીને વાર્તાના પાત્રોનુ વર્ણન કરવુ જોઈએ

બાળકથી સમજાય એવી સાદી ભાષામા વાર્તાની સાદી ઘટનાઓ બાળક સમક્ષ રજૂ કરવી જોઈએ જેમ બને તેમ ખોટી કલ્પના કે દૈવી કારણને ખાસ સ્થાન આપવુ જોઈએ નહિ મનુષ્ય જીવનમા બની ગયેલા બનાવો ઐતિહાસિક દૃષ્ટિએ જેવા હોઈ શકે તેવા ઓળખવા જોઈએ આપણી એવી માન્યતા થઈ ગઈ છે, કે વાર્તામા ખોટીખરી ઘટના બાળકોને આન દ આપવા ઉત્પન્ન કરવાથી અને એ રીતે વાર્તા ઘટાવવાથી જ વાર્તાઓ રસપ્રદ થઈ શકે છે, પણ એ માનવુ ભૂલ ભરેલું છે જે ઘટના કુદરતી રીતે બને છે તે બધી રસપ્રદ હોય છે જેમ અન્ન અને શાકભાજીમા રહેલી કુદરતી મીઠાશને આપણે મરીમસાલા નાખી બગાડીએ છીએ, અને જઠરને પચાવવા અઘરા પડે એવા આપણે એને બનાવી દઈએ છીએ, તેવી રીતે વાર્તાનું પણ થાય છે વાર્તાને રસિક બનાવવા ખોટી બીનાઓ (મરીમસાલા) એમા દાખલ કરીએ છીએ, અને એના કુદરતી મીઠા રસનો નાશ

કરીએ છીએ. બાળકની કુદરતી રીતે સત્ય સમજવાની બુદ્ધિને કુંઠિત કરીએ છીએ

ચોથા ધોરણમા ઐતિહાસિક હકીકત ક્રમવાર સમજાય એ રીને વાર્તાઓ કહેવી, અથવા મહાન પુરુષોનાં જીવનવૃત્તાંતો ઐતિહાસિક દૃષ્ટિ ધ્યાનમા રાખી કહેવા એમા પણ ઉપરની સૂચનાઓ ધ્યાનમા રાખવી

પાચમા, છઠ્ઠા અને સાતમા ધોરણમા સળગ ઇતિહાસ શીખવવો જોઈએ લોકોના વિકાસને ધ્યાનમા લઈ ઇતિહાસ શીખવવો જોઈએ, અથવા તો રાજકારકિર્દી, રાજપ્રકરણ સાથે સકળાયેલા રાજપુરુષોના જીવનવૃતાતો–અને રાજકારકિર્દી સાથે કોઈ એક અગત્યના બનાવને કેન્દ્રિત કરી સળગ ઇતિહાસના યોગ્ય વિભાગ પાડી મુખ્ય બનાવની આજુબાજુ રહેલા બનાવો સમજાવવા જોઈએ બીજી રીતે શીખવવામાં લોકોની ગજપ્રવૃત્તિ પર વધારે પડતો ભાર મુકાય છે અને બીજી બધી પ્રવૃત્તિઓ ગૌણ થઈ જાય છે, અને એવો ભાસ થાય છે કે કોઈ એક રાજપુરુષને લીધે જ સમાજ, અર્થ, ધર્મ, વગેરેમા ક્રાતિ થાય છે ખરી રીતે ક્રાતિ એક પુરુષથી થતી નથી, પણ જનસમાજની શક્તિથી થાય છે, એટલે ઇતિહાસ લખવાની રીતમાં મૂળભૂત ફેરફાર કરવાની જરૂર છે ઇતિહાસના લખાણમા ફેરફાર થવાથી શિક્ષણમા ફેરફાર થઈ શકશે માટે ઇતિહાસ લખતી વેળા સમાજ વિકાસના પગથિયાને મુખ્ય ગણી જે જે વ્યક્તિઓએ ક્રાતિકારી કે રચનાત્મક યોજનાઓ કે ઘટનાઓમા ભાગ લીધો હોય, અને સામાન્ય જનતાનો તેમા જે ફાળો હોય, તેનો ખરેખરો ખ્યાલ બાળકને આપવો જોઈએ કે જેથી બાળક સમાજ વિકાસના એક અગરૂપ પોતાને ગણી પોતાની શક્તિઅનુસાર વિકાસમાં ફાળો આપે આ દૃષ્ટિથી જ બાળકને લોકશાહી રાજ્ય માટે અને સહકારમૂલક સમાજજીવન માટે તૈયાર કરી શકીએ

ઇતિહાસ બે રીતે શીખવી શકાય: (૧) વાતચીત દ્વારા કે ભાષણ દ્વારા ઇતિહાસના શિક્ષણ સમયે વાતચીત કરતાં કરતાં ચિત્રો, નમૂનાઓ, સિક્કાઓ, આલેખો, વગેરે રજૂ કરો, અને બાળક પાસે ઇતિહાસ અંગેના આલેખો તૈયાર કરાવો. (૨) એક બે દિવસ અગાઉથી વર્ગમા ચિત્રો, નકશાઓ, વસ્તુઓ, સિક્કાઓ, નમૂનાનાં લખાણો, અને આલખો વગેરે મૂકો બાળક તે જોઈ એના વિષે શીખવા ઉત્તેજિત થાય એટલે એ પરથી ઇતિહાસ શીખવો

અત્યાર સુધી લોકો એમ માનતા આવ્યા છે કે ઇતિહાસ એટલે લડાઈઓ અને તેની તારીખોની ગોખણપટ્ટી. આ વસ્તુ તદ્દન ખોટી છે. ઇતિહાસમા જનતાની પ્રગતિની વાત હોવી જોઈએ. ઇતિહાસ એવી રીતે શીખવવો જોઈએ, કે બાળકના ચારિત્ર્યનું ઘડતર થાય, તેની મહત્ત્વાકાંક્ષાઓ પૂરી પાડવાના માર્ગો તેને સૂઝે, તેનામા જોમ, જુસ્સો, અને વિચાર કરવાની શક્તિ આવે અને બીજાના અનુભવ પરથી નવુ શીખવાની વૃત્તિ જાગ્રત થાય

મનુષ્યો પોતાની ભૂલના ભોગ શી રીતે બને છે એનો ખ્યાલ બાળકને ઇતિહાસ શીખવાથી મળે, તો બાળકો કે જે ભવિષ્યના નાગરિકો છે, તેમા નાગરિકધર્મની ભાવના, દેશોદ્ધારની ભાવના, અને સ્વતંત્ર રીતે વિચાર કરવાની શક્તિ કેળવી શકાય ભૂતકાળના બનાવોનો અત્યારે શો પ્રત્યાઘાત પડયો છે તે અને ભૂતકાળ અન વર્તમાનકાળ શી રીતે સંકળાયેલા છે, તે સ્પષ્ટ રીતે બતાવ્યાથી લાખોના રક્ત રેડી મેળવેલી આઝાદીનો સાચો ખ્યાલ આવે તેનુ ખરું મૂલ્યાંકન કરાવવાથી જ બાળકોને તેની ખરી કદર થાય, અને તો જ એ ભવિષ્યના દેશપુત્રો અને પુત્રીઓ પોતાના ચારિત્રબળથી તેની ઉન્નતિ માટે પ્રયત્નશીલ થાય.

**ઇતિહાસ વિષે સૂચક કહેવતો :**

(૧) લાંબાકાળે ઇતિહાસની ઘટનાઓનું પુનરાવર્તન થયા કરે છે.

(૨) ઇતિહાસ માનવસમાજનો સાચો ઉદ્ધારક છે.

(૩) ઇતિહાસ એ સમાજના સદ્‌ગુણો અને દુર્ગુણોનું પરિણામ-દર્શક સમયપત્રક છે

(૪) ઇતિહાસ એ વ્યવહાર કુશળતાનો શિક્ષક છે

૨. ભૂગોળ—ઇતિહાસમાં લડાઈઓ, તારીખો, વગેરે ગોખાવી શીખવવામાં આવતું હતું, તે જ રીતે ભૂગોળનો વિષય પણ નદીઓ, પર્વતો, શહેરો, દેશના વેપારમાં આયાત અને નિકાસ વગેરે બાબતો ગોખાવી શીખવવામાં આવતો હતો. મનુષ્યનું ઘર પૃથ્વી છે, એટલે પૃથ્વી પર થતી વસ્તુઓનો સાચો પરિચય બાળકને કરાવવામાં આવતો ન હોતો. પૃથ્વી પર રહેતા બધા મનુષ્યો વિષે બાળકોને જ્ઞાન હોવું જોઈએ. મનુષ્યજીવનને આ બધાનો શો સબંધ છે, તથા પૃથ્વીની આસપાસ આકાશમાં દેખાતા પદાર્થો આપણા જીવન પર શી અસર કરે છે, વગેરે બાબતો ભૂગોળના વિષય તરીકે બાળકને શિખવાડવી જોઈએ. આ દૃષ્ટિએ ભૂગોળનું શિક્ષણ આપવાને આપણે શું કરવું જોઈએ, તે બાબતની અહીં ચર્ચા કરવામાં આવી છે

ભૂગોળના શિક્ષણમાં જેટલી ઇંદ્રિયોનો વિનિયોગ થાય તેટલું વધારે સારું. તેટલા માટે વિદ્યાર્થીઓ માત્ર કાનથી સાંભળ્યા કરે તેના કરતાં આંખ વડે જેમ બને તેમ વધારે જુએ, અને કાન વડે સાંભળે તેમ થવું જોઈએ આ કારણથી પ્રસંગને યોગ્ય નકશા, ચિત્રો, આકૃતિઓ, નમૂનાઓ, વસ્તુઓ અને કા૦ પા૦ પરના રેખાચિત્રો, વગેરેનો જેમ બને તેમ વધારે ઉપયોગ કરવો જોઈએ ભૂગોળ શિક્ષણ માટે વિદ્યાર્થી પાસે નકશાપોથી અવશ્ય હોવી જોઈએ. શિક્ષકે ચીવટ રાખી વિદ્યાર્થીને તેનો ઉપયોગ સમજાવવો જોઈએ, અને તેની સહાયથી ભૂગોળનું શિક્ષણ આપવું જોઈએ.

પ્રથમ, ભૂગોળ શિક્ષણ અંગે નીચે જણાવેલી બાબતો ખાસ મહત્વની છે (૧) દરેક ભૌગોલિક મુદ્દાના કાર્યકારણ સંબંધ વિદ્યાર્થીઓને સ્પષ્ટપણે સમજાય તો જ તેમની વૈજ્ઞાનિક દૃષ્ટિ ખીલે, ભૂગોળના વિષય પ્રત્યે તેમનો રસ જાગ્રત થાય, નવું જાણવાની જિજ્ઞાસા

જાગે, અને પરિણામે નવાનવા વિચારો આવે. ભૂગોળના સિદ્ધાતો સમજાવતી વેળા એ સંબંધી મનુષ્ય જીવનમાથી દાખલા આપી તે સિદ્ધાતો સમજાવવા જોઈ એ. દા. ત , હિંદના પહાડી મુલકમા જીવનનાં સાધનો ઓછા હોય છે, પણ ખૂબ શ્રમ કરવાની જરૂર પડે છે. બહારની દુનિયા સાથેનો તેમનો સંબંધ ઓછો હોય છે, પણ ત્યાંની આબોહવા તદુરસ્તી બક્ષનાર અને આનંદપ્રદ હોય છે. પરિણામ એ આવે છે કે ત્યાના લોકો સશક્ત અને મહેનતુ હોઈ સ્વતંત્રતાના ચાહક હોય છે, પણ મેદાનમા રહેનારા લોકો કરતા ઓછા તત્ત્વચિંતક હોય છે. માણસની આજુબાજુની પરિસ્થિતિ તેના જીવનને કેવી રીતે સ્પર્શે છે, તે આવા દાખલાઓ પરથી સમજી શકાય છે. (૨) બીજું, એક ભૌગોલિક મુદ્દા પરથી બીજા સંબધવાળા મુદ્દાઓ શીખવવાથી બાળકને આખો વિષય રસપ્રદ લાગે છે દા ત., હિંદમા કપાસનો ઉદ્યોગ ખાસ કરીને મુબઇ પ્રાતમા જ છે, કારણુ કે વરાડ અને મુબઈપ્રાતની કાળી જમીન કપાસના વાવેતર માટે યોગ્ય છે, અને ત્યાની ભેજવાળી હવા સુતરાઉ વણાટને માફક આવે છે. એજ રીતે એવા કારણો ઉપસ્થિત થતા હોય, તે દેશોનુ તે વિષે જ્ઞાન આપવુ (૩) ત્રીજુ ભૂગોળ શીખવતી વખતે નકશાના ખાખા દોરાવી તેમા જરૂરી હકીકતો પુરાવવી, આકૃતિઓ, રેખાચિત્રો, અને આલેખનો દોરાવવા, નમૂનાઓ તૈયાર કરાવવા, વગેરે બાબતોનો ખૂબ મહાવરો કરાવવો જરૂરી છે. (૪) ચોથું, ભૂગોળના અભ્યાસક્રમ માત્રથી ભૂગોળનુ શિક્ષણ સમાપ્ત થતુ નથી. તેની સાથે સાથે ભૂગોળના સામાન્ય સિદ્ધાતો, નવા બનાવો, શોધખોળો, રેલવે અને નહેરોની નવી યોજનાઓ, મુસાફરીના હેવાલો, વગેરેને લગતા પુસ્તકો અને માસિકો, જેવા કે, Pictorial World, Royal Geographical Society, London, U S A etc ના મેગેઝિન, વગેરે બાળકોને આપવા જોઈએ કે તેઓ તેમાથી જુદા જુદા દેશના લોકો, પશુઓ, પક્ષીઓ, મકાનો, રિવાજો, વગેરેના ચિત્રો જોઈ, તેમજ વર્ણનો વાચી, વધારાની માહિતી મેળવી, સરળતાથી

એને એવું જોઈએ, અને તે મુજબ શીખવવું જોઈએ. ધારો કે આપણે એસ્કિમોનું જીવન શીખવવું છે. યોગ્ય કાળથી એની દિનચર્યા શરૂ કરો, અને ક્રમવાર એની દિનચર્યાની વાત કરો; એટલે આપોઆપ ખોરાક, પોશાક, રહેઠાણ, રીતભાત, વગેરેની વાતો આવી જશે. સાથે સાથે એના જીવન અંગેનાં તૈયાર ચિત્રો બતાવો, અથવા કાળા પાટિયા પર ચિત્ર દોરી બતાવો, એટલે બાળકોને એ શીખવામાં રસ પડશે. એના વાર્ષિક જીવનની વાત કરો, એટલે આસપાસની પરિસ્થિતિ, તહેવાર, ઉત્સવ, આબોહવા, વેપારધંધો, ધાર્મિક, સામાજિક આર્થિક અને રાજકીય સ્થિતિ, વગેરે બાબતો શીખવી શકાશે. શીખવતી વખતે એને અંગેનાં ચિત્રો, નમૂનાઓ, લેખો, કાવ્યો, વગેરેનો ઉપયોગ કરશો તો બાળકોને તે દેશના લોકજીવનનો તેમજ તે દેશનો સ્પષ્ટ અને સચોટ ખ્યાલ આવશે.

આ બાબતમાં 'બાલકન જી બાગી સંસ્થા'એ સ્વપ્રયત્નથી જ્ઞાન મેળવવાની રીત શોધી કાઢી છે. જુદા જુદા દેશનાં બાળકો એક બીજા સાથે પત્રવ્યવહાર કરે છે. એનાથી બાળકોને જુદા જુદા દેશો વિષે સૌગોલિક જ્ઞાન થાય છે. ત્યાંના લોકો સાથે પત્રવ્યવહાર કરી ચિત્રો, લખાણો, વગેરે એકબીજાને મોકલી ત્યાંના લોકજીવન વિષે માહિતી મેળવે છે. આ રીતે કામ કરવામાં અલબત્ત બન્નેની એક ભાષા હોય તો સારું. જુદી ભાષા હોય તો દુભાષિયાની જરૂર ખરી. બાલકન જી બાગી તે ખોટ પૂરી પાડે છે, એટલે સૌગોલિક જ્ઞાન મેળવવાની આ એક સારી રીત છે.

લોકજીવન સિવાય બીજી બાબતો જ્યારે કોઈ દેશ વિષે શીખવવાની હોય, અથવા રેલવે લાઈન, નદી કે શહેર વિષે શીખવવાનું હોય ત્યારે શિક્ષણ બહુ શુષ્ક થઈ જાય છે. એ શિક્ષણને રસિક બનાવવા નીચેની રીત ધ્યાનમાં લેવા જેવી છે.

ધારો કે ત્રીજા ધોરણમાં તમારે જિલ્લાની ભૂગોળમાં રેલવે માર્ગો શીખવવાના છે. સુરત જિલ્લાની 'બિલિમોરા કાળા અંબા'

રેલવે માર્ગ શીખવવાનો છે, એ દાખલો હું અહીં લઉં છું. બિલિમોરાથી એ રેલવે માર્ગ શરૂ થાય છે, એટલે બાળકોને જિલ્લાના બી. બી. એન્ડ સી. આઈ રેલવે માર્ગ પર આવેલાં સ્ટેશનોનું જ્ઞાન પ્રથમ આપેલું હોવુ જોઈએ.

**કાલા અંબા રેલવે માર્ગ શીખવવાનો પ્રસંગ :—** સુરત જિલ્લામાં ઊના પાણીના કુંડ ઊનાઈમાં છે તે જોવા જવું છે, અને કુંડમાં નાહવા જવુ છે, અથવા બાળવાનાં તેમ જ ઈમારતી લાકડાં લેવાં છે, તો કયાં વધુ પ્રમાણમાં અને સસ્તાં મળી શકશે તે જાણવું છે. બી. બી. એન્ડ સી. આઈ રેલવે માર્ગ પર બિલિમોરા સ્ટેશન આવેલું છે એ બાળકો જાણે છે. 'બિલિમોરા કાલા અંબા રેલવે' માર્ગ શીખવવા શી તૈયારી કરવી તે હવે સમજાવવામાં આવે છે.

પૂર્વ તૈયારી:—(૧) 'બિલિમોરા કાલા અંબા રેલવે' બિલિમોરાથી કઈ દિશામા જાય છે, તે નકશામાં જોઈ નક્કી કરવુ. નકશામાં જોતા માલૂમ પડશે કે એ રેલવે બિલિમોરાથી સીધી પૂર્વ તરફ જાય છે. આ બાબત રેલવે ટાઈમ ટેબલમા આપેલો નકશો જોવાથી પણ મળી શકશે. (૨) 'બિલિમોરા કાલા અંબા રેલવે' પર કયાં કયાં સ્ટેશનો છે, અને તે કેટલે અંતરે છે તે શોધી કાઢવુ. આ બાબત રેલવે ટાઈમ ટેબલ જોવાથી મળી આવશે.

| સ્ટેશનો | બિલિમોરાથી અંતર (માઈલ) |
|---|---|
| ૧ બિલિમોરા | ૦ |
| ૨. ગણદેવી | ૪ |
| ૩. ચીખલીરોડ | ૯ |
| ૪. રાનકૂવા | ૧૪ |
| ૫. ધોળી કૂઈ | ૧૮ |
| ૬. અનાવલ | ૨૨ |
| ૭. ઊનાઈ–વાસદારોડ | ૨૭ |
| ૮. કેવડીરોડ | ૩૨ |

| | |
|---|---|
| ૯. કાલા અંબા | ૩૫ |
| ૧૦. ડુંગરડા | ૩૭ |
| ૧૧. વઘાઈ | ૪૦ |

આ સ્ટેશનોનાં મોટા અક્ષરે 'સાઈનબોર્ડ'–સૂચીપત્ર બનાવવાં અને તેના પર અંતર લખવું.

આ ઉપરાંત રેલવે પર આવતા દરેક ગામની આયાત, નિકા કે બીજી કોઈ જાણવા જેવી હકીકત ભૂગોળમાંથી મેળવી તે સ્ટેશન બનાવેલા 'સાઈનબોર્ડ' પર વંચાય એવા સ્પષ્ટ અક્ષરોએ હકીકતનું લખાણ કરવું. સાઈનબોર્ડને લાંબી લાકડીઓ સાથે બાંધ.

આ મુજબ સાઈનબોર્ડ તૈયાર કરી એક સ્થળે બિલિમોરા સાઈનબોર્ડ જમીનમાં ખોસી ચૂનાથી બી. બી. એન્ડ સી. આ રેલનો માર્ગ બતાવવો. પછી કાલા અંબા રેલવે પૂર્વમા છે, પૂર્વમાં માઈલ માટે યોગ્ય સ્કેલમાપ લઈ અંતર મુજબ બીજ સ્ટેશનોનાં સાઈનબોર્ડ જમીન પર ખોસી જવાં. સાઈનબોર્ડ જમીન એટલાં ઊંચાં હોવાં જોઈએ કે સામાન્ય રીતે બાળકની આંખ આ આવે. પછી રેલવે માર્ગ ચાકથી કે રાખથી દોરી જવો. ગોઠવા માટે આપેલા ચિત્રમાં જુઓ.

ઉપર મુજબની તૈયારી પાઠ આપતા પહેલાંની છે. પાઠ આપ વખતે વર્ગના બાળકોની બે, ત્રણ કે ચાર (સંખ્યા મુજબ) ટુકડી પાડવી. દરેક ટુકડીના નાયક અને ઉપનાયક નીમવા. નાયક એન્જિન ગણવુ, અને ઉપનાયકને ગાર્ડ તરીકે રાખવા. પછી સિસો વાગે એટલે પહેલી ટુકડીએ બિલિમોરા સ્ટેશન જઈ ઊભા રહે અને ટુકડીના દરેક પાટિયા પર લખેલું વાંચી જવું. પછી સિસો વાગે ત્યારે પહેલી ટુકડી બીજા સ્ટેશને જઈ અટકે. બીજી ટુક પહેલા સ્ટેશને આવે. એમ દરેક ટુકડી આગળ જાય, અને બી ~ની પાછળ ચાલે. એ જ રીતે છેલ્લા સ્ટેશનેથી પાછા ફરવું.




આ મુજબ અભ્યાસ કરાવી બાળકોને વર્ગમાં કે બહાર એક સ્થળે ભેગાં કરી સ્ટેશનોનાં નામ તથા તેને લગતી હકીકત પૂછવી. એ રીતે દઢીકરણ કરવું. સ્વાધ્યાયમાં ઘેરથી એ રેલવે માર્ગ માપ મુજબ દોરી લાવવા કહેવુ, અને દરેક ગામ વિષે ટૂંક હકીકત લખવા કહેવું.

નદીઃ— નદી વિષે શીખવવું હોય તો જમીન પર દિશા અને અંતર મુજબ નદી બનાવવી. જે જે ભાગ વિષે શીખવવુ હોય તે હકીકતનાં સાઈનબૉર્ડ બનાવી તે યોગ્ય સ્થળે મૂકવા. પછી બાળકોને નદીનો પ્રવાસ કરાવવો. નદીની પ્રદક્ષિણા કરાવવી. પછી એ વિષે બાળકોને પ્રશ્નો પૂછી દઢીકરણ કરાવવુ. સ્વાધ્યાય રેલવે માર્ગ મુજબ કરાવવો.

શહેરઃ— શહેર વિષે શીખવવાને શહેરના નામનાં પાટિયાં તૈયાર કરવાં. શહેર વિષે જે હકીકત શીખવવાની હોય તેને લગતાં ચિત્રો મૂકવાં. પછી બાળકોને એ શહેરોના પ્રવાસે જવા કહેવું. પ્રવાસે જઈ આવ્યા પછી એના વિષે હકીકત પૂછવી. સ્વાધ્યાયમાં એ શહેર વિષે બીજાં ચિત્રો લાવવા કહેવુ, અથવા તો વધારાની હકીકત મળે તો તે લાવવા કહેવું.

દેશ — જમીન પર દેશનો નકશો પાડવો. તેમા કુદરતી રચનાથી દેશના વિભાગ બતાવવા. વરસાદ, પાક, ધંધા, વસતી, વગેરે માટે સાઈનબોર્ડ તૈયાર કરવાં, અને તે જમીન પર પાડેલા નકશામા યોગ્ય જગાએ ચોડવા. દેશનો નકશો મોટો બનાવવો અને તે દેશની દિશાઓ મુજબ પાડવો. સરહદ પરના સ્થળો લખવા.

આ મુજબ તૈયારી કરી બાળકોને તે નકશા પાસે લઈ જવા, અને ચારે તરફ ફરી દેશ વિષે બધી હકીકત ધ્યાનમા રાખવા કહેવું મુસાફરીમા જે રીતે જુઓ તે રીતે જોઈ જવા બાળકને કહેવુ

ત્યારબાદ એના પર પ્રશ્નો પૂછવા, અને દ્દઢીકરણ કરવુ એ દેશ વિષે ભૂગોળ કે કોઈ બીજા પુસ્તકમા વર્ણન લખ્યું હોય તે વાચી જવા કહેવું

આ પદ્ધતિમા શિક્ષકને શરૂઆતની તૈયારીમાં શ્રમ પડે એમ છે, પણ તૈયારી કર્યા પછી કામ બહુ સરળ થાય છે. શિક્ષકને વધારે બોલવુ પડતુ નથી બાળકો દશ્યરૂપે જોતા હોવાથી સહેલાઈથી યાદ રાખી શકે છે. એમને જ્ઞાન મેળવવામા રસ પડે છે. દરેક આવા પ્રકારના પાઠ સમયે આ રીત જો શિક્ષક અજમાવશે તો એને એ બાબતનો પ્રત્યક્ષ અનુભવ થશે, અને એ રીતે ભૂગોળના ઘણા પાઠ યોજી શકશે

૩. નાગરિક શાસ્ત્ર—આ વિષય માટે નાગરિક શાસ્ત્ર શબ્દ વાપરવો એ ખોટુ છે ખરો શબ્દ નાગરિક જીવનની તાલીમ હોવો જોઈએ, કારણ કે આ વિષય માત્ર પુસ્તક દ્વારા શાબ્દિક ચર્ચાથી શીખવવાનો નથી, પણ ક્રિયા કરાવીને શીખવવાનો છે આ વિષય શિક્ષક માટે નવો છે આપણી શિક્ષણપ્રથા એટલી નીચી કક્ષાએ પહોંચી છે કે આપણે કોઈપણ વિષયનાં પુસ્તકો બાળકના હાથમાં મૂકી દઈએ એટલે આપણી ફરજ પૂરી થઈ ગઈ હોય એમ આપણે સમજીએ છીએ. આ મનોદશાને લીધે આ વિષયનો શાસ્ત્રની દૃષ્ટિએ વિચાર કરી બાળકને આનું શાબ્દિક જ્ઞાન આપવાનો પ્રયાસ કરીએ

છીએ એ બરાબર નથી. ખરું જોતાં આ વિષય શાસ્ત્રની દૃષ્ટિએ શીખવવાનો નથી, પણ કળાની દૃષ્ટિએ. શિક્ષકે પુસ્તક દ્વારા શીખવવાનો આ વિષય નથી, પણ બાળક પાસે ક્રિયા કરાવીને.

શિક્ષકે આ વિષયનું જ્ઞાન મેળવી તથા તેવી ટેવો કેળવી બાળકોને પોતાનાં જાત, ઘર, આંગણાં, પડોશ અને ગામની સ્વચ્છતા રાખતાં શીખવવાનું છે, અને એ બધાંને સુશોભિત કરવાની રીત શીખવવાની છે. બાળકને નાનપણથી સ્વચ્છ રહેવાની ટેવ પાડવાની છે. એ ટેવ પુસ્તક દ્વારા કે ચર્ચાથી આવી શકે નહિ. એ ક્રિયા બાળક પાસે વારંવાર કરાવો તો જ તેની તેમને ટેવ પડે. આ કારણથી આ તાલીમ સાતે ધોરણોમાં ચાલુ રાખવાની છે. બાળકોને બે પ્રકારનાં કામ કરવાનાં છેઃ (૧) સ્વચ્છતા અને મનોરંજન માટે જે કામ કરવાનાં છે તે સમજીને કરવાં. (૨) બીજાં બાળકો બરાબર કામ કરી પોતાની ફરજ બજાવે છે કે નહિ તેની તપાસ રાખવી.

૪. વિજ્ઞાનઃ—આ વિષય મનુષ્યજીવનની દૃષ્ટિએ ઘણો અગત્યનો છે. આ વિષયમાં કુદરતનો અભ્યાસ, એટલે પશુપંખી, જીવજંતુ, વનસ્પતિ, વગેરેનો અભ્યાસ, શરીર વિષેનો અભ્યાસ, પૃથ્વીના અને આકાશના પદાર્થો વિષેનો અભ્યાસ. પુસ્તક દ્વારા શાબ્દિક જ્ઞાન આપવાથી બાળકને આ વિષયમાં રસ પડતો નથી. ખરી રીતે આ વિષય **અવલોકન અને પ્રયોગથી** સારી રીતે શીખવી શકાય છે. વળી જાતે ક્રિયા કરીને બાળકે કેટલાએક મુદ્દાઓનો અભ્યાસ કરવો પડે છે. દા. ત., પશુઓની માવજત, શરીરસંબંધી તાત્કાલિક ઈલાજો વગેરે અવલોકન કરાવતી વેળા બાળકને પ્રશ્નો પૂછી જે બાબતો સમજવાને અગત્યની હોય તે બાબતો પ્રત્યે બાળકોનુ ધ્યાન કેન્દ્રિત કરવુ જોઈએ. આમ કરવાથી બાળકમાં ઝીણવટથી અવલોકન કરવાની ટેવ પડે છે. પ્રયોગમાં પણ વાપરેલા સાધનો કેવી રીતે વાપરવામાં આવે છે તે, અને એક પછી એક શું કરવામાં આવે છે તે બધી બાબતો વિષે પ્રશ્નો

પૂછી બાળકને સમજવામાં મદદ કરવી જોઈએ. બને તો, અને જોઈએ તેટલાં સાધનો હોય તો, બાળકો પાસે તે પ્રયોગ કરાવવો જોઈએ. શરીર સંબંધી તાત્કાલિક ઇલાજો, માંદાની માવજત, પશુપંખીની માવજત, વગેરે બાબતો શિક્ષકે ક્રિયા કરી અને બાળક પાસે કરાવી શીખવવી જોઈએ. ટૂંકમાં, આ વિષયનું સચોટ જ્ઞાન અવલોકન, પ્રયોગ, અને ક્રિયા કર્યા વિના મળી શકતું નથી, માટે શિક્ષકે આ રીતે જ શીખવવા ધ્યાન રાખવું.

૫. ઇતર વિષયો:—આ સિવાયના અભ્યાસક્રમ મુજબ શીખવવાના બીજા વિષયો—બીજી ભાષા, ચિત્રકામ, સંગીત, ઉદ્યોગ, શારીરિક શિક્ષણ, વગેરે. બીજી ભાષાનું શિક્ષણ માતૃભાષાના શિક્ષણની પદ્ધતિ મુજબ આપવું જોઈએ. ચિત્રકામ અવલોકન અને ક્રિયા દ્વારા શીખવવું જોઈએ. એ અંગેના નિયમો ચર્ચા દ્વારા સમજાવવા જોઈએ. સંગીત અનુકરણ અને ક્રિયા દ્વારા શીખવવું જોઈએ. એ અંગેના સિદ્ધાંતો ચર્ચા અને ઉદાહરણ દ્વારા સમજાવવા જોઈએ. ઉદ્યોગ ક્રિયા કરાવીને શીખવવો જોઈએ. જ્યાં જરૂર હોય ત્યાં વિવેચન કરી સમજાવવું જોઈએ. સાધનો અને તેના ભાગોનો બાળકને પરિચય કરાવવો જોઈએ, અને તેનું સમારકામ શીખવવું જોઈએ. એના સિદ્ધાંતો વિવેચન દ્વારા સમજાવવા જોઈએ. ક્રિયા કરી અને કરાવીને શારીરિક શિક્ષણ આપવું જોઈએ. દરેક ક્રિયા કરવાથી શરીરના કયા ભાગને શો લાભ થાય છે, તે બાળકને સમજાવવું જોઈએ. કઈ કઈ રમતો કરવાથી શરીરના કયા ભાગને શો લાભ થાય છે તે ખાસ કરીને કહેવું જોઈએ. રમતમાં નિયમપાલન ખાસ જરૂરનું છે, એ બાળકને બરાબર સમજાવવું જોઈએ. ટૂંકમાં, શિક્ષકે એ બાબત ધ્યાનમાં રાખવાની છે કે કોઈપણ વિષય શીખવવામાં ક્રિયા, અવલોકન, પ્રયોગ અને ચર્ચાનો ઉપયોગ કરીએ તો બાળક સારી રીતે શીખી શકે છે. જો માત્ર વિવેચન, ભાષણ કે શાબ્દિક વિચાર વિનિમય કરવાનું રાખીએ તો તેથી બાળકનું જ્ઞાન સ્પષ્ટ અને સચોટ થતું નથી, માટે શિક્ષકે

દરેક બાબત શીખવવામાં અનુક્રમે ક્રિયા, અવલોકન, પ્રયોગ અને ચર્ચાનો ઉપયોગ કરવો જોઈએ.

૬. પ્રૌઢ શિક્ષણ:—પ્રૌઢોને શીખવવાની રીતમાં કેટલોક ફેરફાર કરવાનો હોય છે. પ્રૌઢો બાળકો કરતાં અનુભવમાં આગળ વધેલાં હોય છે, પણ તેની સાથે તેમનાં આચારવિચાર, અને બોલવાની ઢબ વગેરે રૂઢ થઈ ગયેલાં હોય છે. પ્રથમ તો વાતચીત અને વાર્તા દ્વારા તેમની બોલવાની ઢબમાં સુધારો કરવો જોઈએ, અને તેમના આચાર-વિચારમાં યોગ્ય ફેરફાર થાય તેવું જ્ઞાન તેમને વાર્તાઓ દ્વારા આપવું જોઈએ, અને તે જ્ઞાન મુજબ તેમની પાસે અમુક ક્રિયા કરાવવી જોઈએ કે જેથી તેમની રૂઢ થયેલી ટેવોમાં યોગ્ય ફેરફાર થાય અને તેમના આચારવિચાર ઉન્નત બને. આ કારણથી પ્રૌઢોને શીખવવા ઇલાયદી યોજના ઘડવી જોઈએ.

## પ્રૌઢ શિક્ષણની યોજના

### ૧. કયા પ્રૌઢોને શિક્ષણ આપવાની જરૂર હોય છે?

ખેતર, ફેકટરી (કારખાનું) કે એવી કોઈ જગાએ કામ કરનાર અભણ સ્ત્રી અને પુરુષને શિક્ષણ આપવાની જરૂર છે.

### ૨. શિક્ષણ આપવાના હેતુઓ

(૧) સામાજિક, આર્થિક અને નૈતિક વિચારો વિશાળ કરવા.

(૨) દરેક અભણને એટલું અક્ષરજ્ઞાન આપવું કે તેનાથી તે પોતાની આસપાસના આર્થિક અને રાજકીય પ્રશ્નો સમજી શકે.

### ૩. શિક્ષણનો સમય

(૧) ગામડામાં ખેડૂતો નવરા હોય તે સમયે શિક્ષણના વર્ગ રાખવા. મોસમ વખતે અઠવાડિયામાં એક બે વખત વર્ગ રાખવા અને મોસમ બાદ દરરોજ વર્ગ રાખવા અને અક્ષરજ્ઞાન આપવું.

(૨) રાત્રિશાળા કે રજાદિન શાળા ચલાવી અક્ષરજ્ઞાન આપવું
(૩) ફેકટરી (કારખાના)મા શાળા કાઢવાની વ્યવસ્થા કરવા ફેકટરી માલિકને કહેવુ થોડો સમય ફેકટરીની શાળામાં શિક્ષણ લેવા છૂટા કરવામા આવે એવી વ્યવસ્થા કરવી.

૪. શિક્ષણ આપવાની રીત

(૧) વર્તમાનપત્રોનું વાચન કરાવવુ અને તેની વિગતો સમજાવવી.
(૨) વાચન, લેખન અને ગણિત શીખવવા
(૩) નાગરિક જીવનની તાલીમ અને આરોગ્ય વિજ્ઞાન ક્રિયાઓનું અવલોકન કરાવી શીખવવુ
(૪) રાજકીય, આર્થિક, અને વેપાર સબધી વાર્તાઓ કહેવી અને વાતચીત કરવી

## પ્રકરણ ત્રીજું

# અનુબંધ પદ્ધતિ

બાળકના અગાઉના અનુભવ સાથે નવા અનુભવોનો સંબંધ જોડવો એનું નામ અનુબંધ, અર્થાત્ અનુસંધાન જન્મ્યા પછી બાળક પોતાની મેળે અનુભવ મેળવવાનો પ્રયાસ કરે છે, અને એક અનુભવ મેળવ્યા પછી જરૂર પડે એનો સંબંધ નવા અનુભવ સાથે મેળવે છે. એમ એના મગજમાં અનુભવોની હારમાળા તૈયાર થાય છે જે બાબત એના જીવનને ઉપયોગી હોય, અથવા એને ઉપયોગી માલૂમ પડે, તે બાબત વિષે તે અનુભવ મેળવવા પ્રયાસ કરે છે અને તેના વિષે અનુભવ પ્રાપ્ત કરે છે. આ કારણથી અનુભવો એના જીવન સાથે ગાઢ સંબધ ધરાવે છે. દા ત., બાળક આકાશમાં મેઘધનુષ જુએ છે. ત્યારબાદ એક બે દિવસમાં વરસાદ પડતો માલૂમ પડે છે. આ ઉપરથી એ સમજે છે કે મેઘધનુષ અને વરસાદને કાંઈક સંબંધ છે. વરસાદ જીવનને ઉપયોગી છે, તેમ મેઘધનુષ પણ ઉપયોગી છે, એમ બાળકને લાગે છે, અને તેથી એ બાળક મેઘધનુષ ક્યારે થાય છે, કેવી રીતે થાય છે, એની રચના કેવી હોય છે, વગેરે જાણવા પ્રયત્ન કરે છે આ પ્રમાણે બાળકના જીવનમાં જીવંત પ્રસંગ ઉત્પન્ન થાય છે. એ જીવંત પ્રસંગ દ્વારા એ મેઘધનુષ વિષે જ્ઞાન મેળવવા પ્રયાસ કરે છે. આ રીતે જીવંત પ્રસંગ ઉપસ્થિત થાય છે, એટલે એ એના વિષે રસપૂર્વક અને ધ્યાનપૂર્વક જ્ઞાન મેળવવા પ્રયાસ કરે છે. પછી મેઘધનુષ વિષે વધુ જ્ઞાન તે બીજા વિષયોના મુદ્દાઓની મદદથી મેળવે છે. આ મુજબ જ્ઞાન મેળવવાની પદ્ધતિ અનુબંધ કે અનુસધાન પદ્ધતિ કહેવાય છે, અને વિષયો અનુબંધ કે અનુસંધાનના વિષયો કહેવાય છે, અર્થાત્ એ વિષયનું અનુસંધાન બાળકના જીવનપ્રસંગ સાથે થયેલું કહેવાય છે. જો આવા પ્રસગો બાળકના સમાજ સાથેના વ્યવહારને લીધે કે કુદરત સાથેના સંબંધને લીધે

ઉપસ્થિત થયા હોય, તો એ પ્રસંગો સામાજિક કે કુદરતી વાતાવરણના જીવનપ્રસંગો કહેવાય છે

અગાઉ ચર્ચા કરી ગયા તે મુજબ કાર્ય એ બાળકનું જીવન છે જીવનની જરૂરિયાતો શ્રમ કર્યા વિના મેળવી શકાતી નથી ખોરાક ઉત્પન્ન કરવા કે મેળવવા માટે મનુષ્યને કાર્ય કરવુ પડે છે પોશાક તૈયાર કરવા તેમ જ રહેઠાણ બાંધવા એને કાર્ય કરવાની જરૂર પડે છે આ કાર્ય મરણ પર્યત ચાલુ રહે છે. મનુષ્ય જીવનની પ્રાથમિક જરૂરિયાતોનો ધીમે ધીમે વિકાસ થયો છે, એટલે એવી જરૂરિયાતો પુષ્કળ વધી છે આ કારણથી તે એકલા હાથે બધી જરૂરિયાતો પોતાને માટે પૂરી પાડી શકતો નથી, તેથી દરેકને જીવનની જરૂરિયાતો પૂરી પાડવા માટે બીજાનો સહકાર સાધવાની જરૂર પડે છે અને કોઈને કોઈ ઉદ્યોગ કરવાની જરૂર પડે છે કોઈ ખેતીવાડીનો ઉદ્યોગ કરે છે, તો કોઈ હાથ વણાટનો, તો કોઈ સુથારી અને લુહારી કામનો ઉદ્યોગ ઉત્પાદનનું સાધન છે, મનુષ્યના જીવનનિર્વાહનું સાધન છે આ કારણથી દરેક બાળકે કાંઈ ને કાંઈ ઉદ્યોગ શીખવો જોઈએ એ ઉદ્યોગથી જે ઉત્પાદન થાય તેનો નિકાલ કરવાની જરૂર પડે છે, અને બીજા પાસેથી એને એ ઉદ્યોગ અંગે જરૂરની ચીજો લેવાની જરૂર પડે છે, એટલે બીજા મનુષ્યો સાથે આપલેનો વ્યવહાર રાખવો પડે છે. વળી કુદરતના બનાવો એના જીવન પર ઘણી અસર કરે છે કેટલાક કુદરતી સંજોગો એની જરૂરિયાત પૂરી પાડવામાં મદદરૂપ થાય છે, અને કેટલાક બાધક હોય છે આ કારણથી એને કુદરતી સંજોગોનો અભ્યાસ કરવો પડે છે. આ રીતે બાળકના જીવનના ત્રણ મુખ્ય કાર્યો થયા ઉદ્યોગ કરવો, સમાજ સાથે વ્યવહાર બાંધવો કુદરતને ઓળખવી બાળકનું સમસ્ત જીવન ત્રણે કાર્યો કરવામાં પરોવાયેલું રહેવું જોઈએ એ કાર્યો બાળક સારી રીતે કરી શકે એટલા માટે એ ત્રણે વાતાવરણો દ્વારા યોગ્ય શિક્ષણ લેવાની બાળકને જરૂર પડે છે આ ત્રણ વાતાવરણો તે ઉદ્યોગ, સમાજ,

અને કુદરત. એ ત્રણે વાતાવરણોમાંથી ઉપસ્થિત થતા પ્રસંગો તે બાળકના જીવનપ્રસંગો એ જીવન પ્રસંગો બાળકને શિક્ષણ આપવામાં ઘણા ઉપયોગી છે.

ઉદ્યોગ કરવા માટે, સમાજ સાથે વ્યવહાર રાખવા માટે, અને કુદરતને ઓળખવા માટે બાળકને ભાષા, ગણિત, વિજ્ઞાન, ઇતિહાસ, ભૂગોળ, વગેરે વિષયોના શિક્ષણની જરૂર પડે છે, એટલે આ વિષયોનુ શિક્ષણ જીવનકાર્યો કરવામા અગત્યનું છે; એટલા માટે એ વિષયોનું છૂટું છૂટું જ્ઞાન આપવાની શરૂઆત થઈ. તેમને એમ લાગ્યું કે છૂટુ છૂટુ શીખવ્યા પછી એ વિષયોનુ સંયોગીકરણ કે અનુસંધાન એની મેળે થશે, પણ છૂટા છૂટા વિષયોના શિક્ષણની ઘણી બિનઉપયોગી બાબતો શિખવાડવા માડી, અને જીવન સાથેનો એનો સંબંધ દૂર ને દૂર જતો ગયો, એટલે શિક્ષણ પ્રત્યે બાળકને અરુચિ ઉત્પન્ન થવા લાગી. પરાણે શિક્ષણ અપાતુ હોય એવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ. આ ઉપરથી ધીમે ધીમે એવો વિચાર આવવા લાગ્યો કે આ મુજબ વિષયોને છૂટા છૂટા શીખવવા એ ખોટું છે, પણ જે વિષયનો મુદ્દો શીખવતી વેળા બીજા વિષયોના સહકારની જરૂર પડે તે વિષયોની મદદ લઈ એ મુદ્દાનું જ્ઞાન સપૂર્ણ કરાવવુ, દા. ત, ઇતિહાસ શીખવતી વેળા ભૂગોળ, ગણિત કે વિજ્ઞાનના કોઈ મુદ્દાની જરૂર જણાય તો તે મુદ્દા પણ સાથે સાથે શીખવવા. તેવી જ રીતે ભૂગોળ, ગણિત અને વિજ્ઞાન શીખવતી વેળા એ સિવાયના જે વિષયોની જરૂર જણાય તે વિષયોની મદદ લેવી. આ પદ્ધતિ તે વિષયનું સયોગીકરણ (Coordination) કરેલું કહેવાય પણ આ પદ્ધતિથીએ ઘણી જીવનને બિનઉપયોગી અને જીવન સાથેના સબધ વગરની બાબતો શિખવાડાય, એટલા માટે એકલી જીવનને ઉપયોગી બાબતો જ બાળકને શીખવવી હોય તો ઉદ્યોગ, સમાજ, અને કુદરતના પ્રસગો લઈ બાળકને શિક્ષણ આપવુ જોઈએ.

આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે આપણે બાળશિક્ષણ બાળકેન્દ્રિત કરવું હોય તો તે ઉદ્યોગ, સમાજ અને કુદરત કેન્દ્રિત કરવુ જોઈએ, એ દૃષ્ટિથી આપણે બાળક માટે અભ્યાસક્રમ તૈયાર કરવો જોઈએ, અને તે માટે આપણે અભ્યાસક્રમ ઘડતી વેળા બે અગત્યની બાબતો ધ્યાનમા રાખવી જોઈએ.

(૧) બાળક મનુષ્ય થવાનુ છે. મનુષ્ય તરીકે એને વિવિધ પ્રકારની ફરજો અને જવાબદારીઓ અદા કરવાની હોય છે, એટલા માટે તે ફરજો અને જવાબદારીઓ સારી રીતે અદા કરી શકે એવો બાળકનો સર્વાંગી વિકાસ થવો જોઈએ, અર્થાત્ એનાં શરીર, બુદ્ધિ અને આત્માનો વિકાસ થવો જોઈએ. આ વિકાસ છૂટો છૂટો નહિ પણ એક સરખો સુમેળવાળો હોવો જોઈએ. દરેક પ્રકારનો વિકાસ બીજા બે પ્રકારના વિકાસનો પૂરક હોવો જોઈએ, એટલે ત્રણેનો વિકાસ એક સ્વરૂપ દેખાવો જોઈએ. આ કારણથી આપણી શિક્ષણ પદ્ધતિ એવી રીતે યોજવી જોઈએ કે બાળકને એમ લાગે નહિ કે આનાથી મારાં શરીર, બુદ્ધિ, અને આત્માનો વિકાસ થાય છે, પણ જેમ જેમ બાળક શિક્ષણ લેતું જાય તેમ તેમ વાસ્તવિક રીતે તેનો ત્રણે પ્રકારનો વિકાસ થતો જાય. દા. ત., જ્યારે બાળક કાંઈ હસ્તકામ કરે, કસરત કરે, રમતો રમે, ઉત્સાહની ઉજવણી કરે, સફાઈકામ કરે, કે બીજી કોઈ પ્રવૃત્તિ કરે, ત્યારે એ કામ તેને એવા પ્રકારના વિકાસની દૃષ્ટિએ કરાવવુ કે એ પ્રવૃત્તિઓથી એની શારીરિક અને બૌદ્ધિક શક્તિઓ ખીલે, તેમજ એના ચારિત્ર્યનું ઘડતર થાય. પ્રવૃત્તિઓ કરાવતી વખતે એ પ્રવૃત્તિઓમાં રહેલા સિદ્ધાંતોનો વિચાર કરતાં શીખવવું અને તેનો યોગ્ય અમલ કરતાં શીખવવુ કે જેથી તેનામા પ્રામાણિકતા, સત્ય, હિંમત, ડહાપણ, સહકાર અને આજ્ઞાંકિતપણું, વગેરે ગુણો કેળવાય. આ પ્રવૃત્તિઓ જે ઊભી થતી બધી તકોનો લાભ લઈ એના જીવનને વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ કરવાનો પ્રયત્ન કરવો જોઈએ. એટલા માટે એવા

પ્રકારની શિક્ષણ પદ્ધતિ યોજી કાઢવી જેનાથી ત્રણે બાબતોનો એક બીજા સાથેનો સંબંધ જળવાઈ રહે.

(૨) બીજી બાબત એ છે કે અભ્યાસક્રમ ઘડતી વેળા આપણે બાળકની ઉંમર, શક્તિ અને વલણનો વિચાર કરવો જોઈએ. મનુષ્યત્વનું ઘડતર તેનાં ઉમ્મર, શક્તિ અને વલણના પાયાપર કરવું જોઈએ, અને તેના ઘડતર માટે યોગ્ય સાધનો વાપરવાં જોઈએ. વળી શિક્ષણ યોજના એવી જોઈએ કે તેના વર્તમાન જીવનનો ભૂત જીવન સાથે સંબંધ થાય અને તેના ત્રણ પ્રકારના—શરીર, બુદ્ધિ અને આત્માના—વિકાસનો સુમેળ સધાય.

બાળકનુ ભૂતપૂર્વ જીવન કયુ ? બાળક જન્મે છે ત્યારથી તે સમાજ અને કુદરત વિષે જાણવા કાંઈ ને કાંઈ કરે છે, અને તેમના વિષે અનુભવ મેળવે છે. એ પોતાની બધી ઇંદ્રિયોનો ઉપયોગ મનુષ્ય અને આસપાસની વસ્તુઓ વિષે જ્ઞાન મેળવવા કરે છે, અને પોતે તેમની સાથે અંગત સંબંધ બાંધી સમાજ અને કુદરત વિષે અનુભવ મેળવે છે. બાળકના સ્વાભાવિક વિકાસ માટે એને એ જ વાતાવરણમાં અને એ જ માર્ગે શાળામા પણ રાખવુ જોઈએ; એટલે શાળાની પ્રવૃત્તિઓ એવા પ્રકારની રાખવી, કે જેથી બાળકનો સંબંધ સમાજ અને કુદરત સાથે જળવાઈ રહે, અને અત્યાર સુધી જે રીતે અનુભવ મેળવતું હતું તે જ રીતે અનુભવ મેળવી જ્ઞાન પ્રાપ્ત કરે. બાળકના ભૂતપૂર્વ જીવનની બીજી બાબત એ છે કે એને નકામા બેસી રહેવું કે જોયા કરવુ ગમતુ નથી. જાતે કામ કરવાનુ ગમે છે. એના પોતાના પ્રયત્નથી પોતાની જરૂરિયાતો પૂરી પાડવાની એનામાં પ્રેરણા હોય છે, એટલે શાળામાં એને ઉદ્યોગ કરાવવાની ખાસ જરૂર રહે છે. એનાથી એની મૂળ જરૂરિયાતો—ખોરાક, પોશાક અને રહેઠાણની—પોષાય છે અને પોતાના શરીર, બુદ્ધિ ને આત્માના વિકાસમાં મદદ-રૂપ થાય છે. આ પ્રમાણે શાળામાં ઉદ્યોગ, સમાજ અને કુદરત સાથે સંબંધમાં રહે એવા સંજોગો એને માટે ઉત્પન્ન કરવા જોઈએ,

અને એ રીતે બાળકને ત્રણે વાતાવરણ—ઉદ્યોગ, સમાજ ને કુદરત—સાથે અનુસંધાન કરી આપવું જોઈએ.

શાળામાં ત્રણે વાતાવરણ સાથે બાળકનો સંબંધ જોડવા માટે શિક્ષકે દૈનિક જીવન પ્રસંગો અને પ્રવૃત્તિઓ શોધી કાઢવાં જોઈએ. આમાંથી બાળકનાં ઉમ્મર અને શક્તિ અનુસાર ઉપયોગી હોય એવા જીવન પ્રસંગોની તારવણી કરી તે જીવન પ્રસંગો બાળક સમક્ષ રજૂ કરવા જોઈએ. એવા ત્રણે વાતાવરણ અંગેના જીવન પ્રસંગો અહીં નીચે આપ્યા છે.

૧. **ઉદ્યોગની પ્રવૃત્તિઓ:**—કપાસની વરણી કરવી, કપાસ સૂકવવો, કપાસ સાફ કરવો, કપાસ લોઢવો, રૂને ઝાપટવું, પીંજવું, પૂણી તૈયાર કરવી, પૂણીની સાચવણી, શરીરના જુદા જુદા અવયવોની મદદથી રેંટિયા અને તકલી વડે કાંતણ, સૂતર કરડવું, તાણી કરવી, કાંજી પાવી, વણવાની ક્રિયાઓ, વગેરે.

૨. **સમાજ સાથે સંબંધવાળા જીવન પ્રસંગો:**—જુદા જુદા ધર્મ અને કોમના તહેવારો, ઉત્સવો, જયંતીઓ, યાત્રાનાં સ્થળો, ઐતિહાસિક સ્થળો, વેપારનાં સ્થળો, ઉદ્યોગનાં સ્થળો, દેશ કે જિલ્લાના જુદા જુદા ભાગમાં મુસાફરી, વહીવટ અને વ્યવસ્થા અંગે માણસોએ ઘડી કાઢેલી યોજનાવાળી મંડળીઓની પ્રવૃત્તિઓ, મહાન પુરુષોની શાળામાં કે ગામમાં પધરામણી.

૩. **કુદરત સાથે સંબંધવાળા જીવન પ્રસંગો:**—દરરોજ લાગતો ગરમીનો તફાવત, હવાના દબાણનો તફાવત, વરસાદ, વાદળાં, વગેરે; આસપાસ ઊગતા વેલા, છોડ, અને ઝાડ, પાળેલાં જનાવરો, કોઈ પ્રસંગે આવી ચડતાં જનાવરો, પક્ષીઓ, કીડા અને જંતુઓ, ઋતુઓ, રાત્રે અને દિવસે થતો હવામાં ફેરફાર, સૂરજ, ચંદ્ર, અને તારાઓ, ગ્રહણો, ભરતીઓટ, મેઘધનુષ, વગેરે.

આ પ્રસંગો કે પ્રવૃત્તિઓ અંગે કેટલાક પ્રશ્નોનો ઉકેલ કરવાની જરૂર રહે છે. તે પ્રશ્નોના ઉકેલ માટે જે જે વિષયના જે

આમ જુદા જુદા વિષયના ઉપર જણાવેલા જુદા જુદા મુદ્દાઓ શીખવવાથી વરસાદ વિષે બાળકને સંપૂર્ણ જ્ઞાન મળે છે.

ઉપર મુજબ સમાજ અને કુદરતમાંથી જીવન પ્રસંગો શોધી કાઢવાનુ કામ અઘરું છે; કારણ કે જે બનાવો રોજ બ રોજ આપણી નજર સમક્ષ બનતા હોય છે તેના તરફ આપણું ધ્યાન હોતું નથી. શિક્ષકોએ એવા બનાવો શોધી કાઢવા પ્રત્યે ધ્યાન રાખવાની જરૂર રહે છે. આ ઉપરાત બધા બનાવો બાળકને શિક્ષણ આપવા બાળકનાં ઉમ્મર, શક્તિ અને વલણ અનુસાર ઉપયોગી માલૂમ પડતા નથી, તો બધાંમાથી ઉપયોગી જીવન પ્રસંગો શોધી કાઢી શિક્ષણ આપવામા તેનો ઉપયોગ કરવો એ શિક્ષક માટે એક કસોટી છે. આ કારણને લીધે શિક્ષકે આસપાસની પરિસ્થિતિ ઓળખવા જાગ્રત રહેવુ જોઈ એ; અને બાળકને ઉપયોગી જીવનપ્રસંગો ખોળી કાઢવાની તેનામાં આવડત જોઈએ. આવા પ્રકારની આવડત નીચે આપ્યા મુજબ રોજ બ રોજ નોધ કરવાથી આવે છે. શિક્ષકે ત્યારબાદ કઈ વખતે કેવી રીતે તેનો ઉપયોગ કરવો તે સમજવાનું રહે છે. એ સમજ ધીમે ધીમે મહાવરાથી પ્રાપ્ત થાય છે. એટલા માટે આ પ્રકારનું કાર્ય આરંભવા શિક્ષકમા ભાવના, ઉત્સાહ, અને ખંત હોવા જોઈ એ. નોંધ કરવાનો કોઠો નીચે મુજબ છે —

## રોજિંદી નોંધ

| વાતાવરણ | જીવન પ્રસંગો પ્રવૃત્તિઓ | ઉપસ્થિત થતા પ્રશ્નો | પ્રશ્નોના ઉકેલ માટે જુદા જુદા વિષયના મુદ્દાઓ |
|---|---|---|---|
| ઉદ્યોગ | | | |
| સમાજ | | | |
| કુદરત | | | |

વર્ગ શિક્ષક માટે કંકોત્રી લઈને આવે છે, અને વર્ગ શિક્ષકને આપે છે દરેક બાળકને થાય છે કે આ શું છે ? શાને માટે છે ? શિક્ષક તેમને સમજાવે છે

કંકોત્રી વાંચી સંભળાવે છે એમાની કવિતા બાળકોને સમજાવે છે કંકોત્રી કયા શબ્દ પરથી અપભ્રંશ શબ્દ બન્યો છે તે સમજાવે છે, વગેરે બાબત—આ ભાષાનો વિષય. કંકોત્રીમાં આપેલું ચિત્ર બાળકોને પાડવા કહે છે એનો અર્થ સમજાવે છે—આ ચિત્રકામનો વિષય કંકોત્રી છાપનારનું છાપખાનું, પરગામ મોકલવાની વ્યવસ્થા (પોસ્ટ ઑફિસ)—સમાજશાસ્ત્રનો વિષય કંકોત્રી છાપનાનો ખર્ચ, બહાર ગામ મોકલવાનો ખર્ચ, વગેરે—આ ગણિતનો વિષય. કંકોત્રી માટે કાગળ કપાની કંકોત્રી કેવી રીતે લખાય તે માટે સારા અક્ષરે કંકોત્રી લખાવીએ—અનુલેખન અને હસ્તકામ આ બધી બાબતો શીખવવાથી બાળકનું કંકોત્રી વિષે જ્ઞાન સંપૂર્ણ થાય છે

૩. કુદરતી વાતાવરણના અનુસંધાનનો દાખલો —આકાશ વાદળાથી છવાઈ ગયું છે ઘનઘોર આકાશ થયુ છે વરસાદ પડે છે આ બનાવ પરથી પ્રશ્ન ઉપસ્થિત થાય છે વાદળા કેવી રીતે બંધાય છે ? વરસાદ ક્યારે પડે છે ? વગેરે બાબતો વાદળા કેવી રીતે બંધાય છે તે સમજાવીએ—આ વિજ્ઞાનનો વિષય વાદળા કયા બંધાય છે ? શા કારણથી આ તરફ આવે છે ? ક્યારે આવે છે ? કેટલો વરસાદ પાડે છે ? વગેરે બાબતો—ભૂગોળનો વિષય કહેવાય વરસાદ માપવાની રીત, તેને આંકમા નોંધવાની રીત વગેરે બાબતો—ગણિતનો વિષય કહેવાય

વરસાદ માપવાનું યંત્ર–તેના જુદા જુદા ભાગના ચિત્ર દોરાવવા એ ચિત્રકામનો વિષય વાદળા અને વરસાદ વિષેની જુદી જુદી દંતકથાઓ—આ કથાઓ માણસના અજ્ઞાનમાંથી ઉપસ્થિત થયેલી હોય છે તેની સમજ વગેરે બાબતો—આ સમાજશાસ્ત્રનો વિષય

## નવમ ખંડ
# કેળવણીનું પ્રત્યક્ષ દર્શન

### પ્રકરણ પહેલું
## સાદા (એક વિષયના) પાઠો

સાદા પાઠ એટલે એક વિષયનો એક મુદ્દો શીખવવાના પાઠ. પાયાની કેળવણીની યોજના અગાઉ પાઠ આપવાની આ એક જ પદ્ધતિ પ્રચલિત હતી. સાદા પાઠ એક જ વર્ગનાં બાળકોને શીખવવા યોજવામાં આવે છે.

સાદા પાઠની નોંધમાં પ્રથમ વર્ગ વ્યવસ્થા વિષે લખવાનું હોય છે. તે મુજબ પાઠ શરૂ કરતાં પહેલા બાળક પાસે ડ્રિલ કરાવે છે, કે ગીત ગવડાવે છે તે એવા ઉદ્દેશથી કે બાળકમાં સ્ફૂર્તિ આવે. સ્ફૂર્તિ લાવવાની જરૂર હોય કે નહોય તોપણ રિવાજ મુજબ એ ક્રિયા કરાવવામાં આવે છે. એનાથી બાળકમાં સાચી સ્ફૂર્તિ આવતી નથી કે સાચી એકાગ્રતા આવવાની તૈયારીરૂપે એ કાર્ય થતુ નથી, પણ ઊલટું બાળકોમાં ચંચળતા વધે છે, અને તેથી તે ચંચળતાને સ્થિર કરવા શિક્ષક શ્રમ લે છે ત્યારે વર્ગ વ્યવસ્થિત થાય છે. શ્રમ ઉપરાંત

નકામો સમય બગડવાનો પણ સંભવ રહે છે. પાઠ શરૂ કરતાં પહેલાં શિક્ષકે એટલું જોવું જોઈએ કે વર્ગમાં બાળકો વ્યવસ્થિત બેઠાં છે કે નહિ. જો કોઈ બાળક બરાબર ન બેઠું હોય તો માત્ર તેને જ કહી તેને વ્યવસ્થિત બેસાડવું જોઈએ. આ બાબતનું અવલોકન કરી ઈશારાથી, અથવા ઓછું બોલીને શિક્ષક વ્યવસ્થાનું કામ કરે તો તે સારું કહેવાય. વર્ગવ્યવસ્થા કર્યા બાદ શિક્ષકને પાઠની પૂર્વ તૈયારી રૂપે પ્રશ્નો પૂછવાના હોય છે. ઇતિહાસ, ભૂગોળ, ગણિત વગેરે વિષયમાં અગાઉ થઈ ગયેલા મુદ્દા પર પ્રશ્નો પૂછી તેની યાદ કરાવવામાં આવે છે, અને પછી નવું શિક્ષણ આપવામાં આવે છે. ભાષા અને વિજ્ઞાનમાં થોડોક ફેર કરવામાં આવે છે. જે મુદ્દો શીખવવાનો હોય તે વિષે બાળકને થોડાક પ્રશ્નો પૂછી તેના વિષે તમને પાઠ વંચાવું, કાવ્ય ગવડાવું, કે બીજી સમજણ આપું એમ કહી નવું શિક્ષણ આપવાનું શરૂ કરવામાં આવે છે. આનાથી બાળકમાં રસવૃત્તિ ઉત્પન્ન થતી નથી કે શિક્ષણ ગ્રહણ કરવા સ્ફૂર્તિ કે એકાગ્રતા આવતા નથી, અને તેથી વર્ગ વ્યવસ્થા હદ સુધી સારી રહી શકતી નથી. આને માટે જુદો માર્ગ લેવાની જરૂર છે. જે નવું શિક્ષણ આપવા માગતા હોઈએ તે સંબંધી પ્રથમ એવી છાપ બાળક પર પાડવી જોઈએ કે એ શિક્ષણનો એના રોજિંદા જીવન સાથે સંબંધ છે, અને એ જાણવાથી એને કાંઈક લાભ થાય એમ છે. આવા પ્રકારનું વાતાવરણ ઉત્પન્ન કરવું, એટલે પાઠની પૂર્વ ભૂમિકા તૈયાર થયેલી કહેવાય. જેટલી શિક્ષકની પાઠની પૂર્વ ભૂમિકા સચોટ, તેટલી રસવૃત્તિ શિક્ષક બાળકમાં ઉત્પન્ન કરી શકે. જો શિક્ષક પૂર્વ ભૂમિકા બરાબર તૈયાર કરે તો વર્ગમાં આપોઆપ સ્ફૂર્તિ અને એકાગ્રતા આવી જાય. વર્ગ વ્યવસ્થાનું પ્રથમ પગથિયું પૂર્વ ભૂમિકાની સાચી રજૂઆત છે. જો શિક્ષક એ કામ સરળતાથી .. શકે, તો પછી શિક્ષણમાં એને વ્યવસ્થા કે શિસ્ત જાળવવામાં 'ઈ વિક્ષેપ નડે નહિ, અને તે પોતાનુ સમસ્ત કાર્ય વિઘ્ન વિના ર પાડી શકે. દા. ત., પાઠની શરૂઆતમાં શિક્ષક પ્રશ્ન પૂછે, " તમે

કાગડો જોયો છે? ન જોયો હોય તે હાથ ઊંચા કરે." બધાં બાળકો એકી સાથે બોલી ઊઠશે, "અમે કાગડો જોયો છે." "પથારીમાં સૂતાં સૂતાં તમે કેવીરીતે જાણો છો કે કાગડો આવ્યો છે?" બાળકો કહેશે, "એ, કા, કા, કા કરે છે તેથી." "એને તમે બરાબર નિહાળીને જોયો છે? એ શું ખાય છે? શું કરે છે? ક્યાં રહે છે? કઈ રીતે આપણને ઉપયોગી છે, વગેરે વગેરે બાબતો તમારે કાગડા વિષે જાણવી છે? તમે થોડી થોડી બાબતો જાણતા હશો, પણ તમારે આગણે એ દરરોજ આવે છે તો એના વિષે તમારે ઘણું ઘણું જાણવું જોઈએ. ચાલો, આજે હું તમને કાગડા વિષે પાઠ વંચાવું. ત્યારપછી આપણે એના વિષે વાતચીત કરીશું, તથા એના વિષે લોકોમાં પ્રચલિત કહેવતો, વહેમો વિષે વાત કરીશું. એના વિષે કાવ્યો અને વાર્તાઓ શીખીશું. ચાલો, પાઠ ઉઘાડો અને શાંતિથી પાઠ વાંચી જાઓ." આ મુજબ પૂર્વ ભૂમિકા તૈયાર કરવાથી બાળકને પાઠવાચી કાગડા વિષે શીખવાની ઇંતેજારી થાય છે અને તેથી રસપૂર્વક અને ધ્યાનથી કાગડા વિષે શીખવા એનું મન તત્પર થાય છે.

ત્યારબાદ સાદા પાઠના સ્વાધ્યાયનાં પગથિયાંમા ખાસ ફેરફાર કરવાની જરૂર છે. શીખવેલો પાઠ વાચી જવાનુ કે અમુક ભાગ લખી જવાનુ કહેવુ એ યોગ્ય નથી. તે તો શીખવેલી બાબતના પુનરાવર્તન જેવુ થયુ. એમા કાઈ એને એની બુદ્ધિનો કે બુદ્ધિપૂર્વક શ્રમનો ઉપયોગ કરવો પડતો નથી. આ પ્રકારનુ કાર્ય આપવાને બદલે શિક્ષકે સ્વાધ્યાયમા બાળકને કાગડા વિષે સ્હેલી અને સરળ ભાષામા ઘેરથી લખી લાવવા કહેવુ; એના સંબંધી કાવ્યો કે કહેવતો કે વાર્તાઓ શોધી કાઢી તે વાંચી જવા કહેવુ. બીજે દિવસે તેના વિષે વાતચીત કરવામાં આવશે; હુ પણ તમને કાવ્યો, કહેવતો અને વાર્તાઓ કહીશ. આ રીતે કાગડા વિષે વધુ માહિતી મેળવવા તેમજ વધુ વિચારો ગ્રહણ કરવા બાળકોને ઉત્સાહી બનાવવાં. આ કામમાં

નકામો સમય બગડવાનો પણ સંભવ રહે છે. પાઠ શરૂ કરતાં પહેલાં શિક્ષકે એટલું જોવું જોઈએ કે વર્ગમાં બાળકો વ્યવસ્થિત બેઠાં છે કે નહિ. જો કોઈ બાળક બરાબર ન બેઠું હોય તો માત્ર તેને જ કહી તેને વ્યવસ્થિત બેસાડવું જોઈએ. આ બાબતનું અવલોકન કરી ઈશારાથી, અથવા ઓછું બોલીને શિક્ષક વ્યવસ્થાનું કામ કરે તો તે સારું કહેવાય. વર્ગવ્યવસ્થા કર્યા બાદ શિક્ષકને પાઠની પૂર્વ તૈયારી રૂપે પ્રશ્નો પૂછવાના હોય છે. ઇતિહાસ, ભૂગોળ, ગણિત વગેરે વિષયમાં અગાઉ થઈ ગયેલા મુદ્દા પર પ્રશ્નો પૂછી તેની યાદ કરાવવામાં આવે છે, અને પછી નવું શિક્ષણ આપવામાં આવે છે. ભાષા અને વિજ્ઞાનમાં થોડોક ફેર કરવામાં આવે છે. જે મુદ્દો શીખવવાનો હોય તે વિષે બાળકને થોડાક પ્રશ્નો પૂછી તેના વિષે તમને પાઠ વંચાવું, કાવ્ય ગવડાવું, કે બીજી સમજણ આપું એમ કહી નવું શિક્ષણ આપવાનું શરૂ કરવામાં આવે છે. આનાથી બાળકમાં રસવૃત્તિ ઉત્પન્ન થતી નથી કે શિક્ષણ ગ્રહણ કરવા સ્ફૂર્તિ કે એકાગ્રતા આવતાં નથી, અને તેથી વર્ગ વ્યવસ્થા ઠેઠ સુધી સારી રહી શકતી નથી. આને માટે જુદો માર્ગ લેવાની જરૂર છે. જે નવું શિક્ષણ આપવા માગતા હોઈએ તે સંબંધી પ્રથમ એવી છાપ બાળક પર પાડવી જોઈએ કે એ શિક્ષણનો એના રોજિંદા જીવન સાથે સંબંધ છે, અને એ જાણવાથી એને કાંઈક લાભ થાય એમ છે. આવા પ્રકારનું વાતાવરણ ઉત્પન્ન કરવું, એટલે પાઠની પૂર્વ ભૂમિકા તૈયાર થયેલી કહેવાય. જેટલી શિક્ષકની પાઠની પૂર્વ ભૂમિકા સચોટ, તેટલી રસવૃત્તિ શિક્ષક બાળકમાં ઉત્પન્ન કરી શકે. જો શિક્ષક પૂર્વ ભૂમિકા બરાબર તૈયાર કરે તો વર્ગમાં આપોઆપ સ્ફૂર્તિ અને એકાગ્રતા આવી જાય. વર્ગ વ્યવસ્થાનું પ્રથમ પગથિયું પૂર્વ ભૂમિકાની સાચી રજૂઆત છે. જો શિક્ષક એ કામ સરળતાથી કરે, તો પછી શિક્ષણમાં એને વ્યવસ્થા કે શિસ્ત જાળવવામાં ક્ષેપ નડે નહિ, અને તે પોતાનું સમસ્ત કાર્ય વિઘ્ન વિના કરી શકે. દા. ત., પાઠની શરૂઆતમાં શિક્ષક પ્રશ્ન પૂછે, "તમે

કાગડો જોયો છે? ન જોયો હોય તે હાથ ઊંચા કરે." બધાં બાળકો એકી સાથે બોલી ઊઠશે, "અમે કાગડો જોયો છે." "પથારીમાં સૂતાં સૂતાં તમે કેવીરીતે જાણો છો કે કાગડો આવ્યો છે?" બાળકો કહેશે, "એ, કા, કા, કા કરે છે તેથી." "એને તમે બરાબર નિહાળીને જોયો છે? એ શું ખાય છે? શું કરે છે? કયા રહે છે? કઈ રીને આપણને ઉપયોગી છે, વગેરે વગેરે બાબતો તમારે કાગડા વિષે જાણવી છે? તમે થોડી થોડી બાબતો જાણતા હશો, પણ તમારે આંગણે એ દરરોજ આવે છે તો એના વિષે તમારે ઘણું ઘણું જાણવું જોઈએ. ચાલો, આજે હુ તમને કાગડા વિષે પાઠ વંચાવું. ત્યારપછી આપણે એના વિષે વાતચીત કરીશું, તથા એના વિષે લોકોમાં પ્રચલિત કહેવતો, વહેમો વિષે વાત કરીશું. એના વિષે કાવ્યો અને વાર્તાઓ શીખીશું. ચાલો, પાઠ ઉઘાડો અને શાંતિથી પાઠ વાચી જાઓ." આ મુજબ પૂર્વ ભૂમિકા તૈયાર કરવાથી બાળકને પાઠવાચી કાગડા વિષે શીખવાની ઇંતેજારી થાય છે અને તેથી રસપૂર્વક અને ધ્યાનથી કાગડા વિષે શીખવા એનુ મન તત્પર થાય છે.

ત્યારબાદ સાદા પાઠના સ્વાધ્યાયના પગથિયાંમા ખાસ ફેરફાર કરવાની જરૂર છે. શીખવેલો પાઠ વાચી જવાનું કે અમુક ભાગ લખી જવાનુ કહેવુ એ યોગ્ય નથી. તે તો શીખવેલી બાબતના પુનરાવર્તન જેવુ થયુ. એમા કાઈ એને એની બુદ્ધિનો કે બુદ્ધિપૂર્વક શ્રમનો ઉપયોગ કરવો પડતો નથી આ પ્રકારનુ કાર્ય આપવાને બદલે શિક્ષકે સ્વાધ્યાયમા બાળકને કાગડા વિષે સહેલી અને સરળ ભાષામાં ઘેરથી લખી લાવવા કહેવુ; એના સંબંધી કાવ્યો કે કહેવતો કે વાર્તાઓ શોધી કાઢી તે વાચી જવા કહેવુ. બીજે દિવસે તેના વિષે વાતચીત કરવામાં આવશે; હુ પણ તમને કાવ્યો, કહેવતો અને વાર્તાઓ કહીશ. આ રીતે કાગડા વિષે વધુ માહિતી મેળવવા તેમજ વધુ વિચારો ગ્રહણ કરવા બાળકોને ઉત્સાહી બનાવવાં. આ કામમાં

એ પોતાના માબાપની સહાય લે એવી સૂચના આપવી આ કામ કરવાથી માબાપને પણ ખબર પડે કે એમનું બાળક શાળામા શુ શીખે છે અને શાળામાથી શુ શીખી આવ્યું છે

આદા પાઠના પ્રથમ અને છેલ્લા પગથિયામા ઉપર્યુક્ત સૂચવેલા ફેરફારો મુજબ પાઠ આપવાનો પ્રયાસ કરવામાં આવે તો આપણે બાળકને શાળાના શિક્ષણ પ્રત્યે જરૂર રસ ઉત્પન્ન કરી શકીએ અને બાળકને શિક્ષણમા ભાગીદાર બનાવી શકીએ

આદા પાઠન મથાળે હેતુમા મુખ્યત્વે કરીને ચાર બાબત લખવા મા આવે છે (૧) તર્કશક્તિ કેળવવી, (૨) અવલોકન શક્તિ કેળવવી (૩) કલ્પના શક્તિ કેળવવી, (૪) રસવૃત્તિ કેળવવી આનો અર્થ એ થયો કે અમુક પાઠમા તર્કશક્તિ, અમુકમા અવલોકન શક્તિ, અમુકમા કલ્પના શક્તિ અને અમુકમા રસવૃત્તિ કેળવવાની જરૂર પડે છે અને તે પાઠમાં તે શક્તિ ખીલવવાનો પ્રયાસ કરવામા આવ્યો છે એમ જણાવવામા આવે છે ખરી રીતે આમાનુ કઈ કરી શકાતુ નથી એ વાત બાજુએ મૂકીએ તોપણ શિક્ષકને એ વાતનુ ભાન હોય એમ જણાતુ નથી કે શિક્ષણ દરમિયાન એક જ પાઠમા ડગલે ને પગલે તર્ક, અવલોકન, કલ્પના અને રસ કેળવવાની તથા તેનો ઉપયોગ કરવાની જરૂર પડે છે, અને શિક્ષણમાં જેમ એનો વધારે ઉપયોગ કરીએ તેમ બાળકમા એ શક્તિઓ વધારે વિકાસ પામે છે. ખરી રીતે જે વિષયનો જે મુદ્દો શીખવવાનો હોય તે વિષયનો તે મુદ્દો શીખવવાનો હેતુ શું છે તે બતાવવુ જોઈએ, એટલે પૂર્વભૂમિકાને કઈ સાકળથી પાઠના મુખ્ય મુદ્દા સાથ જોડો છે તે બતાવવુ જોઈએ. હેતુ બતાવવો, એટલે પૂર્વભૂમિકા અને મુખ્ય મુદ્દાને જોડતી સાકળ બતાવવી કાગડાના પાઠમા કાગડા વિષે સામાન્ય વાતચીત કરી એના પરથી આપણા કરતાં વધારે જાણનાર પુરુષોએ એના વિષે શુ શું કહેલુ છે તેનો ખ્યાલ આપવો એ હેતુ હોવો જોઈએ કાગડા

વિષે સંપૂર્ણ ખ્યાલ આપવાનો આપણો વિશેષ હેતુ હોવો જોઈએ, અને તે મુજબ પાઠની નોંધમાં લખવું જોઈએ.

સાદા પાઠની નોંધ લાંબા કાળથી લખાતી આવે છે તેમાં ઉપર સૂચવ્યા મુજબ ફેરફાર કરવાની જરૂર છે. એ મુજબ અહીં કેટલાક સાદા પાઠના નમૂનાઓ આપ્યા છે.

## સાદો પાઠ : ૧

| | |
|---|---|
| ધોરણ—પહેલું, વર્ગ —— | શિક્ષક —— |
| વિષય—ગણિત | તારીખ —— વાર —— |
| સામાન્ય હેતુ—સંખ્યાજ્ઞાન વધારવું | તાસ —— સમય —— |
| વિશિષ્ટ હેતુ—૧૧ થી ૨૦ સુધી ગણતરી, સમજ અને વાચન | સાધન—ઝાડ (વર્ગ બહાર), ચિચૂકા, કોડીઓ, વગેરે |

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણ શૈલી | કા૦ પા૦ની નોંધ |
|---|---|---|
| વર્ગવ્યવસ્થા | બાળકો વ્યવસ્થિત બેઠાં છે કે નહિ, તેમણે પોતાનાં સાધનો વ્યવસ્થિત મૂક્યાં છે કે નહિ, તે જોઈ બધું વ્યવસ્થિત કરાવવું. જરૂર પ્રમાણે બાળકોમાં સ્ફૂર્તિ લાવવા ડ્રિલ કરાવવી અથવા યોગ્ય ઉપાય યોજી કાઢવો (જરૂર સિવાય ડ્રિલ વગેરેનો ઉપયોગ નહિ કરવો) | |
| ૧. પૂર્વભૂમિકા | બાળકોને દસ સુધી ગણતરી આવડે છે, દસ સુધીની ગણતરી કરાવવી અને કા૦ પા૦ પર લખેલી ૧ થી ૧૦ સુધીની ગમે તેમ લખેલી સંખ્યા વંચાવવી.<br>પછી ૧૦ થી વધારે હોય એવી વસ્તુઓ તરફ તેમનું ધ્યાન દોરવું એ રીતે ૧૦ થી આગળ સંખ્યા શીખવાની જરૂરિયાત ઊભી કરવી પછી તેમને ૧૦ થી વધારે હોય | ૫ ૩ ૮ ૯ ૧૦<br>૭ ૪ ૬ ૨ ૧ |

| | | |
|---|---|---|
| | એવી ચિચૂકાની ઢગલીઓ આપવી અને ગણવા કહેવું. દસ સુધી ગણુતરી કરી અટકી જાય, એટલે આગળ ગણુતરી કેવી રીતે થાય તે સમજાવવું. | |
| ૨. નિરૂપણ (રજૂઆત) | જુઓ આ દસ ચિચૂકા. તેમાં હું એક ઉમેરું છું. તમે પણ તમારી દસની ઢગલીમાં એક ઉમેરો. અને બોલો ૧૦ માં એક ઉમેરીએ તો અગિયાર થાય. અગિયારમાં એક ઉમેરીએ તો બાર થાય. એમ વીસ સુધી બોલાવી જવું. એમ બે ત્રણ વખત બોલી બોલીને ગણુતરી કરાવવી. પછી ૧૧ થી ૨૦ સુધી કા૦ પા૦ પર લખી વાચન કરાવવું. | ૧૦ + ૧ = ૧૧<br>૧૧ + ૧ = ૧૨<br>૧૨ + ૧ = ૧૩<br>૧૩ + ૧ = ૧૪<br>૧૪ + ૧ = ૧૫<br>૧૫ + ૧ = ૧૬<br>૧૬ + ૧ = ૧૭<br>૧૭ + ૧ = ૧૮<br>૧૮ + ૧ = ૧૯<br>૧૯ + ૧ = ૨૦ |
| ૩. પુનરાવર્તન (સાફલ્ય) | પછી ઢગલીઓમાંથી વીસ સુધીની સંખ્યાના ગમે તે સંખ્યા સુધી ચિચૂકા ગણાવી ઢગલીઓ કરાવવી.<br>દા. ત., ૧૮ ગણો, ૧૫ ગણો, ૧૩ ગણો, ૧૯ ગણો, એમ ખૂબ મહાવરો કરાવવો. | |
| ૪. સ્વાધ્યાય (ગૃહકાર્ય) | બાળકોને ઘેરથી ૧૪ કાંકરા, ૧૭ ચોખાના કે ઘઉંના દાણા, વગેરે લાવવા કહેવું.<br>સ્લેટ પર અમુક સંખ્યાનાં મીંડાં, ચોકડી કે લીટીઓ પાડી લાવવા કહેવું. | |

## સાદો પાઠ : ૨

ધોરણ—ત્રીજું; વર્ગ ——— શિક્ષક ———
વિષય—સામાન્ય વિજ્ઞાન તારીખ ——— વાર ———
સામાન્ય હેતુ—પાણી મેળવવાનાં સ્થળો શીખવવાં તાસ ——— સમય ———
વિશિષ્ટ હેતુ—પીવાનું પાણી શુદ્ધ કરવાની રીતો સાધન-સ્ટવ, તપેલી, માટલાં, ગળણું, રેતી, કોલસા

| પાઠના વિભાગ અને મુદ્દા | શિક્ષણ શૈલી | કા૦ પા૦ની નોંધ |
|---|---|---|
| વર્ગવ્યવસ્થા | બાળકો વ્યવસ્થિત બેઠા છે કે નહિ, તેમણે પોતાનાં સાધનો વ્યવસ્થિત મૂક્યાં છે કે નહિ, તે જોઈ બધું વ્યવસ્થિત કરાવવું. જરૂર પ્રમાણે બાળકોમાં સ્ફૂર્તિ લાવવા ડ્રિલ કરાવવી અથવા યોગ્ય ઉપાય યોજી કાઢવો (જરૂર સિવાય ડ્રિલ વગેરેનો ઉપયોગ નહિ કરવો) | |
| ૧. પૂર્વ ભૂમિકા | બાળકને પૂછવું-તરસ લાગે ત્યારે તમે શું પીઓ છો ? નાહવા માટે શું વાપરો છો ? કપડાં શાનાથી ધુઓ છો ? આપણને ડગલે ને પગલે પાણીની જરૂર પડે છે. એ પાણી આપણને કયાં સ્થળોથી મળી શકે છે ? પીવાનું પાણી કેવું હોવું જોઈએ ? તેને શુદ્ધ કેવી રીતે કરવું, એ રીતો આપણે શીખીએ | |

| | | |
|---|---|---|
| ૨. નિરૂપણ (રજૂઆત) | આપણે પાણી કઈ કઈ જગ્યાએથી મેળવી શકીએ છીએ ?<br>તળાવ—સરોવર<br>કૂવા—વાવ—ટાકા<br>નદી—સમુદ્ર<br>આ બધામા પાણી કેવી રીતે આવે છે ? વરસાદ પડે છે અને તે આ સ્થળોએ એકઠું થાય છે.<br>સમુદ્રનાં પાણી સ્વાદમા કેવા ? તળાવ વગેરેના કેવાં ? પીવા માટે પાણીને સ્વચ્છ કરવાની જરૂર બતાવવી. સ્વચ્છ કરવાની રીતો.<br>૧. કપડાના ગળણાથી ગાળવુ, ૨. રેતી અને કોલસાથી ગાળવુ, ૩. ઉકાળવુ. | તળાવ—મનુષ્યોએ બનાવેલું<br>સરોવર—કુદરતી<br>કૂવા—મનુષ્યે ખોદી કાઢેલ. દોરડાથી પાણી કાઢવાનું<br>વાવ—પગથિયાં ઊતરી પાણી લેવાનું<br>ટાકાં—ઘરમા સંઘરેલ<br>નદી—પહાડમાંથી વહી આવતુ પાણી<br>સમુદ્ર—મોટો જથ્થો ખારું પાણી<br>અખાત<br>ઉપસાગર<br>મહાસાગર |
| ૩. પુનરાવર્તન (સાફલ્ય) | ઉપરની શીખવેલી બાબતો પર પ્રશ્નો પૂછવા :<br>મીઠા પાણીના સ્થળો કયાં ? તેમાં મનુષ્યે બનાવેલાં કયાં ? કુદરતી કયાં ? ખારાપાણીનાં સ્થળો—સમુદ્ર, મહાસાગર, વગેરેનુ પાણી શુદ્ધ કેવી રીતે કરવુ ? | |
| ૪. સ્વાધ્યાય (ગૃહકાર્ય) | પાણી શુદ્ધ કરવાની જુદી જુદી રીતોનું વર્ણન ઘેરથી લખી લાવવા કહેવુ. | |

(૨) અઘ=૪", ઘક=૩", અક=૨".

ત્રણ લીટીઓના માપથી ત્રિકોણ દોરી શકાય ?

હા

હવે બીજી રીતે માપ લઈએ

અઘ=૩", ઘક=૧", અક=૧".

આ લીટીઓના માપથી ત્રિકોણ દોરાતો નથી.

એના પરથી નિર્ણય—

ત્રણમાંથી સૌથી મોટા માપની લીટી કરતાં બીજી બે લીટીનું માપ વધારે હોવું જોઈએ

(૩) બે લીટીઓ અને એક ખૂણો

જુઓ પ્રથમ એક લીટી માપથી દોરો બીજી લીટી ક્યારે દોરી શકશો ? લીટીના એક છેડે ખૂણાનું માપ લઈએ તો એટલે બે લીટીની વચ્ચેનો ખૂણો આપેલો હોય તો ત્રિકોણ દોરી શકાય

(૪) બે ખૂણા ને એક લીટી

બે ખૂણાના માપથી ત્રીજા ખૂણાનું માપ નીકળી શકે, એટલે ગમે તે લીટીના બે છેડા પર બે ખૂણા દોરી શકાય બે ખૂણાની લીટીઓ એક બિંદુમાં મળે એટલે ત્રિકોણ થાય

| | |
|---|---|
| | (૫) કાટખૂણો હોય તો એક કાટખૂણાની લીટી અને બીજી કર્ણ લીટી આપેલી હોય તો ત્રિકોણ દોરી શકાય.<br>કાટખૂણાની આજુબાજુની લીટીના માપ આપેલાં હોય તો તે મુજબ આકૃતિ દોરી શકાય. |
| ૩. પુનરાવર્તન ( સાફલ્ય ) | ત્રિકોણની આકૃતિ દોરવા કેટલી બાબતનું માપ આપેલુ હોવું જોઈએ ? ત્રણ બાબતોનું. કઈ કઈ ત્રણ બાબતો ?<br>(૧) ત્રણ લીટીઓ, (૨) બે લીટીઓ ને વચ્ચેનો ખૂણો, (૩) એક લીટી ને બે ખૂણા, (૪) કાટખૂણો–કર્ણ અને એક બીજી લીટી. |
| ૪. સ્વાધ્યાય ( ગૃહકાર્ય ) | ચારે જાતના ત્રિકોણો કાપી લૂગડાની કોર તૈયાર કરો. ત્રિકોણોની ડિઝાઈન બનાવો. |

## પ્રકરણ બીજું

# સંયુક્ત પાઠો

અત્યારની આપણી શાળાઓની સ્થિતિ જોતાં સંયુક્ત પાઠની આવશ્યકતા રહે છે, કેમ કે એક શિક્ષકને ગામડામાં એકથી વધારે વર્ગ શીખવવા પડે છે. અભ્યાસ કરનાર બાળકો એક વર્ગમાં ઓછાં હોવાથી દરેક વર્ગ માટે એક શિક્ષક રાખવો આર્થિક દૃષ્ટિએ પાલવે એમ હોતું નથી, એટલે એક શિક્ષકને એકથી વધારે વર્ગ સોંપવા અનિવાર્ય બને છે. આ કારણથી શિક્ષકે આ પરિસ્થિતિમાં જુદા જુદા વર્ગોને કેવી રીતે કામ સોંપવું અથવા કેવી રીતે શીખવવું કે કોઈપણ વર્ગનાં બાળકોનો સમય નકામો જાય નહિ, અથવા નકામા બેસી રહેલાં બાળકોને લીધે ઘોંઘાટ થાય નહિ—આ બાબતો ધ્યાનમાં લઈ સંયુક્ત પાઠની યોજના ઘડી કાઢવામાં આવી છે. સંયુક્ત પાઠ સાદા પાઠનું મિશ્ર સ્વરૂપ છે, અર્થાત્ બે સાદા પાઠ ભેગા કરેલા હોય છે. પદ્ધતિની દૃષ્ટિએ સાદા અને સંયુક્ત પાઠમાં કાંઈ મહત્ત્વનો ફેર નથી. જો શિક્ષક બે ત્રણ વર્ગનું કાર્ય યોજના મુજબ કરે તો એને શીખવવામાં કાંઈ અગવડ માલૂમ પડે નહિ.

પ્રથમ તો દરેક વર્ગનો ચર્ચાથી શીખવવાના મુખ્ય વિષયોનો સમય નક્કી કરવો જોઈએ. જ્યારે શિક્ષક એક વર્ગમાં ચર્ચાથી શીખવવાનો વિષય નક્કી કરે, ત્યારે તેણે બીજા વર્ગોને લેખી કામ અપાય એવા વિષયનું શિક્ષણ રાખવું જોઈએ. એ લેખી કામ એવું હોવું જોઈએ કે તે બાળકો જાતે કરી શકે એમ હોય. જો કોઈ કામમાં શિક્ષકની સૂચનાની જરૂર હોય તો સૂચના કા૦ પા૦ પર લખવી જોઈએ કે જેથી બાળકો સૂચના વાંચી તે મુજબ લેખી કામ કરે.

(૬) વડા નિશાળિયા મારફત શ્રુતલેખન, (૭) બાહ્યવાચન, (૮) અંકગણિત, (૯) ભૂમિતિની આકૃતિઓ, (૧૦) નામું, (૧૧) ચિત્રકામ, (૧૨) પર્યટન, (૧૩) બાગકામ, (૧૪) હસ્તકામ, (૧૫) ઉદ્યોગ, (૧૬) નકશા વાચન અને લેખન, (૧૭) ચિત્ર વાચન, (૧૮) વસ્તુનું અવલોકન, (૧૯) સફાઈ કામ, (૨૦) શણગાર ( રંગોળી, તોરણ, વગેરે).

ઉપરનાં કામો અંગે શિક્ષકે નીચે દર્શાવેલી સૂચનાઓ ધ્યાનમા રાખવી.

(૧) લેખી કામની દેખરેખ રાખવા એક વડો નિશાળિયો-મોનિટર-નીમવો.

(૨) સોપેલું લેખિત કામ ઘણુંખરું સ્વાધ્યાયનું હોવું જોઈએ, અર્થાત્ જે શીખી ગયા હોય તે પરથી સહેલાઈથી નવું સર્જન કરી શકે એવું હોવુ જોઈએ.

(૩) જે કામ સોપો તે બાળકની કક્ષા બહારનુ ન હોવુ જોઈએ.

(૪) જે કામ સોપો તે સંબંધી સૂચનાઓ બાળકની કક્ષા પ્રમાણે ભાષા વાપરી કા૦ પા૦ પર લખી વર્ગ સમક્ષ મૂકવી જોઈએ.

(૫) કેવી રીતે કામ કરવુ, અને શાના વડે કરવુ, તેમજ શું શોધી કાઢવાનુ છે, વગેરે સૂચનાઓ કા૦ પા૦ પર વંચાય એવા અક્ષરોથી લખવી જોઈએ.

(૬) દરેક લેખી કામની જરૂરિયાત સમજાવવી જોઈએ.

## લેખી કામની ટૂંક સમજ ( શિક્ષક માટે )

૧. અનુલેખન—(૧) અક્ષરો માટે લીટીનુ અંતર ગખવાની સૂચના આપવી. (૨) શબ્દો વચ્ચે અમુક અંતર રાખવાની સૂચના આપવી. (૩) મરોડદાર અક્ષરો કાઢવાની સૂચના આપવી (૪) વિરામચિહ્નો બરાબર લખવા કહેવુ.

## સંયુક્ત

ધોરણ—૭ મુ વિષય—આરોગ્ય વિજ્ઞાન

હેતુ—જંતુનાશક અને આરોગ્યદાયક વસ્તુઓનો પરિચય આપી, ઘરગ
દવાખાનું યોજવાની સમજ આપવી

સાધન—જંતુનાશક અને આરોગ્યદાયક વસ્તુઓ, રૂ, સળી, વગેરે

| વિગત અને મુદ્દાઓ | શિક્ષણ શૈલી | કા૦ પા૦ ની નોંધ |
|---|---|---|
| આરંભ વ્યવસ્થા<br>૧. પૂર્વ-ભૂમિકા | સાધનોની ગોઠવણી. વર્ગને વ્યવસ્થિત કરવો.<br>૩ કા૦પા૦ ની નોંધમાં જણાવેલી બાબતો વંચાવવી અને તેને સમજાવવા થોડા વાક્યો લખવા કહેવું<br>નોંધ—કામ સોંપી બીજા વર્ગ તરફ જવું<br>૪ લખેલું વંચાવવું તાત્કાલિક ઉપાયો માટે અમુક વસ્તુઓની અગત્ય, ઘરગથ્થુ દવાખાનાની અગત્ય, વગેરે જણાવી દવાખાનાની યોજના માટે ઉત્સાહ જાગૃત કરવો. પછી અકસ્માતોની નોંધ કરવા કહેવું, અને બીજા વર્ગ તરફ જવું | " પહેલું સુ તે જાતે નર્ય શરીર સર્વ[illegible] સાધન ના કારણથી" |
| ૨. નિરૂપણ (શરૂઆત) | ૬ અકસ્માતોની નોંધ વંચાવી 'ઘરગથ્થુ દવાખાના' માટેની વસ્તુઓની યાદી રજૂ કરી તેની નોંધ કરવા કહેવું પછી બીજા વર્ગ તરફ જવું<br>૮. એક પછી એકજ જંતુનાશક દવાઓની યાદી વંચાવી તેના વિષે બાળકોનો અનુભવ પૂછવો જરૂર પડે વિશેષ હકીકત જણાવવી. કયા પ્રસંગે કઈ વસ્તુનો કેવી રીતે ઉપયોગ | જંતુનાશક દવ ઓ—ફિનાઇલ, કેરોસીન, ટિંકચ આયોડીન, પર મેન્ગેનેટ ઓ પોટાશ, બો એસિડ, ગ્લિસરીન, [illegible] |

## પાઠ ૧

ધોરણ—૪ થું વિષય—ઇતિહાસ

હેતુ—કુમારપાળને રાજ્યપ્રાપ્તિમાં નડેલી મુશ્કેલીઓ કહી સમજાવવું કે "ધાર્યું ધણીનું થાય છે અને દુ:ખથી માણસ ઘડાય છે."

સાધન—નકશા, પ્રાસંગિક ચિત્રો, રૂપરેખાત્મક નકશાના પત્તાં.

| શિક્ષણ શૈલી | કા૦ પા૦ ની નોંધ |
|---|---|
| સાધનોની ગોઠવણી, વર્ગને વ્યવસ્થિત કરવો.<br>૧. ભીમદેવ બાણાવળીનું વંશવૃક્ષ કા૦ પા૦ પર રજૂ કરી તેને સમજી જવા કહેવું.<br>નોંધ—પછી બીજા વર્ગ તરફ જવું.<br>૩. વંશાવળી વિષે નીચેના પ્રશ્નો પૂછવા – ભીમદેવના પુત્રો ? સૌથી નાનો કોણ ? ભીમદેવ પછી ગાદી તેને કેમ મળી ? સિદ્ધરાજ લોકપ્રિય કેમ ગણાયો ? આ પ્રશ્નોના ઉત્તર લખવા કહી બીજા વર્ગ તરફ જવું. | ભીમદેવ બાણાવળી<br>મૂળરાજ ક્ષેમરાજ કરણદેવ<br>દેવપ્રસાદ સિદ્ધરાજ<br>ત્રિભુવનપાળ<br>મહીપાળ કીર્તિપાળ કુમારપાળ<br>પ્રેમળદેવી દેવળદેવી |
| ૫. બોર્ડ પર ટાંગેલા નકશામાં જોઈ તમારા રૂપરેખા નકશામા કા૦ પા૦ મા બતાવેલા શહેરોની પૂર્તિ કરો વંશવૃક્ષનું આલેખન કરો. પછી બીજા વર્ગ તરફ જવું. | શહેરો<br>પાટણ, સિદ્ધપુર, કર્ણાવતી, દેથળી, ઘટપ્રદ, સ્તંભતીર્થ, ભ્રુગુકચ્છ, સોમનાથ. |
| ૭. સિદ્ધરાજ અપુત્ર, તેને લગતી લોકવાયકા–કુમારપાળ ગાદી પર ન આવે, તે માટે | કામનાથ મહાદેવ, રાજસિંહ, કર્ણ, મેરુપ્રસાદ, કર્ણદાન ગઢવી. |

કરવો તે કઢાવવુ અને સમજાવવુ થયેલી વાતચીત પરથી જ નુકસાનકારક દવાઓના ઉપયોગની ક્રમવાર નોંધ લખવા કહેવુ પછી બીજા વર્ગ તરફ જવુ

૧૦ આરોગ્યદાયક વસ્તુઓ એક પછી એક બતાવવી તેનો આસ્વાદ કરાવવો ફાયદાની દૃષ્ટિએ તેની કેટલી અને કેવી અગત્ય છે, તે જણાવી તેને વાપરવાની રીત સમજાવવી આરોગ્યદાયક વસ્તુઓના ઉપયોગની થયેલી ચર્ચા પરથી નોંધ લખવા કહેવુ યાદી પરથી ખર્ચનો અડસટ્ટો કાઢવા કહેવુ, પછી બીજા વર્ગ તરફ જવુ

આરોગ્યદાયક વસ્તુઓ– દિવેલ, સુદર્શન ચૂર્ણ, હીમજ, એમોનિયા, ખસખસ ના જીંડવા બામ ૩ પાર્ગ વેસ્લીન, પોટીસ ફૂલવેલી ફટકડી, ઉકાળો, કિંમતની યાદી રજૂ કરવી

૩ પુનરાવર્તન (સાફલ્ય)

૧૨ ઘરગથ્થુ દવાખાનાનો ખર્ચ વગેરેની ચર્ચા કરવી દવાખાનાના લાભ પૂછવા (૧) મહારોગથી ઉગારો (૨) ખર્ચ ઓછો (૩) પડોસીની સેવા (૪) લોકોના આશિષ (૫) તેમનુ કલ્યાણ એમ કહી ઘરમા દવાખાનું યોજવા ઉત્સાહ આપવો ઉપરની હકીકત પરથી શાળોપયોગી કયુ કાર્ય થઈ શકે ? કઈ કઈ વસ્તુઓ શાળાના દવાખાના માટે રાખવી યોગ્ય છે ? વગેરેની નોંધ કરવા કહેવું વાંસની સળીની રૂ વડે પીછી તૈયાર કરવા કહેવુ પછી બીજા વર્ગ તરફ જવુ

સ્વાધ્યાય (ગૃહકાર્ય)

૧૪ દવાઓ અને સાધનો મેળવી આપવા માટે વિ૦ સાહેબને વિનતિ કરતો પત્ર લખી લાવવા કહેવુ ને પ–બન વર્ગોને એક સાથે નમ્ર પ્રાર્થના ' દુ ખ સહન કરવાની શક્તિ બક્ષો '

| | |
|---|---|
| સિદ્ધરાજે કેવા પ્રયત્ન કર્યા, તે જોઈએ. સિદ્ધરાજના પ્રયાસો (૧) મધરાતે કામનાથ મહાદેવના દેરામા ત્રિભુવનપાળ અને કુમારપાળને આમંત્રણ–તેના વિષે વહેમ–કુમારપાળનું છટકવુ–સિદ્ધરાજ અને ત્રિભુવનપાળ વચ્ચે ઝપાઝપી–ત્રિભુવનપાળનુ ખૂન–કુમારપાળનો ત્યાથી પ્રવાસ. (૨) કર્ણમેરુપ્રસાદના સાધુઓને જમવાનુ આમંત્રણ–સાધુવેશમા કુમારપાળ–તેને પકડવાનો નિષ્ફળ પ્રયાસ–પ્રાસંગિક ચિત્રોનુ બોર્ડ રજૂ કરી દરેક ચિત્રને લગતા વાકચો લખવા કહેવુ. પછી બીજા વર્ગ તરફ જવુ. | |
| ૯ સિદ્ધરાજના વધુ પ્રયાસો–(૧) કુમારપાળને પકડવા પાછળ પડેલા ઘોડેસવારોથી ભીમસિંહ ખેડૂતે કરેલો બચાવ (૨) બાવાઓની લડાઈમા કુમારપાળની અસહાય અને નિર્બળ દશા (૩) રૂપિયા ચોર્યાનો આરોપ, દેવશ્રીએ કરેલો બચાવ (૪) દેથળીમા ઘમસાણ (૫) ખંભાતમા હેમાચાર્યનો મેળાપ–ચાહડની તપાસ–દેશાટન. | મદદગાર પાત્રો ૧. ભીમસિંહ ૨. દેવશ્રી ૩. હેમાચાર્ય ૪. ઉદયન ૫. મંત્રી ચાહડ ૬ કટુક વાણિયો ૭ સજજન કુંભાર. |
| સિદ્ધરાજનુ મરણ, રાજકુમારની પરીક્ષા, કુમારપાળ લાયક ઠર્યો. સિદ્ધરાજના પ્રયાસોની નોધ કરવા કહેવુ. નકશાના દેશાટનની પૂર્તિ કરવા કહેવુ. કેવી રીતે કુમારપાળ ગાદીએ આવ્યો તેનુ ટૂંક વર્ણન લખવા કહેવુ. પછી બીજા વર્ગ તરફ જવુ | હિંદનો નકશો–પાટણ, દેથળી, ખંભાત, ઉજ્જન, વડોદરા, ભરૂચ, કોલાપુર, કાચી. |
| ૧૧. કુમારપાળનો બચાવ કોણે કોણે કર્યો? તે બાબત પૂછી તેની નોધ લખવા કહેવુ પછી બીજા વર્ગ તરફ જવુ. | |
| ૧૩ કુમારપાળે તે બધાના ઉપકારનો કેવો બદલો વાળ્યો? તે ઇતિહાસ વાચી નોધ કરી લાવવા કહેવુ "સર્વેને સેવાના કાર્યો કરવાનો ઉત્સાહ આપે." | |

**સંયુક્ત**

ધોરણ—૨ જું    વિષય—ભાષા-કાપણીની કવિતા

હેતુ—કાપણીના કામમાં બાળકોને રસ લેતા કરવા અને કાપણીનું સંગીત શીખવવું

સાધન—અનાજના કણ ભરેલું ડૂંડું, દાતરડું

| ગત અને<br>દાઓ | શિક્ષણ શૈલી | કા૦ પા૦ ની<br>નોંધ |
|---|---|---|
| વર્ગ વ્યવસ્થા | વર્ગને વ્યવસ્થિત કરવો | |
| ૧. પૂર્વ ભૂમિકા | ૧ તમે ખેતરમાં જાઓ છો ત્યારે શું જુઓ છો? એ તૈયાર થયેલા ડૂંડાને શું કરવું જોઈએ? તમને કાપણી કરવાનું ગમે છે? ચાલો ત્યારે આપણે કાપણી કરવા જઈએ ને પહેલા કાપણીનું ગીત શીખીએ, કે આપણે તે ગાતા ગાતા કાપણી કરી શકીએ કા૦ પા૦ પર લખેલું ગીત વાંચો અને બરાબર સમજી જાઓ | |
| ૨. નિરૂપણ (શરૂઆત) | કાપણીનું ગીત<br>ભર્યાં ભર્યાં ખેતરમાં જઓ, સોનું છલકી જાય,<br>સોના જેવો પાક થયો છ, જોતા સૌ હરખાય<br>શિર પર આભ હસે છે સૂરુ, વાદળી રમતી જાય,<br>હિલોળા લેતા ખેતર પર, છાયા શી લહેરાય<br>ડૂંડાની મૂઠીમાં કેવા, મોતીકણ સોહાય,<br>જયા હો ત્યાથી આવો દોડી અવસર વાહ્યો જાય,<br>બીજ ત્રીજના ચાંદા જેવું, દાતરડું લઈ હાથ,<br>તારા જેવા ધાન્યકણોને લણવા આવો સાથ<br>સાથે લણજો ઝૂકી લણજો લણજો બેઠા સાથ<br>લણજો ગીતો ગાતા ગાતા, લણજો સૌ સંગાથ | અઘરા શબ્દોના અર્થ<br>ભર્યાં ભર્યાં પૂરેપૂરા ભરેલા<br>શિર—માથું<br>આભ—આકાશ<br>હિલોળા—હીંચકા<br>લહેરાય આમતેમ પથરાય<br>મોતીકણ—મોતી જેવા દાણા<br>અવસર—વખત<br>ચાંદ—ચંદ્રમા<br>ઝૂકી—વાંકા વળી<br>સંગાથ—સાથે, ભેગા મળીને |
| | ૩ રાગથી ગીત ગવડાવવું અને પછી કહેવું, કા૦ પા૦ પર આપેલા પ્રશ્નોના ઉત્તર લખો એમ કહી બીજા વર્ગ તરફ જવું | |

## પાઠ ૨

ધોરણ—૫ મુ
વિષય—અંકગણિત વિવિધ પરિમાણના દાખલાઓ.
હેતુ—નાણા, અને વજનના કોષ્ટકના ઉપયોગવાળા વિવિધ પરિમાણના દાખલાઓ.
સાધન—નાણાના જુદા જુદા સિક્કાઓ, વજનના કાટલાં.

| શિક્ષણ શૈલી | કા૦ પા૦ ની નોંધ. |
|---|---|
| વર્ગને વ્યવસ્થિત કરવો.<br>૨. નાણાના સિક્કા ઓળખાવી જાઓ. પછી પૂછો કે રૂપિયાના અડધા, પાવલી, બે આની, આની, પૈસા અને પાઈ કેટલાં?<br>તમે બજારમાંથી નીચે મુજબ ખરીદી કરી, તો બધુ મળીને શુ આપવાનું થયુ? તમારી પાસે રૂા. ૧૦ ની નોટ છે, તો તમને શુ પાછુ મળશે? | ૩ પાઇ = ૧ પૈસો<br>૪ પૈસા = ૧ આનો<br>૧૨ પાઈ = ૧ આનો<br>૨ આના= બે આની<br>૪ આના= પાવલી<br>૮ આના= અડધો<br>૧૬ આના= ૧ રૂપિયો |
| રૂા. આ. પા<br>લીટીવાળા કાગળ ઘા ૨ ૦ – ૧૨ – ૬<br>બ્લોટિંગ પેપર ડઝન ૦॥ ૦ – ૩ – ૩<br>પેનસિલ ડઝન ૧ ૩ – ૫ – ૯<br>પીનોનું પડીકું ૧ ૦ – ૧૦ – ૮<br>દાખલા ગણવા કહી બીજા વર્ગ તરફ જવુ. | જવાબ<br>(૧) રૂ ૫–૦–૨ આપવાન<br>(૨) રૂ ૪–૧૫–૧૦ મળે. |
| ૪ દાખલાઓ જોઈ જો ઘણાના ખોટા હોય, તો ને દાખલા સમજાવવા, નહિ તો વજન વિષે વાતચીત કરવી. વજનના કાટલા ઓળખાવવા, પછી દરેકનો સંબંધ પૂછવો–મણ, શેર, અડધો શેર, પાશેર, નવટાક, અધોળ અને રૂપિયાભાર અથવા તોલો, આ કોષ્ટક યાદ કરી જવા કહેવુ લખવા કહેવું, અને બીજા વર્ગ તરફ જવુ | અઢીરૂપિયાભાર=૧અધો<br>૨ અધોળ=નવટાક<br>૨ નવટાક=પાશેર<br>૨ પાશેર=અચ્છેર<br>૨ અચ્છેર=શેર<br>૪૦ શેર=૧ મણ |

| | |
|---|---|
| | પ્રશ્નો:–(૧) પાક કોની સાથે સરખાવ્યો છે ?<br>(૨) શા માટે ?<br>(૩) પાકને માટે બીજા કયા શબ્દો આપ્યા છે ?<br>(૪) શાની છાયા લહરાય છે ?<br>(૫) દાતરડું કોના જેવુ કહ્યું છે ?<br>(૬) કેવી કેવી રીતે લણવાનું કહ્યું છે ?<br>૫. પ્રશ્નોના ઉત્તરની ચર્ચા કરવી. પછી મનમા વાંચી ગીત મોઢે કરવા કહેવું અને બીજા વર્ગ તરફ જવુ. |
| ૩. પુનરાવર્તન (સાફલ્ય) | ૭ બે ત્રણ વાર ક્રિયા સાથે ગીત ગવડાવવુ. વર્ગને બહાર જઈ મોનિટરની દેખરેખ હેઠળ ક્રિયા સાથે ગીત ગાવા કહી બહાર મોકલવો, અને બીજા વર્ગ તરફ જવું. |
| ૪.સ્વાધ્યાય | ૯. કાપણીનાં બીજાં કાવ્યો શોધી કાઢી લઈ આવવાં. કાપણી વિષેની કહેવતો શોધવી. તમારાં માબાપની મદદ લેવી. |

૬. નીચે મુજબ અનાજ આણ્યું. તેને માટે રૂ. ૧૦૦ની નોટ આપી તો શું પાછુ મળશે?

| | રૂ | આ. | પા. | જવાબ |
|---|---|---|---|---|
| ઘઉં મણ ૨૧ | ૧૯ | ૧૨ | ૯ | (૧) રૂ.૩૭-૧૫-૬ આપવાન |
| ચોખા મણ ૧ | ૧૩ | ૮ | ૬ | (૨) રૂ.૬૨—૦—૬ પાછા મળે |
| કઠોળ મણ ૦॥ | ૪ | ૧૦ | ૩ | |

દાખલા ગણવાના કહી બીજા વર્ગ તરફ જવુ

૮. દાખલાઓ તપાસી ઘણાના ખોટા હોય, તો સમજાવવા. પછી નાણા ને વજનના કોઠા પૂછી જવા પછી ગૃહકાર્ય વિષે કા૦ પા૦ પર લખેલુ લખી જવા કહેવુ અને બીજા વર્ગ તરફ જવુ.

૧૦. (૧) તમારા ઘેર કેટકેટલુ અનાજ આણ્યુ? તેની કિમત તમારા માબાપને પૂછી કુલ કેટલી રકમ થઈ તે નક્કી કરવી. તમારા માબાપની મહિનાની આવક પૂછી, અને મહિનાનો ખર્ચ પૂછી, બચત શુ થાય છે, તે નક્કી કરવુ.

# પ્રકરણ ત્રીજું

## અનુબંધ અને સમૂહપાઠો

અનુબંધ પદ્ધતિ વિષે અષ્ટમ ખંડના ત્રીજા પ્રકરણમાં સવિસ્તર વિવેચન કરવામાં આવ્યું છે. જુદી જુદી રીતે અનુબંધના પાઠની નોંધ કાઢવામાં આવે છે. દરેક રીતની જુદા જુદા ધોરણની જુદા જુદા વાતાવરણ મુજબ કાઢેલી પાઠની નોંધના નમૂનાઓ અહીં આપવામાં આવ્યા છે. એનાથી અનુબંધ પદ્ધતિના પાઠોનો વિકાસ પણ સમજી શકાશે ત્યારબાદ કેટલાક પાઠોના નમૂનાઓ આપ્યા છે. તે એક શિક્ષક પાસે એક કરતાં વધારે વર્ગો હોય, તો સંયુક્ત પાઠની યોજનાને બદલે અનુબંધના સમૂહપાઠની યોજના કરી બધા વર્ગોને એકી વખતે શીખવી શકાય એમ છે. આ પાઠના નમૂનાઓનો અભ્યાસ કરી અત્યારે ચાલતી શાળાઓ—જેમાં પાયાની કેળવણી દાખલ ન થઈ હોય તે શાળાઓ—યોગ્ય રીતે અનુબંધના એક વર્ગ માટેના તેમજ અનેક વર્ગ માટેના પાઠો યોજી કાઢી અત્યારના વાતાવરણમાંથી શાળાને પાયાની કેળવણીના યોગ્ય વાતાવરણમાં ફેરવી શકે છે, અને એ રીતે બાળકોનો બુદ્ધિ અને શ્રમનો સમન્વય તથા શરીર અને બુદ્ધિનો વિકાસ સારી રીતે સાધી શકે છે, તેમજ તેમના ચારિત્ર્યનું ઘડતર કરી શકે છે. ઉપર્યુક્ત બાબતો બતાવવાનો આ નમૂનાઓથી ખાસ પ્રયાસ કરવામાં આવ્યો છે.

## अ. અનુબંધ પાઠો

### અનુબંધ પાઠ-૧

### શ્રેણી પહેલી

વાતાવરણ—ઔદ્યોગિક (કાંતણ)

હેતુ—તકલી વિષે પરિચય કરાવવો.

સાધનો—ઠીકરીની તકલી, લાકડાની તકલી, વાંસની તકલી, લોખંડની તકલી, પૈસાની તકલી.

પ્રવૃત્તિ—તકલી ફેરવવાનો મહાવરો કરાવવો.

પ્રયોજક— × × ×

તા.

સમય—અઢી કલાક

| પ્રસંગ | સમન્વયના વિષયો | કા૦ પાઠની નોંધ |
|---|---|---|
| તકલી પર સૂતર કાંતવાના ઉદ્યોગની પૂર્વ-ભૂમિકા; | હાથ વડે તકલી ફેરવાવવી અને પૂછવું: આ તકલી શા કામની છે? એનાથી તમે શું કરવા માગો છો? તકલી શાના વડે ફેરવો છો? | (૧) સૂતર તૈયાર કરવા માટે, (૨) સૂતર કાંતવા માંગીએ છીએ. અંગૂઠાને આંગળી વડે |
| | એ ક્રિયા શાના વડે જુઓ છો? | આંખ વડે |
| | ૧. अ. ગણિત—જુઓ તકલી એક છે. અંગૂઠો એક છે અને આંગળી એક છે. તકલી ને અંગૂઠાને આંગળી | ૧ ૧+૧=૨ |

## અનુબંધ પાઠ—૨

### શ્રેણી પહેલી

વાતાવરણ—ઔદ્યોગિક (ખેતી)    પ્રવૃત્તિ—બાગકામ કરવું.

હેતુ—શાકભાજી વાવવા ક્યારા તૈયાર કરવા.  પ્રયોજક—×  ×  ×

સાધન—ફૂટપટી, કોદાળી, પાવડા અને ખરપડી  સમય—અઢી કલાક.  તારીખ—

| પ્રસંગ | સમન્વયના વિષયો | કા૦ પા૦ ની નોંધ |
| --- | --- | --- |
| ભીંડાના બી વાવવાનો સમય આવ્યો છે | ભીંડાના બી વાવવા ક્યારા તૈયાર કરવા આપણે વર્ગની ટુકડીઓ પાડવી પડશે. | |
| | ૧. સમાજવિદ્યા—ક્યારાની સંખ્યા અને બાળકની સંખ્યા મુજબ વર્ગની ટુકડીઓ પાડવી દરેક ટુકડીના નાયક અને ઉપનાયક નીમવા. દરેક ટુકડીનું નામ પાડવું. પછી દરેક ટુકડીએ કયા કયા કામ કરવાના છે તેની સમજ પાડવી.<br>૧. જમીન સાફ કરવી.<br>૨. ક્યારાનું માપ લેવું<br>૩. ક્યારાને ખોદી ઢેફાં વગેરે કાઢી નાખી માટી પોચી કરવી. | ટુકડીનું નામ નાયક ઉપનાયક<br>૧<br>૨<br>૩<br>૪<br>૫ |

ગણિત—ક્યારાની લંબાઈ ને પહોળાઈનું ફૂટપટીથી માપ.
ક્યારાની આકૃતિની ઓળખ-ચોરસ-લંબચોરસ.

વિજ્ઞાન—બી વાવવા માટી કેવી કરવી જોઈએ?
માટીના ગુણદોષ—

ભાષા—ક્યારા વિષે વાતચીત. વાક્યો બોલાવવાં.

૧. આ ક્યારો ચોરસ છે.
૨. આ ક્યારો લંબચોરસ છે.
૩. દરેક ક્યારો ફૂટપટીથી માપ્યો છે.
૪. ક્યારાની જમીન ખરપડીથી સાફ કરી છે.
૫. જમીનને કોદાળી વડે ખોદી છે.
૬. જમીનને પાવડા વતી સરખી કરી છે.
૭. ખોદેલી જમીનમાથી ઢેફાં વીણ્યાં છે.
૮. જમીનની માટી પોચી બનાવી છે.

ચિત્રકામ—કોદાળી, પાવડો અને ખરપડીનું ચિત્ર.

સંગીત—બાગકામનું ગીત-કામ કરતાં કરતાં ગાવાનું.

રમત—જમીન સાફ કરવી, ખોદવી, સરખી કરવી.

## અનુબંધ પાઠ—૩
### શ્રેણી ચોથી

પ્રસંગ—ગામમાં ગ્રામપંચાયતની ચૂંટણી થવાની છે  પ્રવૃત્તિ—ચૂંટણીમાં સક્રિય ભાગ અને તેનું અવલોકન

હેતુ—ચૂંટણી વિષે સ્પષ્ટ ખ્યાલ આપવો.  પ્રયોજક—× × ×

સાધન—કાગળ ને પેનસિલ કે સ્લેટ અને પેન  સમય—અઢી કલાક.  તારીખ—

| વાતાવરણ | વિષય | વિષયના મુદ્દા | શિક્ષણ શૈલી | પા. ફે. કર્યા હોય તેની નોં. કા. સહિત. કાર્ય પાઠની નોંધ |
|---|---|---|---|---|
| સામાજિક | સમાજ-વિદ્યા | ગ્રામપંચાયતની વ્યવસ્થા | પંચાયતની ચૂંટણીની રીત, ઉમેદવારની લાયકાત, મતદારની લાયકાત, પંચાયતનાં કાર્યો, સત્તાઓ, ફરજો, જવાબદારીઓની સમજણ પાડવી ચૂંટણી અંગે કેવા પોસ્ટરો (ભીતપત્રો) બને છે, તે સમજાવી તેવા ભીતપત્રો તૈયાર કરાવવા. એ પોસ્ટરો સાથે ગામમાં બધા બાળકોને ફેરવી યોગ્ય માણસો ને મત આપવા, અર્થાત્ (યોગ્યતામાં ગુણની વાત કરવી, વ્યક્તિની નહિ) ગામલોકોને સલાહ આપવી. ફળિયે ફળિયે બાળકોના બાળમેળા રખાવવા | |

| | | | |
|---|---|---|---|
| ગણિત | ટકા શોધવાની રીત શીખવવી | ચૂંટણીનુ અવલોકન કરાવવુ<br>ગામના મતદારની સંખ્યા ૬૦૦<br>કેટલા મત આપના આવ્યા ? ૪૦૦<br>કેટલા ટકા મતદાન થયુ ?<br>દરેક ઉમેદવારના મત ? મતદાનના કેટલા ટકા દરેકને મળ્યા ? | મતદાર મતદાન<br>૬૦૦ ૧૦૦ ૪૦૦ ?<br>$\frac{400 \times 100}{600} = \frac{200}{3}$<br>$= ૬૬\frac{2}{3}$ % (ટકા) |
| ભાષા | સ્વતંત્ર લેખન (નિબંધ) | પંચાયતની ચૂંટણી (મથાળુ)<br>મુદ્દાઓ નક્કી કરવા.<br>(૧) પંચાયતનો અર્થ.<br>(૨) શા માટે પંચાયત જોઈએ ?<br>(૩) કોને મત આપવાનો અધિકાર ?<br>(૪) પંચાયતની સત્તાઓ.<br>(૫) પંચાયતના કાર્યો, ફરજો ને જવાબદારીઓ.<br>(૬) સભ્યોની ફરજો ને જવાબદારીઓ<br>(૭) સમાલોચના. | |

# અનુબંધ પાઠ-૪

## શ્રેણી સાતમી

પ્રસંગ—આકાશમાં વાદળો ચઢી આવ્યાં છે.

પ્રવૃત્તિ—હિંદુસ્તાનના વરસાદ વિષે માહિતી મેળવવી.

હેતુ—વરસાદ દેશની આબાદીનું મુખ્ય અંગ છે તે સમજાવવું

પ્રયોજક— × × × ×

સાધન—હિંદુસ્તાનના પવન અને વરસાદ બતાવતો નકશો. હિંદુસ્તાનના પાકનો નકશો. હિંદુસ્તાનના વેપારી માર્ગોનો નકશો. વરસાદ માપક યંત્ર, સ્થાનિક વરસાદ બતાવતા દૈનિક અને માસિક આલેખ, વગેરે.

સમય—અઢી કલાક.

| વાતાવરણ | વિષય | વિષયના મુદ્દા | શિક્ષણ શૈલી | પાઠમાં ફેરફાર કર્યો હોય તેની નોંધ |
|---|---|---|---|---|
| કુદરતી | સમાજવિદ્યા ભૂગોળ | હિંદુસ્તાનનો વરસાદ | વરસાદનાં વાદળો કેવી રીતે બંધાય છે તે તમે આગળ શીખી ગયા છો.<br>આપણે ત્યાં વરસાદ કયા મહિનાથી શરૂ થાય છે?<br>કઈ દિશામાંથી વાદળાં આવે છે? દરેક ઠેકાણે કેટલો વરસાદ પડે છે? શા કારણથી? તે નકશામાં જોઈ નક્કી કરીશું તે આપણે | હિંદુ ખ્રિસ્તી<br>અસાડ જૂન<br>નૈર્ઋત્ય દિશામાંથી |

| | | |
|---|---|---|
| | | કારણો સમજીએ. પવન બતાવનાર નકશા- માંથી કારણો સમજાવવા. પછી વધારે વર- સાદ અને થોડા વરસાદના પ્રદેશો બતાવવા, તેના કારણો સમજાવવા. નકશો દોરાવવો. |
| | હિંદુસ્તાનના પાકો | દરેક પ્રદેશમાં વરસાદ અને ગરમી કે ઠંડી પ્રમાણે પાક થાય છે, તે સમજાવવું. ઉત્તરહિંદમાં ઘઉં, ચોખા, શેરડી, શણ અને કપાસ. દક્ષિણ હિંદના પૂર્વ અને પશ્ચિમ કાંઠા તરફ–મરી, મસાલા. દક્ષિણ હિંદમાં– તેલીબિયાં, કઠોળ, વગેરે. |
| ઇતિહાસ | વાસ્કો ડી– ગામાનું આવવું | હિંદુસ્તાન સાથેનો યુરોપનો પ્રાચીન કાળનો વેપાર–જમીનમાર્ગનો વેપાર બંધ થવાનાં કારણો–દરિયામાર્ગની શોધ, પ્રથમ વાસ્કો ડી ગામાનું આવવું. |
| ગણિત | ગ્રાફ | વરસાદની દૈનિક નોંધ પરથી માસિક અને વાર્ષિક વરસાદના ગ્રાફ પડાવવા. |
| વિજ્ઞાન | વરસાદ માપવાની રીત | વરસાદમાપકયંત્ર સમજાવવું. કેવી રીતે સાદાં સાધનો વાપરી બનાવી શકાય, તે સમજાવવું. |
| ભાષા | સ્વતંત્ર લેખન | ઐતિહાસિક બનાવો લખવા કહેવું, અને વરસાદમાપકયંત્ર બનાવવાની રીતનું વર્ણન લખવા કહેવું. |

## અનુબંધ

ધોરણ—પાંચમું  શિક્ષકનું નામ
સમય–૧૧ થી ૧–૩૦ અને ૨–૩૦ થી ૫  તા.
(ચાર કલાક)
સાધન—કોરા કાગળ, પો. કા. પેપરો, સોય, દોરા, રંગ, વગેરે

| વાતાવરણ | વિષય | વિષયના મુદ્દાઓ | વિગત |
|---|---|---|---|
| સામાજિક | | | વર્ગ વ્યવસ્થા |
| | | | પૂર્વજ્ઞાન |
| | સમાજવિદ્યા | અંકના લેખો | રજૂઆત |

પાઠ—૫

પ્રસંગ કે પ્રવૃત્તિ—૧૫ મી ઓગસ્ટ, આઝાદદિન ઉજવણી.

પૂર્વજ્ઞાન—૧૫ મી ઓગસ્ટે સ્વતંત્રતા મળી, બ્રિટિશો હિંદના આગેવાનોને રાજ્ય સોંપી ગયા.

હેતુ—ઉજવણી અંગે અંક તૈયાર કરવો.

| શિક્ષણ શૈલી | કા૦ પા૦ નોંધ |
|---|---|
| બાળકો એકની પાછળ એક બરાબર બેઠા છે કે નહિ તે જોઈ જવું. બાળકોની હાર ઊંચાઈ મુજબ છે કે નહિ તે જોવું. બાળકોએ દફતર વગેરે સાધનો બરાબર સામે મૂકયા છે કે નહિ તે જોવું. વર્ગમાંથી બહાર જવાને બાળકોની હારની બન્ને બાજુએ તેમજ દરેક હારની વચમાં જવા આવવાની યોગ્ય જગા છે કે નહિ તે જોવું. આંખ ફેરવીને વર્ગવ્યવસ્થા જોઈ લેવી. પછી શિક્ષણ માટે ધ્યાનસ્થ કરવા તમારા તરફ જોવા કહેવું. દરેક બાળક બરાબર સામે જુએ છે કે નહિ તે જોઈ લેવું. પછી પૂર્વજ્ઞાન વિષે પ્રશ્નો પૂછવા. | |
| આપણે બ્રિટિશ રાજની ધૂંસરી ફગાવી કઈ સાલમાં સ્વતંત્ર થયા ? કયા દિવસે સ્વતંત્રતા મળી ? એ દિવસ કયો ? તે દિવસે આપણે દર વર્ષે શું કરીએ છીએ ? આ વર્ષે આપણે શું શું કરવું ? એ બાબતની ચર્ચા કરી અંકના મુદ્દાઓ નક્કી કરવા વર્ગને તૈયાર કરવો. | |
| ૧. કોંગ્રેસનો ઇતિહાસ–હિંદની સ્વતંત્રતાની લડતનો ઇતિહાસ. | |
| ૨. કોંગ્રેસ નેતાઓનો પાંચથી દસ લીટીમાં જીવનપરિચય | |
| ૩. આઝાદી સંબંધી સૂત્રો. | |
| ૪ રાષ્ટ્રગીતો. | |

**નોંધ :** દરેક બાળકને ગમે તે એક બાબત પસંદ કરી તે વિષે લેખ કે ગીત સારા અક્ષરે લખવાની સૂચના આપવી. કાગળનું કદ ફૂલ્સકેપ પેપરનું રાખવાનું અને ચારે તરફ એક ઇંચ છોડી લીટીઓ દોરી કોર બાંધવાની.

પછી કોંગ્રેસ ઇતિહાસમાં કઈ સાલને મહત્ત્વ આપવું તે નક્કી કરવું.

**૧. કોંગ્રેસનો ઇતિહાસ—**

સાલ પ્રમાણે બતાવો—ઈ. સ. ૧૮૮૫ કોંગ્રેસની સ્થાપના
,, ૧૯૦૬ સ્વરાજ જન્મસિદ્ધહક્ક છે તેની ઘોષણા
,, ૧૯૧૬ હોમરૂલની ચળવળ—કોંગ્રેસ પર તેની અસર હિંદુ–મુસ્લિમ ઐક્યઅર્થે લખનૌ કરાર
,, ૧૯૨૦ સત્યાગ્રહ, અસહકારની ચળવળ
,, ૧૯૪૨ 'હિંદ છોડી જાઓ'ની ઘોષણા
,, ૧૯૪૭ સ્વરાજ પ્રાપ્તિ

**૨. જીવનવૃત્તાંતો—**

ફિરોજશા મહેતા, દાદાભાઈ નવરોજી, બાળગંગાધર ટિળક, લાલા લજપતરાય, બિપિનચંદ્રપાળ, ચિત્તરંજનદાસ, મોતીલાલ નહેરુ, જવાહરલાલ નહેરુ, વલ્લભભાઈ પટેલ, રાજગોપાલાચાર્ય અને મહાત્માગાંધી

**નોંધ :** જીવનચરિત્રોના પુસ્તકો વાંચી ટૂંકું લખાણ કરવા સૂચના આપવી.

૩. રાષ્ટ્રગીતો—બાળકોને પસંદ કરી લખવા કહેવું.

અંક વિષે સૂચનાઓ—ચારે બાજુ ચાર દોરા જેટલી જગ્યા મૂકી કોર બાધવી. પછી વચમાં ઉપરથી મથાળા માટે એક લીટી દોરવી. પછી સરખા અંતરવાળી લીટીઓ દોરવી. અક્ષરો એક સરખા અને મરોડદાર કાઢવા. લીટીને અડકતા અક્ષરો કાઢવા. માત્રા અને અનુસ્વાર લીટીની ઉપરથી લખવા. વિરામચિહ્નો પર બરાબર ધ્યાન આપવુ. શબ્દો વચ્ચે અંતર રાખવું. એક પછી બીજું વાક્ય વિરામચિહ્ન કાઢી શરૂ કરવુ. આ રીતે લેખો લખવા. હવે કાવ્યો લખવા વિષે

સૂચનાઓ—રાષ્ટ્રગીતોની લીટીઓ બરાબર વચ્ચેથી આવે એવી રીતે લખવી. નાની લીટી હોય કે મોટી હોય, પણ તેને માટે એક લીટીનો ઉપયોગ કરવો. લખવામા કાગળની કરકસર કરવી નહિ

ચિત્રો સંબંધી સૂચનાઓ—કોંગ્રેસના દરેક બનાવનુ એક ચિત્ર તૈયાર કરવુ. મહાન પુરુષના જીવનવૃત્તાતની શરૂઆતમા એનુ ચિત્ર આપવુ. અંતમા એના જીવનનું સૂત્ર મોટા અક્ષરે ફૂલવેલ કે બીજી કોઈ ભાત પાડી તેની વચ્ચે લખવુ

અંકનું પ્રથમ પાનું—જે બાળકોને ચિત્રકામ આવડતુ હોય તે દરેકને પ્રથમ પાનાનુ ચિત્ર દોરી લાવવા કહેવુ. જે ચિત્રો આવશે તે વર્ગ સમક્ષ રજૂ કરવામા આવશે, અને તેમાથી તમારા બધાની સંમતિથી એક ચિત્ર પસદ કરવામા આવશે. ચર્ચા કરી પ્રથમ પાનાનુ ચિત્ર નક્કી કરવામા આવશે

અંકના ખર્ચનો અંદાજ–કાગળ, ડ્રોઇંગપેપર, રંગટયુબ, ક્રેયોન, રબર, પેનસિલ, પીંછી વગેરેનો ખર્ચ કાઢવો.

ઉપર મુજબના કામ પર દેખરેખ રાખવા પાચ બાળકોની સમિતિ નીમવી. તે બાળકોએ સૂચનાઓ મુજબ અંક તૈયાર કરાવવાનો કેટલા સમયમા દરેક કામ પૂરું

કરવુ તે નક્કી કરવુ. પછી અંકના વાચન વિષે વ્યવસ્થા કરવાની ચર્ચા કરવી

૧ શાળાના સમય દરમિયાન જુદા જુદા વર્ગમાં અમુક દિવસો રાખવાનું નક્કી કરવુ. તેની દેખરેખ રાખવાનુ કામ વર્ગના બે બાળકોને સોંપવુ. વારાફરતી વર્ગના બાળકોને ઘરવાચન માટે આપવુ. શાળાના સમયે પાછુ લાવવા કહેવુ.

૨. રજાના દિવસોમા વર્ગશિક્ષકોને સમિતિ તરફથી ઘેર લઇ જવા અંક આપવો.

## સમૂહ પાઠો

### સમૂહપાઠ–૧

વાતાવરણ—ઔદ્યોગિક પ્રવૃત્તિ—કપાસની વરણી
પ્રસંગ—ખેતરમા કાલા ફાટયા છે. પ્રયોજક—× × ×
હેતુ—કપાસની વણી પગની સમય—નવુ કલાક
કપાસના પાક વિષે સપૂર્ણ વર્ગ—ધોરણ ૧ થી ૭
ખ્યાલ આપવાનો

યોજના—દરેક વર્ગની ટુકડીઓ પાડી દરેક ટુકડીના નાયક તથા ઉપનાયક વર્ગના વિદ્યાર્થીઓમાથી નીમ્યા દરેક વર્ગની બધી ટુકડીઓના નાયક વર્ગ શિક્ષકને બનાવ્યા સમગ્ર પ્રવૃત્તિનું સચાલન કરવા પ્રયોગશાળાના મુખ્યશિક્ષક રહ્યા

દરેક ટુકડીને બે કે ત્રણ ચાસના કપાસના છોડમાથી કપાસ વીણવાનું કહેવામા આવ્યું. એ ચાસ ટુકડીવાર નક્કી કરવામા આવ્યા કપાસ કેવી રીતે વીણવો તેની સમજણ પાડવામા આવી વીણવા માટે દરેકને પ્રથમ ઝોળી બાધતા શીખવ્યુ એકી સાથે બધાને વીણવાનું કામ શરૂ કરવા કહ્યું વીણવાના સમયની નોધ રાખવા કહેવામાં આવ્યું

કાર્ય—દરેક ટુકડીએ સિગ્નેટી વાગતાની સાથે વીણવાનુ કામ શરૂ કર્યું. વર્ગની દરેક ટુકડી વચ્ચે હરિફાઇ જામી હરિફાઇમા બે તત્ત્વો ધ્યાનમા રાખવા કહ્યુ. (૧) સારી રીતે કપાસ વીણવો (૨) ઓછા સમયમાં કપાસ વીણવો.

ગણિત —(૧) દરેક વર્ગે વીણેલા કપાસનું વજન કર્યું.

(૨) વર્ગની કક્ષા પ્રમાણે ટુકડીઓના કપાસના વજનનો સરવાળો અને બાદબાકી કરાવ્યા

(૩) ઉપલા વર્ગને કપાસની કિંમત કાઢવા કહેવામાં આવ્યું

(૪) છઠ્ઠા અને સાતમા ધોરણને (૧) બધા વીણેલા કપાસના સરવાળો ધરી અને બારમાં કાઢવા કહ્યુ. અને તે મુજબ

કપાસની કિંમત કાઢવા કહ્યું. (૨) કપાસ વીણવાની મજૂરીના દર પ્રમાણે વીણેલા કપાસની કેટલી મજૂરી થાય, અને દરેક વર્ગને શું મળે, તથા દરેક વર્ગના દરેક બાળકને શું મળે, તે નક્કી કરાવવું.

વિજ્ઞાન—(૧) કચરો ન આવે એ રીતે વીણવાના લાભ સમજાવ્યા.

(૨) સારો અને નબળો કપાસ ઓળખવાની રીત સમજાવી.

(૩) જુદી જુદી જાતનાં કાલાંનો સંગ્રહ કરાવ્યો.

ભાષાઃ—(૧) વરણીના કામનું વર્ણન દરેક વર્ગના બાળકને પોતાની શક્તિ મુજબ લખવા કહ્યું.

(૨) વરણી સમયે વરણીને લગતાં ગીત ગવડાવ્યાં.

ચિત્રકામ—(૧) પહેલા ધોરણને કાલાંનું ચિત્ર
(૨) બીજા ,, કાલાં સાથેની પાદડાંવાળી ડાળીનું ચિત્ર
(૩) ત્રીજા ,, કાલાં, પાંદડાં અને ગૂળનાં ચિત્ર
(૪) ચોથા ,, કપાસના છોડનું ચિત્ર
(૫) પાંચમા ,, કપાસના છોડ પાસે વીણતો છોકરો
(૬) છઠ્ઠા ,, ચાસમાં કપાસ વીણતા છોકરાઓ
(૭) સાતમા ,, સમગ્ર દશ્યનું ચિત્ર

ઇતિહાસઃ—કપાસના વાવેતરનો ઇતિહાસ કહ્યો.

ભૂગોળઃ—દુનિયાનો રૂપરેખા નકશો પડાવ્યો. તેમાં કપાસના વાવેતરના પ્રદેશો કાળી પેનસિલથી બતાવ્યા. કેવી જાતનો અને કેટલો કપાસ થાય છે, તેની નોંધ કરાવવી.

## સમૂહપાઠ–૨

વાતાવરણ—કુદરતી
પ્રવૃત્તિ—વસંતપંચમીના તહેવારના મહત્ત્વનું પ્રત્યક્ષ નિરૂપણ
પ્રસંગ—વસંતપંચમી
પ્રયોજક—× × ×
હેતુ—તહેવારનું કુદરતી કારણ સમજાવી, બાળકોની સર્જનશક્તિ ખીલવવી.
સમય—બેથી ત્રણ દિવસ.
વર્ગ—પ્રયોગશાળાના ધોરણ ૧ થી ૭

વિશેષ હેતુ—

(૧) ક્રિયાશીલ બનાવવા.

(૨) સર્જનશક્તિ ખીલવવી.

(૩) પ્રકૃતિની ઘટનાનો આબેહૂબ ખ્યાલ આપવો.

(૪) સહકારવૃત્તિ કેળવવી.

(૫) સાધનો તૈયાર કરાવવાં.

સાધન—જમીન, ચૂનો, દોરી, ડાંગરનાં છોડાં, રંગ, વગેરે.

યોજના—

(૧) ઉત્સવ ઉજવવા વાતાવરણ તૈયાર કરવું:—

પ્રથમ તબક્કો-સામાન્ય સભા બોલાવી વસંતપંચમી વિષે સમજણ આપવી, અને તે અંગે અમુક સાહિત્ય તૈયાર કરવા સૂચનાઓ આપવી.

(૧) હિંદુસ્તાનની ઋતુઓ, તેને અંગે સૂર્યની ગતિ, રાશિઓ, નક્ષત્રો, વગેરેનો અભ્યાસ-આકાશદર્શન અને પુસ્તકની મદદથી કરવા માટે કહેવું.

(૨) વસંતને લગતાં કાવ્યો, લેખો અને ચિત્રોનો સંગ્રહ કરવા કહેવું.

(૩) વસંતને લગતા નવા કાવ્યો અને લેખો તૈયાર કરવા કહેવું.

(૪) આપેલી છેલ્લી લીટી પરથી વસંત વિષે આખી ટૂંક બનાવવી-પાદપૂર્તિ કરવા કહેવું.

છેલ્લી લીટીઓ:—

૧. શાખી ફૂલી ઋતુ વસંત મીઠી મઝાની
૨. અર્પે વસંત ઋતુરાજ અનેરી લ્હાણી
૩. કોકિલ કંઠ સુણતાં મન મુગ્ધ થાવે
૪. શોભે વસંત ઋતુરાજ નગાધિરાજે.

(૫) પીરસણ વાર વસંત પુસ્તિકા તૈયાર કરવા કહેવું.

**બીજો તબક્કો**—એક સભા બોલાવી. તેમાં પ્રયોગશાળાના દરેક ધોરણે એક એક વસંત-પુસ્તિકા તૈયાર કરવી, તે વિષે સમજણ પાડવામાં આવી.

**ત્રીજો તબક્કો**—એક સભા બોલાવી. તેમાં જમીન પર ઉત્સવનો આખો પ્લાન કેવી રીતે તયાર કરવો, તેની સમજૂતી આપવામાં આવી. દરેક માટે જુદી જુદી સમિતિઓ નીમવામાં આવી. જમીન પર આકૃતિઓ તૈયાર કરનાર સમિતિ, ઋતુ, મહિના, રાશિ, નક્ષત્ર, વગેરેમાં ભાગ લેનાર સમિતિ, વસંત દરબાર સમક્ષ મનોરંજન કાર્યક્રમ રજૂ કરનાર સમિતિ, આમંત્રણ પત્રિકા તૈયાર કરી આમંત્રિત ગૃહસ્થોને પહોંચાડનાર સમિતિ, સફાઈ કામ કરનાર સમિતિ, શણુગાર સમિતિ, રંગોળી પૂરનાર સમિતિ, પ્રેક્ષકો માટે વ્યવસ્થા કરનાર સમિતિ, શિસ્ત જાળવનાર સ્વયંસેવક દળ, નિશાન તૈયાર કરનાર સમિતિ, કાર્યક્રમ પત્રિકા તૈયાર કરનાર સમિતિ, આમ બધાંને કાંઈ ને કાંઈ કામ સોંપવામાં આવ્યુ.

કૃતિ—પ્રથમ તબક્કો.

**સાધનો**—મેઝરપટી, કોણમાપ, દોરી, વાંસની તૈયાર કરેલી ખૂંટીઓ. પલાળેલો ચૂનો, વગેરે.

**ભૂમિત**—૧૨૦′ લાંબો અને ૧૮′ પહોળો લંબગોળ દોરવા એક મધ્યબિંદુ લઈ બે લંબ એકબીજાને કાટખૂણે દોરવામાં આવ્યા. તે મધ્યબિંદુને છેદી લંબાઈ બાજુ ૬૦′ના બે લંબ બન્યા અને પહોળાઈ બાજુ ૯′ના બે લંબ બન્યા. આમ કરવાથી ચાર કાટખૂણા થયા. તે દરેક કાટખૂણામાં ૩૦°ના ત્રણ ભાગ કરી ૧૨ બિંદુઓ ચાર કાટખૂણામાં શોધી કાઢચાં. પછી લંબના છેડા અને બિંદુઓને વાંકવાળી લીટીથી જોડી એક લંબગોળ બનાવ્યો. આ લંબગોળ પૂર્વ પશ્ચિમ હતો. (જુઓ આકૃતિ.)

મધ્યબિંદુથી ૯′ની ત્રિજ્યા લઈ એક વર્તુળ દોર્યું. તેમાં મધ્યબિંદુથી દોઢ, ત્રણ, સાડાચાર, છ અને સાડાસાત ફૂટના અંતરે

બીજા પાંચ વર્તુળો દોર્યા. પહેલા વર્તુળમાં ત્રિકોણ કાઢી સૂર્ય બનાવ્યો પછી પહેલા અને બીજા વર્તુળ વચ્ચે ૧૨૦°ના ત્રણ ભાગ મુખ્ય ઋતુઓ (શિયાળો, ઉનાળો અને ચોમાસુ) બતાવવા પાડવામાં આવ્યા. બીજા અને ત્રીજા વર્તુળ વચ્ચે ત્રણ ભાગમાંથી છ ઋતુઓ માટે સરખા છ ભાગ પાડ્યા ત્રીજા, ચોથા અને પાંચમા વર્તુળ વચ્ચે છ ભાગમાંથી બાર માસ અને રાશિ માટે સરખા બાર ભાગ પાડ્યા પાંચમા અને છઠ્ઠા વર્તુળ વચ્ચેના ભાગમાંથી સરખા ૨૭ ભાગ પાડ્યા ઉપરના બાર ભાગમાંથી દરેકના ૨¼ ભાગ પાડી ૨૭ ભાગ બનાવ્યા આ રીતે એક ઋતુચક્ર તૈયાર થયું (જુઓ આકૃતિ)

એ ચક્રની પૂર્વમાં મુખ્ય લંબગોળના છેડે બે લંબગોળ બનાવ્યા એક લંબગોળ ૧૨ ફૂટ લાંબો અને ૮ ફૂટ પહોળો ઉત્તર-દક્ષિણ બનાવ્યો. એની અંદર બીજો લંબગોળ સમાન અંતર રાખી ૮ ફૂટ લાંબો અને ૬ ફૂટ પહોળો ઉત્તર-દક્ષિણ દોર્યો બીજી લંબ ગોળની આકૃતિ પ્રથમ લંબગોળથી ૬ ફૂટ દૂર દોરવામાં આવી. એ આકૃતિમાં એક લંબગોળ ઉત્તર, દક્ષિણ ૧૬ ફૂટ લાંબો અને ૧૨ ફૂટ પહોળો દોર્યો તેમાં બીજો લંબગોળ ૧૦ ફૂટ લાંબો અને ૬ ફૂટ પહોળો દોર્યો પહેલી લંબગોળની આકૃતિમાં પૃથ્વીના ભ્રમણની સાચી પરિસ્થિતિ બતાવવામાં આવી. બીજા લંબગોળમાં આપણને સૂર્ય ફરતો દેખાય છે, તે રીત બતાવવામાં આવી આ બન્ને આકૃતિઓમાં સૂર્ય જુદી જુદી રાશિમાં કેવી રીતે દેખાય છે, તે બતાવવામાં આવ્યું. (જુઓ આકૃતિ)

મુખ્ય લંબગોળના પશ્ચિમ છેડે વસંત દરબારની ગોઠવણી કરવામાં આવી તેમાં મધ્યમાં વસંતને બેસવાનું રાજ્યાસન બનાવ્યું પછી ઋતુઓ, મહિના, રાશિ, નક્ષત્રોને બેસવાના સ્થાન નક્કી કરવામાં આવ્યા. તે દરેક માટે પશ્ચિમ છેડાનું મધ્યબિંદુ લઈ ૩ ફૂ., ૬ ફૂટ, ૯ ફૂટ, ૧૨ ફૂટ અને ૧૫ ફૂટને છેટે ત્રિજ્યાઓ

ઢોરી વચમાં જવા આવવાનો માર્ગ રાખી દરેકને બેસવાનાં આસન નક્કી કરવામાં આવ્યાં. (જુઓ આકૃતિ.)

ઋતુચક્ર અને દરબાર ભૂમિની વચમાં ૯ ફૂટની ત્રિજયાવાળો વર્તુળ દોરી રંગભૂમિ બનાવી. (જુઓ આકૃતિ.)

કલાકામ—ઋતુચક્રની પૂર્વનો ભાગ ભૂરાં ડાંગરનાં છોડાં પાથરી આકાશ જેવો કર્યો. પશ્ચિમનો ભાગ લીલાં ડાંગરનાં છોડાં પાથરી લીલી હરિયાળી પૃથ્વી જેવો બનાવ્યો. કેસરી રંગનાં ડાંગરનાં છોડાં પાથરી વસંત અનુકૂળ દરબાર તૈયાર કર્યો.

ભૂગોળ—પ્રથમ અને બીજી હંબગોળ આકૃતિઓમાં ઉપર વિવેચન કર્યું તે મુજબ ભૌગોલિક દશ્યો બતાવ્યાં. (૧) જેમ પૃથ્વી ફરે, તેમ સૂર્ય જે રાશિમાં દેખાય તે દશ્ય (સત્ય), (૨) સૂર્ય દરેક રાશિમાં ફરતો દેખાય છે તે દશ્ય, (ભ્રમ). ઋતુચક્રમાં ભ્રમણથી ઋતુઓ, માસ, રાશિ, નક્ષત્રો આવતાં જાય અને તેને લીધે પાક, વનસ્પતિ, પશુ, પક્ષી અને મનુષ્ય પર અસર અને દરેક ઋતુ, માસ, રાશિ, નક્ષત્રનું મહત્ત્વ ગદ્ય અને પદ્યમાં તથા નિશાનીથી બતાવવામાં આવ્યુ.

૭ ઋતુઓનાં દશ્યો, સ્વરચિત કાવ્યો, વસંત પુસ્તિકા, વગેરે સાહિત્યનું પ્રદર્શન ભરવામાં આવ્યુ.

ભાષા—વસંતના દરબારને યોગ્ય ગીતો બોલાયાં, પાદપૂર્તિઓની હરીફાઈ થઈ, રાસ રચાયો, ડાંડિયાથી અને અભિનયથી સ્વરચિત કાવ્યો બોલાયાં.



૧ શિયાળો
૨ હેમંત
૩ કાર્તિક
૪ વૃશ્ચિક
૫ અનુરાધા
૬ જ્યેષ્ઠા
૭ મૂળ
૮ માગશર
૯ ધન
૧૦ પૂર્વાષાઢા
૧૧ ઉત્તરાષાઢ
૧૨ શિશિર
૧૩ પોષ
૧૪ મકર
૧૫ શ્રવણ
૧૬ ધનિષ્ઠા
૧૭ મહા
૧૮ કુંભ
૧૯ શતભિષ
૨૦ પૂર્વા ભાદ્રપદ
૨૧ ઉનાળો
૨૨ વસંત
૨૩ ફાગણ
૨૪ મીન
૨૫ ઉત્તરા ભાદ્રપદ
૨૬ રેવતી
૨૭ અશ્વિની
૨૮ ચૈત્ર
૨૯ મેષ
૩૦ ભરણી
૩૧ કૃત્તિકા
૩૨ ગ્રીષ્મ
૩૩ વૈશાખ
૩૪ વૃષભ
૩૫ રોહિણી
૩૬ મૃગશીર્ષ
૩૭ જેઠ
૩૮ મિથુન
૩૯ આર્દ્રા
૪૦ પુનર્વસુ
૪૧ ચોમાસું
૪૨ વર્ષા
૪૩ અષાઢ
૪૪ કર્ક
૪૫ પુષ્ય
૪૬ આશ્લેષા
૪૭ મઘા
૪૮ શ્રાવણ
૪૯ સિંહ
૫૦ પૂર્વા ફાલ્ગુન
૫૧ ઉત્તરા ફાલ્ગુન
૫૨ શરદ
૫૩ ભાદ્રપદ
૫૪ કન્યા
૫૫ હસ્ત
૫૬ ચિત્રા
૫૭ આસો
૫૮ તુલા
૫૯ સ્વાતિ
૬૦ વિશાખા

## સમૂહપાઠ-૩

વાતાવરણ—સામાજિક | પ્રવૃત્તિ—અભ્યાસક્રમને આવરી લેતા મુદ્દાઓને પ્રત્યક્ષ સ્વરૂપ આપવું.

પ્રસંગ—સમાજવિદ્યાનું શિક્ષણ પ્રત્યક્ષ કરી શકાય ? | પ્રયોજક— × × ×

હેતુ—અભ્યાસક્રમના મુદ્દાઓને થોડા ખર્ચે પ્રત્યક્ષ કેવી રીતે બનાવવા તેની સમજ. | સમય—બેથી ત્રણ દિવસ. વર્ગ— ?

સાધનો—દૃશ્ય બનાવવા જોઈતાં બધાં સાધનો—ખુલ્લી જમીન; ગામડાંમાં મળતાં સાધનો જેવાં કે—માટી, પથ્થર, રેતી, ઘાસ, ઝાડપાન, દીવાસળીનાં ખોખાં, ઢેફાં, પૂંઠાં, કાગળ, વગેરે; રંગો જેવા કે—ચૂનો, રાખ, હળદર, કોલસો, ઇંટનો ભૂકો, લીલાં પાદડાં-પાંદડાં, ફળ ને ફૂલના મિશ્રણથી બનતા રંગો.

યોજના—(૧) વિદ્યાર્થીઓની ચાર ચારની ટુકડી પાડી જિલ્લા, પ્રાંત અને દેશના જુદા જુદા નકશાઓ જમીન પર તૈયાર કરાવવા.

(૨) વિદ્યાર્થીઓની ઉપર મુજબ ચાર ચારની ટુકડીઓ પાડી સમાજવિદ્યાના અભ્યાસ મુજબ ઐતિહાસિક અને ભૌગોલિક દૃશ્યો તૈયાર કરાવવાં.

(૩) વિદ્યાર્થીઓ પાસે ટુકડી પ્રમાણે કાર્ય કરવાની રૂપરેખાની નોંધ કઢાવવી.

કાર્ય—જિલ્લા અને પ્રાંતના જમીન પર નીચે મુજબ આઠ નકશાઓ તૈયાર કરાવવા.

(૧) ભૂતળ રચના, (૨) વરસાદ, (૩) પાક, (૪) પ્રાણીઓ, (૫) ઉદ્યોગ, (૬) વહેવારના માર્ગો, (૭) રાજકીય વિભાગો, (૮) જમીનના પ્રકાર.

ભૂતળ રચનાનો નકશો જુદા જુદા રંગ પુરાવી ઊંચાણુ નીચાણુ જણાય, એ રીતે તૈયાર કરાવવો વરસાદનો નકશો યોગ્ય રેખાઓથી જુદા જુદા પ્રદેશ બતાવી તેમાં જુદા જુદા ઇંચના ઇંચનો વરસાદ બતાવવા જુદા જુદા રંગ પુરાવવા અથવા ઈંચની માહિતી આપતી ધજાઓ તૈયાર કરાવી તે દરેક પ્રદેશમાં મુકાવવી પાકના નકશાઓના રેખાઓથી જુદા જુદા પ્રદેશો બતાવી તેમાં પાકની વસ્તુઓ મૂકવી પ્રાણીઓના નકશામાં ચિત્રો કે રમકડાં મૂકવાં ઉદ્યોગના નકશામાં વસ્તુઓ કે ધજાઓ મૂકી વહેવારના માર્ગો બતાવવા સડક, રેલ્વે લાઇન વગેરે બતાવવાં રાજકીય વિભાગ માટે જુદા જુદા રંગ પૂરવા જમીનના પ્રકાર બતાવવા તે તે જાતની માટી તે તે પ્રદેશમાં પાથરવી આ જ મુજબ હિંદુસ્તાનના ૧૮ નકશાઓ તૈયાર કરાવવા

સમાજવિદ્યાના અભ્યાસક્રમ મુજબ દશ્યો તૈયાર કરવા કયાં સાધનો જોઈશે તે નક્કી કરવા કહેવું, અને તેનો કેવી રીતે ઉપયોગ કરી દશ્ય બનાવશે, તે વિચારી જવા કહેવું ત્યારબાદ તેની ચર્ચા કરી સાધનો તપાસી જમીન પર દશ્યો તૈયાર કરાવવા તે દશ્યોની નોંધ —

(૧) ઇજિપ્તના પિરામિડ, (૨) રણનું જીવન, (૩) એસ્કિમોનું જીવન, (૪) આફ્રિકાના વામનોનું જીવન (૫) રાતા અમેરિકનોનું જીવન (૬) સૂર્યના અયન બતાવનારું યંત્ર, (૭) હિંદના રબારી-ભરવાડ લુહારિયા, ભીલ અને માછીઓનું જીવન, (૮) આફ્રિદી જીવન, (૯) ગ્રીક લોકોનું જીવન, (૧૦) ઇંગ્લંડના લોકોનું જીવન, (૧૧) જાપાની લોકોનું જીવન (૧૨) અશોકના શિલાલેખ અને સ્તૂપ, (૧૩) થર્મોપિલીના યુદ્ધના મેદાનનો દેખાવ, (૧૪) ઓલિમ્પિક રમતનું [illegible]ન (૧૫) મેરેથોનનું મેદાન (૧૬) ન્યુયોર્કનું ગગનભેદી ઘર (૧૭) [illegible] પ્રાચીન સંસ્થાનોનો નકશો અને (૧૮) મુસ્લિમ સામ્રાજ્ય[illegible]નો નકશો

નોંધઃ—આ પ્રયોગ સંબંધી 'નૂતન શિક્ષણ'ના તંત્રી શ્રી. ચંદ્રવદન શાહનો અભિપ્રાય નીચે આપવામાં આવ્યો છે.

"આ નાનકડા લેખમાં જે સુંદર પ્રયોગોનું વર્ણન કરવામાં આવ્યું છે તે અમે જોયા છે. આપણે ત્યાં મોટે ભાગે પુસ્તકમાંથી માહિતી આપવાની શિક્ષણપ્રથા જ્યારે પ્રચલિત છે, ત્યારે પ્રાથમિક શાળાઓનાં નાનાં બાળકોના આ પ્રયોગો, આપણને નવો માર્ગ બતાવનાર હોઈ, આવકારપાત્ર હોવા જોઈએ. નજીવા ખર્ચે થોડો વિચાર કરીને, ઉમંગી વિદ્યાર્થીઓ પોતાના શિક્ષકોના માર્ગદર્શનથી પોતાના તેમ જ બીજા દેશના લોકોના જીવનનો હૂબહૂ ચિતાર નજર સમક્ષ ખડો કરી શકે છે, એનું સચોટ ઉદાહરણ આ અખતરો પૂરો પાડે છે. જે કામ આજે કતારગામમાં થયું છે, તે આપણી પ્રત્યેક શાળામાં થઈ શકે ને ભૂગોળ તેમજ સમાજ વિદ્યાનું શિક્ષણ સચોટપણે આપી શકાય."

(ફેબ્રુઆરી : ૧૯૪૨) —તંત્રી : નૂતનશિક્ષણ

પ્રકરણ ચોથું

## પાઠો વિષે સમીક્ષા

ઉપર જુદા જુદા પ્રકારના તેર નમૂનાના પાઠ આપ્યા છે તે પરથી પાયાની કેળવણીની શિક્ષણ પદ્ધતિનો ખ્યાલ આવી શકશે.

પાયાની કેળવણીની શિક્ષણ પદ્ધતિનો પાયો જીવન પ્રસંગ પરથી લેવાનો હોય છે, પણ ઉદ્યોગ, સમાજ, અને કુદરતના કેટલાક પ્રસંગો એવા છે કે તે દરવર્ષે આવ્યા કરે છે, અથવા વર્ષમા ઘણીવાર આવે છે દા૦ ત૦ તકલી અને રેંટિયા પર કાંતવાની પ્રવૃત્તિઓ હરહમેશની હોય છે. લગ્ન, જયંતી, ચૂંટણી, વગેરે સામાજિક પ્રસંગો વારવાર આવે છે. સૂર્યગ્રહણ, ચંદ્રકળા, વગેરે કુદરતી બનાવો બન્યા કરે છે, તો એ પ્રવૃત્તિઓ અને પ્રસંગોનો જુદા જુદા ધોરણ અંગે કેવી રીતે ઉપયોગ કરવો, એ એક કોયડો છે. એનો ઉકેલ એ છે કે એ પ્રસંગે બાળકની બુદ્ધિની કક્ષા મુજબ એ પ્રસંગ અંગેનું શિક્ષણ આપવુ. દા૦ ત૦ સૂર્યગ્રહણના પ્રસંગ સમયે પહેલા ધોરણના બાળકોને માત્ર ગ્રહણ નિરીક્ષણ કરવા કહેવુ અને ગ્રહણની દંતકથા કહેવી પણ એ સાચી નથી, એમ પણ કહેવુ સાચું કારણ હવે પછી સમજશો બાળકો પાસે ગ્રહણનું ચિત્ર પડાવવુ બીજા ધોરણમા કાળા કરેલા કાચથી કે પાણીમા દેખાતા પડછાયાથી નિરીક્ષણ કરવા કહેવુ. કઈ બાજુથી ગ્રહણ શરૂ થાય છે, અને કેવી રીતે પૂરું થાય છે તે જોવા કહેવુ. તેના પર વાતચીત કરવી, અને ચિત્ર પડાવવુ ત્રીજા ધોરણમા ઉપર મુજબ નિરીક્ષણ કરાવી દહીકરણ કરાવવુ, અને દંતકથા સાથે એના સંબધમા શી ખામી આવે છે, તે શોધી કાઢવા કહેવુ ચોથા ધોરણમા દંતકથા અને પ્રત્યક્ષ ગ્રહણ કેવી રીતે થાય છે, તે બાબતનો તફાવત છે એ સમજાવવી દંતકથા ખોટી છે, એ સાબિત કરવુ પાચમા ધોરણમાં ગ્રહણના કારણો સમજાવવા. છઠ્ઠા ધોરણમા સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ ક્યારે થાય

છે; દર પૂનમે અને અમાસે કેમ થતાં નથી તે સમજાવવું. સાતમા ધોરણમાં પ્રકાશનો પ્રયોગ કરી ચંદ્રગ્રહણ અને સૂર્યગ્રહણ વખતે છાયા કેવી રીતે થાય છે તે સમજાવવું. આ રીતે સાતમા વર્ષે બાળકનું સૂર્ય અને ચંદ્રગ્રહણ વિષેનું જ્ઞાન સંપૂર્ણ, સચોટ અને સ્પષ્ટ થવું જોઈએ.

આ જ પદ્ધતિએ ઔદ્યોગિક, સામાજિક, અને કુદરતી સામાન્ય બનાવોનો જુદા જુદા ધોરણમાં કેટલો ભાગ શીખવવાનો તે નક્કી કરવું, અને તે મુજબ દરેક ધોરણમાં તે પ્રસંગ, અર્થાત્ બનાવ વિષે શિક્ષણ આપવું.

## પાઠની નોંધ શા માટે અને કોના માટે?

સામાન્ય રીતે શાળામાં શીખવનાર શિક્ષક પોતાના દૈનિક શિક્ષણકાર્ય મુજબ શીખવવાના પાઠની નોંધ કાઢતા નથી. અધ્યાપન મંદિરોમાં શિક્ષણની તાલીમ લેતી વેળા કે પરીક્ષા સમયે શિક્ષકને પાઠની નોંધ કાઢવી પડે છે. આમાં તાલીમ લેવા આવનાર શિક્ષકો પાઠની નોંધનું બાહ્ય સ્વરૂપ (ખાસ કરીને પરીક્ષા સમયે) કલામય ચિત્રો પાડીને અને છાપેલા જેવા વિવિધ રંગ અને ભાતના અક્ષરો લખીને બહુ આકર્ષક બનાવે છે. આમ બાહ્યસ્વરૂપ બતાવવાના ઉત્સાહમાં પાઠની નોંધનું હાર્દ ભુલાતું જાય છે. આ સંબંધી કેટલુંક વિવેચન આ પ્રકરણના પ્રથમ ભાગમાં કરવામાં આવ્યું છે. કેટલીક વેળા નોંધમાંનું લખાણ ઘણું શુષ્ક અને અર્થ વિનાનું હોય છે, ત્યારે પ્રશ્ન એ થાય છે કે પાઠની નોંધ કાઢવાનો ઉદ્દેશ શો છે? પાઠની નોંધ એટલે પાઠની પદ્ધતિ બતાવતી ટાંચણ. નોંધ વાંચવાથી શિક્ષક કેવી રીતે દરેક મુદ્દો રજૂ કરવા માગે છે, તેનો ખ્યાલ આવે છે. આ કારણથી નોંધ કાઢવામાં બે બાબત પર ખાસ લક્ષ આપવું જોઈએ: (૧) સ્વચ્છ અક્ષર, (૨) વ્યવસ્થાપૂર્વક પદ્ધતિ બતાવતું લખાણ. નોંધ વાંચીને નિરીક્ષકને ખ્યાલ આવે છે કે પાઠમાં કયા મુદ્દા લેવામાં

આવશે અને તે કેવી રીતે આકર્ષક બાહ્ય સ્વરૂપથી જે નિરીક્ષક ભોળવાઈ જાય તે યોગ્ય નથી, એટલે અધ્યાપન મંદિરોએ બાહ્ય સ્વરૂપને ઉત્તેજન આપવાનું બંધ કરવુ જોઈએ શુ પાઠની નોંધ એકલા નિરીક્ષક માટે જ હોવી જોઈએ ? જો કોઈ પાઠ આપનાર પાઠની નોંધ પોતાની પાસે રાખે અને કોઈક વેળા પાઠ દરમિયાન તેનો ઉપયોગ કરે, તો તે શિક્ષકનો દોષ ગણવામા આવે એ પ્રથા વાજબી છે ? ઘણા ધંધાઓમા ટાંચણનો ઉપયોગ કરવા દેવામ આવે છે, અને તેની કોઈ તેનો દોષ ગણતો નથી. તેવી રીતે પાઠ આપતી વેળા પાઠની નોંધનો આશરો લેવામા શિક્ષકનો દોષ ગણાવો જોઈએ નહિ શિક્ષકને જ્યારે જરૂર પડે ત્યારે તેનો છૂટથી ઉપયોગ કરવા દેવો જોઈએ જો શિક્ષક એક મુદ્દો શીખવતો હોય ને દરમિયાન વારવાર નોંધનો ઉપયોગ કરે તો તે ખોટુ છે, અને તેમ કરે તો તે દોષપાત્ર ગણાય એમા શક નથી પણ એક મુદ્દો શીખવ્યા પછી બીજા મુદ્દા માટે જરા નોંધમા ડોકિયું કરે, તો તેથી કોઈ પ્રકારનો વાંધો ગણવો જોઈએ નહિ નોંધ જેટલી નિરીક્ષકને ઉપયોગી ગણવાની છે, તેટલી જ શિક્ષકને પણ ગણવાની છે

વિષયોના સંયોગીકરણ (Coordination) અને અનુસંધાન (Corelation) વિષે આપણને સ્પષ્ટ ખ્યાલ હોવો જોઈએ; કારણ કે અનુબંધ પદ્ધતિમાં એ પ્રકારની ભૂલ થઈ જવાનો સંભવ છે

પૂર્વજ્ઞાનના અમુક વિષયના પ્રશ્ન પૂછી તે વિષય અંગેનો એક મુદ્દો લેવો એ મુદ્દાના દૃઢીકરણ અથવા એ મુદ્દાની સ્પષ્ટ સમજણ માટે એ મુદ્દાની વિગત સાથે જોડાયેલા બીજા એક વિષયના કે બે ત્રણ વિષયના મુદ્દાઓ શીખવવાની જરૂર પડે, તો તે મુખ્ય મુદ્દાનું બીજા મુદ્દાઓ સાથે સંયોગીકરણ (Coordination) કર્યુ કહેવાય દા. ત., ઇતિહાસનો એક મુદ્દો—અશોકની કારકિર્દી વિષે—શીખવવાનો છે તે સમયનો નકશો પડાવી અશોકના રાજ્યના શહેરોનાં નામ જુદા જુદા રાજ્યના વિભાગ, રસ્તાઓ, વગેરે ઇતિહાસના મૂળ મુદ્દાના

સમર્થનમાં પુરાવો પછી અશોકના સમયનાં હથિયારનાં ચિત્રો પડાવો તે ઇતિહાસના મુદ્દા સાથે ભૂગોળ અને ચિત્રકામનું સંયોગીકરણ (Coordination) કરેલું કહેવાય

કોઈપણ જીવન પ્રસંગ કે પ્રવૃત્તિ લઈ તે અંગે જે ફલિત થાય તેનો ઉપયોગ કરી ઇતિહાસનો અમુક મુદ્દો શીખવો. પછી ભૂગોળનો અમુક મુદ્દો શીખવો, પછી ગણિતનો મુદ્દો શીખવો, વગેરે, જુદા જુદા વિષયના જુદા જુદા મુદ્દાઓ શીખવો, તો તે પ્રસંગ સાથે વિષયોનો અનુબંધ કરેલો કહેવાય. દા ત., લગ્નનો પ્રસંગ છે. તેમા ખર્ચનો અંદાજ કાઢવો પડે. અને તેનો હિસાબ લખવો પડે, એટલે અંકગણિત અને નામાના મુદ્દાઓ શીખવવાની જરૂર પડે. આમંત્રણ પત્રિકાઓ કાઢવી પડે, તે કેવી રીતે લખવી, શું શું લખવું, વગેરેની ચર્ચા તથા આમંત્રણ પત્રિકાનું લખાણ એ બધા ભાષાના મુદ્દા થયા. લગ્ન માટે અનેક વસ્તુઓ મંગાવવાની જરૂર પડે, તેની ચર્ચામા કઈ વસ્તુ ક્યાથી મંગાવવી, વગેરે બાબતો ભૂગોળના મુદ્દા થયા. લગ્નનો રિવાજ—એની અગત્ય સમાજમા એની જરૂરિયાત, વગેરે સામાજિક કે ઐતિહાસિક બાબત થઈ.

પૂર્વજ્ઞાનની ભૂમિકામા જીવન સાથેનો સંબંધ કે જરૂરિયાત જોવામા આવતા નથી માત્ર બાળકને અગાઉ જે શીખવ્યુ હોય, તે પૂર્વજ્ઞાન રૂપે ગણી એના વિષે પ્રશ્નો પૂછી નવો વિષયનો મુદ્દો શિખવાડાય છે. અનુબંધના પ્રશ્નો જીવનને જરૂરિયાતવાળા પ્રસંગ કે પ્રવૃત્તિને લગતા હોય છે, અને તે પ્રશ્નો પરથી વિષયના મુદ્દાઓ પર જવાય છે.

## વર્ધા સેવાગ્રામમાં અપાતી તાલીમ

નોંધ—સેવાગ્રામ એ વર્ધાથી પાચ માઇલ આવેલું એક નાનુ ગામ છે. મીઠાની ચળવળ માટે અમદાવાદ સાબરમતી આશ્રમ છોડ્યા પછી મહાત્મા ગાધીજીએ આ નાનકડા ગરીબ લોકોના ગામમા આશ્રમ સ્થાપી વસવાટ કર્યો હતો એ આશ્રમમાં ગાધીજીના

વિચાર મુજબ પાયાની કેળવણીની શાળા ચાલે છે. નીચેની હકીકત ત્યાની શાળાનો ખ્યાલ આપે છે

## પાયાની કેળવણીના મુદ્દાઓ

**બાળકની લાયકાત**—૬ થી ૧૪ વર્ષની ઉમ્મર સુધી કેળવણી આપવાની (ગાધીજીના કહેવા મુજબ જન્મથી મરણ સુધી નયી તાલીમ લઈ શકાય)

**કેળવણીના વિભાગ**—(૧) પૂર્વ બુનિયાદી, (૨) ઉત્તર બુનિયાદી.

**કેળવણીનાં પરિણામો**—(૧) આઠ વર્ષની તાલીમ દરમિયાન બાળકને નવી સમાજ વ્યવસ્થાનો નાગરિક બનાવવો

(૨) બરાબર વિકાસ પામેલુ, આરોગ્યમય, સ્ફૂર્તિવાળુ અને ગમે તેવો શ્રમ કરી શકે એવુ શરીર બનાવવુ

(૩) નવી સમાજ વ્યવસ્થામા સહકાર—આર્થિક સહકારની ભાવના પ્રગટાવવી. ગૃહઉદ્યોગો દાખલ કરવા, અને તેની પૂરી સમજણ આપવી

(૪) કપાસથી માડીને કાપડ સુધીની બધી ક્રિયાઓ કરીને કાપડનુ ઉત્પાદન કરવાની આવડત આણવી સગ્રહ કરવાની પૂરી સમજ આપવી

(૫) શાકભાજી ઉત્પન્ન કરવાની શક્તિ આપવી; રસોઈ કરતા આવડવી, રાધતા અને બીજાને જમાડતા આવડવુ, ઘરનો હિસાબ રાખવાની આવડત આવવી, ખોરાકના તત્ત્વો વિષે જ્ઞાન થવુ, શારીરિક તેમ જ ગ્રામ આરોગ્યના નિયમોનુ જ્ઞાન થવુ; તાત્કાલિક ઉપાયોનુ જ્ઞાન થવુ, સામાન્ય રોગોની સારવાર કરતા આવડવુ સહકારના સિદ્ધાતનુ જ્ઞાન હોવુ; સહકારી મડળી ચલાવવાની અને તેનો હિસાબ રાખવાની આવડત આવવી

(૬) જાહેર સભામા બોલવાની હિંમત કેળવવી; બોલવાની છટા આવવી, લખવામા પોતાના વિચારો સ્પષ્ટ રજૂ કરતા આવડવુ; રિપોર્ટ તૈયાર કરતા આવડવુ

(૭) માતૃભાષા તેમજ હિંદુસ્તાનીનુ સચોટ જ્ઞાન હોવુ

(૮) ગીતો–ભક્તિપ્રાધાન્ય, રાષ્ટ્રગીતો અને લોકગીતો આવડવા.

(૯) ડ્રોઇગ, પેઈન્ટિગ (રગવાનુ કામ) આવડવુ, સાઈકલ ચલાવવાની આવડત આવવી, ઘોડા પર બેસતા આવડવુ, ગાડ હાકતા આવડવુ

(૧૦) ઉત્સવની ઉજવણી–તહેવારના દિવસે ઘર, શાળા અને ગામમા ચેતન લાવી નાના બાળકોને ઓતપ્રોત કરવા

(૧૧) ઘર, શાળા, અને ગામની આર્થિક, સામાજિક અને રાજકીય સમસ્યાઓની સમજણ અને તેનો પરિચય

(૧૨) ઉદ્યોગ–ઉદ્યોગની યાન્ત્રિક ક્રિયાઓનુ જ્ઞાન હોવુ

(૧૩) ખોરાક–રાધવુ, કપાસ, વગેરેનુ વૈજ્ઞાનિક જ્ઞાન; પોતાનુ તેમ જ ગામલોકોનુ આરોગ્ય સચવાય તે માટેનુ જ્ઞાન મેળવવુ

(૧૪) ભૂગોળ–હિંદુસ્તાનના લોકોના ઘર, ખોરાક, પોશાક, ધર્મ, દુનિયાની ભૂગોળ–વર્તમાનપત્રો અને ચોપાનિયા વાચવાની શક્તિ

(૧૫) ઇતિહાસ–સ્વતંત્રતાની લડાઈનુ વિકાસરૂપે જ્ઞાન, ધાર્મિક અને સામાજિક મહાન પુરુષોની જાણ, હિંદુસ્તાનના જુદા જુદા ધર્મો અને પથો વિષે જ્ઞાન, કોમી ઐકચ, જ્ઞાતિ વહેમમાથી મુક્તિ ગામ તથા આજુબાજુના પ્રદેશ માટે પ્રેમ–ગામડિયાપણુ–ગામમા રહેવાની અને સેવા કરવાની લાયકાત

---

# દશમ ખંડ

# કેળવણીદર્પણ

પ્રકરણ પહેલું

## પરીક્ષાનું સામાન્ય વિવેચન

### ૧. વર્તમાન પરીક્ષાપદ્ધતિના ગેરફાયદા

વર્તમાન પરીક્ષાપદ્ધતિ પ્રમાણે ઘણીખરી પરીક્ષાઓમા સફળ થનારની સખ્યા કરતા નિષ્ફળ જનારની સખ્યા વધારે હોય છે. આને લીધે પરીક્ષા માટે લોકોના મનમા એવો હાઉ પેસી ગયો હોય છે કે તેને લીધે ઘણા એવુ ઇચ્છે છે કે પરીક્ષા જેવુ કાઈ ન હોય તો સારુ પરીક્ષાના હાઉને હમેશ માટે દફનાવી દેવો જોઈએ કે બાળી દેવો જોઈએ પરીક્ષા રાક્ષસી જેવી છે તે ઘણા બાળકોનુ લોહી ચૂસી તેમને હાડપિંજર જેવા બનાવી મસ્ત થઈ ગમે તેમ મહાલે છે એનો નાશ થવો જ જોઈએ એના લોહી ચૂસવાથી બાળકો નિસ્તેજ અને નિર્બળ બનતા જાય છે કેળવણીનુ ધ્યેય શારીરિક માનસિક અને આધ્યાત્મિક વિકાસનુ હોવા છતા પરીક્ષાથી ત્રણેનો ધ્વંશ થાય છે પરીક્ષાના હાઉને લીધે બાળક સુકાતુ જાય છે, અને તેનુ શરીર નિર્બળ બનવાથી તેનામા અનેક પ્રકારના રોગો દાખલ થાય છે.

શરીર અનારોગ્ય થાય છે એટલું જ નહિ, પણ એની અસર મન અને બુદ્ધિ પર થાય છે એનું મન ઉદાસીન, વહેમી, નસીબમા માનનારું, નિષ્ક્રિય અને નિર્બળ થતુ જાય છે, અને તેથી હમેશા તેને પોતાની શક્તિઓ વિષે હલકો વિચાર આવે છે, અને એની આધ્યાત્મિક શક્તિઓ પણ એ ખોઈ બેસે છે આ રીતે બાળકનો શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ અટકી જાય છે. પરિણામે કા તો એ હતાશ થઈ કાર્ય કરવામા મદ પડી જાય છે અને આખુ જીવન નિષ્ફળ ગયેલું એને માલૂમ પડે છે, અથવા તો ખોટા રસ્તાઓ લઈ પરીક્ષામા સફળ થવાનો પ્રયાસ કરે છે એક તો એ લખાણની ચોરી કરી પરીક્ષામા પાસ થવાનો પ્રયાસ આદરે છે, અથવા એના બદલે બીજાને પરીક્ષા આપવા મોકલે છે અને એ રીતે પરીક્ષાનુ ફળ મેળવવા પ્રયાસ કરે છે, અથવા પરીક્ષકો સાથે લાગવગ વાપરી કોઈ રીતે પાસ થઈ જવાય, તેને માટે આસમાન જમીન એક કરે છે ઘણીખરી વખત આવા રસ્તા લેવાથી કે આકસ્મિક કારણથી એ પોતાના કાર્યમા ફાવી જતો માલૂમ પડે છે. આ કારણથી એનામા એ માન્યતા દઢ થાય છે કે જીવનમા પ્રામાણિકપણાથી કાઈ લાભ થતો નથી અપ્રમાણિક થઈ છેતરપિંડી કરવામા પોતાની હોશિયારી બતાવે તે જ ફાવે છે, એટલે એ ભવિષ્યના જીવનના દરેક કાર્યમા એ માર્ગ ગ્રહણ કરવાનું પસદ કરે છે આની અસર બીજા બાળકો પર થાય છે આ રીતે બાળકોની અવનતિ થાય છે આ બધા કારણો જોતા આપણને લાગે છે અને ઘણા સામાન્ય કોટિના લોકો એમ માને છે કે પરીક્ષાનું ભૂત કાઢી નાખવુ જોઈએ

### ૨. પ્રાચીન અને અર્વાચીન પરીક્ષાપદ્ધતિનો તફાવત

પ્રાચીન કાળમા કેળવણીની યોજનામા પરીક્ષા જેવુ કાઈ નહોતુ છતા બાળકો શિક્ષણ લેતા હતા, અને ઘણા સારી વિદ્વત્તા પ્રાપ્ત કરતા હતા જે લોકો એમ માનતા હોય છે કે પરીક્ષાને લીધે જ

બાળકો ભણુવા પ્રત્યે કાળજી રાખે છે, તો એ વાત પ્રાચીન રીતથી ખોટી ઠરે છે તેમ છતા જો આપણે પ્રાચીન કેળવણીની યોજના બરાબર બારીકાઈથી તપાસીશુ, તો આપણુને માલૂમ પડશે કે વર્ત-માન પરીક્ષા પદ્ધતિ મુજબ તે સમયે પરીક્ષાઓ થતી નહોતી, પણ ગુરુઓ પોતાના શિષ્યના દૈનિક કાર્ય પરથી અને વાર વાર વાતચીતમા તેની જણાઈ આવતી હોશિયારી પરથી તે શિષ્ય સપૂર્ણ વિદ્વત્તા પ્રાપ્ત કરી રહ્યો છે કે હજી કચાસ છે, તે વિષે તેઓ અભિપ્રાય બાધી શકતા હતા અને તે મુજબ તેને વિદ્યાભ્યાસ કરવા રાખતા હતા એટલે તદ્દન પરીક્ષા નહોતી એમ તો આપણે કહી શકીએ નહિ, પણ પરીક્ષાનુ સ્વરૂપ જુદા પ્રકારનુ હતુ, એટલુ તો સ્પષ્ટ જણાય છે જે લોકો એમ કહે છે કે પરીક્ષા બિલકુલ જોઈએ નહિ તે લોકો છેક છેલ્લે પાટલે બેસી ગયા હોય, એમ કહીએ તો ખોટુ નહિ

## ૩ પરીક્ષા અનિવાર્ય શા માટે?

જીવનમા ડગલે ને પગલે આપણી પરીક્ષા થયા કરે છે, અને આપણુને જે મળે છે તે આપણી આવડત મુજબ મળે છે. જીવન નિર્વાહનુ સાધન મેળવવુ, જોઈતી વસ્તુઓ મેળવવી–એ બાબતોમા હોશિયારી અને આવડત ખપની છે તમારી હોશિયારી અને આવ ડત ઓછા હોય, તો તમને જીવન નિર્વાહના સાધનો ઓછા પ્રાપ્ત થાય, તમને ઓછુ દ્રવ્ય મળે તમને જોઈતી વસ્તુઓ મળી શકે નહિ જો તમારામા બિલકુલ હોશિયારી કે આવડત ન હોય, તો તમારે ભૂખે મરવાનો વખત આવે આ રીતે પરીક્ષા અનિવાર્ય છે, અને એવુ કાઈક હોય તો તે જ્ઞાન પ્રાપ્ત કરવાની ઉત્તેજનાનુ કારણુ થઈ પડે છે, નહિ તો દરેક બાળક ધનવાન માબાપના બાળકની માફક વગર મહેનતે દરેક વસ્તુ મેળવવાનુ સહેલુ છે એમ માનતુ થઈ જાય છે, અને તેથી જ્યારે તે સસારમા પડે છે, ત્યારે તેને નાસીપાસ થવાનો વખત આવે છે એટલા માટે દરેક બાળકને એમ

તો લાગવું જોઈએ કે હું જ્ઞાન મેળવું છું, તેની કસોટી થવાની છે, અને એ કસોટીમાં ઉત્તીર્ણ થાઉં તો જ મેં સારી રીતે જ્ઞાન મેળવેલું કહી શકાય.

૬. પરીક્ષાનું સાચું સ્વરૂપ

ઉપરની હકીકતથી આપણને સ્પષ્ટ માલૂમ પડે છે કે પરીક્ષા તો જોઈએ, પણ પરીક્ષાના સ્વરૂપમાં ફેર થવો જોઈએ, પરીક્ષાની પદ્ધતિ બદલાવી જોઈએ. અત્યારે પરીક્ષા માત્ર સ્મરણ શક્તિની ચકાસણી કરી બાળકના જ્ઞાનની કક્ષા નક્કી કરે છે; પણ તેને બદલે તેનાં બુદ્ધિચાતુર્ય અને આવડતની ચકાસણી થઈ તેના જ્ઞાનની કક્ષા નક્કી થવી જોઈએ. વર્તમાન પરીક્ષાપદ્ધતિને લીધે કેટલીક વખત પરીક્ષામાં બહુ સારી રીતે ઉત્તીર્ણ થયેલાં બાળકો કરતાં જે સામાન્ય રીતે પાસ થયેલાં હોય છે કે નાપાસ થયેલાં હોય છે, તે જીવન વ્યવહારની પરીક્ષામાં વધારે ઉપલે નંબરે આવે છે. જે પરીક્ષા એવી હોય કે જેનાથી બાળકનાં જ્ઞાન અને આવડતની કક્ષા નક્કી કરવામાં આવી હોય તે જ કક્ષા તે જીવન વ્યવહારમાં પણ પ્રાપ્ત કરી શકે તે જ સાચી પરીક્ષાપદ્ધતિ છે. બન્નેનું સમાન ધોરણ રહે તે જ સાચી પરીક્ષાપદ્ધતિ છે. તો હવે પ્રશ્ન રહે છે કે વર્તમાન પરીક્ષાપદ્ધતિમાં સુધારા કરી એનું સ્વરૂપ બદલવું કે પછી વર્તમાન પરીક્ષાપદ્ધતિ તમામ રીતે કાઢી નાખી નવી જ પરીક્ષાપદ્ધતિ યોજી કાઢવી ? આ બાબતનો નિર્ણય કરવા માટે આપણે પ્રથમ વર્તમાન પરીક્ષાની પદ્ધતિની ખામીઓ તપાસી તે પરથી નક્કી કરીએ કે એ ખામીઓ દૂર કરી એનું સ્વરૂપ એવું કરી શકાય એમ છે કે જેથી બાળકના મગજમાંથી પરીક્ષાનો હાઉ જતો રહે. જો એમ ન થઈ શકે એમ હોય, તો પછી આપણે નવા સ્વરૂપની પરીક્ષાપદ્ધતિ યોજી કાઢવાની રહે. વર્તમાન પરીક્ષાની ખામીઓ નીચે મુજબ છે :—

(૧) બાળકને જે જ્ઞાન આપવામાં આવે છે તે એણે પચાવ્યું છે કે નહિ તે જોવામાં આવતું નથી. માત્ર તેણે એ જ્ઞાન વિષે કેટલી-

બાબનો યાદ રાખી છે, અને તે યાદ રાખેલી બાબતોમાંથી કેટલી બાબતો પરીક્ષા સમયે રજૂ કરી શકે છે અર્થાત્, કેટલી બાબતો વમન કરી શકે છે. (૨) પરીક્ષાના પ્રશ્નો બાળકના જ્ઞાનની કક્ષા ધ્યાનમાં લઈ પૂછવામાં આવતા નથી, પણ પરીક્ષક પોતાની કક્ષા મુજબ જે પ્રશ્નો એના ધ્યાનમાં આવે છે તે પૂછે છે. (૩) જે પ્રશ્નો પૂછવામાં આવે છે તે પ્રશ્નોની ભાષા બાળકની માનસિક કક્ષા મુજબ જે ભાષા હોવી જોઈએ તેવી હોતી નથી, પણ પરીક્ષકો પોતાની ભાષાનું પ્રદર્શન કરતા હોય, એવું એ પ્રશ્નો વાંચતાં આપણને સહજ થાય છે. (૪) અપરિચિત લેખો કે કાવ્યોની સમજૂતી વગેરે જે પરીક્ષામાં પૂછવામાં આવે છે, તે વિષે એમ જોવામાં આવતું નથી, કે આ લેખો કે કાવ્યો સામાન્ય બાળકની સમજની કક્ષામાં આવે એવા છે કે નહિ? પરીક્ષકો પોતાની દૃષ્ટિથી અને કક્ષાથી તે સહેલો છે, કે અઘરો છે તેવો વિચાર કરતા હોય એમ લાગે છે, અને એમ માનવામાં આવે છે કે બાળકો માટે તે અઘરો નથી. (૫) જવાબ-પત્રો તપાસતી વખતે પરીક્ષકો એવો વિચાર કરતા નથી કે બાળકો પોતાની કક્ષા મુજબ કેટલું રજૂ કરી શકે, અને કેવી રીતે રજૂ કરી શકે, પણ પરીક્ષકે જે જે બાબતો વિચારી કાઢી હોય, એટલે પરીક્ષકના પોતાના જ્ઞાનની કક્ષામાં કેટલી બાબતો આવી છે, તે મુજબ બાળકે તેટલી બાબતો રજૂ કરી છે કે નહિ તે જોવામાં આવે છે. વળી રજૂ કરવાની ભાષાનું ધોરણ બાળકની કક્ષા મુજબનું રાખવામાં આવતુ નથી, પણ પોતાની ભાષા મુજબનું ધોરણ રાખવામાં આવે છે. (૬) કેટલાક પ્રશ્નો એવા હોય છે કે તેના ગુણ પરીક્ષક પોતાની ઇચ્છા મુજબ મૂકી શકે. તો તેવા પ્રશ્નોના ઉત્તર વિષે આપણે જાણીએ છીએ કે એક દશ ગુણના પ્રશ્નના એક જ જવાબ માટે જુદા જુદા પરીક્ષકોએ ૧ થી માંડી ૯ સુધી ગુણ આપેલા હોય છે; એટલે પાસ કે નાપાસ થવાનો આધાર પરીક્ષકના સ્વભાવ પર, તથા તેના તપાસતી વેળાનો સ્વભાવ પર અવલંબે છે. (૭) શિક્ષક અને બાળક-

ગુરુ શિષ્ય-બન્નેની દૃષ્ટિ પરીક્ષા તરફ હોય છે. શિક્ષક બાળકને એવી દૃષ્ટિથી જ્ઞાન આપે છે કે એ પરીક્ષામા સારા ઉત્તરો આપી શકે અને બાળક એવી દૃષ્ટિથી શિક્ષક પાસેથી જ્ઞાન લેવા તૈયાર હોય છે કે પોતે તેમની દોરવણીથી પરીક્ષામા સફળ થાય પરીક્ષા શિક્ષક અને શિષ્ય બન્નેની પરીક્ષા કરતી માલૂમ પડે છે. જે શિક્ષક પરીક્ષામા વધારે વિદ્યાર્થીઓને સફળતા અપાવી શકે તે સારો શિક્ષક ગણાય છે. માત્ર પરીક્ષાની તૈયારી કરાવવામા શિક્ષક હોશિયાર જોઈએ પરીક્ષામા સફળતા મળી એટલે બાળક પણ નિષ્ણાત થઈ ગયુ એમ માને છે લોકો પણ પરીક્ષાના સર્ટિફિકેટ પર દરેકની વિદ્વતા, હોશિયારી, અને આવડતનુ મૂલ્યાકન કરે છે (૮) માત્ર પરીક્ષામા સફળ થવાનુ દરેકનુ ધ્યેય હોવાથી બાળકો દૈનિક અભ્યાસ પર ધ્યાન આપતા નથી, પણ પરીક્ષાના બે ત્રણ મહિના અગાઉ પરીક્ષામા કેવી રીતે સફળ થવાય તે માર્ગે વાચી પરીક્ષામા સફળ થવાનું ઇચ્છે છે કેટલાક આને લીધે ઉજાગરા કરે છે, અને શરીર બગાડે છે

આ મુજબ પરીક્ષાને લીધે ઊભી થયેલી પરિસ્થિતિને લીધે નક્કર જ્ઞાન કે આવડત બહુ થોડામા હોય છે, અને નક્કર જ્ઞાન કે આવડત પ્રાપ્ત કરવાની ધગશ તો બહુ જ થોડામા હોય છે પરીક્ષામા સફળતા મળી એટલે મહા દુર્ગ પર વિજય મેળવ્યો, એમ દરેક સમજે છે, અર્થ અને દ્રવ્યના ભડારો ખુલ્લા થશે એમ માને છે, અને તેથી દરેક ધધામા શિક્ષિતવર્ગ પણ પૂરેપૂરી સ્વાર્થવૃત્તિ બતાવતો હોય એમ માલૂમ પડે છે. આ ધધા દ્વારા જેટલુ ધન મળે એટલુ મેળવી લેવુ એમ દરેકને લાલસા હોય છે સેવાભાવ કે પરોપકારવૃત્તિ ભાગ્યે જ જોવા મળે છે પ્રાચીનકાળમા વિદ્યા વિના મૂલ્યે આપવાનો રિવાજ હતો. અત્યારે વિદ્યા પ્રાપ્ત કરવા મૂલ્ય આપવુ પડે છે, અને ગરીબ તથા લાયક વિદ્યાર્થીઓને પૈસાના અભાવે વિદ્યા મળી શકતી નથી આ બધુ પરિણામ હાલની પરીક્ષાપદ્ધતિનું છે એમ કહીએ તો કાઇ ખોટુ નથી એ સ્થિતિમા ક્રાંતિ આણી બાળકનો

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક ઉદ્ધાર કરવાની જરૂર છે. એ જ રીતે મનુષ્યો પણ સમાજને હિતકર કાર્યો કરતા થાય, એવી પરિસ્થિતિ ઉત્પન્ન કરવાની જરૂર છે આ કારણથી પરીક્ષાપદ્ધતિ મૂળભૂત ફેરફાર માગી લે છે. પ્રાચીન કાળમા ગુરુ પોતાની મરજી મુજબ દરેક શિષ્યની વ્યક્તિગત ચકાસણી કરતા હતા, તેથી કાઈ વિદ્યાર્થીઓ ઓછા જ્ઞાન ને આવડતવાળા નહોતા. તેઓ અભ્યાસના વિદ્યાર્થીઓ કરતાં વિદ્વત્તામાં વધારે આગળ પડતા હતા એટલે એ પદ્ધતિ દાખલ કરીએ તો કાઈ ખોટુ નહિ; પણ અત્યારના સંજોગોમા જ્યારે વિદ્યાર્થીઓની સખ્યા ઘણી મોટી હોય છે, જ્યારે એક જ કક્ષાનાં બાળકોને એક જ પ્રકારનુ શિક્ષણ આપવાની પ્રથા ચાલુ છે, જ્યારે સરકારી વહીવટ હેઠળ શાળાઓનુ સંચાલન થાય છે અને ખર્ચના કારણે વધાર શિક્ષકો રખાય એમ નથી કે વ્યક્તિગત રીતે દરેક વિદ્યાર્થી પરત્વે ધ્યાન આપી શકાય એમ નથી, ત્યારે પ્રાચીન કાળની સ્થિતિ પાછી લાવવી અસભવિત છે. એટલા માટે વર્તમાન પરીક્ષાપદ્ધતિમા યોગ્ય ફેરફારો કરવા એ જ ઉચિત છે

---

## પ્રકરણ બીજું

# પરીક્ષાપદ્ધતિ

આગલા પ્રકરણમા દર્શાવેલી ખામીઓ દૂર કરવા પરીક્ષાના ત્રણ વિભાગ પાડી ત્રણે વિભાગનું સરખુ મહત્ત્વ ગણી બાળકની કસોટી કરી તેની સફળતા કે નિષ્ફળતા જાહેર કરવી જોઈએ આ કોઈ તદ્દન નવો વિચાર નથી ઘણા સમયથી આ બાબતના અખતરા થયલા છે પણ તે અર્ધદગ્ધ સ્થિતિએ કરેલા હોવાથી, અને સત્તા પર રહેલા કેળવણીકારોના પાકી તપાસ કર્યા વિનાના નિર્ણયોને લીધે, અને અત્યારની પરીક્ષાપદ્ધતિ વિદ્યાર્થીની ખરી કસોટી કાઢી શકે છે, એવી એમની દૃઢ માન્યતા હોવાને લીધે, જ્યા નવા વિચાર મુજબ પ્રયોગ થતો હોય છે, ત્યા તેનો પૂર્ણ વિકાસ થયા પહેલા તેને અટકાવી દેવામા આવે છે આ રીત અખત્યાર કરવાથી વિદ્યાર્થીની સ્થિતિ રજમાત્ર સુધરતી નથી

પરીક્ષાને ત્રણ વિભાગમા વહેચવાની વાત કરી છે, તે નીચે મુજબ છે (૧) દૈનિક કામના ગુણ, (૨) એક જ શબ્દ કે એક જ વાક્યમા જેના ઉત્તરો આપી શકાય એવા ચોક્કસ પ્રશ્નોના ગુણ, અને (૩) પાચથી દશ વાક્યોમા કે લાબા ઉત્તરો આપી શકાય એવા નિબંધ સ્વરૂપના પ્રશ્નોના ગુણ આ ત્રણે પ્રકાર માટે સરખા ગુણ રાખવા જોઈએ દા ત , દૈનિક કામના ૧૦૦ ગુણ રાખ્યા હોય, તો બીજા પ્રકારના પ્રશ્નપત્રના ૧૦૦ ગુણ, અને ત્રીજા પ્રકારના પ્રશ્નપત્રના ૧૦૦ ગુણ; અર્થાત્ કુલ ૩૦૦ ગુણમાથી જે વિદ્યાર્થી ૧૦૦ ગુણ મેળવે તેને સફળ થયેલો જાહેર કરવો જોઇએ વળી જે વિદ્યાર્થી દૈનિક નિયમિત કામ કરે તે જ સારું જ્ઞાન પ્રાપ્ત કરી શકે, એટલા માટે એક એવી શરત રાખવી જોઈએ કે માદગી કે એવા કોઈ કારણ સિવાય જે વિદ્યાર્થીના દૈનિક કામના ગુણ ૮૦ ટકાથી ઓછા હોય,

તેને બીજા બે વિભાગની પરીક્ષામા બેસવા દેવામા આવશે નહિ દૈનિક કામ જેનુ સતોષકારક હોય તેને જ બીજા બે વિભાગની પરીક્ષામા બેસવા દેવામા આવશે, અને તે બે વિભાગમા પાસ થાય, તો જ તેને સફળ થયેલો જાહેર કરવામા આવશે આ પદ્ધતિનો પ્રયોગ ઓછામા ઓછા દશ વર્ષ સુધી ચાલુ રાખવો જોઈએ, અને એ ની પાકી તપાસ કરી કાયમને માટે નિર્ણય લેવો જોઈએ

ઉપર દર્શાવેલી પદ્ધતિ અખત્યાર કરવાથી ને થોડો સમય મહેનત કરી બાકીનો સમય ગમે તેમ વેડફી દેવાની ખોટી ટેવ પડતી નથી દરરોજ કામ કરવુ પડતુ હોવાથી એનું જીવન નિયમિત અને વ્યવસ્થિત બને છે. બીજુ, પરીક્ષકના સ્વભાવ મુજબ અને અટપટા પ્રશ્નોના કારણે એને નિષ્ફળ થવાનો ભય રહેતો નથી સાથે સાથે જે કેળવણીકારો નિબંધ સ્વરૂપના પ્રશ્નોની તરફેણમા છે, અને જેઓ એમ માને છે કે એવા પ્રકારના ઉત્તર આપવાની વિદ્યાર્થીમા આવડત આવવી જોઈએ, તેમને પણ સતોષ માલૂમ પડશે વળી વિદ્યાર્થીના દૈનિક કાર્યનુ મહત્ત્વ હોવાથી વિદ્યાર્થી દરરોજ નિયમિત કામમા ગૂથાયેલો રહેશે, અને તેથી વિદ્યા પ્રાપ્તિ માટે એકલા પુસ્તકો વાચવાનો ભારે પરિશ્રમ કરવો પડશે નહિ પુસ્તક વાચનને અપાયેલો ઝોક ઓછો કરી વિદ્યાર્થીને શ્રમજીવી બનાવવાની જરૂર છે, અને જ્ઞાન મેળવવામા એની જરૂર છે એ સિદ્ધ કરવાની આવશ્યકતા છે

આ રીતે પરીક્ષા લેવાથી વિદ્યાર્થી શારીરિક શ્રમમા માનતો થાય છે શરીરશ્રમ દ્વારા કુદરતી રીતે વિદ્યાર્થી પોતાનો બુદ્ધિ વિકાસ સાધી શકે છે, અને એનામા સ્વાર્થવૃત્તિને બદલે સેવાભાવ અને પરોપકાર વૃત્તિ આવે છે. ઉપર બતાવ્યા મુજબની પરીક્ષા પદ્ધતિ દાખલ કરવાથી વિદ્યાર્થીમા શારીરિક, માનસિક અને આધ્યાત્મિક વિકાસ થવાનો સભવ છે

*પ્રાથમિક શાળામા પાયાની કેળવણી અંગે કઈ રીતે પરીક્ષા લેવી, તેનો પ્રયોગ કરવામા આવ્યો હતો. એ પ્રયોગ પરીક્ષાપદ્ધતિમા ફેરફાર કરવા માટે ઉપયોગી થઈ પડે એવી સંભાવનાથી તે અહીં સવિસ્તર આપવામા આવ્યો છે આ રહ્યો એ પ્રયોગ.

પરીક્ષાના કાર્યક્રમના મુખ્ય મુદ્દાઓ —

(૧) ઉદ્યોગના દૈનિક કામની નોધ પરથી બાળકનું વાર્ષિક કામ.

(૨) સમૂહપ્રવૃત્તિઓ :—સફાઈ, વ્યવસ્થા, વગેરે

(અ) બાળકે વર્ષ દરમિયાન સફાઈ, વ્યવસ્થા, વગેરેમા ઉત્સાહ બતાવી બરાબર કામ કર્યું હોય તે સંબધી વર્ગશિક્ષકની નોધ પરથી નાગરિક જીવનની તાલીમનુ વાર્ષિક કામ.

(વ) પરીક્ષા સમયે નાગરિક જીવનનું કામ કરવાની બાળકની રીત

ઉદ્યોગની પ્રવૃત્તિઓમાથી એક, અને સમાજ તથા કુદરતના પ્રસંગોમાથી એક–એમ ત્રણે વાતાવરણની એકેક બાબત પસંદ કરો. બાળકને એક પછી એક તે પ્રવૃત્તિ કે પ્રસંગ પ્રમાણે કામ કરવા કહો પછી એના અનુસંધાનમા જે વિષય કે વિષયના મુદ્દા આવે તે ઉપર પ્રશ્ન પૂછો

* પાયાની કેળવણીના સ્પેશિયલ ઑફિસર શ્રી લાલભાઈ ર દેસાઈ પરીક્ષાપદ્ધતિ વિષે લખે છે —

Poona, 5th Jan 40

My dear Panwala,

. The article (on exams in Basic Schools) is instructive and will create interest in other areas if published in the other two regional languages (Marathi & Kanad)

Yours Sincerely,
(Sd) L. R Desai

**સ માન્ય પ્રશ્નો—**

સામાન્ય રીતે બધા વિષયોમાંથી આવી જાય એવા અગત્ય પ્રમાણે વિષયની યોગ્ય વહેંચણી કરી ઓછામાં ઓછા ૫૦ પ્રશ્નો પૂછો. એના જવાબો એક શબ્દમાં કે વાક્યોમાં કે એનાથી વધુ વાક્યોમાં ધોરણ મુજબ મેળવો.

આ મુદ્દાઓને ધ્યાનમાં રાખી ગુણ, સમય, પરીક્ષક, વગેરે બાબતો ધોરણવાર નક્કી કરવામાં આવી તે નીચે મુજબ છે:—

## પહેલા અને બીજા ધોરણ માટે

| વિગત | સમય | | ગુણ | |
|---|---|---|---|---|
| (૧) વાર્ષિક કામ | ૬૦ મિ૦ | | | |
| अ. કાંતવાનુ કામ | — | | ૫૦ | |
| ब. શાકભાજીના વાવેતરનુ કામ | — | | ૫૦ | |
| क. નાગરિક જીવનના કામની નોંધ | — | | ૫૦ | |
| (૨) પરીક્ષાસમયે નાગરિક જીવનનુ કામ | ૧–૦ | | ૫૦ | |
| અનુબંધના વિષયોમાંથી પ્રશ્નો | | | | |
| (૩) કાંતણની કોઈ એક પ્રવૃત્તિ-અનુબંધના વિષયોમાથી મૌખિક પ્રશ્નો | ૦–૩૦<br>૧–૦ | ૧–૩૦ | ૫૦<br>૫૦ | ૧૦૦ |
| (૪) શાકભાજીના વાવેતરની કોઈ એક પ્રવૃત્તિ અનુબંધના વિષયમાંથી મૌખિક પ્રશ્નો | ૦–૩૦<br>૧–૦ | ૧–૩૦ | ૫૦<br>૫૦ | ૧૦૦ |
| (૫) કુદરતી અને સામાજિક પ્રવૃત્તિ અનુબંધના વિષયોના મૌખિક પ્રશ્નો | ૨–૦ | | | ૧૦૦ |
| (૬) સામાન્ય પ્રશ્નો | ૨–૦ | | | ૫૦ |
| (૭) વાચન અને મુખકવિતા | ૨–૦ | | — | ૫૦ |
| | | | કુલ | ૬૦૦ |

ત્રીજા અને ચોથા ધોરણમાં માત્ર સામાન્ય પ્રશ્નોના ગુણ ૫૦ ને અદલે ૧૫૦ રાખવાના; એટલે એ બે ધોરણોમાં કુલ ગુણ ૭૦૦.

## પાંચમા, છઠ્ઠા અને સાતમા ધોરણ માટે

| વિગત | સમય | | ગુણ | |
|---|---|---|---|---|
| (૧) વાર્ષિક કામ | ૬૦ મિ૦ | | | |
| अ. કાંતવાનું કે વણવાનુ કામ કે બીજા કોઈ ઉદ્યોગનુ કામ | — | | ૧૦૦ | |
| ब. નાગરિક જીવનના કામની નોંધ | — | | ૫૦ | |
| (૨) ઉદ્યોગની કોઈ એક પ્રવૃત્તિ | | | | |
| अ. પ્રવૃત્તિ | ૧–૩૦ | ૩–૦ | ૧૦૦ | ૨૦૦ |
| ब એના સંબંધના વિષયોના પ્રશ્નો | ૧–૩૦ | | ૧૦૦ | |
| (૪) સામાજિક અથવા કુદરતી પ્રવૃત્તિ | | | | |
| अ. પ્રવૃત્તિ | ૧–૩૦ | ૩–૦ | ૧૦૦ | ૨૦૦ |
| ब. પ્રશ્નો | ૧–૩૦ | | ૧૦૦ | |
| (૩) નાગરિક જીવનની પરીક્ષા | ૧–૦ | | ૫૦ | |
| (૫) વિષયવાર સામાન્ય પ્રશ્નપત્રો | | | | |
| ૧. અંકગણિત | ૧—૦ | | ૫૦ | ૪૫૦ |
| ૨. ભૂમિતિ અને નામુ | ૧—૦ | | ૫૦ | |
| ૩. ભાષા | ૧—૦ | | ૧૦૦ | |
| ૪. ઇતિહાસ–ભૂગોળ | ૧—૦ | | ૧૦૦ | |
| ૫. વિજ્ઞાન | ૧—૦ | | ૫૦ | |
| ૬. હિંદુસ્તાની | ૦–૩૦ | | ૨૫ | |
| ૭ ચિત્રકામ | ૦–૩૦ | | ૨૫ | |
| (૬) વાચન અને મુખકવિતા | ૧—૦ | | ૫૦ | |
| | | | | ૧૦૫૦ |

પ્રવૃત્તિસમયે એ પ્રવૃત્તિના અનુસંધાનમા આવતા વિષયોને લગતા પ્રશ્ન પૂછવાના છે. એને લગતા થોડાક નમૂનાના પ્રશ્નો આપેલા છે. પરીક્ષક એ મુજબના પ્રશ્નો તૈયાર કરી પૂછી શકે છે. માત્ર ધ્યાન એટલું આપવાનું કે જે પ્રશ્નો પૂછો તે પ્રશ્નો પ્રવૃત્તિ સાથે સંબંધવાળા હોવા જોઈએ. પ્રશ્નો નીચે મુજબ છે :

## ધોરણ પહેલું

ઉદ્યોગ (કાંતણ) સાથે અનુબંધના વિષયોને લગતા નમૂનાના પ્રશ્નો :
પ્રવૃત્તિ—તકલી પર કાંતવું.

**વિષય** **પ્રશ્નો**

૧ ગણિત

(૧) ૧ પૂણીમાથી ૮ તાર નીકળ્યા, બીજી પૂણીમાથી ૬ તાર નીકળ્યા, તો બધા મળીને કેટલા તાર થયા ?

(૨) છગને ૪૮ તાર કાત્યા, મગને ૬૫ તાર કાત્યા. કોના વધારે ? કેટલા વધારે ?

(૩) બન્નેના મળીને કેટલા તાર થયા ?

(૪) છગને એક પૂણીમાથી ૨૫ તાર કાઢયા; મગને ૧૮ તાર કાઢયા, તો કોનું સૂતર ઝીણું કાતેલું કહેવાય ?

(૫) મારી પાસે ૩૬ પૂણી છે અને એક ટુકડીમા ૮ છોકરા છે, તો દરેકને ભાગ કેટલી પૂણી આવશે ?

૨. માતૃભાષા

(૧) તમે જે ક્રિયા કરી હોય તેનું બે ત્રણ વાકયમા વર્ણન લખો.

(૨) ખાલી જગા પૂરો

(૧) તકલી વડે——કંતાય છે

(૨) તકલી————ફરે છે.

(૩) તકલી——આંગળીએ ફરે છે.

(૪) તકલી——ની બનેલી છે

(૫) એની ચકતી——બનેલી છે

(૩) પ્રશ્નના જવાબ આપો

(૧) તકલી જમીન પર ફેરવશો કે પૂંઠા પર ?

(૨) કાતેલુ સૂતર કયા વીંટાળશો ?

(૩) કેટલા તારની કોકડી કહેવાય ?
(૪) ,, ,, લઠી ,, ?
(૫) ,, ,, આટી ,, ?

(૪) વાક્ય બનાવો
તકલી, પૂણી, રૂ, કાંત્યુ, ફેરવી

## ૩. ભૂગોળ

(૧) તમારા ગામમાં કોના ખેતરમા કપાસ થાય છે ?
(૨) —— ભાઈના ખેતરમા જવાનો રસ્તો બતાવો
(૩) તમારા ગામમા કપાસ કેમ ઉગાડતા નથી ?
(૪) તમારા ગામમા કેટલો કપાસ થાય છે ?
(૫) અહીંથી એ કપાસ કયા મોકલવામા આવે છે ?

## ૪. ઇતિહાસ અને નાગરિકશાસ્ત્ર

(૧) તમારા ગામમાં——ભાઈ સૂતર કાંતે છે, એની વાત કહો
(૨) કપાસિયા વાવે ત્યાથી કપાસ ફૂટે ત્યા સુધીની વાત કહો.
(૩) તકલીને વર્ગમા કયા મૂકશો ?
(૪) કેવી રીતે મૂકવા જશો ?
(૫) કાંત્યા પછી શું કરશો ?

## ૫. વિજ્ઞાન

(૧) કપાસના છોડના ભાગના નામ બોલો
(૨) જીંડવામાથી શું નીકળે ?
(૩) રૂનો રંગ કેવો છે ?
(૪) તકલીને પૂઠા પર શા માટે ફેરવવી જોઈએ
(૫) સૂતરને શા માટે કકડુ વીંટવુ જોઈએ ?
(૬) આગળીને રાખ લગાડી તકલી ફેરવીએ તો શો ફેર પડે
શા માટે ?

૬. ઉદ્યોગ

શાકભાજીના વાવેતર ) સાથે અનુબંધના વિષયો પરત્વે નમૂનાના પ્રશ્નો.

પ્રવૃત્તિ—બીની વાવણી.

૧. ગણિત

(૧ વર્ગને કે ટુકડીને આપેલા બી ગણાવો.

(૨) જુદી જુદી ટુકડીના બી ભેગાં કરીએ, તો કેટલા થાય ?

(૩) કઈ ટુકડીને સૌથી વધારે બી મળ્યા છે ?

(૪) કઈ ટુકડીથી કઈ ટુકડીનાં બી કેટલા વધારે છે ? વગેરે.

(૫) બી વાવવાનું અંતર મપાવો.

૨. ભૂમિતિ

જે ક્યારામા બી વાવતા હોય તેની આકૃતિ દોરાવો. જુદી જુદી ટુકડીના જુદા ક્યારાઓની એક ભેગી આકૃતિ દોરાવી તેમાં દરેક ક્યારાના ભાગ પડાવો. સીધી લીટીમા બી વાવવા શુ કરશો ?

૩. માતૃભાષા

(૧) જે ક્રિયા કરી હોય તે સંબંધી ટૂંકમા લખો.

(૨) નીચેના શબ્દો વાપરી વાવણીને લગતાં વાક્યો બનાવો. ક્યારા, ટુકડી, કપાસ, ખેડૂત, કોદાળી, પાવડો, ખરપડી, વાવવુ, થાણુ.

(૩) વાવણી સમયે ગવાય એવા ગીતની બે લીટી બોલો.

૪. વિજ્ઞાન

(૧) આમાથી સારા બી ઓળખી કાઢો

(૨) ખરાબ બી કોને કહેશો ?

(૩) શા માટે ખાડા કરી બી વાવીએ છીએ ?

(૪) બી પર ધૂળ શા માટે નાખીએ છીએ ?

(૫) એક થાણુમાં બે કે ત્રણ બી કેમ નાખીએ છીએ ?

૫. ઇતિહાસ–ભૂગોળ

(૧) ખેડૂત મેથીની ભાજી કેવી રીતે વાવે છે?

(૨) જુવાર વાવવા ખેડૂત શું કરે છે?

(૩) રીંગણી વાવવા શું કરે છે?

(૪) ખેડૂતના જીવનની એક વાત કહો.

૬. નાગરિકશાસ્ત્ર

(૧) વાવણીનુ કામ પૂરું કર્યા પછી શું કરવું જોઈએ?

(૨) હાથપગ શા માટે ધોઈ નાખવા જોઈએ?

સામાજિક કે કુદરતી પ્રસંગ સાથે અનુબંધના વિષયો પરત્વે નમૂનાના પ્રશ્નો.

પ્રસંગ—કોઈ તહેવાર કે જયંતી

ગણિત

વાર, માસ, તિથિ, વરસ, વગેરે પૂછવું.

અંગ્રેજી માસ ને હિંદુ માસ પૂછવા.

તારીખ પૂછવી.

હિંદુ મહિનાના દિવસ; અંગ્રેજી મહિનાના દિવસ.

હિંદુ વર્ષ કેટલા દિવસનું–અંગ્રેજી વર્ષ કેટલા દિવસનું?

ભૂમિતિ

જયંતી અંગે શણગાર માટે ભાત પડાવવી.

માતૃભાષા

તહેવાર કે જયંતી વિષે બેચાર વાકયો.

ઉજવણી વિષે ટૂંકમાં શબ્દોનો ઉપયોગ.

નાગરિકશાસ્ત્ર

યોજના વિષે પ્રશ્ન પૂછવા.

ગોઠવણી વિષે પ્રશ્ન પૂછવા.

ઉત્સવ પૂરો થયા પછી શું કરશો?

ઇતિહાસ

તહેવાર વિષે કે જયંતી વિષે વાત કરવા કહેવું.

## સામાન્ય પ્રશ્નો

ગણિત

(૧) રમણભાઈની કમાણી નવ પાઈ છે. બાબુભાઈની કમાણી એક આનો બે પાઈ છે. કોની કમાણી વધારે? કેટલી વધારે?

(૨) તમારા ઓરડાની લંબાઈ ૧૫ ફૂટ ૯ ઇંચ છે. બીજા વર્ગના ઓરડાની લંબાઈ ૧૬ ફૂટ ૫ ઇંચ છે. કયા ઓરડાની લંબાઈ વધારે? કેટલી વધારે?

(૩) એક હારમા ૬ થાણા કર્યાં, તો ૮ હારમાં કેટલાં થશે?

(૪) એક થાણામાં ૩ બી મૂકીએ તો ૭ થાણાં માટે કેટલાં બી જોઈશે?

(૫) ૧૫ ફૂટ લંબાઈમાં ત્રણ ત્રણ ફૂટને અંતરે થાણાં કરવાં હોય, તો કેટલા થાણા થશે?

(૬) નવ નવની બે ટુકડીના દરેકને ચાર ચાર પૂણી આપીએ, તો બધી મળી કેટલી પૂણીઓ જોઈશે?

(૭) એક ઝાડના થડ પાસે ઊભા રહી જોવાથી એની પાછળનાં ઝાડ જોવાતાં નથી; તો એ ઝાડ કેવી લીટીમાં હશે?

(૮) લંબચોરસ ને ચોરસ ગોઠવી ભાતચિત્ર પાડો.

માતૃભાષા

(૧) ઝાડ, પશુ, પક્ષી } વિષે વાકયો લખવા કહેવુ, અથવા એ વિષે વાકયો આપી શબ્દો પુરાવવા.

(૨) તમે જે ક્રિયા કરી, તે બે-ત્રણ વાકયોમા લખો.

(૩) રાત્રે આકાશમાં શું શું જણાય છે?

(૪) ઓરડો સાફ કરવા શું શું કરો છો?

(૫) નીચેનામાંથી એક એક શબ્દ વાપરી એક એક વાક્ય બનાવો.
સેંધી, તકલી, દાતરડી.
(૬) ———તહેવારમાં તમે શું શું કરો છો, તે ત્રણચાર વાક્યમાં લખો.
(૭) સૂરજ આપણને શું આપે છે?
(૮) તકલી વડે——કંતાય.
પત્રાલાથી પાણી——.
રૂ——છે (ધોળું, કાળું).
રમણભાઈ——કોકીબહેન બન્ને નિશાળે જાય છે.

વિજ્ઞાન

(૧) ગામનાં ઝાડ અથવા પશુ / પક્ષી નાં નામ લખો.
(૨) ખાલી જગા પૂરો.
——ઝાડ છે. ———વેલો છે. ———છોડ છે.
(કાકડી, લીંડા, આંબો)
(૩) છોડના ભાગનાં નામ આપો.
(૪) તમારાં કપડાં સળગે ત્યારે શું કરશો?
(૫) ઉનાળામાં તળાવનું પાણી શા માટે સુકાઈ જાય છે?
(૬) સૂરજ કઈ દિશામાં ઊગે છે અને કઈ દિશામાં આથમે છે?
(૭) આજે————વાર છે.
ગઈ કાલે————વાર હતો.
(૮) તમારા દાંત તમે શાનાથી સાફ કરો છો?
(૯) ટાઢિયો તાવ શાથી આવે છે?

સમાજશાસ્ત્ર

(૧) ઇતિહાસ-ચચેલી વાર્તાઓનાં વાક્યો લખી ખાલી શબ્દ પુરાવવા; (ઇતિહાસ, ભૂગોળ અથવા આખી વાર્તા લખી તેમાં ખાલી રાખેલા શબ્દો પુરાવવા; અને નાગરિકશાસ્ત્ર) અથવા એક શબ્દમાં જવાબ આપી શકાય એવા પ્રશ્નો પૂછવા.

## પ્રકરણ ત્રીજું

# કેળવણીનું સર્જન

જે કેળવણીની યોજના દ્વારા બાળકનો ત્રિગુણાત્મક વ્યક્તિ વિકાસ સાધી શકાય અને તે વ્યક્તિઓ સહકારમૂલક સમાજજીવન સર્જી શકે તે સાચી કેળવણી છે

### ૧ અ. સાચી કેળવણીથી થતો વ્યક્તિનો ત્રિગુણાત્મક વ્યક્તિવિકાસ

(૧) પ્રથમ, કેળવણીથી બાળકમા ધર્મ, અર્થાત, ચારિત્ર પેદા થવુ જોઈએ હિંદુ ધર્મ, ઈસ્લામ ધર્મ, ખ્રિસ્તી ધર્મ, વગેરેમા ધર્મ શબ્દ વપરાયો છે તે અર્થમા અહીં ધર્મ સમજવાનો નથી પણ ધર્મ એટલે ફરજ અને જવાબદારી સમજવાની અને ધારણ કરવાની શક્તિ, દૃઢતા, સ્થિરતા એનાથી બાળકમા સદ્‌ગુણો કેળવાવા જોઈએ બાળક પવિત્ર અને નીતિવાન થવુ જોઈએ આપણી કેળવણીની યોજનામા જેટલા પ્રમાણમા આ પ્રકારનું ધર્મતત્ત્વ હોય, અને જેટલા પ્રમાણમા બાળકમા ધર્મતત્ત્વ આણવાનો પ્રયાસ કરવામા આવે, તેટલા પ્રમાણમા તે બાળક ખરેખર સંસ્કારી થાય, અને તો જ તેને સાચી કેળવણી મળેલી કહેવાય

(૨) કેળવણીથી બાળકમા અર્થગુણ અર્થાત, જીવનનિર્વાહ મેળવવાનો ગુણ વિકસવો જોઈએ આ પ્રમાણે જે કેળવણીની યોજના દ્વારા દરેક વ્યક્તિને સ્વતંત્ર રીતે પોતાનો જીવનનિર્વાહ પ્રાપ્ત કરવાની આવડત આવે, એટલે કોઈ ઉત્પાદક કાર્ય કરવાની શક્તિ આવે, તો તેને સાચી કેળવણી મળેલી કહેવાય

(૩) કેળવણીથી બાળકમા રક્ષણ કરવાના ગુણનો આવિર્ભાવ થવો જોઈએ, અને એનામા પોતાનું તેમજ પોતાના કુટુંબનું રક્ષણ કરવાની શક્તિ આવવી જોઈએ

જો કોઈ પણ કેળવણીની યોજના વ્યક્તિના ઉપર્યુક્ત ત્રણ ગુણો

પૈકી કોઈપણ ગુણ વિકસાવવાની શક્તિ ધગવતી ન હોય, તો તે ખામીવાળી કેળવણી કહેવાય.

ઘ. ખોટી કેળવણીથી થતું વ્યક્તિનુ ત્રિગુણાત્મક વિકૃત સ્વરૂપ

જે કેળવણી યોજના દ્વાગ બાળક ધર્મઝનૂની, ધર્માંધ, અંધશ્રદ્ધાળુ, અને સંકુચિત માનસવાળું બને, અને તેનુ જીવન દુર્ગુણો અને કુટેવોથી ભરપૂર હોય, તો તે ખોટી કેળવણી છે. જે કેળવણી આપનામા ઉપર્યુક્ત અવગુણ ધરાવનારા ધર્માચાર્યોનું વર્ચસ્વ હોય, તો તે કેળવણી હાનિકારક નીવડે છે, અને એમના દ્વારા અપાતી કેળવણીથી મનુષ્યોમા વિખવાદ વધતો જાય છે. જે કેળવણીથી માત્ર જીવનનિર્વાહનું સાધન પ્રાપ્ત થવાને બદલે તે સાધન દ્વારા મનુષ્યને દ્રવ્ય સગ્રહખોરીની વૃત્તિ તરફ લઈ જાય, તો તે કેળવણી મનુષ્યને દ્રવ્યલોભી બનાવે છે અને તે વિઘ્નકર્તા થઈ પડે છે. તેનામા બીજાનુ શોષણ કરવાની વૃત્તિ જાગૃત થાય છે અને તે કેળવણીનુ સ્વરૂપ શોષણ કરવામા લાભદાયક નીવડે એવુ બનાવવા પોતાના દ્રવ્યનો ઉપયોગ કરે છે. કોઈપણ કેળવણીની યોજનામા અર્થ પ્રાપ્ત કરાવવાનો ગુણ હોવો જોઈએ, પણ તે વિકૃત સ્વરૂપમા શોષણ માટે નહિ, પણ શુદ્ધ સ્વરૂપમા માત્ર જીવનનિર્વાહના સાધન તરીકે હોવો જોઈએ.

જે કેળવણી મેળવ્યા પછી મનુષ્ય પોતાની રક્ષણ કરવાની શક્તિનો ઉપયોગ બીજાં પર સત્તા ભોગવવા માટે કરે, અને બીજાંને ત્રાસ આપવાના સાધનો શોધી કાઢવા માટે કરે, અને પછી તે સાધનોનો ઉપયોગ બીજાને ત્રાસ આપવામા કરે, તો તે કેળવણી વિકૃત સ્વરૂપવાળી સમજવી

આ ઉપરથી એમ સ્પષ્ટ થાય છે કે કેળવણીની યોજના દરેક વ્યકિતનુ ચારિત્ર ઘડે એવી હોવી જોઈએ, દરેક વ્યકિત આજીવિકા મેળવવાની આવડત મેળવે એવી હોવી જોઈએ એનુ વ્યક્તિત્વ શક્તિશાળી બનાવે એવી હોવી જોઈએ એ ત્રણે ગુણોના વિકૃત સ્વરૂપ

ઉત્પન્ન કરે એવી ન હોવી જોઈએ, પણ શુદ્ધ સ્વરૂપ ઉત્પન્ન કરે એવી હોવી જોઈએ.

૨. સહકારમૂલક સમાજજીવન

મનુષ્ય સમાજમા રહેનારું પ્રાણી બન્યુ છે. એને સમૂહમા રહેવુ ગમે છે, સમૂહમાં કામ કરવુ ગમે છે. અને સમૂહમા આનંદ માણવો ગમે છે. શા કારણથી? મનુષ્ય સમજે છે કે સમૂહમા રહેવાથી એને અનેકવિધ લાભ થાય છે. પરસ્પર સહાયક થવાથી મનુષ્યો ઘણા દુઃખો અને આફતોમાથી મુક્ત થઈ શક્યા છે. સમૂહમાં પરસ્પર સહકારથી કઠિનમાં કઠિન ગણાતા કામો સરળતાથી મુશ્કેલી વિના કરી શકાય છે એની સ્પષ્ટ પ્રતીતિ એને થયેલી હોય છે. આ રીતે સહકારી સમૂહ બનાવવા અને કાયમ માટે સમૂહની વ્યવસ્થા જાળવી રાખવા મનુષ્યોએ નિયમો ઘડી એક વ્યવસ્થિત બંધારણ તૈયાર કર્યું, આનુ નામ એમણે સમાજ આપ્યુ એ સમાજને સંગઠિત, બળવાન અને ઉપયોગી બનાવવા માટે એના મૂળમા સહકારની ભાવના કેળવવી જોઈએ આ મુજબનો સમાજ ને સહકાર-મૂલક સમાજ કહેવાય. એવા સહકારમૂલક સમાજની રચનામા અને તેના અસ્તિત્વમા દરેક મનુષ્યે પોતાનુ જીવન કેવી રીતે ગાળવુ જોઈએ, અને દરેકનુ સ્થાન એવા સમાજમાં કેવુ હોવુ જોઈએ એ અગત્યના પ્રશ્નો છે એ પ્રશ્નોના વાસ્તવિક ઉત્તર પ્રમાણે મનુષ્યનુ જીવન નક્કી થાય તો તે ખરેખાત સહકારમૂલક સમાજજીવન થાય.

જે પ્રકારની સમાજ વ્યવસ્થા કરવામાં આવી હોય, તેના સ્વરૂપ પરથી કે તેના મૂળ સિદ્ધાંતો પરથી દરેક મનુષ્યની સામાજિક, રાજકીય, અને આર્થિક સ્વતંત્રતાનું માપ નીકળી શકે છે, અને દરેક મનુષ્યના જીવનના સુખનો આધાર પણ તેના પર છે સારી અથવા ખરાબ સમાજ વ્યવસ્થાના કારણે જ મનુષ્યના જીવનનો ઉત્કર્ષ અથવા અવનતિ થાય છે. એ જ પ્રમાણે જે સમાજ વ્યવસ્થાના મૂળ સત્ય સિદ્ધાંતો પર અવલંબતા હોય, તે સમાજનો

ઉત્કર્ષ થાય છે, અને જેના મૂળ ખોટા સિદ્ધાંતોના પાયા પર રચાયાં હોય છે તે સમાજની અવનતિ થાય છે. પ્રથમ સત્ય સિદ્ધાંત— જો સમાજને દઢ, બળવાન અને સંગઠિત બનાવવું હોય તો તે સમાજ વ્યવસ્થાના મૂળમાં સહકારની ભાવના હોવી જોઈએ દરેક વ્યક્તિના જીવનનો વિકાસ તેમ જ સમગ્ર સમાજ જીવનનો વિકાસ સમાજમાં સહકારની ભાવના જ્વલંત હોય તો જ સગળતાથી થઈ શકે છે આ પ્રકારનો કાયમનો સહકાર જાળવી રાખવા સમાજમાં સમાનતાના સિદ્ધાંતને સ્વીકારવાની ખાસ આવશ્યકતા છે અર્થાત્, દરેક પ્રકારના વ્યવહારના દરેક મનુષ્યે બીજા મનુષ્ય સાથે સમાનતાના ધોરણનું વર્તન રાખવું જોઈએ.

આ સમાન વ્યવહાર કઈ કઈ બાબતોથી જાળવી શકાય છે ? (૧) ભોજન વહેવાર: મનુષ્ય મનુષ્ય વચ્ચે ભોજન વહેવાર સંકોચ વિનાનો હોવો જોઈએ. અમુક મનુષ્યો સાથે હું ભોજન લઈ શકું, અમુકની તૈયાર કરેલી રસોઈ હું જમી શકું—આ બાબતો ઊંચનીચનો ભેદ પાડે છે, અને તેથી તેમની વચ્ચે સાચી પ્રેમ ભાવના હોતી નથી સ્વાર્થ પૂરતી કે ખોટી સમજણને લીધે એ પ્રથા કેટલાક મનુષ્યોએ માન્ય કરી હોય તેથી એમ સિદ્ધ થતું નથી કે એ પ્રથા વાસ્તવિક છે કુદરતમાં એવો કોઈ ભેદભાવ નથી, તો પછી મનુષ્યે એ ભેદભાવ શા માટે રાખવો ? (૨) લગ્ન વ્યવહાર: અમુક મનુષ્યોનો સમૂહ અમુક મનુષ્યોના સમૂહ સાથે લગ્ન વ્યવહાર કરી શકે એ પણ ઊંચનીચના ભેદ પર રચાયેલી પ્રથા છે. સમાનતાનું ધોરણ જાળવી રાખવા એ પ્રથા નાબૂદ કરવી જોઈએ, અને દરેક મનુષ્યને બીજા કોઈ પણ મનુષ્ય સાથે લગ્નથી જોડાવાની સ્વતંત્રતા આપવી જોઈએ. (૩) ઊંચનીચ ભેદ: શ્રમ કે બુદ્ધિના અમુક કાર્યને ઊંચા અને અમુક કાર્યને નીચા ગણવાની પ્રથા છે તે ખોટી છે, અને તે નાબૂદ થવી જોઈએ દા. ત., મજૂર, કારીગર, વગેરેને હલકા ગણવા, અને વિદ્વાન, પંડિત, વગેરેને ઊંચા ગણવા એ ખોટું છે વળી બજાર, રસ્તા, વગેરે સાફ

કરવાનુ કામ અને ચમારનું કામ સૌથી હલકું ગણવુ, મજૂરીનું કામ એનાથી ઊંચુ ગણવુ, અને કારીગરોનુ કામ એનાથી ઊંચુ ગણવુ, વગેરે ભેદભાવ ખોટા છે આ બધા માનસિક ભેદભાવો છે અને તે નાબૂદ થવા જોઈએ, અને બધા કાર્યો—પછી તે શરીરશ્રમના હોય કે બુદ્ધિના હોય—ને સરખા ગણવા જોઈએ (૫) વર્ણ અને પ્રાદેશિક ભેદ અમુક પ્રદેશમા વસનારા લોકો ઊંચા અને અમુક પ્રદેશમા વસનારા લોકો નીચા, ગૌરવર્ણા ઊચા અને શ્યામ રગના નીચા, એવો ખ્યાલ ખોટી વિચાર શ્રેણી પર રચાયેલો હોય છે, માટે તે ત્યજવો જોઈએ આ ભેદભાવની પાછળ તથ્ય હોતુ નથી માનસિક નબળાઈને લીધે ઉપસ્થિત થયેલી માન્યતાઓ એના મૂળમા હોય છે જો એ માન્યતાઓને સાચા સ્વરૂપમા સમજવામા આવે, તો ઊંચ નીચના ભેદભાવોની માન્યતાઓ આપોઆપ નાશ પામી જશે અને સૌ મનુષ્યો સમાન ધોરણે જીવન જીવતા શીખશે

ઊ ચનીચના ભેદ પાડનારી માન્યતાઓ અસમાનતાની સર્જક છે એને લીધે મનુષ્ય મનુષ્ય વચ્ચે સહકાર પ્રાપ્ત થઈ શકતો નથી આ કારણથી સમાનતાના ધોરણે મનુષ્યો અને મનુષ્યોના સમૂહને લાવવા માટે અને આખા સમાજની રચના સમાનતા પર કરવા માટે આપણે શા પ્રયાસ કરવો જોઈએ તે વિચારવુ આવશ્યક છે અત્યારના મનુષ્યો તો ભેદભાવની ગ્રંથિથી બંધાઈ ગયેલા છે, એટલે એમા ફેરફાર આણવો એ અશક્ય વાત થઈ પડી છે સહકારમૂલક સમાજ વ્યવસ્થા ઊભી કરવા ક્યાથી શરૂઆત કરી શકાય એમ છે, તેનો આપણે વિચાર કરવો જોઈએ, વળી આપણી જાહેર સસ્થાઓમા જ્યા જ્યા ઊ ચનીચનો ભેદ જણાતો હોય, ત્યા ત્યાથી તેને કાઢી સમાજમા સમાનતાના ધોરણના તત્ત્વો દાખલ કરવા જોઈએ. આવી સમાજ વ્યવસ્થા ઊભી કરવાનુ બળ ઉત્પન્ન કરવાનુ સારામા સારુ સ્થાન વિદ્યાકેન્દ્રો છે કારણ કે જો બાળકો નવી વ્યવસ્થા મુજબ કામ કરતા થાય, તો તેમના વર્તનની માબાપના જીવન પર

અસર થયા વિના રહેતી નથી, અને બાળકોના જીવનની અસર જેમ જેમ માબાપ પર વધુ ને વધુ પડતી જાય, તેમ તેમ સમાજમાં નવા વિચારોનું બળ વધતું જાય બાળકો નિર્દોષ હોય છે, એટલે એમનામા કોઈ પણ સંસ્કાર રૂઢ થયેલા હોતા નથી. જ્યારે બાળક શાળામા શિક્ષણ લેવા દાખલ થાય છે, ત્યારે એની ઉંમર એટલી નાની હોય છે, કે ઘરના સંસ્કારો એમના તદ્દન દઢ થયેલા હોતા નથી, એટલે એમના જીવનમા ફેરફાર કરવો એ અઘરી વાત નથી.

આ વસ્તુસ્થિતિને આધારે આપણે બાળકોમા સમાજ વ્યવસ્થાના નવા વિચારો દાખલ કરવા જોઈએ, અને તેમની પાસે અમુક કાર્યો કરાવી નવા વિચારોનો અમલ કરવાની ટેવો તેમનામા કેળવવી જોઈએ આ અગે શાળાઓમાં કઈ કઈ નવી બાબતો દાખલ કરવી જોઈએ, તેનો અહીં વિચાર કરી લઈએ. ઊંચનીચનો ભેદ કયા કારણોને લીધે ઉત્પન્ન થયેલો છે, ને આપણે ઉપર ચર્ચી ગયા છીએ શાળામા બાળકોના શિક્ષણમા આપણે એવા પ્રકારના તત્ત્વો દાખલ કરવા જોઈએ કે જેથી ભેદના કારણો આપોઆપ નિર્મૂળ થાય.

ઊંચનીચનો ભેદ અમુક ધંધા હલકા અને અમુક ધંધા ઊંચા એવી માન્યતાને લીધે છે, તો પછી આપણે શાળામા એવી વ્યવસ્થા કરવી જોઈએ કે તેનાથી જુદા જુદા ધધા વચ્ચેનો ભેદ ભાવ ચાલ્યો જાય, અને અમુક ધધા પ્રત્યે સૂગ હોય તે પણ જતી રહે વિદ્યાર્થી જીવન દરમિયાન બાળકને શાળાના દરેક કાર્યમા ભાગ લેતો કરવો જોઈએ શાળાની સ્વચ્છતા, શાળાનો શણગાર, શાળા વ્યવસ્થા અને વર્ગ વ્યવસ્થા વગેરે શાળાની દરેક પ્રવૃત્તિમા દરેક બાળક વારાફરતી ભાગ લે એવી વ્યવસ્થા કરવી જોઈએ શાળાના જાજરૂ અને પેશાબખાના સાફ કરવાના કામથી માંડીને દરેક પ્રકારની શાળાની સ્વચ્છતાના કાર્યો બાળક પાસે કોઈપણ જાતનો ભેદભાવ રાખ્યા વગર કરાવવામા આવે, તો આનાથી એક તો બાળકમાથી

ીમ દરમિયાન કે તાલીમ પછી જો શિક્ષકના આચારમા કચાશ
ાતી હોય, તો તેવાને શિક્ષક તરીકે નીમવા જોઈએ નહિ, અથવા
ુ રાખવા જોઈએ નહિ. 'શિક્ષક'ના પ્રકરણમા દર્શાવ્યા મુજબ
ક્ષકોને આચારની તાલીમ આપવાની કડક વ્યવસ્થા થવી જોઈએ
ાસુધી શિક્ષકની પસંદગીમા ઉપર કહ્યા મુજબનું ધોરણ અખત્યાર
વામા આવશે નહિ, ત્યાસુધી શિક્ષણનુ કાર્ય સુધરવાનુ નથી.
ળકોમા જે આચારવિચારના પરિવર્તનની આશા રાખી સહકાર
ક સમાજવ્યવસ્થા કરવા માગીએ છીએ, તે વ્યવસ્થા થઈ શકવાની
ી જ્યાસુધી ઉપર દર્શાવ્યા મુજબ શાળાના શિક્ષણમા ફેરફાર
ી નહિ, ત્યાસુધી પ્રામાણિક, સ્વાવલબી, ન્યાયી, નિષ્પક્ષપાતી,
ચા કાર્યદક્ષ નાગરિકો ઉત્પન્ન કરવાની આશા રાખવી વ્યર્થ છે.
આપણે ખતથી એ ધ્યેય પાર પાડવા પ્રયાસ કરીશું નહિ, તો
ાપણે સુરાજ્ય સ્થાપવાને શક્તિમાન થઈશુ નહિ વળી સ્વરાજ્ય
ાવી રાખવાનું કામ કઠિન બનતુ જશે, માટે શાળાઓમા શિક્ષક
રા બાળકના આચાર ફેરવવા તરફ આપણુ લક્ષ જવુ જોઈએ.

બાળકોમા પરસ્પર સમાનભાવ પેદા થાય તો પછી સમય
તા સમાજમા સમાનતાનુ ધોરણ દાખલ થાય, અને પરિણામે
હકારમૂલક સમાજજીવન પ્રાપ્ત કરી શકાય

---

પરિશિષ્ટ ૧

## અનુસંધાનનાં ચક્રો

આ સાથે અનુસધાનના ચાર ચકો આપ્યા છે જુદા જુદા વાતાવરણના પ્રસગોએ વિષયના ક્રિયા મુદ્દાઓનુ અનુસધાન થઈ શકે છે તે એ ચકોમા બતાવવામા આવ્યુ છે એ મુદ્દાઓની આપેલી યાદી સપૂર્ણ છે એમ સમજવાનુ, નથી એ યાદી માર્ગદર્શક છે એમા શિક્ષક અનુભવથી વધારો કરી શકે છે એ અનુસધાન ધોરણવાર નથી શિક્ષક જે ધોરણ શીખવતા હોય તે ધોરણના દરેક વિષયના મુદ્દાઓ સાથે અહી અનુસધાનના ચકોમા બતાવેલા મુદ્દાઓનો મેળ બેસાડી જોવો અને પછી તે મુજબ તે વાતાવરણના પ્રસગે વિષયના મુદ્દાઓ શીખવવા

**અનુસધાન ચક્ર ૧.**—કાતણ કે વણાટનો ઉદ્યોગ કરતા હોઈએ તે સમયે કયા વિષયનો કયો મુદ્દો શીખવી શકાશે તે ચક્રમા જોઈ શોધી કાઢવુ, અને તેવી રીતે જેટલા વિષયના મુદ્દાઓ એક પછી એક અનુસધાનમા શીખવી શકાય તે મુજબ તે મુદ્દાઓ શીખવવા

**અનુસધાન ચક્ર ૨** —ખેતીવાડી કે બાગકામ કરાવતી વેળા જે વિષયના જે મુદ્દાઓ શીખવી શકાય એમ છે તેની એમા યાદી છે બીજી સૂચના અનુસધાન ચક્ર પહેલામા આપેલી સમજૂતી મુજબ

**અનુસધાન ચક્ર ૩.**—સામાજિક પ્રવૃત્તિઓ સાથે કયા વિષયના કયા મુદ્દાઓ શીખવી શકાય તે આ ચક્રમા બતાવ્યુ છે બીજી સૂચના અનુસધાન ચક્ર પહેલા મુજબ

**અનુસધાન ચક્ર ૪** —જ્યારે બાળકોને પર્યટન પર લઈ જઈએ અથવા આકાશદર્શન કરાવીએ, ત્યારે કયા વિષયના કયા મુદ્દાઓ શીખવી શકાય તે આ ચક્રમા બતાવ્યુ છે બીજી સૂચના અનુસધાન ચક્ર પહેલા મુજબ

તરફથી મળેલો હરેક પ્રકારનો વારસો, (૨) જન્મ પછીનાં તેનાં કાર્યો, (૩) આસપાસની પરિસ્થિતિની અસર, (૪) ઓચિંતી કુદરતી આફતો-તેના પરિણામો-તેની અસર, (૫) કેળવણી, અને (૬) સોબત. જે કુટુમ્બમાં બાળક જન્મ્યુ હોય તે કુટુમ્બ નીરોગી હોય, અને એના માતાપિતાએ શારીરિક સ્વાસ્થ્યના નિયમો પાળી આરોગ્ય જાળવી રાખ્યુ હોય તો બાળક નીરોગી જન્મે છે. જો કોઈ કુટુમ્બમાં અમુક પ્રકારના રોગો ઘર કરી બેઠા હોય, અથવા એના માતાપિતાએ આરોગ્યના નિયમોનો ભંગ કરી શરીરમા રોગ દાખલ કરી દીધો હોય તો તેવા કુટુમ્બનાં બાળકો રોગ સાથે જન્મે છે, અને રોગથી વારંવાર પિડાય છે. જો કોઈ કુટુમ્બની માનસિક પરિસ્થિતિ અમુક કક્ષાની હોય તો બાળક પણ તે કક્ષાની મગજશક્તિ સાથે જન્મે છે. કુટુમ્બની જેવી ટેવો હોય તેવી ટેવો બાળકમા સુષુપ્તાવસ્થામાં જન્મ સમયે હોય છે. તેને યોગ્ય પોષણ મળતાં તેનો વિકાસ થાય છે. જો તેને યોગ્ય પોષણ મળતુ નથી, તો ધીમે ધીમે તે ટેવોનુ બળ ઓછુ થતુ જાય છે. એ જ મુજબ કુટુમ્બની બીજી સ્થિતિની અસર બાળક પર હોય છે. જો કુટુમ્બના માણસો નીતિ અને ધર્મ પાળી કામ કરતાં હોય તો બાળકમા તેવા સંસ્કારો પડે છે. પણ આ દરમિયાન જો એને કોઈ ખરાબની સોબત લાગી જાય છે, તો એના સારા સંસ્કારો દબાઈ જાય છે. "સોબત તેવી અસર" જ્યારે એ સોબત છૂટી જાય છે, ત્યારે ફરીથી તેનામાં કુટુમ્બના મૂળસંસ્કારો એના જીવન પર અસર કરતા થઈ જાય છે. આ રીતે કુટુમ્બના સંસ્કારો સાથે બાળકનો જન્મ થાય છે. એક જ કુટુમ્બમા જન્મેલાં ભાઈબહેનોમાં તફાવતનું કારણ એ હોય છે કે સંસ્કારનું માબાપમાં બળ જુદા જુદા સમયે જુદું જુદું હોય છે. કુટુમ્બના સંસ્કારોમા સમય જતાં ફેરફારો થયા કરે છે, અને જેના સંસર્ગમા કે સહવાસમા જે બાળક જેટલા પ્રમાણમા આવે છે તેટલા પ્રમાણમા સંસ્કારની અસર ઓછીવત્તી હોય છે, એટલા માટે એક માબાપના જુદા જુદા સમયે જન્મેલા બાળકોમા તફાવત હોય છે.

જેવા મનુષ્યો, પ્રાણીઓ અને કુદરતી સંજોગોની અસર હેઠળ બાળક આવે છે, તેવા સંસ્કાર તેને પડે છે જુદા જુદા બાળકોને કેળવણીના જુદા જુદા સંસ્કાર પડે છે, તેથી બાળકોમા માનસિક તફાવત માલૂમ પડે છે. બાળક જે જે કાર્યો કરે તે પ્રમાણે પણ તેના આચાર વિચારમા અને સંસ્કારમા ફેર પડે છે ઓચિંતી આફતોની અસર જુદા જુદા બાળકોને જુદી જુદી થવાનો સંભવ રહે છે, અને તેથી પણ સંસ્કારમા તફાવત પડતો જાય છે આમ, બાળકના જીવન અને ચારિત્રનુ ઘડતર અનેક કારણોને લીધે હોય છે. જેટલા કારણો આપણે સમજી શકીએ અને તે મુજબ બાળકમા ફેરફાર કરવાનો પ્રયાસ કરીએ, તેટલા પ્રમાણમા બાળકના જીવન અને ચારિત્રમા આપણે ઘનેરો ફેરફાર કરી શકીએ બાળકના વિકાસમા જે કાઈ ખામી માલૂમ પડે છે તે આપણી પોતાની કારણો સમજવાના અજ્ઞાનને આભારી હોય છે.

બાળકનો અમુક પ્રત્યે મિત્રભાવ કે તિરસ્કાર અને બીજા ઓનો બાળક પ્રત્યે મિત્રભાવ કે તિરસ્કાર એ સ્વભાવ અને ગુણ માથી ઉત્પન્ન થાય છે બન્નેના ગુણ અને સ્વભાવની ભિન્નતા હોય, પણ જો તે એકબીજાના પૂરક બની શકે તો મિત્ર ભાવથી રહી શકે છે, અને જો ન બની શકે એમ હોય તો તેમનામા શત્રુભાવ ઉત્પન્ન થાય છે.

હિંદુ ધર્મશાસ્ત્રે સમાજ વ્યવસ્થાના અંગરૂપ જ્ઞાતિઓ ગણી તેના સંતાનોમા પોતપોતાનો ધધો ચાલુ રાખવાની માન્યતા દાખલ કરી કુટુમ્બના સંસ્કારની અસર પર ખૂબ ભાર મૂક્યો છે. તે જ ધર્મશાસ્ત્રો આગલા જન્મોના કર્મોની વાત કરે એ હકીકત પ્રથમ હકીકતથી કેટલી અસંગત છે એની ખાતરી થતા પૂર્વ જન્મના કર્મોના સિદ્ધાતમા કાઈ વજૂદ નથી એનો ખ્યાલ આવી જાય છે.

કેટલાક બાળકોનું અમુક વિષયનું વલણ, કેટલાક બાળકોની બુદ્ધિની તીવ્રતા, કેટલાકની બુદ્ધિમંદતા વગેરે બાબતોનાં કારણો આપણે ઊંડાણથી તપાસીશું તો આપણને માલૂમ પડશે કે એ સર્વ ગુણોનો વિકાસ કૌટુમ્બિક અને આસપાસની પરિસ્થિતિ વગેરે અગાઉ દર્શાવેલી બાબતો પર આધાર રાખે છે.

પૂર્વજન્મના કર્મોનો સિદ્ધાંત દરેક બાળકને કેળવણીના સમાન હક્ક અને કેળવણીની સમાન તકો અને સગવડોથી વંચિત રાખે છે, અને એના કુદરતી વિકાસને રૂંધે છે. જે દેશમાં બાળકોને કેળવણીની સમાન તક મળેલી હોય છે, તે દેશમાં ગમે તે કુટુમ્બના બાળકો ગમે તે સ્થિતિએ પહોંચી શકે છે, અને પોતાનો સર્વાંગી વિકાસ સાધી શકે છે.

## બાળવિકાસના આધાર-સ્તંભો

(૧) કૌટુમ્બિક સંસ્કારનો વારસો
(૨) બાળકના કાર્યો, પ્રવૃત્તિઓ અને સંસ્કારો
(૩) ભૌગોલિક પરિસ્થિતિની અસર
(૪) કુદરતી આફતો-તેની અસર
(૫) કેળવણીની યોજના
(૬) સોબત